ૐ

મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યજીપ્રણીત

# શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય

## સવિવેચન




—: વિવેચક :—

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા

એમ. બી. બી. એસ




સ્વ. શ્રી લીલાવતી બ્હેનના પુણ્ય સ્મરણાર્થે


—: પ્રકાશક :—

મનઃસુખલાલ તારાચંદ મહેતા

નેપ્ચ્યુન બીલ્ડીંગ,

હ્યુર્નબી રોડ, મુંબઈ ૧.




મૂલ્ય : ૭ રૂપીયા

अहो! अनन्तवीर्योऽयमात्मा विश्वप्रकाशकः।
त्रैलोक्यं चालयत्येव ध्यानशक्तिप्रभावतः॥

શ્રી શુભચંદ્રાચાર્યજીકૃત જ્ઞાનાર્ણવ

અહો! અનંતવીર્ય આ, આત્મા વિશ્વ પ્રકાશતો;
ધ્યાનશક્તિ પ્રભાવે જે, ત્રૈલોક્યને ચળાવતો.

મુદ્રક:-
શા. ગુલાબચંદ લલ્લુભાઈ
શ્રી મહોદય પ્રેસ,-ભાવનગર

પ્રથમાવૃત્તિ : પ્રત ૧૦૦૦
ઇ સ. ૧૯૫૦ : વિ. સં. ૨૦૦૬



अहो! अनन्तवीर्योऽयमात्मा विश्वप्रकाशकः ।
त्रैलोक्यं चालयत्येव ध्यानशक्तिप्रभावतः ॥

શ્રી શુભચંદ્રાચાર્યજીકૃત જ્ઞાનાર્ણવ

અહો ! અનંતવીર્ય આ, આત્મા વિશ્વ પ્રકાશતો;
ધ્યાનશક્તિ પ્રભાવે જે, ત્રૈલોક્યને ચળાવતો.

મુદ્રક :–
શા. ગુલાબચંદ લલ્લુભાઇ
શ્રી મહોદય પ્રેસ,–ભાવનગર.

સૌ. લીલાવતી મનસુખલાલ તારાચંદ મહેતા.



સૌ. લીલાવંતિ મનસુખલાલ

-: જન્મ :- ૧૮-૪-૧૯૦૮

—— જેમનાં સ્મરણાર્થે ——

-: મૃત્યુ :- ૩-૧-૧૯૪૬

આ ગ્રંથ પ્રકટ કરવામાં આવેલ છે.

શ્રી મહોદય પ્રેસ—ભાવનગર

# શ્રી લીલાવતી બ્હેનની જીવનરેખા

एक एव सुहृद्धर्मो मृतमप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति ॥—શ્રી હરિભદ્રસૂરિ.

જેના પુણ્યસ્મરણાર્થે આ ગ્રંથનું પ્રકાશનશ્રેય પ્રાપ્ત કરવામાં આવ્યું છે, તે **શ્રી લીલાવતી બ્હેનનો** જન્મ મલાડ-મુંબઈમાં સં. ૧૯૬૪ના ચૈત્ર વદિ ૨ ને દિને થયો હતો. સુપ્રસિદ્ધ દાનવીર શેઠ શ્રી દેવકરણ મૂલજી તે તેમના પિતાશ્રી અને શ્રી પૂતલીબાઈ માતુશ્રી. ઉત્તમ ધર્મસંસ્કારસંપન્ન કુલમાં જન્મવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થવાથી લઘુવયથી ધર્મસંસ્કારના બીજ તેમના હૃદયમાં રોપાયા હતા. તેમણે અંગ્રેજી ત્રણ ચોપડી સુધી અભ્યાસ કર્યો હતો. સાથે સાથે પંચ પ્રતિક્રમણ, નવસ્મરણ આદિનો તેમનો ધાર્મિક અભ્યાસ પણ ઉચ્ચ કોટિનો હતો.

ઇ. સ. ૧૯૨૫ માં તેઓ અમરેલીનિવાસી **શ્રી મનસુખલાલભાઈ તારાચંદ મહેતા** (નેપ્ચ્યુન ઇન્સ્યૉરન્સવાળા) સાથે લગ્નગ્રંથિથી જોડાયા. શ્રી મનસુખલાલભાઈ પણ એક ઉચ્ચ સંસ્કારી, સુશિક્ષિત અને ધર્મરુચિ આત્મા હોઈ, બન્ને કુલીન કુટુંબોના સંબંધથી સોનામાં સુગંધ ભળવા જેવું થયું. તેમનું દામ્પત્ય સુખમય-આનંદમય અને ઉત્તરોત્તર ધર્મપ્રેમની વૃદ્ધિ કરનારું નીવડયું. તેમના સંતાનોમાં બે પુત્રો અને બે પુત્રીઓ થયા. આનંદી, સમતાવાન્ અને વત્સલ સ્વભાવને લીધે તે કુટુંબમાં સર્વના પ્રીતિપાત્ર થઇ પડ્યા હતા. તેમના પરિચયમાં આવનારા સર્વ કોઈને તેમના અંતરના ઉમળકાભર્યા વાત્સલ્યનો અનુભવ થતો. કૃતજ્ઞપણું એ એમનો વિશિષ્ટ ગુણ હતો.

તપ પ્રત્યે તેમને ખાસ અભિરુચિ હતી. ૧૯૩૫માં મલાડમાં તેમણે અઠ્ઠાઇ કરી હતી; ૧૯૪૧માં વર્ધમાન આંબેલ તપની ઓળીનું થાળું બાંધ્યું હતું. બાહ્ય તપ સાથે સ્વાધ્યાયાદિ આભ્યંતર તપ પણ વર્ધમાન કરવાનો તેમનો લક્ષ પ્રશંસાપાત્ર હતો. તેમજ તીર્થયાત્રા પ્રત્યેનો તેમનો ઉછરંગ અનન્ય હતો. નાનપણમાં માતાપિતા સાથે શ્રી સમેતશિખરજીની યાત્રા તેમણે કરી હતી; અને ધર્મનિષ્ઠ શ્રી મનસુખલાલભાઈના સહધર્મચારિણી થયા પછી પુનઃ ૧૯૩૫માં શ્રી સમેતશિખરજી, ગુણિયાજી, પાવાપુરી, આબુ, કુલ્પાકજી, કેશરીયાજી આદિ સંતચરણરેણુથી પાવન તીર્થોની યાત્રાનો અનુપમ લાભ લઈ આત્મામાં ધર્મબીજનું અભિસિંચન કરી નિજ જીવનને ધન્ય કર્યું હતું.

છેવટે શ્રી ગિરનારજીની યાત્રા નાદુરસ્ત તબીયત છતાં પૂર્ણ ઉત્સાહથી તેમણે કરી. આ યાત્રા પછી તરત ૧૯૪૨માં તેમને આ જીવનયાત્રા પૂર્ણ કરનારી હૃદયરોગની ગંભીર બીમારી લાગુ પડી. અને પછી તો, અનુક્રમે જલોદર આદિ તીવ્ર વેદનામય ચિહ્નોથી તે વ્યાધિએ અસહ્ય અને અસાધ્યરૂપ ધારણ કર્યું. આ લગભગ ચાર વર્ષ જેટલી લાંબી અને અસહ્ય માંદગીમાં પણ લેશમાત્ર આર્ત્તધ્યાનનો ચીત્કાર નહિં કરતાં, સમતાભાવે વેદના સહન કરવારૂપ એક પ્રકારનો પરીષહજય તેમણે કર્યો હતો; તેમની શાંતિ અપૂર્વ અને સમતા અસાધારણ હતી. રોગશય્યા પર પણ તેમની ચિત્તવૃત્તિ ધર્મધ્યાનમાં જોડાયેલી રહેતી; નવસ્મરણ અને અન્ય ધર્મગ્રંથો પોતે રુચિથી વાંચતા અથવા તત્ત્વરસિક મનસુખલાલભાઇ પાસે વંચાવતા. ભલભલાની પણ ધીરજની કસોટી કરે એવી આ ઉગ્ર અને દીર્ઘ વ્યાધિમાં પણ **શ્રી મનસુખલાલભાઇએ** સ્થિતપ્રજ્ઞની જેમ અનુદ્વિગ્નપણે એકનિષ્ઠ અનન્ય સેવાશુશ્રૂષા કરી પોતાનો કર્ત્તવ્યધર્મ પૂરેપૂરો બજાવ્યો. પણ સર્વ ઉપાય છતાં ૧૯૪૬ ના જાન્યુઆરીની ૩ તા. વંથળીમાં **શ્રી લીલાવતી** બ્હેન આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી ગયા.

મૃત્યુસમયે પણ તેમની સમાધિ અને ચિત્તશાંતિ કેવી અદ્‌ભુત હતી તેનું તાદૃશ્ય શબ્દચિત્ર શ્રી મનસુખલાલભાઈના જ શબ્દોમાં આ રહ્યું—" બરાબર એક માસ પૂર્વે એમને પોતાના મૃત્યુની ખબર તો પડી ગઈ, પણ તેમ છતાં એની શાંતિ અને ધીરજમાં છેલ્લે સુધી જરા પણ ફરક પડેલો નહિં. ૨૦૦૨ના માગશરવદી અમાસને દિવસે બપોરના બે વાગ્યે બેઠા બેઠા મારી સાથે વાત કરતા હતા કે આજે અમાસ છે, એટલે ' ભારે ' દિવસ તો ખરો. હું જવાબ આપું છું કે–એવી તો માંદગી પછી ૫૦ અમાસો ગઇ અને કાંઇ ન થયું તો વળી આજે શું થવાનું છે ? એને હસવું આવ્યું, પણ એ હાસ્ય છેલ્લું જ હતું. નવકાર સાંભળતાં સાંભળતાં એક મીનીટમાં હૃદય બેઠાં બેઠાં જ બંધ થઇ ગયું અને મૃત્યુ પામ્યાં. " આવું ધન્ય સમાધિમરણ જેણે જીવનમાં ધર્મની સાચી એકનિષ્ઠ આરાધના કરી હોય એવા પુણ્યાત્માને પ્રાપ્ત થાય છે. દેહપર્યાય ભલે નષ્ટ થાય, પણ અમૃતરૂપ ધર્મસંસ્કાર તો વફાદાર મિત્રની જેમ મૃતને પણ અનુસરે છે. દેહ ભલે જીર્ણ થાય, પણ ધર્મરંગ જીર્ણ થતો નથી. ઘાટ-ઘડામણ ભલે જાય, પણ સુવર્ણ વણસતું નથી.

સાચો રંગ તે ધર્મનો સાહેલડિઆં, બીજો રંગ પતંગ....રે ગુણવેલડિઆં૦<br>
ધર્મરંગ જીરણ નહિં....સાહે૦ દેહ તે જીરણ થાય ...ગુણ૦<br>
સોનું તે વિણસે નહિં....સાહે૦ ઘાટ ઘડામણ જાય....રે ગુણ૦ **શ્રી યશોવિજયજી.**



# પ્રકાશકનું નિવેદન

પ્રસ્તુત ગ્રંથ પ્રસિદ્ધ શાસ્ત્રકાર મહર્ષિ હરિભદ્રસૂરિજીના 'યોગદૃષ્ટિસમુચ્ચય'નું **ડૉ. ભગવાનદાસે** કરેલું સવિસ્તર ટીકાત્મક વિવરણ છે. આ ગ્રંથમાં આધ્યાત્મિક વિકાસના ક્રમનું વર્ણન કરવામાં આવ્યું છે. જૈન શાસ્ત્રોમાં આધ્યાત્મિક વિકાસનું વર્ણન મુખ્યત્વે રીતે ચૌદ ગુણસ્થાનરૂપમા, ચાર ધ્યાનરૂપમા અને બહિરાત્મા આદિ ત્રણ અવસ્થાઓના રૂપમા આપવામાં આવ્યું છે. પ્રસ્તુત ગ્રંથમા યોગાવસ્થાની ક્રમિક વૃદ્ધિને સમજાવતાં, તેને ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ ને સામર્થ્યયોગ એવી ત્રણ ભૂમિકામા તેમજ આઠ યોગદૃષ્ટિરૂપ આઠ વિભાગમા વહેંચી નાખેલ છે. આ આઠ દૃષ્ટિ જેના નામ અનુક્રમે મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા, પરા, છે તેનો, મહર્ષિ પતંજલિના યોગના પ્રસિદ્ધ આઠ અંગ–યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ સાથે અનુક્રમે સમન્વય છે. પ્રથમની ચાર દૃષ્ટિઓ યોગની પ્રાથમિક દશા છે અને તેમાં અવિદ્યાનો થોડો અંશ હોય છે, પણ 'સ્થિરા' થી 'પરા' દૃષ્ટિ વચ્ચેના સાધકને અવિદ્યાનો અવકાશ નથી. છેવટમા આચાર્યે યોગશાસ્ત્રના અધિકારી કોણ હોઈ શકે એ જણાવ્યું છે.

**ડૉ. ભગવાનદાસભાઈએ** પ્રસ્તુત ગ્રંથના વિવરણમા સંસ્કૃત મૂળ શ્લોક, તેનો કાવ્યાનુવાદ, શબ્દશઃ અર્થ, વૃત્તિ અર્થ, અને તે ઉપર લંબાણથી સરલ ભાષામાં સુંદર વિવેચન (ટીકા) કર્યું છે વિવેચનમા જરૂર જણાય ત્યા ત્યા જૈન આગમ ગ્રંથો, અન્ય ધર્મના પવિત્ર પુસ્તકો, અને તત્ત્વજ્ઞાનીઓના આધારભૂત અવતરણો પણ મૂકેલા છે. પુસ્તકની શરૂઆતમા **ડૉ. ભગવાનદાસે** લખેલો આ ગ્રંથનો મહત્ત્વપૂર્ણ ઉપોદ્ઘાત યોગના અભ્યાસીઓને ખાસ ઉપયોગી થઈ પડે તે રીતે આપવામા આવ્યો છે. **શ્રી યશોવિજયજી** મહારાજે લખેલી યોગદૃષ્ટિની સજ્ઝાય પુસ્તકને અંતે પરિશિષ્ટમા મૂકેલી છે. દરેક દૃષ્ટિના અંતે **શ્રી ભગવાનદાસભાઈએ** પોતે રચેલા કલશકાવ્યો મૂકવામા આવેલ છે.

અધ્યાત્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસી માટે આવો યોગદષ્ટિસમુચ્ચય જેવો સુંદર ગ્રંથ મ્હારા જાણવામા હજુ સુધી આવેલ નથી. ૧૯૪૬ મા મ્હારા પત્નીના સ્વર્ગવાસ પછી ડૉ. ભગવાનદાસે પોતાના હસ્તલિખિત રૂપમા આ પુસ્તક મને વાચવા આપેલુ પ્રસ્તુત ગ્રંથમાં આઠે દષ્ટિ પર એવું સરસ અને ભાવપૂર્ણ વિવેચન કરવામા આવ્યું છે કે એ વાંચતા વાચતા અંતરમાં એક નવી જ દષ્ટિ ખૂલતી જોવામા આવે છે, અને તેમાંથી કોઇ દિવ્ય પ્રકાશનો આભાસ થાય છે. શ્રીયુત્ ભગવાનદાસભાઇને, તેમને આ ગ્રંથ મેં વાંચ્યો તે પહેલા હું ડૉકટર અને લેખક તરિકે તો જાણતો જ હતો, પણ આ ગ્રંથ વાચ્યા પછી મને ખાત્રી થઇ કે ડૉ. ભગવાનદાસ માત્ર શારીરિક રોગના ચિકિત્સક નથી, પણ માનવીના 'મન' અને 'ભાવ'ની પણ એ સારી ચિકિત્સા કરી જાણે છે. આ ગ્રંથની હું પ્રશંસા કરું એ કરતા વાચકવર્ગ એના માટે અભિપ્રાય આપે તે ઇષ્ટ છે. છતાં એટલું તો ધ્યાનમા રાખવાનું છે કે ઐહિક બાબતો દૂર રાખી જે શાશ્વત કલ્યાણની આશા રાખતો હોય, આ સંસાર એક પંખીમેળો છે અને થોડા સમયમાં આ મર્ત્ય દેહનો ત્યાગ કરીશું, તેની જેને ખાત્રી હોય, અને જેને પોતાનુ જીવન સારરૂપ, પવિત્ર અને દિવ્ય બનાવવાની ઝંખના હોય, તેના માટે જ આ પુસ્તક કિંમતી છે. આ ગ્રંથનું મુદ્રણકાર્ય શુદ્ધિપૂર્વક સુંદર રીતે કરી આપવા માટે શ્રી ગુલાબચંદભાઇનો ( મહોદય પ્રેસ ) અત્ર આભાર માનું છુ.

હવે એક છેલ્લી વાત. પ્રસ્તુત ગ્રંથનું પ્રકાશન મ્હારી સ્વર્ગસ્થ પત્ની લીલાવતીના સ્મરણાર્થે કરવામા આવેલ છે, અને આવો અમૂલ્ય ગ્રંથ નિષ્કામભાવે પ્રગટ કરવાની રજા આપવા માટે હું ડૉ. ભગવાનદાસભાઇનો અત્યંત આભારી છું. જે વ્યક્તિ પાસેથી મેં અધિકમા અધિક પ્રાપ્ત કર્યું છે, અને જેનો બદલો અલ્પમા અલ્પ રીતે પણ હુ વાળી શકયો નથી, એવી મ્હારી પત્ની લીલાવતીના સ્મરણાર્થે ફૂલ નહિં ને ફૂલની પાંખડીરૂપ આ પ્રકાશન-સુકૃતથી હું ગમે તેટલો આત્મસંતોષ અનુભવું, તોપણ તેના અસંખ્ય ઉપકારોના બોજાનો ભાર મ્હારી પર રહેલો જ છે અને રહેશે.

નેપ્ચ્યુન બીલ્ડીંગ,
હોર્નબી રોડ, કોટ
મુંબઇ
૨૩-૭-૫૦

મનસુખલાલ તારાચંદ મહેતા

આ ગ્રંથના વિવેચક ડૉ. ભગવાનદાસના પૂજ્ય પિતાશ્રી



સ્વ. શ્રી મનઃસુખભાઇ કિરતચંદ મહેતા.

શ્રી મહોદય પ્રેસ. ભાવનગર

ॐ

મ્હારા પૂજ્ય સદ્‌૦ પિતાશ્રીના ચરણકમળમાં

## ( શ્રી મનઃસુખભાઈ કિરતચંદ મહેતા )

# સમર્પણ

શાર્દૂલવિક્રીડિત

સદ્‌૦ શ્રી પૂજ્ય પિતાશ્રી ! આપ ચરણે આ શાસ્ત્ર વિવેચતી,
ટીકા સન્મનનંદની મુજ કૃતિ અર્પી થઉં છું કૃતી,
દેવી હેમસુતે સુકાવ્ય કલશો ભગવાનદાસે કર્યા,
અર્પે તે મનસુખનંદન સદા સદ્‌ભક્તિભાવે ભર્યા.

શિખરિણી

સુસંસ્કારો રોપ્યા મુજ મનભૂમાં મનસુખ કરે,
ફુલ્યા ફાલ્યા તે આ નિત મુજ મનોનંદન ભરે;
પિતાશ્રી ! એવા તે સુખદ ઉપકારો સ્મૃતિ કરી,
સ્વીકારો આ બાલે સમરપિત ભક્ત્યંજલિ ધરી !

ભગવાનદાસ

( 'મનોનંદન' )

# પરમાર્થમાર્ગ અથવા શુદ્ધ આત્મપદપ્રકાશ

ઇચ્છે છે જે જોગીજન, અનંત સુખ સ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિન સ્વરૂપ. ૧
આત્મસ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર;
જિનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર. ૨
જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહીં કાંઈ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાયિ. ૩
જિન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રી સદ્ગુરુ, સુગમ અને સુખખાણ. ૪
ઉપાસના જિનચરણની, અતિશય ભક્તિ સહિત;
મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટિત. ૫
ગુણપ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ;
પ્રાપ્તિ શ્રી સદ્ગુરુ વડે, જિન દર્શન અનુયોગ. ૬
પ્રવચન સમુદ્ર બિંદુમાં, ઉલટી આવે એમ;
ચૌદ પૂર્વની લબ્ધિનું, ઉદાહરણ પણ તેમ. ૭
વિષય વિકાર સહિત જે, રહ્યા મતિના યોગ;
પરિણામની વિષમતા, તેને યોગ અયોગ. ૮
મંદ વિષય ને સરળતા, સહ આજ્ઞા સુવિચાર;
કરુણા કોમળતાદિ ગુણ, પ્રથમ ભૂમિકા ધાર. ૯
રોક્યા શબ્દાદિક વિષય, સંયમ સાધન રાગ;
જગત ઇષ્ટ નહીં આત્મથી, મધ્ય પાત્ર મહાભાગ્ય. ૧૦
નહીં તૃષ્ણા જીવ્યા તણી, મરણ યોગ નહીં ક્ષોભ;
મહાપાત્ર તે માર્ગના, પરમ યોગ જિતલોભ. ૧૧
આવ્યે બહુ સમ દેશમાં, છાયા જાય સમાઈ;
આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાઈ. ૧
ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહિ વાર. ૨
સુખ ધામ અનંત સુસંત ચહી, દિન રાત્ર રહે તદ ધ્યાન મહીં;
પર શાંતિ અનંત સુધામય જે, પ્રણમું પદ તે વર તે જય તે. ૧

श्रीमद् राजचंद्र.

# પ્રસ્તાવના

" भवबीजाङ्कुरजनना रागाद्य: क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥ "–શ્રી હેમચંદ્રાચાર્યજી.

" સઘળું પરવશ તે દુ:ખલક્ષણ, નિજવશ તે સુખ લહિયે;
એ દષ્ટે આતમ ગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહિયે ? "- શ્રી યશોવિજયજી.

૨૬ મી જાન્યુઆરી ૧૯૫૦ !—આજના આ મંગલ દિને આ પ્રસ્તાવના લખવાનો પ્રારંભ કરૂં છું. શ્રીમદ્ યોગીશ્વરોની પુણ્યભૂમિ આ ભારતવર્ષ આજે પૂર્ણ સ્વાતંત્ર્યનો અપૂર્વ ઉત્સવ ઉજવી રહ્યો છે આ લૌકિક સ્વાતંત્ર્યની વાત પરથી અલૌકિક એવા **આત્મ-સ્વાતંત્ર્યનું** સહજ સ્મરણ થાય છે અને વિચાર સ્ફુરે છે કે–આ આત્મા અનાદિ અવિદ્યારૂપ પરશાસનના મહાભાર તળે દબાઈ ગયો છે, પરભાવરૂપ કર્મની જંજીરોથી જકડાઇ ગયો છે, અને તેથી પારતંત્ર્યનું મહાદુઃખ અનુભવી રહ્યો છે. આ પરવશતા દુઃખના મૂળરૂપ અવિદ્યા–મોહના પરશાસનને ફગાવી દઇ, સુખધામરૂપ નિજવશ સ્વશાસનનો–આત્મરાજ્યનો 'અપૂર્વ અવસર' જીવને કેમ પ્રાપ્ત થાય? **કર્મપરતંત્રતાની** શ્રૃંખલામાંથી મુક્ત થઇ આ આત્મ–પુરુષ મુક્તત્વનો અનન્ય ઉલ્લાસ કયારે અનુભવે? પૂર્ણ આત્મસ્વાતંત્ર્યનો પરમ ધન્ય મહોત્સવ જીવને શી રીતે પ્રાપ્ત થાય? 'આતમ ઘર આતમ રમે' ને 'નિજ ઘર મંગલમાલ' કયારે પ્રગટે? 'આનંદઘન રસપૂર'થી આ જીવ–સરોવર છલકાઇ જઇ 'વાજશે મંગલ તૂર' કયારે થાય?

" તુજ મુજ અંતર અંતર ભાંજશે, વાજશે મંગલ તૂર;
જીવ સરોવર અતિશય વાધશે, આનંદઘન રસપૂર....
પદ્મપ્રભ જિન! તુજ મુજ આંતરું કિમ ભાજે ભગવંત ? "–શ્રી આનંદઘનજી

" આતમ ઘર આતમ રમે રે, નિજ ઘર મંગલ થાય રે "—શ્રી દેવચંદ્રજી

આ સમસ્ત પ્રશ્નનો ઉત્તર એક યોગમાં જ રહ્યો છે. કર્મપારતંત્ર્યમાંથી મુક્ત કરી આત્મસ્વાતંત્ર્યની અનુપમ સિદ્ધિ કરાવનાર, જીવને 'શિવ' બનાવનાર, આત્માને 'ઇચ્છે છે જે જોગીજન' એવું 'મૂળ શુદ્ધ તે આત્મપદ'–પરમાત્મપદ પમાડનાર જો કોઇ હોય તો તે યોગ જ છે. અને આ આત્મસ્વભાવ–યુંજનરૂપ યોગના સદુપાયનો સકલ અવિકલ

વિધિ સાંગોપાંગપણે જે પ્રદર્શિત કરે તે યોગશાસ્ત્ર છે. અને તેમાં પણ અનેક યોગશાસ્ત્રો ના નવનીતરૂપ આ **યોગદૃષ્ટિસમુચ્ચય શાસ્ત્રનું** સ્થાન અનુપમ છે; અનેક નવીન અને મૌલિક વિચારધારાઓ રજૂ કરી અપૂર્વ 'યોગદૃષ્ટિ'રૂપ દિવ્ય નયનના ઉન્મીલનરૂપ નિર્મલ બોધ પ્રકાશ રેલાવનાર આ ગ્રંથરત્નનું સ્થાન અનન્ય છે. સાગરનું મથન કરી વિબુધોએ (દેવોએ) અમૃત વલોવ્યું હતું, તેમ શાસ્ત્રસમુદ્રનું મંથન કરી મહાવિબુધ (પ્રાજ્ઞ) **મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ** આ યોગામૃત વલોવ્યું છે,–જેનું યથાપાત્ર યથેચ્છ પાન કરી આત્માર્થી મુમુક્ષુ 'જોગીજનો' અમૃતત્વને પામે છે.

અને આ **નિર્વાણરૂપ અમૃતત્વ** પામવું અને પમાડવું એ જ આ યોગપથ-પ્રદર્શક ગ્રંથનું વક્તા–શ્રોતા ઉભય આશ્રયી પરંપર (Ultimate) **પ્રયોજન છે,** એમ આના મંગલાચરણમાં જ આ મહાન્ યોગાચાર્યે સ્પષ્ટ પ્રકાશ્યું છે. આ પર-હિતૈકનિરત શાસ્ત્રકારે માન–પૂજા–કીર્ત્તિ આદિ તુચ્છ કામનાથી રહિત એવા શુદ્ધ આશયથી કેવળ એક આત્માર્થે જ આ સત્ત્વહિતાર્થ પરમાર્થપ્રવૃત્તિ કરી છે,–જે પરંપરાએ નિર્વાણનું અવન્ધ્ય બીજ છે, મોક્ષનું અમોઘ કારણ છે. અને **'કામ એક આત્માર્થનું, બીજો નહિં મન રોગ'**—એ મહાસૂત્ર હૃદયમાં ધારણ કરી જે કોઈ સાચો આત્માર્થી મુમુક્ષુ શ્રોતાજન આ શાસ્ત્રનું પરિશીલન કરશે, તે પણ યથોચિતપણે અત્રે યોગમાં જ પ્રવૃત્તિ કરશે,—જે તેને પણ નિર્વાણના અવંધ્ય બીજરૂપ થઈ પડશે; કારણ કે આ યોગદૃષ્ટિ આત્માના આધ્યાત્મિક વિકાસનું માપ છે, આત્મદશા માપક 'થર્મોમીટર' (Thermo-meter) છે. એટલે એનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે જાણી વિચક્ષણ શ્રોતા તે પરથી પોતાના આત્માની આધ્યાત્મિક પ્રગતિનો, આત્મદશાનો, આત્માના ગુણસ્થાનનો કયાસ કાઢી શકશે. હું પોતે કયી દૃષ્ટિમાં વર્તું છું? મ્હારામાં તે તે દૃષ્ટિના કહ્યા છે તેવા ગુણ–લક્ષણ છે કે નહિં? ન હોય તો તે પ્રાપ્ત કરવા મ્હારે કેમ પ્રવર્ત્તવું? ઇત્યાદિ પ્રકારે **અંતર્મુખનિરીક્ષણ** (Introspection) કરી આત્મગુણ-વૃદ્ધિની પ્રેરણા પામવા માટે આ યોગદૃષ્ટિ આત્માર્થી શ્રોતાને પરમ ઉપયોગી–પરમ ઉપ-કારી થઇ પડશે, અને તથારૂપ યથાયોગ્ય આચરણરૂપ યોગપ્રવૃત્તિથી તેને પણ પરંપરાએ મોક્ષનું અચૂક કારણ થઈ પડશે. આમ આ સત્શાસ્ત્ર વક્તા–શ્રોતા ઉભયને આત્મકલ્યાણ-નો અમોઘ હેતુ છે, આત્મસ્વાતંત્ર્યનો અચૂક સદુપાય છે.

> "पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
> युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥" —શ્રી હરિભદ્રસૂરિ

'વીર પ્રત્યે મને પક્ષપાત નથી અને કપિલ આદિ પ્રત્યે મને દ્વેષ નથી, યુક્તિ-વાળું જેનું વચન હોય તેનું જ ગ્રહણ કરવા યોગ્ય છે,'–એવા પ્રકારે નિષ્પક્ષ ન્યાયમૂર્તિ જેમ મધ્યસ્થ તત્ત્વપરીક્ષાની વીરગર્જના કરનારા અને મત–દર્શનના આગ્રહથી પર એવા આ પરમ પ્રામાણિક આચાર્ય આ પ્રાચીન ભારતવર્ષના ભૂષણરૂપ સમર્થ તત્ત્વજ્ઞાનીઓની

પ્રથમ પંક્તિમાં બિરાજનારા મહાન્ જ્યોતિર્ધર થઈ ગયા છે. ષડ્દર્શનનું પરમ પરમાર્થ-રહસ્ય સંવેદનારા આ સુપ્રસિદ્ધ 'ષડ્દર્શનવેત્તા' હરિભદ્રસૂરિએ, સર્વ મત-દર્શનનો આગ્રહ છોડાવનારી અને 'ષડ્ દરિશન જિન અંગ ભણીજે' એવી સર્વ દર્શનનો સમન્વય કરનારી યોગમાર્ગની નવીન દિશા અત્ર દાખવી છે. પોતાના 'સાગરવરગંભીરા' વિશાળ પટમાં સર્વનો સુગમતાથી સમાવેશ કરતી પરમ ગંભીર ઉદાર આશયવાળી 'દિવ્ય દૃષ્ટિ' અર્પણ કરી, આ તત્ત્વદ્રષ્ટા યોગાચાર્યે સર્વમાન્ય વિશાળ યોગભૂમિકા પર સર્વદર્શનવાદીઓને પ્રેમ આમંત્રણ કરી સમાનધર્મી-સાધર્મિક બંધુત્વભાવે એકત્ર કર્યા છે; અને ધર્મને નામે કદાગ્રહથી ચાલતા મિથ્યા ઝઘડાઓનો* આત્યંતિક નિષેધ કરી, વિશ્વબંધુત્વની અનન્ય ભાવના પ્રભાવનારા યોગિધર્મનો-સનાતન આત્મધર્મનો સદ્બોધ કર્યો છે. સુજ્ઞ વાંચકને એ જોઈને સાનંદાશ્ચર્ય થશે કે સર્વદર્શનસમભાવની-રાગદ્વેષ રહિત સહિષ્ણુતાની ઉદાત્ત ભાવના આજથી બારસો વર્ષ પૂર્વે આ દિવ્ય દ્રષ્ટા યોગીશ્વરે તાત્ત્વિક ભૂમિકા પર કેવી વિકસિત કરી છે ! અને એ જ આ ગ્રંથરત્નની અનેકવિધ વિશિષ્ટતાઓ મધ્યેની મુખ્ય વિશિષ્ટતા છે.

ઈ. સ. ૧૯૪૩ ના વર્ષની કોઈ સુભગ પળે આવો આ ઉત્તમ ગ્રંથ અવગાહવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું; અને તેનો સ્વાધ્યાય કરતાં, આ સત્શાસ્ત્ર પર વિશદ વિવેચન કરવાની મને સ્વયંભૂ સ્ફુરણા થઈ. એટલે આ સત્શાસ્ત્રનો આશય પરિસ્ફુટ કરી તેનું ગુણ-ગૌરવ-બહુમાન વધારે એવું બૃહત્ ટીકારૂપ **સવિસ્તર વિવેચન** કરવાની આ મ્હારી અંતર્ પ્રેરણાને મૂર્ત્ત આકાર આપવા આ **ઉપક્રમ-યોજના** મેં નિયત કરી: (૧) મૂળ શ્લોકનો કાવ્યાનુવાદ-ગૂજરાતી દોહરામાં. (૨) શ્લોકનો શબ્દશઃ અર્થ. (૩) **શ્રી હરિભદ્રસૂરિજીની** સ્વોપજ્ઞ વૃત્તિનો અક્ષરશઃ અનુવાદ ફુટનોટમાં. (૪) શ્લોક અને વૃત્તિના આશયને પરિસ્ફુટ અને પરિપુષ્ટ કરતું સળંગ સવિસ્તર વિવેચન ('સુમનોનંદની' બૃહતટીકા નામક). (૫) પ્રત્યેક અધિકાર પ્રાંતે તે તે અધિકારના સારસંદોહ અને પુષ્ટિરૂપ કલશકાવ્યોની નવ રચના.-આમ પંચાંગી યોજના નિયત કરી ઉક્ત ઉપક્રમ પ્રમાણે આ સત્પ્રવૃત્તિમાં હું પૂર્ણ ઉત્સાહથી પ્રવૃત્ત થયો, અને યથાવકાશ કવચિત્ તીવ્ર-કવચિત્ મંદ વેગે અખંડ પ્રયાણ કરતાં આ વિવેચનાદિ કાર્યની પૂર્ણાહુતિ મેં ૧૯૪૫ ના અંતભાગમાં કરી. તેના ફલપરિપાકરૂપ આ ગ્રંથ સુજ્ઞ વિવેકી તત્ત્વરસિક વાચકવૃન્દના કરકમલમાં મૂકતાં મને આનંદ થાય છે. આત્માર્થે કરવામાં આવેલા આ નમ્ર પ્રયત્નમાં વિગતમત્સર ગુણદોષજ્ઞ સજ્જનોને જો કંઈ પણ સફળતા ભાસ્યમાન થાય, તો તે કેવળ ગુણનિધાન જ્ઞાની સત્પુરુષોના કૃપાપ્રસાદને જ આભારી છે,-જેના પરમ સમર્થ વચનામૃતની પ્રબળ ભિત્તિના અવલંબન વિના મ્હારો આ પ્રયત્ન 'પ્રાંશુલભ્ય' ફલ પ્રત્યે પંગુચેષ્ટા જેવો જ બન્યો હોત !

આ ગ્રંથના હાથલખાણની શાહી હજુ સુકાઈ ન હતી, ત્યાં તો મ્હારા પરમાર્થ-સ્નેહી તત્ત્વરસિક **શ્રી મનઃસુખલાલભાઈ તારાચંદ મહેતા** (નેપ્ચ્યુન ઈન્સ્યોરન્સવાળા) જિજ્ઞાસાવૃત્તિથી આ હાથલખાણ લઈ જતા, અને અપૂર્વ રસથી તે અવગાહી જતા એથી

---

* ज्ञाते निर्याणतत्त्वेऽस्मिन्नसंमोहेन तत्त्वतः । प्रेक्षावतां न तद्भक्तौ विवाद उपपद्यते ॥ યો.દ.સ.

એમને આ સત્‌શાસ્ત્ર પ્રત્યે પરમ પ્રેમ–પ્રમોદભાવ ઉલ્લસાયમાન થયા, અને તેના પ્રકાશનનું શ્રેય પોતાને પ્રાપ્ત થાય એવી સહજ વૃત્તિ ઉદ્‌ભવી. તે અરસામાં તેમના સુશીલ ધર્મપત્ની ધર્મનિષ્ઠ શ્રી **લીલાવતીબ્હેનનો** અકાળ સ્વર્ગવાસ થયો હોઇ, તેમના પુણ્ય સ્મરણાર્થ શ્રેય નિમિત્તે આ ગ્રંથ પ્રકાશિત કરવાની તેમની ભાવના બળવત્તર બની, અને મેં સાભાર સ્વીકારેલી તે અત્ર ફલવતી થયેલી દૃશ્ય થાય છે. જેવા પરમાર્થપ્રેમથી મેં આ કાર્ય કરવાનો પ્રયત્ન કર્યો, તેવા જ પરમાર્થપ્રેમથી શ્રી **મનઃસુખલાલભાઇએ** જે આ પરમશ્રુતની પ્રભાવનાનો અપૂર્વ લ્હાવો લઇ અનન્ય શ્રેય સંપાદન કર્યું છે, તે બદલ તેમને પુનઃ પુનઃ અભિનંદન અને ધન્યવાદ ઘટે છે! કારણ કે સત્‌શાસ્ત્રના લેખન, પૂજન, દાન, પ્રકાશનાદિ અમોઘ મોક્ષફલ આપનારા અવંધ્ય 'યોગબીજ' છે, એમ આ ગ્રંથમાં જ પ્રકાશ્યું છેઃ

"લેખન પૂજન આપવું, શ્રુત વાચના ઉદ્‌ગ્રાહો રે;
ભાવવિસ્તાર સજ્ઝાયથી, ચિંતન ભાવન ચાહો રે."— યોગ૦ સજ્ઝાય.

આ ગ્રંથની બીજભૂત વસ્તુનો કંઇક નિર્દેશ મેં ઉપોદ્‌ઘાતમાં કર્યો છે. તેનો વૃક્ષરૂપ વિસ્તાર તે તે દૃષ્ટિના અધિકારમાં ચર્ચવામાં આવેલ છે,–જેના નિર્દેશ માટે અત્ર અવકાશ નથી. (જુઓ વિષયાનુક્રમણિકા) પ્રત્યેક અધિકારના પ્રાંતે તેનો સાર આપ્યો છે તે પરથી, તેમ જ તે તે અધિકારના સારસંદોહ અને પુષ્ટિરૂપ કળશકાવ્યોની મેં કરેલી નવરચના પરથી પણ આ ગ્રંથની વસ્તુનો સુજ્ઞ વાચકને વિશેષ ખ્યાલ આવી શકશે. અત્રે નિર્દિષ્ટ કરેલ પ્રત્યેક વિષયનો સવિસ્તર વિચાર મેં વિવેચનમાં–'સુમનોનંદની બૃહત્‌ટીકા'માં દાખવ્યો છે. તેમાં પણ ખાસ કરીને ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, સામર્થ્યયોગ, અહિંસાદિ યમ, નિમિત્ત અને ઉપાદાન, યોગબીજ, અવંચકત્રયી, સમાપત્તિ, વેદ્યસંવેદ્યપદ, અવેદ્ય-સંવેદ્યપદ, વિષમ કુતર્ક ગ્રહ, સર્વજ્ઞ તત્ત્વ અભેદ, આક્ષેપક જ્ઞાન, અસંગ અનુષ્ઠાન, ધ્યાતા ધ્યાન અને ધ્યેય, સમાધિ, મુક્ત તત્ત્વ, ઇચ્છાયમાદિ, કુલયોગી, પ્રવૃત્તચક્રયોગી એ આદિ અત્યંત રસમય ને મૌલિક નવીન વિષયો પરત્વે તો મેં અત્ર મ્હારી 'સુમનોનંદની' *ટીકામાં વિશિષ્ટ મીમાંસા કરી છે*,—જે તત્ત્વપિપાસુ 'સુમનો'ને રસપ્રદ થઇ પડશે. તે તે વિષયો મૂળ ગ્રંથમાં પ્રાયઃ સૂત્રરૂપ સંક્ષેપ નિર્દેશમાત્ર હોઇ, તેના પરમ પરમાર્થગંભીર 'આશય'નું સૂચનમાત્ર કરતાં આટલું ગ્રંથગૌરવ વધી ગયું છે! તથાપિ આ ગ્રંથગૌરવ પણ પ્રસ્તુત ગ્રંથરત્નના ગુણગૌરવ બહુમાનરૂપ હોઇ ક્ષમ્ય છે. અત્રે સ્વાધ્યાયમય યથા-શક્તિ શ્રુતભક્તિ દાખવવાનો 'અપૂર્વ અવસર' મને પ્રાપ્ત થયો તેથી નિજ ધન્યતા અનુ-ભવી, આ ભક્તિરસ જાહ્નવીમાં નિમજ્જન કરી તત્ત્વસુધારસપાનનો રસાસ્વાદ લેવાનું પ્રત્યેક તત્ત્વરસિક સજ્જનને સપ્રેમ આમંત્રણ કરું છું.

"ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા, રસનાનો ફલ લીધો રે;
દેવચંદ્ર કહે મ્હારા મનનો, સકલ મનોરથ સીધો રે."—શ્રી દેવચંદ્રજી.

૫, ચોપાટી રોડ,
મુંબઇ, ૭

**ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.**




"येनात्माऽबुध्यतैव परत्वेनैव चापरम् ।
अक्षयानन्तबोधाय, तस्मै सिद्धात्मने नमः ॥" શ્રી પૂજ્યપાદસ્વામી

આ યોગદષ્ટિસમુચ્ચય શાસ્ત્રના અભિધેય વિષયનું સ્વરૂપ વિચારીએ તે પૂર્વે સામાન્ય પીઠિકારૂપે આત્માને દુઃખકારણરૂપ પારતંત્ર્ય શું? અને શાથી? તથા સુખ-કારણરૂપ સ્વાતંત્ર્ય શું અને શાથી? તે વિચારવાનું પ્રાપ્ત થાય છે,—કે જેથી યોગનું અને આ ગ્રંથના વિષયનું સ્વરૂપ સમજવું સુગમ થઈ પડે. અત્રે મુખ્ય ત્રણ વિભાગમાં વિચાર કરશું: (I) સામાન્ય પીઠિકા, (II) અભિધેય વિષય, (III) તાત્પર્ય બોધ.

## I. પીઠિકા

### ૧. આત્મસ્વાતંત્ર્ય સુખ અને કર્મપારતંત્ર્ય દુઃખ.

સર્વ જીવને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે. દુઃખ ટાળવા અને સુખ મેળ-વવા માટે સર્વનો પ્રયત્ન છે, છતાં તેને તે દુઃખ ટળતું નથી અને સુખ મળતું નથી તેનું શું કારણ? એ પરથી અનેક સમર્થ તત્ત્વજ્ઞાનીઓના વિચારની ઉત્પત્તિ થઈ છે. પુનઃ પુનઃ જન્મવું, પુનઃ પુનઃ મરવું, પુનઃ પુનઃ માતાના ઉદરમાં શયન કરવું, 'पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं,'—આ અનંત દુઃખમય જન્મ મરણપરંપરારૂપ ભવભ્રાંતિનો અંત કેમ આવે? એનું પરમ ગંભીર તત્ત્વમંથન કરતાં ભગવાન્ મહાવીરાદિ પરમ સમર્થ તત્ત્વદ્રષ્ટાઓને જે યથાર્થ બોધરૂપ સમાધાન પ્રાપ્ત થયું, તે નિષ્કારણ કરુણારસસાગર તે ભગવંતોએ જગજ્જીવોના કલ્યાણાર્થે બોધ્યું છે. તેઓએ સ્વાનુભવથી સમ્યક્ તત્ત્વ નિર્ણય કર્યો કે આ દેહાદિથી ભિન્ન એવી અજર અમર

રૂ ધૂપ.' એટલે આત્મા આ દ્રવ્યકર્મનો નિમિત્ત-નૈમિત્તિકભાવે કર્ત્તા છે. અત્રે સુવર્ણકાર શિલ્પીનું દૃષ્ટાંત ઘટે છે. સોની કુંડલાદિ ભાવનો નિમિત્ત-નૈમિત્તિકભાવે કર્ત્તા છે, અને પોતાના સુખ-હર્ષ આદિ ભાવોનો પરિણામ-પરિણામીભાવે કર્ત્તા છે. આ દ્રવ્યકર્મથી દેહાદિ ઉત્પન્ન થાય છે, અને દેહમાં સ્થિતિ કરતા આત્માને દ્રવ્યકર્મનો ઉદય થાય છે. તે ઉદય થયે જો આત્મા રાગ-દ્વેષ-મોહરૂપ વિભાવ ભાવે પરિણમે તો તે ભાવમલરૂપ નવીન ભાવકર્મનો બંધ કરે છે, અને આ ભાવકર્મના નિમિત્તે પુનઃ દ્રવ્યકર્મ બંધાય છે, અને તેથી પુનઃ દેહધારણાદિ ભવપરિપાટી હોય છે. જૈન પરિભાષામાં ભાવકર્મને માટે 'મલ' અને દ્રવ્યકર્મને માટે 'રજ' એવી યથાર્થ સંજ્ઞા છે. જેમ મલ-ચીકાશ હોય તો રજ ચોંટે, તેમ ભાવમલરૂપ આસક્તિ-સ્નેહ-ચીકાશને લીધે દ્રવ્યકર્મરૂપ રજ ચોંટે છે. આમ પરસ્પરનિમિત્ત-નૈમિત્તિકભાવે અરઘટ્ટઘટ્ટીન્યાયે ભાવકર્મ-દ્રવ્યકર્મનો અનુબંધ થયા કરે છે, ભાવકર્મથી દ્રવ્યકર્મ અને દ્રવ્યકર્મથી ભાવકર્મ એમ દુષ્ટ ચક્ર (*Vicious circle*) ચાલ્યા કરે છે, અને તેથી જન્મમરણના આવર્ત્તરૂપ-ફેરારૂપ ભવચક્ર પણ ઘૂમ્યા કરે છે.

આમ પરભાવમાં આસક્તિરૂપ ભાવમલ કર્મબંધનું મૂળ કારણ છે, અને કર્મ એ ભવભ્રમણનું કારણ છે, એટલે સંસારનું મૂળ કારણ અવિદ્યારૂપ આત્મભ્રાંતિ જ છે, આત્મસ્વરૂપનું અજ્ઞાન એ જ છે. દેહાદિ પરવસ્તુમાં આત્મભ્રાંતિ એ જ આ જીવની મોટામાં મોટી મૂલગત ભૂલ છે અને આ આત્મભ્રાંતિથી જ ભવભ્રાંતિ ઉપજી છે. કારણ કે એમ પરભાવને વિષે આત્મભાવની કલ્પનાને (Imagniation) લીધે તે પરભાવ નિમિત્તે રાગ-દ્વેષ-મોહાદિ વિભાવ ઉપજ્યા, એટલે તે તે વિષયના યોગક્ષેમાર્થે-વિષય-સંરક્ષણાર્થે કષાય ઉપજ્યા, અને આ જ પ્રકારે અઢારે પાપસ્થાનકની ઉત્પત્તિ થઈ. દેહમાં **આત્મબુદ્ધિરૂપ આ મૂલગત ભ્રાંતિને** લીધે મન-વચન-કાયાના યોગની પ્રવૃત્તિ પણ પરભાવ-વિભાવને અનુકૂળ થઇ. ઉપયોગ ચૂકયો એટલે યોગ ચૂકયો. મનથી પરભાવ-વિભાવના ચિંતનરૂપ દુશ્ચિંતિત થવા લાગ્યું, વચનથી પરભાવ-વિભાવ મ્હારા છે એવું મૃષા વચનરૂપ દુર્ભાષિત ઉચ્ચરાવા લાગ્યું, અને કાયાથી પરભાવ-વિભાવની પ્રાપ્તિ માટેની પ્રવૃત્તિરૂપ દુશ્ચેષ્ટિત આચરાવા લાગ્યું. આમ '*दुच्चिंतिअ दुब्भासिअ दुच्चिट्ठिम*' રૂપ મન-વચન-કાયાના યોગની દુષ્ટ પ્રવૃત્તિરૂપ '*दुक्कडं*' દુષ્કૃત ઉભરાવા લાગ્યું.

> " પરપરિણતિ રાગીપણે, પરરસ રંગે રક્ત રે;
> પરગ્રાહક રક્ષકપણે, પરભાવે આસક્ત રે "—શ્રી દેવચંદ્રજી.

આમ પરવસ્તુમાં મુંઝાવારૂપ મોહ-દર્શનમોહ ઉપજ્યો, દર્શન મિથ્યા થયું, એટલે સર્વ જ્ઞાન અજ્ઞાનરૂપ બન્યું, અને સર્વ ચારિત્ર પણ કુચારિત્ર થઇ પડયું. **દર્શનમોહ** ઉપજ્યો એટલે **ચારિત્રમોહ** ઉપજ્યો, અને અનંતાનુબંધી આદિ તીવ્ર કષાય પ્રકારોની ઉત્પત્તિ થવા લાગી. આ દ્વિવિધ મોહરૂપ ઘાતિ પ્રકૃતિનો બંધ થયો, એટલે તેના અવ-

ઇંધને ઇતર ઘાતી પ્રકૃતિ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અંતરાય પણ બંધાવા લાગી તેમ જ વેદનીય, આયુ, નામ, ગોત્ર એ અઘાતિ પ્રકૃતિનો પણ બંધ થવા લાગ્યો અને મૂળ શુદ્ધ સ્વભાવે મુક્ત આત્મા અષ્ટવિધ કર્મની બેડીના ગાઢા બંધને બંધાઈ સંસારચક્રમાં અનંત જન્મમરણુપરંપરારૂપ પરિભ્રમણ દુઃખ પામી રહ્યો. આમ દર્શન મોહ-મિથ્યાદર્શન(મિથ્યાત્વ) સેનાનાયકે પ્રવેશ કરતાં, તેની અનુગામિની સમસ્ત કર્મ સેનાએ આત્મા પર આક્રમણ (Invation) કર્યું, આત્મપ્રદેશ પર જોરદાર હલ્લો કર્યો અને તેના ક્ષેત્રને ખેદાનમેદાન કરી નાંખ્યું! રાજાધિરાજ મોહ-રાયે દબદબાભરી રીતે ચૈતન્ય-પુરમાં પ્રવેશ કર્યો, એટલે તેની જય પોકારતા સમસ્ત કર્મપરિવારે પોતાના અન્નદાતાની પાછળ પાછળ અનુપ્રવેશ કરી આત્મપ્રદેશને ઘેરી લીધો! અને પોતાના ગલ-ક્ષેત્રમાં અતિક્રમણ (Transgression, Trespass) કરવાના અપરાધ બદલ આત્માને બંદિવાન બનાવી સંસારની હેડમાં પૂર્યો! ને 'વેરની વસુલાત' કરી!

"કર્મ અનંત પ્રકારના, તેમાં મુખ્યે આઠ;
તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ.
કર્મ મોહનીય ભેદ બે, દર્શન[1] ચારિત્ર[2] નામ;
હણે [1]બોધ [2]વીતરાગતા, અચૂક ઉપાય આમ" શ્રી આત્મસિદ્ધિ.

સ્વભાવરૂપ સ્વધર્મને છોડી આત્માએ પરભાવ પ્રત્યે ગમન કર્યું, તેથી વિભાવરૂપ અધર્મ તેને વળગ્યો, અને તેથી કરીને કર્મ-રાહુએ આત્મ-ચંદ્રનું ગ્રહણ-ગ્રસન કર્યું, તેનો દારુણ વિપાક આત્માને પોતાને જ ભોગવવો પડયો; પારકા ક્ષેત્રમાં હસ્તક્ષેપ કરવારૂપ પાપ-અપરાધનો બદલો મળ્યો, 'હાથના કર્યાં હૈયે વાગ્યાં!' 'परधर्मो भयावहः' થઈ પડ્યો! આ જીવની ઘણી મોટી ભૂલ-'એક તોલામાં મણની ભૂલ' જેવી ગંભીર ભૂલ થઇ! પોતે પોતાને ભૂલી ગયો, આનાથી તે મોટું બીજું અંધેર કયું? 'આપ આપકું ભૂલ ગયા, ઇનસે કયા અંધેર?' દેહમાં આત્મબુદ્ધિરૂપ આ મૂલગત ભૂલને લઇને બીજી આનુષંગિક ભૂલોની પણ ભૂલભૂલામણીરૂપ જટિલ જાલ જામી ગઈ. 'મૂલડો થોડો ને વ્યાજડો ઘણો' વધી પડ્યો! એક જ ભૂલનું કેવું ભયંકર પરિણામ!

અથવા પ્રકારાંતરે વિચારીએ તો જગતની મોહ-માયાજાલમાં લપટાવનાર નામચીન મોહનીય કર્મના બે ભેદ છે. દર્શનમોહ અને ચારિત્રમોહ. તેમાં (૧) દેહાદિ પર-વસ્તુમાં આત્મભ્રાંતિરૂપ દર્શનમોહને લીધે જીવને મિથ્યાદર્શન અથવા મિથ્યાત્વ હોય છે, અને તેથી ચારિત્રમોહ પણ ઉપજે છે. (૨) એટલે પરભાવમાં આત્મબુદ્ધિ હોવાથી જીવ પરભાવથી વિરામ પામતો નથી ને અવિરતિ રહે છે. (૩) આમ પરભાવ પ્રત્યે ગમન-પરિણમન કરતો હોવાથી તે સ્વરૂપ-ભ્રષ્ટતારૂપ પ્રમાદને પામે છે (૪) અને તે પરભાવની પ્રાપ્તિ-અપ્રાપ્તિના નિમિત્તે તે ક્રોધાદિ કષાય કરી રાગદ્વેષાદિ વિભાવ ભાવને

જે છે. (૫) અને તેથી ક્ષોભ પામેલા તેના મન–વચન–કાયાના **યોગ**ની પ્રવૃત્તિ પણ પરભાવની પ્રાપ્તિ અર્થે તદનુકૂલપણે મુખ્યપણે પ્રવર્તે છે. આમ મૂળ અવિદ્યારૂપ આત્મભ્રાંતિને લીધે જ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ **પાંચ આશ્રવદ્વાર**–કર્મઆગમનના ગરનાળા ખુલ્લા રહે છે. એટલે તે બંધહેતુઓથી આત્મા કર્મથી બંધાય છે, અને કર્મની બેડીથી બંધાયેલો આ જીવ ભવભ્રમણદુઃખ પામે છે. આથી ઉલટું (૧) પરભાવમાં આત્મબુદ્ધિરૂપ જે આત્મભ્રાંતિ છે, તે છોડી દઇ જીવ જો આત્મામાં જ આત્મબુદ્ધિ કરે, તો મિથ્યાત્વ ટળે, દર્શનમોહ નષ્ટ થાય અને **સમ્યગ્દર્શન** પ્રગટે. (૨) એટલે પછી અવિરતિ દોષ ટળે ને સર્વ પરભાવમાંથી વિરામ પામે–**ભાવવિરતિ** થાય. (૩) એટલે તેનો આત્મસ્વરૂપથી ભ્રષ્ટતારૂપ પ્રમાદ દોષ ટળે અને સ્વરૂપને વિષે **અપ્રમાદ**–અપ્રમત્ત સ્થિતિ હોય. (૪) એટલે પરભાવ નિમિત્તે કષાય કરે નહિં, રાગાદિ વિભાવથી રંગાય નહિં અને **નિષ્કષાય**–પૂર્ણ વીતરાગ થાય. (૫) અને કષાયજન્ય સંક્ષોભ નષ્ટ થવાથી મન–વચન–કાયાના યોગ પણ આત્મસ્થિરતાને અનુકૂળપણે વર્તે, અને છેવટે **અયોગ** દશા પ્રાપ્ત થાય. આમ કર્મને આવવાના આશ્રવ–દરવાજા બંધ થવારૂપ સંવર થાય છે. દર્શનમોહ નષ્ટ થતાં અનુક્રમે ચારિત્રમોહ પણ નષ્ટ થાય છે; દર્શનમોહને હણવાનો અચૂક ઉપાય **બોધ** છે, ને ચારિત્રમોહને હણવાનો અચૂક ઉપાય **વીતરાગતા** છે. આવી આ કર્મોના અગ્રણી દર્શનમોહ–ચારિત્રમોહ એમ દ્વિવિધ મોહનીય કર્મની, અને તેના ઉપભેદરૂપ આ પાંચ બંધહેતુઓની વ્યવસ્થા પરથી **ચૌદ ગુણસ્થાનક**ની સમગ્ર વ્યવસ્થા પણ શીઘ્ર સમજાઈ જાય છે; કારણ કે આ ગુણસ્થાનકનું બંધારણ (Constitution) મુખ્યપણે આત્માના આ મોહઅપગમ પર રચાયેલું છે. મોહની માત્રા જેમ જેમ ઘટતી જાય ને આત્માની નિષ્કષાય વીતરાગ પરિણતિ જેમ જેમ વધતી જાય, તેમ તેમ **આત્માના ગુણવિકાસરૂપ સાચી સાધુતા**–સાધકતા પ્રગટતી જાય છે.

**મોક્ષની તાત્ત્વિક વ્યવસ્થા**

આમ કર્મબંધની અને તેના બંધહેતુઓની સંકલના પરથી સ્પષ્ટ સમજાય છે કે–આત્મભ્રાંતિ એ જ આ ભવભ્રમણદુઃખનું મૂળ છે. આ ભવભ્રાંતિ ક્યારે ટળે? તેના મૂળ કારણરૂપ આ આત્મભ્રાંતિ ટળે તો. કારણ કે આપણે જોયું તેમ ભાવકર્મથી દ્રવ્યકર્મ અને દ્રવ્યકર્મથી ભાવકર્મ એમ સંકલના થયા કરે છે અને બંધનું દુષ્ટ ચક્ર (Vicious circle) ચાલ્યા કરે છે, અને તેથી ચક્રભ્રમણન્યાયે ભવનો ચકાવો પણ ચાલ્યા કરે છે. આવી આ કર્મબંધની સાંકળ (chain) ક્યારે ત્રૂટે? આ દુષ્ટ ચક્રનો અંત ક્યારે આવે? આત્મભ્રાંતિરૂપ ભાવકર્મ ત્રૂટે તો આ સાંકળ ત્રૂટે અને આ દુશ્ચક્ર બંધ પડે. અર્થાત્ જીવ જો દેહાદિ અને રાગાદિ પરભાવ પ્રત્યે આત્મભાવ ધરવાની 'ના' પાડે, 'પ્રત્યાખ્યાન' કરે, રાગ-દ્વેષ-મોહરૂપ વિપરીત ભાવે પરિણમવારૂપ વિભાવ છોડી દીએ, તો ભાવકર્મ ન બંધાય, એટલે તેના નિમિત્ત અભાવે દ્રવ્ય કર્મ પણ ન બંધાય, અને આ કર્મબંધની

સાંકળ ત્રૂટે. આમ આ બંધસંકલના ત્રોડવાની લગામ આત્માના હાથમાં છે; એ વિભાવરૂપ ભાવકર્મપરિણામે નહિ પરિણમવાની બ્રેઇક ( Brake ) દબાવવારૂપ પુરુષાર્થની રહસ્ય ચાવી ( Master-key ) પુરુષના ( આત્માના ) પોતાના ગજવામાં જ છે તાત્પર્ય કે જીવ પરભાવ નિમિત્તે રાગ-દ્વેષ-મોહ ન કરે, વિભાવભાવે ન પરિણમે તો મોક્ષ હથેળીમાં જ છે આમ કર્મનિબદ્ધ આત્માના (પુરુષના) પુરુષાર્થનો માર્ગ સદાય સાવ ખુલ્લો પડયો છે. ભવસ્થિતિ આદિ ખોટા બ્હાના છોડી દઈ જીવ સત્ય પુરુષાર્થ કરે એટલી જ વાર છે. આ અનંત શક્તિના સ્વામી પુરુષ-સિંહનો હુંકાર કર્મ-શૃગાલને નસાડવા માટે બસ છે! માત્ર આત્મા ઊઠવો જોઈએ શ્રીમદ્ રાજચંદ્રજીએ વીરગર્જના કરી છે તેમ ‘ જબ જાગેગે આતમા, તબ લાગેગે રંગ ’ उत्तिष्ठोत्तिष्ठ जाग्रत ! મોહનિદ્રામાથી જાગેલો આત્મા વિવેકખ્યાતિવડે પોતાના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન પામી, વિભાવરૂપ અધર્મને ત્યજી આત્મસ્વભાવરૂપ સનાતન આત્મધર્મને ભજે, તો અવશ્ય મોક્ષ પામે, ‘પુરુષનું સ્વરૂપમાં અવસ્થાન થાય ’

> “ જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
> ભવસ્થિતિ આદિ નામ લઇ, છેદો નહિં આત્માર્થ ” શ્રી આત્મસિદ્ધિ

આ બંધ-મોક્ષની વ્યવસ્થા પરથી ભગવાન્ **મહાવીરે** પ્રણીત કરેલા નવ તત્ત્વની અદ્ભુત અવિકલ સંકલના પણ સ્પષ્ટ સમજાઇ જાય છે: આ **જીવ અજીવ** એવા કર્મથી બંધાયેલો છે, **પુણ્ય-પાપ** આ અજીવ કર્મના અંતર્ગત બે ભેદ છે; કર્મના આવવાનું કારણ મિથ્યાત્વાદિ પાંચ **આસ્રવ** છે, આસ્રવ થયે **બંધ** થાય છે; આસ્રવને-નવા કર્મના આગમનને આસ્રવદ્વાર સંવૃત કરવારૂપ **સંવરથી** રોકી શકાય છે, અને જૂના કર્મોને ધ્યાનાદિ તપવડે **નિર્જરાથી** ખેરવી શકાય છે, અને એમ નિર્જરા કરતાં કરતા સર્વ કર્મનો ક્ષય થયે શુદ્ધ આત્મસ્વભાવરૂપ **મોક્ષ** થાય છે, કેવલ એક શુદ્ધ ‘ અદ્વૈત ’ આત્મા જ સાક્ષાત મોક્ષસ્વરૂપ બને છે

> “ તે ત્રિશલાતનયે મન ચિંતવી, જ્ઞાન વિવેક વિચાર વધારું,
> નિત્ય વિશોધ કરી નવ તત્ત્વનો, ઉત્તમ બોધ અનેક ઉચ્ચારું ” શ્રી મોક્ષમાળા.

આ **નવ તત્ત્વનો હેયોપાદેય વિવેક** સમજવા માટે ચિકિત્સાશાસ્ત્રપ્રસિદ્ધ ચાર વાના જાણવા જોઇએ: પ્રથમ તો રોગ ( Disease ) શું ? એ જાણવું જોઇએ, આ રોગ હેય-*ત્યજવા યોગ્ય છે બીજું રોગનો હેતુ ( Aetiology ) શું ? એ જાણવું જોઇએ; આ હેય હેતુ છે ત્રીજું આરોગ્ય ( Normal healthy condition, cure )

---

* “ हेयं दु:खमनागतम् । द्रष्टृदृश्ययो संयोगो हेयहेतु । तदभावात् संयोगाभावो हानं तद् दृशेः कैवल्यम् । विवेकख्यातिरविप्लवा हानोपायः ।” પાતંજલ યોગસૂત્ર, ૨

શું ? તેનું સ્વરૂપ જાણવું જોઇએ; આ હાન છે. અને ચોથું રોગનું ઔષધ (Therapeutic treatment) શું ? એ જાણવું જોઇએ; આ હાન હેતુ છે. તેમ અત્રે (૧) અજીવ કર્મ અને તજ્જન્ય સંસાર એ રોગ છે, માટે હેય છે. (૨) હેય એવા આ કર્મ-રોગના હેતુ આશ્રવ અને બંધ છે, આ હેય હેતુ છે. (૩) આ કર્મ રોગના હાન હેતુ-મટાડવાના ઉપાય સંવર અને નિર્જરા છે. (૪) અને કર્મ રોગનું હાન-મટી જવું તે મોક્ષ અર્થાત્ આત્માનું આરોગ્ય છે. આવા પ્રકારે જીવના આ મહાભવરોગની અમોઘ ચિકિત્સા ભવવ્યાધિના ભિષગ્વરો ભગવાન્ વીતરાગોએ બતાવી છે, અને આવા જગતતારક તીર્થરૂપ શુદ્ધ 'ધર્મચક્ર'નું પ્રવર્ત્તન કરીને પોતાના 'તીર્થંકર' નામને સાર્થક કર્યું છે.

"કારણજોગે હો બાંધે બંધને, કારણ મુગતિ મૂકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમે, હેયોપાદેય સુણાય....પદ્મપ્રભ૦" શ્રી આનંદઘનજી.

આમ સંસાર એજ આત્માનો મોટામાં મોટો રોગ છે અને તેનું કારણ કર્મ છે, એટલે કર્મપારતંત્ર્ય એ જ ભવરોગદુઃખનું મૂળ છે આ કર્મપારતંત્ર્યથી-કર્મબંધથી છૂટવું-મુક્ત થવું એ જ આત્મસ્વાતંત્ર્યરૂપ પરમ સુખમય આરોગ્ય છે, અર્થાત્ આત્માની શુદ્ધ સ્વભાવરૂપ 'સ્વસ્થ' આરોગ્ય અવસ્થા એ જ સુખધામ મોક્ષ છે.

## ૨. યોગની મુખ્ય વ્યાખ્યા અને મોક્ષમાર્ગની એકતા

"ઇચ્છે છે જે જોગીજન, અનંત સુખ સ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિનસ્વરૂપ.
જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિં કાંઇ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાયિ."—શ્રીમદ્ રાજચંદ્ર.

અને આત્માની આવી આ શુદ્ધ સ્વભાવમય 'સ્વસ્થ' આરોગ્ય અવસ્થારૂપ મોક્ષનો યોગ પ્રાપ્ત કરાવે તેનું નામ જ 'યોગ'. યોગ શબ્દ 'યુજ્' ધાતુ પરથી નિકળ્યો છે. યુજ્ એટલે યોજવું-જોડવું (To unite). મોક્ષ સાથે યોજન-જોડાણ કરાવે છે તેટલા માટે તે 'યોગ' કહેવાય છે. 'मोक्षेण योजनाद् योगः' એમ તેની મુખ્ય વ્યાખ્યા છે. આમ જે પ્રક્રિયાવડે કરીને આત્મા શુદ્ધ આત્મસિદ્ધિરૂપ મોક્ષપદ અથવા નિર્વાણપદને પામે તેનું નામ યોગ. આ મોક્ષરૂપ પરંતત્ત્વ ભલે ગમે તે નામે ઓળખાતું હોય-કોઇ તેને શિવપદ કહે કે કોઇ જિનપદ કહે, કોઇ બુદ્ધપદ કહે કે કોઇ સિદ્ધપદ કહે, કોઇ અર્હત્ કહે કે કોઇ પરંબ્રહ્મ કહે, કોઇ પરમેષ્ઠિપદ કહે કે કોઇ પરમાત્મપદ કહે, કોઇ તથાતા કહે કે કોઇ સિદ્ધાત્મા કહે,—પણ શબ્દભેદ છતાં પરમાર્થથી તેના સહજાત્મસ્વરૂપમાં-સહજ એવા શુદ્ધ આત્મસ્વરૂપ પદમાં ભેદ પડતો નથી. એક જ ગંગા નદી છે, તેને કોઇ ભાગીરથી કહે, કોઇ સુરનદી કહે, કોઇ ત્રિપથગા કહે, કોઇ મંદાકિની કહે, કોઇ જાહ્નવી

કહે, પણ તત્ત્વથી તે વસ્તુમાં કાંઇ ફેર પડતો નથી. તેમ અનંત ગુણનિધાન આ નિર્વાણ-સંજ્ઞિત પદને તેના ગમે તે ગુણવાચક ગુણનિષ્પન્ન નામથી ઓળખવામાં આવે તોપણ તત્ત્વથી-પરમાર્થથી તેમાં ભેદ પડતો નથી.

> "શબ્દભેદ ઝઘડો કિશ્યોજી ? જો પરમારથ એક;
> કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફિરે નહિં છેક "—શ્રી યશોવિજયજી.

તાત્પર્ય કે સંસારથી પર અને જેનાથી પર કોઇ નથી એવા આ 'પરંતત્ત્વ' સાથે યોજે-જોડે તે યોગ એમ તેની સર્વદર્શનસંમત સર્વમાન્ય અવિસંવાદી વ્યાખ્યા છે. અને આનો ફલિતાર્થ એ છે કે આત્માનું નિજ શુદ્ધ સ્વભાવ સાથે—સહજાત્મસ્વરૂપ સાથે યુંજન થવું તે જ યોગનું પ્રગટ સ્પષ્ટ સ્વરૂપ છે **'ઇચ્છે છે જે જોગીજન'**—જોગીજનો જે ઝંખે છે, એવું આ **'અનંત સુખ સ્વરૂપ' 'મૂળ શુદ્ધ તે આત્મપદ'** પમાડવું એ જ આ યોગનું એક માત્ર પ્રયોજન છે અને આવા શુદ્ધ આત્મસ્વરૂપ જિનપદની અને નિજપદની એકતા છે, એમાં કાંઇપણ ભેદભાવ નથી, એનો લક્ષ થવાને જ સુખદાયક એવા સર્વ શાસ્ત્રોનું પ્રયોજન છે.

**મુમુક્ષુઓનો એકજ શમનિષ્ઠ શાંતિમાર્ગ**

આમ મોક્ષરૂપ પરમ શાંતિ પામવાનો માર્ગ એ જ યોગ છે, અને મોક્ષ એ જ સર્વ દર્શનોનું એક નિશ્ચિત સાધ્ય-ધ્યેય ( Goal ) છે, એટલે તેના સત્ સાધનરૂપ આ યોગમાર્ગ પણ એક જ છે, અને તે તો **શમપરાયણ-શમનિષ્ઠ** એવો એક **શાંતિમાર્ગ** જ છે. આ શમ એટલે નિષ્કષાય આત્મપરિણતિ, રાગદ્વેષ રહિતપણું, સમભાવ. શ્રી **કુંદકુંદાચાર્યજી**એ વ્યાખ્યા કરી છે તેમ 'મોહ-ક્ષોભ રહિત જે આત્માનો પરિણામ તે સમ કહેવાય છે.' અથવા શમ એટલે સામ્ય, અર્થાત્ જેમ છે તેમ યથાવત્ આત્મગુણની સમાન થવું તે સામ્ય. જે સામ્ય છે તે ધર્મ છે, અને 'वत्थुसहावो धम्मो' વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે. આ ધર્મ છે તે ચારિત્ર છે, અને 'स्वरूपे चरणं चारित्रं' સ્વરૂપમાં ચરવું-આત્મસ્વરૂપમાં વર્ત્તવું તે ચારિત્ર છે. આમ ચારિત્ર=ધર્મ=સામ્ય=સમ=શમ એ શબ્દો સમાનાર્થવાચક છે. તાત્પર્ય કે સામ્યમાં અર્થાત્ સહજ આત્મસ્વરૂપમાં સ્થિતિ કરવી, સ્વરૂપ સમજી સ્વરૂપમાં શમાવું એ જ શમ છે, પરભાવ-વિભાવથી વિરામ પામી આત્મભાવમાં વિશ્રાંત થવું એ જ શાંતિ છે, અને તે જ શમનિષ્ઠ માર્ગ અથવા શાંતિમાર્ગ છે. મહાગીતાર્થ યોગીશ્વર **આનંદઘનજી**એ આ શાંતિમાર્ગનું અનુપમ સ્વરૂપ સંગીત કર્યું છે. જેમકે—

> "આપણો આતમભાવ જે, શુદ્ધ ચેતનાધાર રે;
> અવર સવિ સાથ સંયોગથી, એ નિજ પરિકર સાર રે....શાંતિ જિન૦ "

તે પરં તત્ત્વ પ્રત્યે જવા ઇચ્છનારા સર્વ મુમુક્ષુઓ તે જ એક શાંતિમાર્ગ પામવાને

ઈચ્છે છે, એટલે તે સર્વનો માર્ગ સાગરના તીરમાર્ગની પેઠે એક જ છે,-પછી ભલે અવસ્થાભેદના ભેદને લીધે કોઇ તે તીરની-મોક્ષની નિકટ હોય ને કોઇ દૂર હોય. અર્થાત્ તે સર્વ એક અખંડ અભેદ પરમ અમૃતરસસાગર સ્વરૂપ મોક્ષમાર્ગના ભક્તો-આરાધકો-ઉપાસકો છે, સાધર્મિક બંધુઓ છે

" एक एव तु मार्गोऽपि तेषां शमपरायणः ।
अवस्थाभेदभेदेऽपि जलधौ तीरमार्गवत् ॥ "—શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય.

આ પરમ શાંતિમય મોક્ષમાર્ગની રત્નત્રયીરૂપ પરમ સુંદર યોજના જિન ભગવાને દાખવી છે. 'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः।' સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ ત્રણેની અભેદ એકતા એ જ જિનનો 'મૂળ માર્ગ' છે.

" છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ....
મૂળ મારગ સાંભળો જિનનો રે.
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ....મૂળ૦
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્ત્તે છે શુદ્ધ પ્રતીત....મૂળ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકિત....મૂળ૦
જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ....મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ જે ઉપજે રે, નામ ચારિત્ર તે અણલિંગ....મૂળ૦
તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્ત્તે તે આત્મારૂપ....મૂળ૦
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ....મૂળ૦ "—શ્રીમદ્ રાજચંદ્ર.

આમ ભવાતીત-સંસારથી પર એવા પરંતત્ત્વ-મોક્ષ પ્રત્યે લઇ જનારો આ શમપરાયણ શાંતિમાર્ગ, યોગમાર્ગ, મોક્ષમાર્ગ, 'જિનનો મૂળમાર્ગ' છે આવા મોક્ષમાર્ગના અધિકારી પણ જે ખરેખરા મુમુક્ષુ-ભવબંધનથી છૂટવાની નિર્દંભ અંતરંગ ઇચ્છાવાળા હોય તે જ હોય. જેને કષાયની ઉપશાંતતા થઇ હોય, માત્ર મોક્ષ શિવાય બીજી અભિલાષા જેને ન હોય, સંસાર પ્રત્યે જેને ખેદ-કંટાળો ઉપજ્યો હોય, અને સર્વ પ્રાણી પ્રત્યે જેને અનુકંપા વર્ત્તતી હોય, એવો આત્માર્થી જીવ જ આ યોગમાર્ગ પામવાને યોગ્ય છે. આવી 'જોગ' દશા જ્યાંલગી જીવ પામે નહિં, ત્યાંલગી તે મોક્ષમાર્ગને પામે નહિં ને તેનો અંતરરોગ પણ મટે નહિં.

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ
દશા ન એવી જ્યાંલગી, જીવ લહે નહિં જોગ;
મોક્ષમાર્ગ પામે નહિં, મટે ન અંતર્ રોગ "—શ્રી આત્મસિદ્ધિ.

આથી ઉલટું ભવાભિનંદી જીવો અત્ર અનધિકારી છે (સંસાર ભલો છે, રૂડો

છે' એમ સંસારથી રાચનારા, ભવને અભિનંદનારા (*Hailing*) એવા વિષયાસક્ત ભવાભિનંદી જીવો આ મોક્ષમાર્ગ પામવા ધારે તોપણ પામી શકે નહિં. વળી યોગબિન્દુમાં કહ્યું છે તેમ ભવાભિનંદી જીવ માનાર્થનો-લોકૈષણાનો ભૂખ્યો હોઈ 'લોકપંક્તિ'માં× બેસનારો હોય છે, અર્થાત્ લોકારાધન હેતુએ-લોકને રીઝવવા ખાતર મલિન અંતરાત્માથી સતક્રિયા કરે છે,) અને તેથી તે એને મહાઅનર્થકર-દુરંત ફલદાયી થઈ પડે છે; કારણ કે જગતને રૂડું દેખાડી ધર્મીમાં ખપવા ખાતર ભવાભિનંદી જીવ, કેવળ આત્માર્થે જ કરવા યોગ્ય એવી ધર્મક્રિયાનો પણ માનાર્થે ઉપયોગ કરે છે, અને તુચ્છ એવા લૌકિક માન-પૂજા-સત્કારાદિ ખાતર મહત્ એવી તે ધર્મક્રિયાનું લીલામ કરવા જેવો હીન ઉપયોગ કરે છે અને આમ તેનું ખુલ્લું અપમાન કરી ઘોર આશાતના કરે છે. આવી લોકૈષણારૂપ લોકપંક્તિ અને લોકોત્તર એવું આત્મકલ્યાણ એ બેને કદી મળતી પાણ આવે નહિં. અને પરમાર્થ વિચારીએ તો લોકોત્તર કલ્યાણરૂપ આત્માર્થ પાસે લોકૈષણારૂપ માનાર્થનું મૂલ્ય એ બદામનું પણ નથી, છતાં મહદ્ આશ્ચર્ય છે કે એક ભવના તુચ્છ કલ્પિત લાભની ખાતર અનંત ભવનું દુઃખ વ્હાલું ગણી 'ભવાભિનંદી' પોતાના નામને સાર્થક કરે છે! એ જ પ્રકારે અંતરૂમાં જેને ભોગાદિની ને પૂજાદિની કામના બળ્યા કરે છે છતાં મુખેથી જે જ્ઞાનની ને 'અનાસક્ત' યોગની 'વાતો' કરે છે, તે સદ્યોગરહિત વિદ્વાનોની-પંડિતમન્યોની પણ એ જ દશા છે! યોગબિંદુમાં હરિભદ્રસૂરિજીએ કહ્યું છે તેમ મૂઢ જનોનો જેમ પુત્ર-દારાદિ સંસાર છે, તેમ સદ્યોગ રહિત વિદ્વાનોનો* 'શાસ્ત્રસંસાર' છે! આમ મૂઢ હોય કે વિદ્વાન્ હોય,-જેને અંતરૂમાં ભવદુઃખ વ્હાલું હોય અને પૂજાદિની કામના અંતરૂમાં વર્ત્યા કરતી હોય, એવો ભવાભિનંદી જીવ મોક્ષના આ મૂળ માર્ગના શ્રવણનો પણ અધિકારી કેમ હોય?)

"મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ...મૂળ૦
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર ભવદુઃખ....મૂળ૦"

("જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું; તેથી રૂડું થયું નથી, કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે; એમ હું લઘુત્વભાવે સમજ્યો છઉં; અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે."—શ્રીમદ્ રાજચંદ્રજી.)

"પ્રીતિ અનંતી પર થકી, જે ત્રોડે તે જોડે એહ;
પરમ પુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ"—શ્રી દેવચંદ્રજી.

---

×"लोकाराधनहेतोर्या मलिनेनान्तरात्मना, क्रियते सत्क्रिया सात्र लोकपंक्तिरुदाहृता ॥
भवाभिनन्दिनो लोकपंक्त्या धर्मक्रियामपि, महतो हीनदृष्ट्योच्चैर्दुरन्तां तद्विदो विदुः ॥"
*"पुत्रदारादिसंसारः पुंसां संमूढचेतसाम् । विदुषां शास्त्रसंसारः सद्योगरहितात्मनाम् ॥"

તાત્પર્ય કે ભવબંધનથી છૂટવા માગતો હોય તે જ છૂટે, પણ બંધાવા માગતો હોય તે કેમ છૂટી શકે? છૂટવા માગતો હોય તે મુમુક્ષુ જ છૂટવાના ઉપાયરૂપ આ મોક્ષમાર્ગને, યોગમાર્ગને સેવે, અને તેને જ તે સમ્યક્પણે પરિણમે પરંતુ ખરેખર છૂટવા જ ન માગતો હોય અને શ્લેષ્મમાં માખીની જેમ આસક્તિથી ભવમાં બંધાવા માગતો હોય એવો વિદ્વાન્ કે અવિદ્વાન્ ભવાભિનંદી* જીવ તે યોગ સેવવાની ચેષ્ટા કરવા જાય, તોપણ તેને વિષમિશ્રિત અન્નની જેમ વિપરીતપણે પરિણમે કારણ કે તેનો મતિનો યોગ વિષયવિકારયુક્ત દુર્વાસનામય છે, અંતરંગ પરિણતિ-વૃત્તિ વિભાવમાં રાચી રહી છે, પરિણામની વિષમતા વર્ત્તે છે, એટલે તેને યોગ પણ 'અયોગ' થઈ પડે છે આમ ભવાભિનંદીની યોગક્રિયા પણ નિષ્ફળ હોય છે, અને 'વાસિત બોધ આધાર' રૂપ અસત્ પરિણામથી અનુવિદ્ધ હોવાથી તેનો બોધ પણ અબોધરૂપ હોય છે એટલે જ ભવાભિનંદીના બધા મંડાણ નિષ્ફળ હોવાથી તેને આ ગ્રંથમાં 'નિષ્ફલ આરંભી' કહેલ છે

"વિષય વિકારસહિત જે, રહ્યા મતિના યોગ,
પરિણામની વિષમતા, તેને યોગ અયોગ"—શ્રીમદ્ રાજચંદ્ર.

"દ્રવ્ય ક્રિયા સાધન વિધિ યાચી, જે જિન આગમ વાચી,
પરિણતિ વૃત્તિ વિભાવે રાચી, તિણે નવિ થાયે સાચી"—શ્રી દેવચંદ્રજી

આમ યોગ× એ મોક્ષનો હેતુ છે અને તેના પાત્ર મુખ્યપણે મુમુક્ષુ છે એ સિદ્ધ થયું. આ બા. કોઈ પણ દર્શનના યોગશાસ્ત્રમાં ભેદ નથી, પરંતુ શ્રી **યોગબિંદુ**માં કહ્યું છે તેમ આ યોગનું મોક્ષહેતુપણું સત્ એવા ગોચર, સ્વરૂપ ને ફલથી સંશુદ્ધ છે કે કેમ તે આત્મહિતાર્થીએ અત્ર યત્નથી શોધવું જોઈએ

**સાધ્ય સાધનાદિ શુદ્ધિ**

અર્થાત (૧) પ્રથમ તો જેના સંબંધી આ બધો યોગસમારંભ છે, જે યોગનો ગોચર-વિષય છે, એવા આત્માનું 'સત્'-જેમ છે તેમ યથાવત શુદ્ધ સ્વરૂપ શોધવું જોઈએ એકાંતે અનિત્ય-પરિણામી કે એકાંતે નિત્ય-અપરિણામી આત્મા માનવામાં આવે તો તેમાં યોગમાર્ગનો સંભવ નથી, પરિણામી નિત્ય આત્મા માનવામાં આવે તો જ યોગમાર્ગનો સંભવ છે આમ ગોચરશુદ્ધિ જોવી જોઈએ (૨) આપણે જે યોગસાધન કરવા માગીએ છીએ તે સ્વરૂપથી 'સત્' છે કે કેમ? અર્થાત આ યોગસાધન ખરેખર આત્મસાધક થાય છે કે કેમ? તે તપાસવું જોઈએ

---

* "क्षुद्रो लाभरतिर्दीनो मत्सरी भयवान् शठ । अज्ञो भवाभिनन्दी स्यान्निष्फलारम्भसंगत. ॥
इत्यसत्परिणामानुविद्धो बोधो न सुन्दर । तत्सगादेव नियमाद्विषसंपृक्तकान्नवत् ॥"

× "मोक्षहेतुर्यतो योगो भिद्यते न तत क्वचित् । साध्याभेदात्तथाभावे तूक्तिभेदो न कारणम् ॥
मोक्षहेतुत्वमेवास्य किंतु यत्नेन धीधनै । सद्गोचरादिसंशुद्ध मृग्य स्वहितकाङ्क्षिभि ॥
गोचरश्च स्वरूपं च फलं च यदि युज्यते । अस्य योगस्ततोऽय यन्मुख्यशब्दार्थयोगत ॥"

( ૩ ) આ યોગનું ફલ શુદ્ધ છે કે કેમ ? અર્થાત્ મોક્ષરૂપ શુદ્ધ ફલનું ' સત ' સ્વરૂપ શું છે ? અને આ યોગ તે શુદ્ધ આત્મસિદ્ધિરૂપ સતફલ સમર્પે એવો છે કે કેમ ? આ ચોકસી કરવી જોઇએ. આમ સાધ્ય, સાધન અને સિદ્ધિ એ ત્રણ પ્રકારની યોગશુદ્ધિ અત્ર અવશ્ય જોવી જોઇએ. કારણકે સત્ સાધ્ય લક્ષમાં રાખી, સત્ સાધન સેવે, તો સતસિદ્ધિ થાય; શુદ્ધ આત્મસ્વરૂપનો નિરંતર લક્ષ્ય રાખી, શુદ્ધ આત્મસાધન સેવે, તો શુદ્ધ આત્મસિદ્ધિ થાય. અર્થાત્ સત્ એવા આત્મસ્વરૂપનો અવંચક યોગ-**યોગાવંચક** સાધી, તે આત્મસ્વરૂપની સાધક એવી સત અવંચક યોગક્રિયા-**ક્રિયાવંચક** કરે, તો શુદ્ધ આત્મસિદ્ધિરૂપ સત અવંચક ફલ-ફલાવંચકની પ્રાપ્તિ થાય. આ ઉપરથી આ પરમાર્થ ફલિત થાય છે કે યોગસાધન કરવા ઇચ્છતા આત્માર્થી સાધકે એટલું અવશ્ય ગવેષવા યોગ્ય છે કે આપણે જે આ સાધન સેવીએ છીએ તે ખરેખર મોક્ષહેતુરૂપ થઇ પડે છે કે કેમ ? ઇષ્ટ આત્મસિદ્ધિરૂપ સાધ્ય મધ્યબિન્દુ પ્રત્યે લઇ જાય છે કે કેમ ? સાધ્ય લક્ષ્ય-બિંદુ ચૂકી જઇ, લક્ષ્ય વિનાના બાણની પેઠે, આ મ્હારા યોગ-ક્રિયા-ફલ વંચક તો નથી થઇ પડતા ને ? અવંચક જ રહે છે ને ?

આમ ગોચરશુદ્ધિ, સ્વરૂપશુદ્ધિ અને ફલશુદ્ધિથી યુક્ત એવો યોગ હોય તો તેનું જ યથાર્થ મોક્ષહેતુપણું ઘટે. આ વસ્તુ સ્વીકારવામાં આવે તો પછી અત્રે યોગમાર્ગમાં કોઇ પણ દર્શનના યોગશાસ્ત્રનો ભેદ રહેતો નથી. કારણ કે શુદ્ધ આત્મારૂપ સત્ સાધ્યનો અભેદ છે, તેના સતસાધનરૂપ શમપરાયણ **મોક્ષમાર્ગનો અભેદ** છે, અને સાધનાના સતફળરૂપ શુદ્ધ આત્મસિદ્ધિનો-મોક્ષનો અભેદ છે, અને તેથી આત્મસિદ્ધિને સાધનારા શમનિષ્ઠ **સર્વ મુમુક્ષુઓનો પણ અભેદ** છે. નામાદિનો ભેદ ભલે હો, પણ તેથી કાંઇ યોગના પરમાર્થમાં ભેદ પડતો નથી. અને આમ સત એવા સાધ્ય, સાધન અને સિદ્ધિની શુદ્ધિ જ્યાં વર્તે છે એવો યોગ જ સત્ યોગ-વાસ્તવિક યોગ છે; અને તેમાં જ **'मोक्षेण योजनाद् योगः'** એવું મોક્ષહેતુપણારૂપ યોગનું **સર્વદર્શનસંમત** લક્ષણ સમ્યક્પણે ઘટે છે. આવી સમ્યક્ શુદ્ધિથી આ યથોક્ત યોગલક્ષણ જ્યાં ઘટે એ જ યોગની ખરેખરી કસોટી ( Touch-stone ) છે, અને યોગની બીજી વ્યાખ્યાએ પણ આ મુખ્ય વ્યાખ્યાની અંગભૂત હોઇ તેની કસોટી પણ આ જ છે. આ દૃષ્ટિ લક્ષમાં રાખી હવે આ બીજી વ્યાખ્યાઓની પણ કંઇક સમીક્ષા કરીએ.

## ૩. વિવિધ યોગવ્યાખ્યાઓની મીમાંસા અને સમન્વય.

### ( ૧ ) સર્વ પરિશુદ્ધ ધર્મવ્યાપાર તે યોગ

મોક્ષ સાથે યોજનને લીધે 'પરિશુદ્ધ એવો સર્વ ધર્મવ્યાપાર તે યોગ'-એમ શ્રી ×યોગવિંશિકામાં શ્રી હરિભદ્રસૂરિજીએ યોગની વ્યાખ્યા કરી છે, તેનો ફલિતાર્થ પણ એ જ છે. ધર્મ એટલે વસ્તુસ્વભાવ, **'वत्थुसहावो धम्मो।'** આ મહા તત્ત્વગંભીર સૂત્ર

પ્રમાણે આત્મવસ્તુનો સ્વભાવ તે આત્મધર્મ. આવા પરિશુદ્ધ-સર્વથા શુદ્ધ આત્મસ્વભાવ રૂપ ધર્મનો ×વ્યાપાર-પ્રવૃત્તિ-આચરણ તે યોગ. આત્મા પોતાના શુદ્ધ દર્શનજ્ઞાનમય સ્વભાવમાં વર્તે તે જ વાસ્તવિક ધર્મ છે, તે જ ચારિત્ર છે, અને તે જ યોગ છે. આ આત્મધર્મ આત્માનો સ્વભાવભૂત હોઈ સનાતન છે, શાશ્વત છે, ત્રિકાલાબાધિત છે વાસ્તવિક 'સનાતન ધર્મ' એ જ છે. જિનધર્મ એ એનું પર્યાય નામ છે, કારણ કે શુદ્ધ સહજાત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલા શુદ્ધ આત્મા તેનું તત્ત્વવાચક નામ જ 'જિન' અર્થાત્ વીતરાગ પ્રભુ છે. અને એવા તે જિન-વીતરાગનો-શુદ્ધ આત્માનો ધર્મ તે જ જિનધર્મ અથવા આત્મધર્મ છે. નિજ આત્મસ્વભાવમાં વર્તવારૂપ આ **સનાતન આત્મધર્મ** એ જ આત્માનો 'સ્વધર્મ'-સ્વસમય છે, અને આત્માથી અન્ય એવા પરભાવ-વિભાવમાં વર્તવું એ જ 'પરધર્મ'-પરસમય છે. આ આત્મસ્વભાવરૂપ 'સ્વધર્મ'માં વર્તતાં નિધન-મૃત્યુ થાય તે શ્રેય છે, પણ પરભાવમાં વર્તવારૂપ 'પરધર્મ' ખરેખર 'ભયાવહ' છે!

'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।'

"ધરમ ધરમ કરતો સહુ જગ ફિરે, ધર્મ ન જાણે હો મર્મ;
ધર્મ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ.
શુદ્ધાતમ અનુભવ સદા, તે સ્વસમય વિલાસ રે;
પર વડી છાંયડી જે પડે, તે પરસમય નિવાસ રે."—શ્રી આનંદઘનજી.

આ ધર્મ તો પોતાના આત્મામાં જ રહ્યો છે અને તેમાંથી જ આવિર્ભૂત-પ્રગટ કરવાનો છે, અથવા આ આત્મા પોતે જ ધર્મ છે, એટલી સીધી સાદી વાત લોક સમજતા નથી, અને પારકે ઘેર ધર્મ ઢૂંઢતા ફરે છે, પણ પોતાના ઘેર જ ધર્મ છે તે દેખતા નથી અને કસ્તૂરીઆ મૃગ જેવું આચરણ કરે છે! આ ધર્મમૂર્તિ આત્મારૂપ '**પરમ નિધાન પ્રગટ મુખ આગળે**' ખુલ્લો પડ્યો છે, તેને ઉલ્લંઘી જઈને તેઓ તેની શોધમાં બ્હાર નીકળી પડ્યા છે!

"પર ઘરે જોતાં રે ધર્મ તુમે ફરો, નિજ ઘર ન લહો રે ધર્મ!
જેમ નવિ જાણે રે મૃગ કસ્તૂરીઓ, મૃગમદ પરિમલ મર્મ."—શ્રી યશોવિજયજી.
"પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલ્લંઘી હો જાય!
જ્યોતિ વિના જુઓ! જગદીશની, અંધોઅંધ પલાય!"—શ્રી આનંદઘનજી.

જેમ નિર્મલતા એ સ્ફટિક રત્નનો સ્વભાવ હોઈ તેનો ધર્મ છે, તેમ કષાય અભાવરૂપ નિર્મલતા એ જ આત્માનો શુદ્ધ સ્વભાવ હોઈ આત્માનો ધર્મ છે. અર્થાત્

×"मुक्खेण जोयणाओ जोगो सव्वो वि धम्मवावारो।
परिसुद्धो विन्नेओ, ठाणाइगओ विसेसेणं ॥"

નિષ્કષાય શુદ્ધ આત્મા એ જ ધર્મ છે, આત્મશુદ્ધિ એ જ ધર્મ છે, તેથી વિપરીત તે અધર્મ છે. પણ સ્ફટિક રત્નનો સ્વભાવ નિર્મલ છતાં, પાસે રાતું ફૂલ વગેરે બાહ્ય ઉપાધિને લીધે તેની નિર્મલતામાં ઉપરાગરૂપ આવરણ આવે છે; તેમ કર્મરૂપ બાહ્ય ઉપાધિને લીધે રાગ-દ્વેષ-મોહાદિ વિભાવ પરિણામોની ઉત્પત્તિથી આત્માની નિર્મળતા અવરાય છે તે ઉપાધિ દૂર થયે સ્ફટિક જેમ સ્વયમેવ શુદ્ધ સહજ સ્વરૂપે પ્રકાશે છે, તેમ રાગાદિ વિભાવ ઉપાધિ દૂર થયે આત્મા સ્વયં શુદ્ધ સહજ સ્વરૂપે પ્રકાશે છે આત્માનો નિર્મલ શુદ્ધ સ્વભાવ તો ત્રિકાલાબાધિત ને સ્વયં સ્થિત જ છે, આવરણ દૂર થયું કે તે બસ પ્રગટ જ છે. આમ જેટલે જેટલે અંશે આવરણ દૂર થાય, વિભાવ ઉપાધિ ટળે, નિરુપાધિપણું આવે, તેટલે તેટલે અંશે આ આત્મધર્મની સિદ્ધિ છે; અને તેવું નિરુપાધિકપણું સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનથી માંડીને મોક્ષપ્રાપ્તિ પર્યંત ઉત્તરોત્તર પ્રગટતું જાય છે. એટલે આમ પરિશુદ્ધ આત્મસ્વભાવને પ્રગટ કરતો **સર્વ પરિશુદ્ધ ધર્મવ્યાપાર એ યોગ છે**, એ વ્યાખ્યા સર્વથા યથાર્થ છે.

"જિમ નિર્મલતા રે રત્ન સ્ફટિકતણી, તેમજ જીવ સ્વભાવ;
તે જિન **વીરે** રે ધર્મ પ્રકાશિઓ, પ્રબળ કષાય અભાવ શ્રી સીમંધર૦

જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ;
સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ."—શ્રી યશોવિજયજી.

"જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે. આત્મા જે પ્રકારે અન્યભાવ પામે તે પ્રકાર અન્યરૂપ છે, ધર્મરૂપ નથી" **શ્રીમદ્ રાજચંદ્ર**, પત્રાંક ૩૨૯.

'મોક્ષની સાથે યોજે તે યોગ' એ મુખ્ય વ્યાખ્યા જ્યાં યથાર્થપણે લાગુ પડે છે એવા આ પરિશુદ્ધ ધર્મવ્યાપારનું જ્વલંત ઉદાહરણ જૈનશાસ્ત્રોક્ત આ પંચવિધ યોગ છેઃ **અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય** એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ એવો આ પાંચ તબક્કાવાળો (stages) યોગ કહ્યો છે (જુઓ યોગબિંદુ શ્લો. ૩૫૮-૩૬૭)

"નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ કહિયે રે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે, તે ન અધ્યાતમ લહિયે રે....શ્રી શ્રેયાંસ૦

નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડો રે;
ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે"—શ્રી આનંદઘનજી.

## (૨) ચિત્તવૃત્તિનિરોધ તે યોગ

'योगश्चित्तवृत्तिनिरोध.।' ચિત્તવૃત્તિનો નિરોધ તે યોગ, એવી મુનિ **પતંજલિએ** કરેલી યોગવ્યાખ્યા પણ એ જ પ્રયોજન દાખવે છે; કારણ કે ચિત્તનિરોધ થાય ત્યારે

દ્રષ્ટાનું (પુરુષ–આત્માનું) સ્વરૂપમાં અવસ્થાન થાય 'तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्।' (પા. યો.) આમ આ વ્યાખ્યા પણ પૂર્વોક્ત સર્વ અર્થને પુષ્ટ કરે છે. આ વ્યાખ્યાથી **સંપ્રજ્ઞાત** અને **અસંપ્રજ્ઞાત** એ બન્ને સમાધિનો યોગની વ્યાખ્યામાં સમાવેશ કરવાનો આશય છે. જૈનશાસ્ત્રોક્ત અધ્યાત્માદિ પાંચ ભેદવાળો યોગ ઉપરમાં કહ્યો, તેના પાંચમા **વૃત્તિસંક્ષય** ભેદમાં આ સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એ બન્ને સમાધિનો અત્યંત સુગમતાથી અવતાર થાય છે. સ્થૂલ–સૂક્ષ્મ એવી આત્માની ચેષ્ટાઓ તે વૃત્તિઓ છે; તેઓનો મૂલ હેતુ કર્મસંયોગયોગ્યતા છે; આ આત્માની કર્મસંયોગયોગ્યતાનો અકરણનિયમથી અપગમ થવો, સમૂળગું દૂર થવું તે વૃત્તિક્ષય. આવો વિશિષ્ટ વૃત્તિક્ષય જ્યાં થાય છે તે **શુક્લધ્યાન**ના પ્રથમ બે ભેદમાં **સંપ્રજ્ઞાત**× સમાધિ અવતરે છે, કારણ કે ત્યાં વૃત્તિ અર્થોનું સમ્યક્ પ્રકર્ષરૂપથી જ્ઞાન હોય છે. ક્ષપકશ્રેણીની પરિસમાપ્તિ વેળાયે **કેવલજ્ઞાન** લાભ તે **અસંપ્રજ્ઞાત** સમાધિ છે, કારણ કે ત્યાં ગ્રાહ્ય–ગ્રહણાકારવાળી ભાવમનોવૃત્તિઓના અવગ્રહાદિક્રમે સમ્યક્ પરિજ્ઞાનનો અભાવ હોય છે. ઇત્યાદિ પ્રકારે આ પાતંજલોક્ત યોગ વ્યાખ્યાનો જૈનશાસ્ત્રોક્ત વ્યાખ્યા સાથે સુમેળ મળે છે, એટલું જ નહિં પણ કેટલાક પારિભાષિક શબ્દોનું* પણ આશ્ચર્યજનક સામ્ય દૃશ્ય થાય છે! 'समत्वं योग उच्यते' એ **ગીતા**માં કહેલી વ્યાખ્યા પણ ઉક્ત પાંચ ભેદના ચોથા સમતા યોગ સાથે સમન્વય સાધે છે.

આ યોગની પ્રક્રિયા આ પ્રકારેઃ ચિત્ત જ્યારે ક્ષીણવૃત્તિવાળું થઇ જાય, ત્યારે તેમાં પરમાત્મસ્વરૂપની **સમાપત્તિ** થાય. સમાપત્તિ એટલે ધ્યાનદ્વારા સ્પર્શન. જેનું ધ્યાન કરવામાં આવે છે, તેના સ્વરૂપનું ધ્યાનથી સ્પર્શન–અનુભવન થવું, તદ્રૂપતાની સમ્યક્ આપત્તિ–પ્રાપ્તિ થવી, તદ્રૂપપણું પામવું તે સમાપત્તિ **સ્ફટિક** જેવું નિર્મલ **ચિત્તરત્ન** જેનું ધ્યાન ધરે છે, તેની તેવી છાયા તેમાં પડે છે કારણ કે ચિત્ત જ્યારે નિર્મલ ક્ષીણવૃત્તિવાળું, સ્ફટિક જેવું પારદર્શક સ્વચ્છ (Crystal-clear) થઇ જાય, ત્યારે તે અન્ય વૃત્તિ પ્રત્યે દોડતું નહિં હોવાથી સ્થિર થઇ એકાગ્રપણું પામે; અને આમ જ્યારે તે

---

× "समाधिरेष एवान्यैः संप्रज्ञातोऽभिधीयते। सम्यक्प्रकर्षरूपेण वृत्त्यर्थज्ञानतस्तथा॥
असंप्रज्ञात एषोऽपि समाधिर्गीयते परैः। निरुद्धाशेषवृत्त्यादितत्स्वरूपानुवेधतः॥"

વિશેષ માટે જુઓ શ્રી હરિભદ્રસૂરિકૃત યોગબિન્દુ, અને શ્રી યશોવિજયજીએ કરેલી પાતંજલ યો૦ સૂ૦ની પરમ સૂક્ષ્મ વિવેકવાળી વ્યાખ્યા,–જેમાં એ મહાત્માઓએ મધ્યસ્થપણે ક્વચિત્ પાતંજલ સૂત્રોક્ત વ્યાખ્યાની વિકલતા દર્શાવી આપી, ગુણગ્રાહી વિશાલ તત્ત્વદૃષ્ટિથી જૈન શાસ્ત્રોક્ત યોગ સાથે તેનો અદ્ભુત સમન્વય સાધી બતાવી, પોતાની કુશાગ્રબુદ્ધિનો અને મહાનુભાવ ઉદારતાનો આપણને પરિચય કરાવ્યો છે.

* 'वितर्कविचारानन्दास्मितारूपानुगमात्संप्रज्ञातः।' ૪૦ (પા૦ સૂ૦) તેની સાથે સરખાવો શુક્લધ્યાનના નામ–(૧) પૃથક્ત્વવિતર્કસવિચાર, (૨) એકત્વવિતર્કઅવિચાર. ઇત્યાદિ.

એકાગ્રપણું પામે ત્યારે જ તે તન્મય ભાવને પામે. તાત્પર્ય કે ચિત્ત નિર્મલ થાય તો સ્થિર થાય ને સ્થિર થાય તો તન્મય થાય, અને ત્યારે જ સમાપત્તિ થાય. બહિરાત્મભાવ ત્યજી દઈ, અંતરાત્મભાવ પામી, સ્થિર ભાવથી 'આત્મા તે પરમાત્મા' એવું ભાવન કરે તો અવિકાર એવા નિર્મલ ચિત્ત દર્પણમાં પરમાત્માનું અર્પણ થાય, પ્રતિબિંબ પડે, સમાપત્તિ થાય. આમ ચિત્તવૃત્તિનિરોધ—> સમાપત્તિ—> અધ્યાત્મપ્રસાદ—> ઋતંભરા પ્રજ્ઞા—> તત્ત્વસંસ્કાર—> અસંપ્રજ્ઞાત સમાધિ—> કૈવલ્ય,–યોગપ્રક્રિયાનો આ ક્રમ છે.*

"બહિરાતમ તજ અંતર આતમ, રૂપ થઈ થિરભાવ;
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અરપણ દાવ.
સુમતિ ચરણકજ આતમઅરપણા, દરપણ જિમ અવિકાર."—શ્રી આનંદઘનજી.

## (૩) સમિતિ ગુપ્તિ સાધારણ ધર્મવ્યાપાર તે યોગ

મન, વચન, કાયાને માટે જૈનશાસ્ત્રમાં 'યોગ' એવી સંજ્ઞા પ્રયોજાય છે, તે પણ સૂચક અને તે જ અર્થની વાચક છે. તેમજ 'ઉપયોગ' એ જૈન પરિભાષાનો વિશિષ્ટ શબ્દ છે. દર્શનોપયોગ અને જ્ઞાનોપયોગ એમ બે પ્રકારે વિભક્ત થયેલો આ ઉપયોગ જીવનું સ્વલક્ષણ છે. 'उपयोगो लक्षणं जीवस्य' (ત. સૂ.) આ યોગ-ઉપયોગનો પરસ્પર ઘનિષ્ઠ સંબંધ છે. આત્મા શુદ્ધ જ્ઞાન–દર્શનસ્વરૂપ ઉપયોગમાં સ્થિર થાય તો તેના મનાદિ યોગ સ્થિર હોય અને મનાદિ યોગ સ્થિર હોય તો ઉપયોગની ચંચલતાનું કારણ અસ્થિર યોગ દૂર થવાથી ઉપયોગ પણ સ્થિર થાય.

ઉપયોગસ્વરૂપ આત્મા આ દેહની સાથે ક્ષીરનીરવત એકક્ષેત્રાવગાહ સ્થિતિ કરી રહ્યો છે, છતાં તે દેહથી આ આત્મા મ્યાનથી તલવારની જેમ ભિન્ન છે, તેને કેમ પ્રાપ્ત કરવો? તો કે ઉપયોગ ન ચૂકાય એ રીતે મન–વચન–કાયાના સમ્યક્ યોગથી. આ મન–વચન–કાયાનો એવો સમ્યક્ યોગ કરવો, એવું કર્મકોશલ દાખવવું, કે જેથી તે આત્માને સ્વરૂપસાધનમાં બાધક ન થતાં સાધક થઈ પડે 'योगः कर्मसु कौशलम्' (ગીતા). અને તેને માટેની વિધિ આ છે કે મન–વચન–કાયાના યોગની એવી સંક્ષિપ્તતા કરવી કે જેથી કરીને દેહ-પર્યંત આત્માની સ્વરૂપને વિષે મુખ્યપણે સ્થિરતા વર્તે; અને આ આત્મસ્થિરતા એવી હોય કે ગમે તેવા ઘોર પરીષહ કે ઉપસર્ગના ભયથી તેનો અંત આવે નહિં. આમ મન-વચન–કાયાના યોગને સંક્ષિપ્ત કરવા, ટુંકાવવા, તેને જ જૈન પરિભાષામાં **મનોગુપ્તિ, વચનગુપ્તિ** અને **કાયગુપ્તિ** એવા યથાર્થ નામ આપ્યા છે. મન–વચન–કાયાના યોગનું

---

* "क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषु तत्स्थतदञ्जनतासमापत्तिः। × × × ता एव सबीजः समाधिः। निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः। ऋतम्भरा तत्र प्रज्ञा।" ઈ. પાતંજલ યો. સૂ. ૧. ૪૧-૫૧

એવું કૌશલયુક્ત ગુપ્તપણું-સંરક્ષણ કરવું, યતના-જાળવણી કરવી કે જેથી ઉપયોગસ્વરૂપ આત્મા સ્વરૂપને વિષે સ્થિર થાય, 'સ્વરૂપગુપ્ત' થાય. હવે જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી તો મન-વચન-કાયાના યોગની કંઇ ને કંઇ પ્રવૃત્તિ થવાની જ. ત્યારે તે કેમ કરવી કે જેથી કરીને આત્મસ્થિરતાને બાધ ન આવે? તો કે મન-વચન-કાયાના યોગની પ્રવૃત્તિ કરવી પડે તે એવી સમ્યક્ કરવી કે જેથી આત્માનું સ્વરૂપને વિષે સંયમન રહે. એવા એકાંત આત્મસંયમના હેતુથી જ મન-વચન-કાયાની સમ્યક્ પ્રવૃત્તિ કરવી, અને તે પણ નિજ સ્વરૂપનો નિરંતર લક્ષ રાખીને તથા આપ્ત પુરુષની આજ્ઞાને આધીનપણે જ,-આત્મસ્વરૂપનો લક્ષ ચૂકીને કે સ્વચ્છંદે નહિં જ. આવી જે સંયમહેતુક મન-વચન-કાયાની સમ્યક્ પ્રવૃત્તિ તેને 'સમિતિ' એવું યથાર્થ નામ આપ્યું છે. એટલે કે યતનાથી ચાલવું, યતનાથી બોલવું, યતનાથી ઇચ્છવું, યતનાથી લેવું-મૂકવું, યતનાથી ઉત્સર્ગ કરવો, તે ઇર્યાસમિતિ આદિ પાંચ સમિતિ પ્રસિદ્ધ છે. અને આવી જે સમ્યક્પ્રવૃત્તિ તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાય અને છેવટે નિજ સ્વરૂપને વિષે લીન થાય.

"આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની, મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો;
ઘોર પરીષહ કે ઉપસર્ગ ભયે કરી, આવી શકે નહિં તે સ્થિરતાનો અંત જો...અપૂર્વ૦
સંયમના હેતુથી યોગ પ્રવર્તના, સ્વરૂપ લક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં, અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો.

....અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?"—શ્રીમદ્ રાજચંદ્રજી.

અને પરમાર્થથી વિચારીએ તો આત્માનું સ્વરૂપને વિષે સંવરથી સંવૃત થવું-ગુપ્ત થવું તે જ ગુપ્તિ, આત્માનું સ્વરૂપને વિષે વિચરવું તે ઇર્યાસમિતિ, દેહાદિથી ભિન્ન એવો હું આત્મા છું એ નિરંતર દૃષ્ટિસન્મુખ રાખી સાપેક્ષ પરમાર્થસત્ સત્ય વચન ઉચ્ચારવું તે ભાષાસમિતિ, આત્મસ્વભાવ શિવાય અન્ય વસ્તુ ન ઇચ્છવી તે એષણાસમિતિ, સ્વભાવનું આદાન-ગ્રહણ× કરવું અને વિભાવ-પરભાવનો ત્યાગ કરવો તે આદાનનિક્ષેપ સમિતિ, અને આમ આત્માને સર્વથા શુદ્ધ સ્વભાવમાં પરિસ્થાપન કરી શુદ્ધ સ્વભાવસ્થિત આત્મવસ્તુનો ઉત્સર્ગ કરવો-આત્મસિદ્ધિ કરવી તે પારિષ્ઠાપનિકા અથવા ઉત્સર્ગ સમિતિ. આ ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ મળીને 'અષ્ટ પ્રવચન માતા' કહેવાય છે, અને તે સમસ્ત ધર્મવ્યાપારમાં સાધારણ-વ્યાપક છે, એટલે શ્રી યશોવિજયજીએ કરેલ વ્યાખ્યા પ્રમાણે 'समितिगुप्तिसाधारणं धर्मव्यापारत्वं योगत्वं' એ યોગનું ઉક્ત લક્ષણ સમ્યક્ છે.

---

× "त्यागादाने बहिर्मूढः करोत्यध्यात्ममात्मवित्।
नान्तर्बहिरुपादानं न त्यागो निष्ठितात्मनाम्॥"—સમાધિશતક.

## ( ૪ ) મનઃસ્થિરતા-ચિત્તસમાધિ તે યોગ

અથવા સ્થિરપણું એ યોગ એમ પણ યોગની વ્યાખ્યા છે. કારણ કે યુજ્ ધાતુનો સમાધિ પામવી એવો અર્થ પણ થાય છે. એટલે ચિત્તસમાધિ-મનઃસ્થિરતા તે યોગ. આ પણ યથાર્થ છે. ચિત્તવૃત્તિઓ જ્યાંસુધી જ્યાં ત્યાં દોડ્યા કરે ત્યાંસુધી ચિત્ત સ્થિર થાય નહિં, અને સ્થિર થાય નહિં ત્યાંસુધી સમાધિ-આત્મલીનતા પામે નહિં. ચિત્ત નિર્મલ થાય તો સ્થિર થાય ને સ્થિર થાય તો સમાધિ-આત્મલય પામે આ યોગમાં મનનો જય કરવો, મનને સાધવું એ જ મુખ્ય વસ્તુ છે આ મન ખરેખર ! 'દુરારાધ્ય' છે, રીઝવવું-વશ કરવું મુશ્કેલ છે. *ગીતામાં કહ્યું છે કે 'આ ચંચલ મન મથન કરનારું ને અત્યંત બળવાન્ છે. વાયુની જેમ તેનો નિગ્રહ કરવો ઘણો કઠિન છે ' આ મનમર્કટના તરકટ ભારી છે ! આ 'મનડું' છે તો નપુસકલિંગી, પણ એ બધાય 'મરદ'ને ઠેલે મારે છે-ઠેબે ચડાવે છે ! બીજી વાતે તો 'પુરુષ' સમર્થ છે, પણ આ મનડાને કોઈ 'જેર' કરી શકતું નથી !

"મનડું કિમહી ન બાઝે હો કુંથુજિન ! મનડું કિમહી ન બાઝે;
જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાજે હો. કુંથુજિન. !

મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઇ ન જેલે હો. કુંથુ." —શ્રી આનંદઘનજી.

આ **મનમર્કટને** વશ કરવા માટે પ્રથમ તો એને ક્યાંક બાંધી રાખવું જોઇએ અથવા એના જોગું કાંઇ કામ સોંપી દેવું જોઇએ, એટલે એ વાંદરું બિચારું ભલે ચઢઉતર કર્યા કરે ! દા. ત. જેણે તે મનનો જય કર્યો છે એવા પરમાત્મા વીતરાગ પ્રભુના ચરણરૂપ થાંભલા સાથે આ મનને પ્રેમની સાંકળથી બાંધી દેવું, એટલે એ બાપડું આડુંઅવળું ચસી શકે નહિં. અથવા તો એને શ્રુતસ્કંધમાં રમવા માટે છૂટું મૂકી દેવું, એટલે તેમાં તે ભલે આરોહણ-અવરોહણ કર્યા જ કરે ! ભલે આત્માર્થરૂપ ફળ ધરાઇ ધરાઈને ખાવા હોય તેટલા ખાય ! ભલે વચનરૂપ પાંદડા ચૂંટી કાઢે ! ભલે નયરૂપ શાખાઓમાં લટકી લટકીને હીંચકા ખાય ! ભલે વિશાલમતિરૂપ મૂલભાગમાં નાચ્યા કૂદ્યા કરે ! અથવા મનઃસમાધિનો સુગમ ને શ્રેષ્ઠ વિધિ સમાધિશતકમાં શ્રી **પૂજ્યપાદસ્વામીજીએ**× પ્રદર્શિત કર્યા પ્રમાણે આ છે કે-આત્માને મનની સાથે યોજવો, વાક્-કાયાથી વિયોજવો, અને વાક્-કાયાએ યોજેલો વ્યવહાર મનથી છોડી દેવો ઇત્યાદિ પ્રકારે વૈરાગ્ય-અભ્યાસના બલથી

---

*"चञ्चलं हि मनः कृष्ण, प्रमाथि बलवद् दृढम् । तस्याहं निग्रहं मन्ये, वायोरिव सुदुष्करम् ॥"
×"युञ्जीत मनसात्मानं,वाक्कायाभ्यां वियोजयेत्। मनसा व्यवहारं तु त्यजेत्वाक्कायोजितम्॥"

આ દુરારાધ્ય મનને જે 'ઠેકાણે' લાવે છે, સ્થિર એવા આત્મસ્થાનમાં જોડે છે, તે આ મનને સાધે છે, અને 'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું.' આમ બહુ સમ દેશમાં આવ્યે જેમ છાયા સમાઇ જાય છે, તેમ સમત્વ પામી આત્મા સ્વભાવમાં આવે, એટલે મનનું સ્વરૂપ પણ જાય છે, અર્થાત્ ચિત્ત આત્મામાં લીનતારૂપ સમાધિ પામે છે.

"આવ્યે બહુ સમ દેશમાં, છાયા જાય સમાઇ;
આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાઇ."—શ્રીમદ્ રાજચંદ્રજી.



## II. આ યોગદૃષ્ટિ સમુચ્ચય શાસ્ત્રનો અભિધેય વિષય.

### ૧. યોગદૃષ્ટિનું સામાન્ય દિગ્દર્શન

"ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા રે, ભવપરિણતિ પરિપાક;
દોષ ટળે ને દૃષ્ટિ ખૂલે ભલી રે, પ્રાપતિ પ્રવચન વાક."—શ્રી આનંદઘનજી.

આમ અત્રે પીઠિકારૂપે સામાન્યપણે, યોગની વ્યાખ્યાની મીમાંસા કરી, હવે આપણે આ **યોગદૃષ્ટિસમુચ્ચય શાસ્ત્ર**ના અભિધેય વિષય પર આવીએ:—આ ગ્રંથની આદિમાં જ ભૂમિકારૂપે યોગનું ઉક્ત મોક્ષહેતુપણું ચરિતાર્થ કરતા એવા **ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ** અને **સામર્થ્યયોગ**નું પરમ હૃદયંગમ રસપ્રદ બોધપ્રદ સ્વરૂપ કહ્યું છે. તેનું અત્ર પિષ્ટ-પેષણ નહિં કરતાં સુજ્ઞ જિજ્ઞાસુને તે આખું ભૂમિકા પ્રકરણ (પૃ. ૧૨) અવલોકવાની ભલામણ કરું છું આ ઇચ્છાયોગાદિ યોગત્રયીનો સીધેસીધો આશ્રય કર્યા વિના પણ વિશેષે કરીને તેમાંથી જ ઉદ્ભવ પામેલી આ આઠ **યોગદૃષ્ટિ** અત્ર કહી છે: **મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા, પરા.** આ યોગદૃષ્ટિના યથાર્થ નામ છે. જેમકે—સકલ જગત્ પ્રત્યે મૈત્રી ભાવવાળી તે મિત્રા, ઇ૦ આ યોગદૃષ્ટિના ભેદ કેમ પડે છે તે સમજવા માટે ઓઘદૃષ્ટિનું દૃષ્ટાંત રજૂ કર્યું છે.

"સઘન અઘન દિન રયણિમાં, બાલ વિકલ ને અનેરા રે;
અર્થ જૂએ જેમ જૂજૂઆ, તેમ ઓઘ નજરના ફેરા રે."—યો. સજ્ઝાય.

આમ એક જ લૌકિક દૃશ્યના દર્શનમાં પણ ચિત્ર બાહ્ય ઉપાધિભેદથી ક્ષયોપશમ પ્રમાણે જેમ ઓઘદૃષ્ટિના ભેદ પડે છે, તેમ પારલૌકિક પ્રમેયમાં પણ ક્ષયોપશમની વિચિત્રતાને કારણે જૂદો જૂદો પ્રતિપત્તિભેદ હોય છે, દૃષ્ટિભેદ—દર્શનભેદ હોય છે. જેમ કૅમેરાનો પડદો (Diaphragm) ઓછોવત્તો ખુલ્લે, તેમ દૃષ્ટિમર્યાદાનું ક્ષેત્ર (Field of vision) વધઘટ થાય છે; તે જ પ્રકારે જેવી ક્ષયોપશમની વધઘટ—તરતમતા હોય, જેટલું કર્મ આવરણ ખસ્યું હોય, કર્મનો પડદો ખૂલ્યો હોય, તેટલું ઓછુંવત્તું દર્શન યોગ-દૃષ્ટિવાળા પુરુષને થાય છે.

જે આત્માર્થનો-પરમાર્થનો લાભ થયો, તે અન્ય આત્માર્થી જીવોને પણ થાય એવા શુદ્ધ પરમાર્થ પ્રેમથી આ સમ્યગ્દષ્ટિ યોગીપુરુષો પરમ ધન્ય લોકહિતકર પરમાર્થ પ્રવૃત્તિ કરે છે.

"દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે;
હિતકરી જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે."—યો. સજ્ઝાય.

આ સદ્દષ્ટિની દૃષ્ટિ અષ્ટ પ્રકારની છે, તેનું સ્વરૂપ બરાબર સમજાવવા માટે ઉદાહરણરૂપ આ **ઉપમા** આપી છે, જે ઉપરથી જ તે તે દૃષ્ટિનો ઘણોખરો અર્થ સ્હેજે સમજાઇ જાય છે. આ આઠ દૃષ્ટિઓને અનુક્રમે (૧) તૃણ અગ્નિકણની, (૨) છાણાના અગ્નિકણની, (૩) કાષ્ઠ અગ્નિકણની, (૪) દીપપ્રભાની, (૫) રત્નપ્રભાની, (૬) તારાપ્રભાની, (૭) સૂર્યપ્રભાની અને (૮) ચંદ્રપ્રભાની,–એમ ઉપમા આપી છે. તૃણ અગ્નિકણથી માંડીને ચંદ્રપ્રભા સુધી ઉત્તરોત્તર પ્રકાશની તરતમતા છે, તેમ **મિત્રા** દૃષ્ટિથી માંડીને **પરા** દૃષ્ટિ સુધી ઉત્તરોત્તર બોધ-પ્રકાશની તરતમતા છે. આ ઉપમા પ્રત્યેક દૃષ્ટિમાં કેવી રીતે સાંગોપાંગ સંપૂર્ણપણે ઘટે છે તે અત્ર પરમ સુંદર રોચક શૈલીથી ગ્રંથકર્ત્તાએ બતાવી આપ્યું છે (જુઓ પૃ. ૬૩-૬૪ ઇ૰). મહાસમર્થ તત્ત્વદ્રષ્ટા **શ્રીમદ્ રાજચંદ્રજીએ** આ યોગદૃષ્ટિને થર્મોમીટરની (Thermometer)-ઉષ્ણતામાપક યંત્રની ઉપમા આપી છે, તે પણ યથાયોગ્યપણે અત્યંત બંધબેસતી છે. જેમ થર્મોમીટરથી શરીરની ઉષ્ણતાનું-ગરમીનું માપ નીકળી શકે છે, તેમ આ યોગદૃષ્ટિ ઉપરથી આત્માની આધ્યાત્મિક પ્રગતિનું, આત્મદશાનું, આત્માના ગુણસ્થાનનું માપ નીકળી શકે છે. ચૌદ ગુણસ્થાનકની પ્રસિદ્ધ યોજના જેમ આત્માના ગુણવિકાસનું માપ છે, અને તે ગુણવિકાસ પણ મોહઅપગમ પર નિર્ભર હોઇ જેમ જેમ મોહાંધકાર ઓછો થતો જાય તેમ તેમ આત્માનું ગુણસ્થાન વધતું જાય છે; તેમ આ યોગદૃષ્ટિની યોજના પણ આધ્યાત્મિક ગુણવિકાસનું માપ છે, અને તે સમ્યગ્ જ્ઞાનદૃષ્ટિના ઉન્મીલન પર નિર્ભર હોઇ જેમ જેમ બોધપ્રકાશ વધતો જાય છે તેમ તેમ આત્માની ગુણદશા વધતી જાય છે. આ બન્ને ઉત્તમ યોજના એક સીક્કાના બે પાસા જેવી છે. મોહનાશ એ ગુણસ્થાનકની ફૂટપટ્ટી (Yard-stick) અને બોધપ્રકાશ એ યોગદૃષ્ટિની ફૂટપટ્ટી છે તે તે દૃષ્ટિના યથોક્ત લક્ષણ પરથી અંતર્મુખ નિરીક્ષણ (Introspection) કરતાં આત્માર્થી મુમુક્ષુ પોતાની આત્મદશાનું માપ કાઢી શકે છે, અને તેથી આત્મગુણવૃદ્ધિની પ્રેરણા (Inspiration) પામી અપ્રાપ્ત ગુણના યોગ માટે તથા પ્રાપ્ત ગુણના ક્ષેમ માટે યથાયોગ્યપણે પ્રવર્ત્તી શકે છે આમ આ યોગદૃષ્ટિ આત્માર્થીને પરમ અમૃત લાભ આપનારી થઇ પડે છે.

આમાં પ્રથમ ચાર દૃષ્ટિ પર્યંત મુખ્ય-નિરુપચરિત એવું પહેલું 'ગુણસ્થાનક' હોય છે, અને તેનો પ્રકર્ષ-પરાકાષ્ઠા ચોથી **દીપ્રા** દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. અત્રે

લોકપ્રવાહમાં તણાતા અને સંસારને અભિનંદનારા **ભવાભિનંદી** પ્રાકૃત જનોનું જે લૌકિક પદાર્થ સંબંધી લૌકિક દૃષ્ટિએ ઓઘદર્શન-સામાન્ય દર્શન તે **ઓઘદૃષ્ટિ** ( Vision of a layman ) છે; અને ભવવિરક્ત મુમુક્ષુ સમ્યગ્દૃષ્ટિ યોગીપુરુષનું જે અલૌકિક પદાર્થ સંબંધી અલૌકિક દિવ્ય દર્શન તે **યોગદૃષ્ટિ** ( Vision of Yogi ) છે. ઓઘદૃષ્ટિની દર્શનપદ્ધતિ લૌકિક રીતિની, વ્યાવહારિક, પ્રવાહપતિત, ગતાનુગતિક ગાડરીઆ પ્રવાહ જેવી ને ભવમાર્ગાનુસારિણી હોય છે; યોગદૃષ્ટિની દર્શનપદ્ધતિ અલૌકિક, પારમાર્થિક, મોક્ષમાર્ગાનુસારિણી ને તત્ત્વગ્રાહિણી હોય છે. ક્ષયોપશમની વિચિત્રતાને કારણે દર્શનભેદ થાય છે, તે બાબત ઓઘદૃષ્ટિ મિથ્યાદૃષ્ટિ જનો પરસ્પર વિવાદ કરે, પણ યોગદૃષ્ટિસંપન્ન સમ્યગ્દૃષ્ટિ યોગીપુરુષો તો વિવાદ કરતા જ નથી, આવો દર્શનભેદ તે મહાનુભાવોના મનમાં વસતો જ નથી, પ્રાકૃત જનોની જેમ તેઓ મત-દર્શનના આગ્રહમાં તણાઇ જતા નથી. તે સમ્યગ્દૃષ્ટિ મહાજનો તો એક યોગમાર્ગને જ દેખે છે, યોગદર્શનને જ—આત્મદર્શનને જ દેખે છે એક જ આત્મતત્ત્વના મૂળમાં આ સર્વ દર્શનો વ્યાપ્ત છે, માત્ર 'દૃષ્ટિ' નો જ ભેદ છે, એમ તેઓ ખરા અંતઃકરણથી માને છે. તેઓ **ષડ્દર્શનને જિનદર્શનના અંગરૂપ** અથવા શુદ્ધ આત્મદર્શનના અંગરૂપ જાણે છે, એટલે તેના ખંડનમંડનની કડાકૂટમા ઉતરતા નથી, ઉલટા તે છએ દર્શનને આત્મબંધુરૂપ જાણી સમ્યગ્દૃષ્ટિથી આરાધે છે. કારણ કે તેઓને નયોની-અપેક્ષાવિશેષોની યથાર્થ મર્યાદાનું ભાન હોય છે, યથાયોગ્ય નયવિભાગ તેઓ કરી જાણે છે, એટલે આ **પરમ ઉદાર અનેકાંત દૃષ્ટિવાળા** નિષ્પક્ષપાત નિરાગ્રહી સમ્યગ્દૃષ્ટિ પુરુષોને તે તે દર્શનની મધ્યસ્થ પરીક્ષા કરતા તે તે દર્શનો એક જિનદર્શન અથવા શુદ્ધ આત્મદર્શનરૂપ પુરુષના અંગરૂપ જ ભાસે છે.

> " ભિન્ન ભિન્ન મત દેખિયે, ભેદ દૃષ્ટિનો એહ;
> એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ "
>
> " જે ગાયો તે સઘળે એક, સકળ દર્શને એ જ વિવેક;
> સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી. "—શ્રીમદ્ રાજચંદ્રજી.

> " ષડ્ દરિશણ જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધે રે;
> નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ્ દરિશન આરાધે રે. "—શ્રી આનંદઘનજી.

તેમજ શુદ્ધ બોધવંત, નિરાગ્રહી, મૈત્રી આદિ ભાવનાથી ભાવિતાત્મા અને પરમ ગંભીર ઉદાર આશયવાળા આ **સમ્યગ્દૃષ્ટિ સંતજનોની પ્રવૃત્તિ પણ પરાર્થે** હોય છે. એટલે આ અવધૂત 'નિર્પક્ષ વિરલાઓ' સર્વ દર્શનના નય-સદંશ ગ્રહે છે, અને 'આપ સ્વભાવમાં સદા મગન' રહે છે, અને લોકોને કલ્યાણકારી એવો '**સંજીવની-ચાર ન્યાય**' નો ચારો ચરાવી સન્માર્ગે ઉતારવાનો નિર્મળ પુરુષાર્થ સેવે છે. પોતાને

જે આત્માર્થનો–પરમાર્થનો લાભ થયો, તે અન્ય આત્માર્થી જીવોને પણ થાય એવા શુદ્ધ પરમાર્થ પ્રેમથી આ સમ્યગ્દૃષ્ટિ યોગીપુરુષો પરમ ધન્ય લોકહિતકર પરમાર્થ પ્રવૃત્તિ કરે છે.

"દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે;
હિતકરી જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે."—યો. સજ્ઝાય.

આ સદ્દૃષ્ટિની દૃષ્ટિ અષ્ટ પ્રકારની છે, તેનું સ્વરૂપ બરાબર સમજાવવા માટે ઉદાહરણરૂપ આ **ઉપમા** આપી છે, જે ઉપરથી જ તે તે દૃષ્ટિનો ઘણોખરો અર્થ સ્હેજે સમજાઇ જાય છે. આ આઠ દૃષ્ટિઓને અનુક્રમે (૧) તૃણ અગ્નિકણની, (૨) છાણાના અગ્નિકણની, (૩) કાષ્ઠ અગ્નિકણની, (૪) દીપપ્રભાની, (૫) રત્નપ્રભાની, (૬) તારાપ્રભાની, (૭) સૂર્યપ્રભાની અને (૮) ચંદ્રપ્રભાની,–એમ ઉપમા આપી છે. તૃણ અગ્નિકણથી માંડીને ચંદ્રપ્રભા સુધી ઉત્તરોત્તર પ્રકાશની તરતમતા છે, તેમ **મિત્રા** દૃષ્ટિથી માંડીને **પરા** દૃષ્ટિ સુધી ઉત્તરોત્તર બોધ–પ્રકાશની તરતમતા છે આ ઉપમા પ્રત્યેક દૃષ્ટિમાં કેવી રીતે સાંગોપાંગ સંપૂર્ણપણે ઘટે છે તે અત્ર પરમ સુંદર રોચક શૈલીથી ગ્રંથકર્ત્તાએ બતાવી આપ્યું છે (જુઓ પૃ. ૬૩–૬૪ ઇ૦). મહાસમર્થ તત્ત્વદ્રષ્ટા **શ્રીમદ્ રાજચંદ્રજીએ** આ યોગદૃષ્ટિને થર્મોમીટરની (Thermometer)–ઉષ્ણતામાપક યંત્રની ઉપમા આપી છે, તે પણ યથાયોગ્યપણે અત્યંત બંધબેસતી છે. જેમ થર્મોમીટરથી શરીરની ઉષ્ણતાનું–ગરમીનું માપ નીકળી શકે છે, તેમ આ યોગદૃષ્ટિ ઉપરથી આત્માની આધ્યાત્મિક પ્રગતિનું, આત્મદશાનું, આત્માના ગુણસ્થાનનું માપ નીકળી શકે છે. ચૌદ ગુણસ્થાનકની પ્રસિદ્ધ યોજના જેમ આત્માના ગુણવિકાસનું માપ છે, અને તે ગુણવિકાસ પણ મોહઅપગમ પર નિર્ભર હોઇ જેમ જેમ મોહાંધકાર ઓછો થતો જાય તેમ તેમ આત્માનું ગુણસ્થાન વધતું જાય છે; તેમ આ યોગદૃષ્ટિની યોજના પણ આધ્યાત્મિક ગુણવિકાસનું માપ છે, અને તે સમ્યગ્ જ્ઞાનદૃષ્ટિના ઉન્મીલન પર નિર્ભર હોઇ જેમ જેમ બોધપ્રકાશ વધતો જાય છે તેમ તેમ આત્માની ગુણદશા વધતી જાય છે. આ બન્ને ઉત્તમ યોજના એક સીક્કાના બે પાસા જેવી છે મોહનાશ એ ગુણસ્થાનકની ફૂટપટ્ટી (Yard-stick) અને બોધપ્રકાશ એ યોગદૃષ્ટિની ફૂટપટ્ટી છે. તે તે દૃષ્ટિના યથોક્ત લક્ષણ પરથી અંતર્મુખ નિરીક્ષણ (Introspection) કરતાં આત્માર્થી મુમુક્ષુ પોતાની આત્મદશાનું માપ કાઢી શકે છે, અને તેથી આત્મગુણવૃદ્ધિની પ્રેરણા (Inspiration) પામી અપ્રાપ્ત ગુણના યોગ માટે તથા પ્રાપ્ત ગુણના ક્ષેમ માટે યથાયોગ્યપણે પ્રવર્ત્તી શકે છે આમ આ યોગદૃષ્ટિ આત્માર્થીને પરમ અમૃત લાભ આપનારી થઇ પડે છે.

આમાં પ્રથમ ચાર દૃષ્ટિ પર્યંત મુખ્ય–નિરુપચરિત એવું પહેલું 'ગુણસ્થાનક' હોય છે, અને તેનો પ્રકર્ષ–પરાકાષ્ઠા ચોથી **દીપ્રા** દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. અત્રે

'ગુણસ્થાન' એટલે ખરેખર યથોક્ત ગુણનું સ્થાન એમ ભાવ સમજવો. એટલે **મિત્રા** વગેરે ચાર દષ્ટિમાં ઉત્તરોત્તર મિથ્યાત્વનું પ્રમાણ ઘટતું જાય છે ને તેથી ઉપજતા ગુણનું પ્રમાણ વધતું જાય છે. ત્યારપછી પાચમી **સ્થિરા** દષ્ટિથી માંડીને મિથ્યાત્વનો સર્વથા અભાવ હોય છે, સમ્યગ્‌દર્શન જ હોય છે પાંચમી દષ્ટિનો સમ્યગ્‌દર્શનરૂપ બોધપ્રકાશ રત્નપ્રભા જેવો સ્થિર હોય છે, એટલા માટે જ એને '**સ્થિરા**' એવું યથાર્થ નામ આપ્યું છે. આ **સમ્યગ્‌દર્શનરૂપ રત્નદીપક** મનોમંદિરમાં પ્રગટ્યો કે બસ ચતુબલ ખલાસ! મોહઅંધકારનો સર્વનાશ! ને અનુભવતેજનો ઝળહળાટ! સમ્યગ્‌દર્શન-રત્નનો દીવો જાગ્યો તે જાગ્યો! ઓલવાય જ નહિં! એટલું જ નહિં પણ તેનું તેજ **કાંતા, પ્રભા ને પરાદષ્ટિ**માં તારા, સૂર્ય ને ચંદ્ર પ્રભાની જેમ ઉત્તરોત્તર સ્થિરતર ને બળવત્તર બની વધતું જ જાય છે!

"સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ! રત્નદીપક અતિ દીપતો હો લાલ:
સા૦ મુજ મનમંદિરમાંહિ, આવે જો અરિબલ છીપતો હો લાલ.
સા૦ મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે ઝળહળે હો લાલ,
સા૦ ધૂમ કષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચળે હો લાલ"—શ્રી યશોવિજયજી.

આમ **મિત્રા** આદિ પ્રથમ ચાર દષ્ટિ પર્યંત મિથ્યાત્વ છતાં તેને સદ્દષ્ટિ-સમ્યગ્-દષ્ટિમાં કેમ ગણી? તેનું સમાધાન એમ છે કે **મિત્રા** આદિ ચાર દષ્ટિઓ છે, તે સમ્યગ્‌દષ્ટિના અમોઘ-અચૂક કારણરૂપ થાય છે. એટલા માટે કારણમાં કાર્યના ઉપચારથી તે મિત્રાદિની પણ સમ્યગ્‌દષ્ટિમાં ગણના કરી છે આ સમજવા માટે ઈક્ષુમાંથી શુદ્ધ સાકરની બનાવટનું દષ્ટાંત છે: શુદ્ધ સાકરની (Refined crystallised sugar) અવસ્થાએ પહોંચવામાં શેરડીથી માંડીને શુદ્ધ સાકર સુધીની સઘળી પ્રક્રિયામાંથી (Various processes) પસાર થવું જ પડે છે, ત્યારે જ ખડી સાકરની નિષ્પત્તિ થાય છે. તેમ શુદ્ધ આત્મસિદ્ધિને માટે **મિત્રા** આદિ આત્માના ક્રમિક ગુણવિકાસની અવસ્થાઓ પણ તેવા પ્રકારે ઉપયોગની છે, કારણ કે તે સમ્યગ્‌દષ્ટિનું કારણ થાય છે. આ મિત્રા આદિ અવસ્થાઓ ખરેખર! ઇક્ષુ આદિ જેવી છે, કારણ કે તેમાં પરમ અમૃત સમા સંવેગરૂપ માધુર્યની નિષ્પત્તિ થાય છે. આથી ઉલટું અભવ્યો તો નલ જેવા-બરૂ જેવા છે, તેથી કરીને જ તેમને કોઈ કાળે સંવેગમાધુર્ય નહિં નીપજતું હોઈ તેઓ મિત્રાદિ દષ્ટિ પામવા સર્વથા અયોગ્ય છે અને બીજાઓ-ભવ્યો પણ જ્યાંલગી સંવેગમાધુર્ય પામતા નથી ત્યાંલગી મિત્રાદિદષ્ટિ સ્પર્શતા નથી જ્યારે સંવેગરંગથી રંગાય છે, ત્યારે જ-**ચરમાવર્ત્ત**માં જ આ મિત્રાદિદષ્ટિ સ્પર્શે છે.

આ દષ્ટિ **સકલ યોગિદર્શનોને સંમત** છે. 'ખેદ આદિના પરિહારથી યમ આદિ યોગથી યુક્તને અનુક્રમે અદ્વેષાદિ ગુણનું સ્થાન એવી આ દષ્ટિ મુનિઓને (**પતંજલિ** આદિને) સંમત છે.' જે આ અષ્ટ દષ્ટિ કહી તેનો અહીં અનુક્રમે યમ, નિયમ, આસન,

પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ **અષ્ટાંગ યોગ**× **આદિ સાથે સમન્વય** દર્શાવ્યો છે. એટલે કે (૧) જ્યાં યોગનું પ્રથમ અંગ **યમ** હોય ત્યાં પ્રથમ **મિત્રા** દૃષ્ટિ હોય; જ્યાં યોગનું બીજું અંગ **નિયમ** હોય, ત્યાં બીજી **તારા** દૃષ્ટિ હોય, ઇ૦ (જુઓ કોષ્ટક પૃ. ૮૩). (૨) ખેદ, ઉદ્વેગ, ક્ષેપ, ઉત્થાન, ભ્રાંતિ, અન્યમુદ્, રુગ્ અને આસંગ એ આઠ ચિત્તદોષ છે. તેનો ત્યાગ કરવામાં આવતાં અનુક્રમે યોગના આઠ અંગની અને આઠ યોગદૃષ્ટિની પ્રાપ્તિ હોય છે. (૩) આ આઠ દૃષ્ટિ અનુક્રમે અદ્વેષ, જિજ્ઞાસા, શુશ્રૂષા, શ્રવણ, બોધ, મીમાંસા, પ્રતિપત્તિ અને પ્રવૃત્તિ એ આઠ ગુણનું સ્થાન છે. આ આઠ યોગાંગ, આઠ ચિત્તદોષ, આઠ ગુણના સ્વરૂપ માટે જુઓ પૃ. ૮૩ થી ૮૮.

આમ યોગાંગના સેવનથી, ચિત્તદોષના પરિહારથી અને યોગગુણના પ્રગટપણાથી આ 'યોગદૃષ્ટિ' અનુક્રમે વિકાસ પામતી જાય છે. આ દૃષ્ટિ એટલે દર્શન, સાક્ષાત્ દેખવું-સાક્ષાત્કાર છે,-પછી ભલે આ થોડી ઉઘડી હોય કે ઝાઝી. અત્રે આંખનું-ચર્મચક્ષુનું દૃષ્ટાંત ઘટે છે. આ આંતરૂચક્ષુરૂપ **દિવ્યચક્ષુ-યોગદૃષ્ટિ** પણ જેમ જેમ ઉઘડતી જાય છે, ઉન્મીલન પામતી જાય છે, ખૂલતી જાય છે, તેમ તેમ તેની દૃષ્ટિમર્યાદાનું ક્ષેત્ર (Field of yogic vision) વધતું જાય છે, વધારે ને વધારે વિશાળ 'દર્શન' થતું જાય છે, ને છેવટે સંપૂર્ણ 'દૃષ્ટિ' ખૂલતાં અનંત 'દર્શન' થાય છે. આમ યોગદૃષ્ટિ અથવા દર્શન એકરૂપ છે, છતાં આવરણ ટળવાના ભેદને લીધે તેના ઉન્મીલન અંશ પ્રમાણે-ઉઘડવા પ્રમાણે તેના આ આઠ **સ્થૂલ વિભાગ** પાડ્યા છે; બાકી કર્મ આવરણના ક્ષયોપશમાદિ-અનુસાર સૂક્ષ્મ ભેદ તો ઘણા ઘણા છે, કે જે કહેતાં પાર ન આવે.

આ 'દૃષ્ટિ' શબ્દનો અર્થ શો? **સત્શ્રદ્ધાસંગત બોધ** તે દૃષ્ટિ કહેવાય છે, અને તે અસત્પ્રવૃત્તિના વ્યાઘાતથી **સત્પ્રવૃત્તિપદાવહ** એવો હોય છે. અહીં 'સત્શ્રદ્ધા' એમ ખાસ કરીને કહ્યું, તે સ્વચ્છંદ મતિકલ્પનારૂપ અસત્ શ્રદ્ધાનો અપવાદ-નિષેધ કરવા માટે છે. સત્શાસ્ત્રના આધારવાળી, સતશાસ્ત્રને અનુકૂળ, આપ્ત પુરુષની આગમરૂપ આજ્ઞાને અનુસરનારી એવી સત્શ્રદ્ધા-સાચી તાત્ત્વિક શ્રદ્ધા હોય તો જ તે બોધને 'દૃષ્ટિ' નામ ઘટે છે. આથી ઉલટું સત્શ્રદ્ધા વિનાનો જે બોધ છે, અથવા સ્વછંદ કલ્પનારૂપ અસત્ શ્રદ્ધાવાળો કે દૃષ્ટિ-રાગવાળો જે બોધ છે તે 'દૃષ્ટિ' અથવા 'દર્શન' કહી શકાય નહિં. કારણ કે આંખ ઉઘડી ન હોય ત્યાંસુધી જેમ અંધપણું જ છે, દેખવાપણું નથી, દર્શન નથી, અથવા મિથ્યાદર્શન કે દૃષ્ટિરાગજ છે, તેમ સત્શાસ્ત્રશ્રદ્ધાથી જ્યાંલગી આંતરૂદૃષ્ટિ ઉઘડી નથી, ઉન્મીલન પામી નથી, ત્યાંસુધી દૃષ્ટિઅંધપણું જ છે, દેખવાપણું નથી, દર્શન નથી, અથવા મિથ્યાદર્શન કે દૃષ્ટિરાગ જ (coloured vision) છે. આ જીવને **નેત્રરોગીની ઉપમા** ઘટે છે, કારણ કે તેને દૃષ્ટિઅંધપણાનો-મિથ્યાદૃષ્ટિપણાનો ગાઢ રોગ લાગુ પડ્યો છે; તેને જો કોઇ તેવા દિવ્ય યોગદૃષ્ટિસંપન્ન 'દ્રષ્ટા' સદ્ગુરુરૂપ નિષ્ણાત (Expert) સદ્વૈદ્યનો જોગ મળે, ને તે

× "योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः।"—પાતંજલ યો. સૂ. ૨-૨૮

તેના રોગનું બરાબર નિદાન કરી યોગ્ય ચિકિત્સા કરે, જ્ઞાન–અંજન આંજે, તો ધીરે ધીરે તે દૃષ્ટિઅંધની દૃષ્ટિ ખૂલતી જાય, 'દિવ્ય નયન' ઉઘડે ને તે નેત્રરોગ સાવ મટી જાય. પણ ભૂલેચૂકે જો તે બાપડાને દૃષ્ટિવિહોણા આંધળા અસદ્ગુરુરૂપ ઊંટવૈદનો (Quack) ભેટો થઈ જાય તો તે તો તેની આંખ જ ફોડી નાંખે ને 'અંધોઅંધ પલાય' જેવી સ્થિતિ થાય!

આ સત્શ્રદ્ધાસંગત બોધરૂપ જ્ઞાનપ્રકાશવંતી યોગદૃષ્ટિના ફલરૂપે જીવની અસત્ પ્રવૃત્તિ અટકી જાય છે, અને **સત્પ્રવૃત્તિપદ** નિકટ આવે છે. આ સત્પ્રવૃત્તિપદ એટલે **'વેદ્યસંવેદ્ય પદ'** (આત્માનુભૂતિરૂપ સમ્યગ્દર્શન) અથવા **'શૈલેશીપદ'** છે. આ યોગદૃષ્ટિ તે **'સત્પ્રવૃત્તિપદાવહા'** છે. અહીં 'આવહ' એટલે લાવી આપનાર એ શબ્દ યોજ્યો છે તે અત્યંત સૂચક છે. લોહચુંબકની જેમ આકર્ષણશક્તિવાળી આ યોગદૃષ્ટિનું આકર્ષણ જ એવું પ્રબળ છે કે તે 'પદ' (મોક્ષપદ) એની મેળે ખેંચાતું ખેંચાતું સમીપ પ્રાપ્ત થતું જાય છે એક વખત આ યોગદૃષ્ટિરૂપ 'દિવ્ય નયન' નો સ્પર્શ કર્યો કે બેડો પાર! આ દૃષ્ટિરૂપ પારસમણિના સ્પર્શથી જીવરૂપ લોહ શુદ્ધ સુવર્ણ બની જાય છે! આવી આ મહામહિમાવાન્ આઠ ભેદવાળી આ યોગદૃષ્ટિમાં **મિત્રા** આદિ પહેલી ચાર દૃષ્ટિ પ્રતિપાતી–આવીને પાછી પડી જાય એવી હોય કે અપ્રતિપાતી–ન પડે એવી હોય, એમ ભજના છે; પણ **સ્થિરા** આદિ છેલ્લી ચાર દૃષ્ટિ તો અપ્રતિપાતી જ હોય, આ નિયમ છે. પહેલી ચાર દૃષ્ટિ કહી તે જો પ્રતિપાત–ભ્રંશ પામે, આવીને પાછી ચાલી જાય, તો તે સાપાય–નરકાદિ અપાયવાળી પણ હોય; જો પ્રતિપાત ન પામે, આવ્યા પછી પડે નહિં, તો નરકાદિ દુઃખરૂપ અપાય–બાધા પણ ન હોય એટલે **અપ્રતિપાતી**–નહિં પડતી એવી **સ્થિરા** આદિ દૃષ્ટિ પ્રાપ્તિ થયે, મુક્તિમાર્ગ પ્રત્યેનું પ્રયાણ અખંડ–અભંગપણે ચાલ્યા જ કરે છે, યાવત્ મુક્તિની પ્રાપ્તિ હોય છે.

"દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાંજે રે;
રયણી શયન જિમ શ્રમ હરે, સુર નર સુખ તિમ છાજે રે." —શ્રી યો. સજ્ઝાય.

અત્રે **રૂપકઘટના** કરીએ તો યોગરૂપ અષ્ટ કમલદલવાળું **કમલ** છે. આ આઠ યોગદૃષ્ટિરૂપ તેની આઠ પાંખડી–કમલદલ છે, અને તે પાંખડીનું મિલનસ્થાન આત્મસ્વભાવયુંજનરૂપ યોગ–કર્ણિકા છે તે આત્મસ્વભાવરૂપ કર્ણિકામાં ભગવાન્ આત્મા–ચૈતન્ય દેવ પરંબ્રહ્મ બિરાજે છે. યોગદૃષ્ટિરૂપ દલ જેમ જેમ વિકાસને પામે છે, તેમ તેમ યોગ–કમલ વિકાસ પામતું જાય છે. એકેક યોગદૃષ્ટિરૂપ પાંખડી ખૂલતાં અનુક્રમે એકેક ચિત્તદોષ નિવૃત્ત થતો જાય છે, એકેક ગુણ વિકાસ પામતો જાય છે, અને એકેક યોગાંગ પ્રગટતું જાય છે. આમ સંપૂર્ણ યોગદૃષ્ટિ ઉન્મીલન પામતાં યોગરૂપ અષ્ટદલ કમલ સંપૂર્ણ વિકાસને પામે છે **મિત્રા** દૃષ્ટિમાં તૃણ અગ્નિકણ સમા બોધપ્રકાશથી શરૂ થયેલો યોગદૃષ્ટિવિકાસ ઉત્તરોત્તર વધતો જઈ, **પરા** દૃષ્ટિમાં પૂર્ણ ચંદ્ર સમો સોળે કળાએ ખીલી ઊઠે

છે; જ્ઞાન–જ્યોત્સ્નામાં વિશ્વને ન્હવરાવનારા આ પૂર્ણ બોધ–ચંદ્રના સૌમ્ય દર્શને જાણે પ્રફુલ્લિત થયેલું આ યોગ–કમલ પૂર્ણ વિકસ્વરપણાને પ્રાપ્ત થયેલું દૃષ્ટ થાય છે! ( જુઓ મુખપૃષ્ઠ પરની આકૃતિ. )

"બીજના ચંદ્રમા જેવી, યોગદૃષ્ટિ ખુલ્યે ક્રમે;
પૂર્ણ યોગકલા પામી, ભગવાન્ સ્વરૂપે રમે"—યોગદૃષ્ટિકલશ (સ્વરચિત)

અથવા યોગરૂપ પુરુષ છે. તેના અષ્ટ યોગાંગરૂપ આઠ અંગ છે. તેમાં યમ–નિયમરૂપ બે ચરણ છે, આસન–પ્રાણાયામ બે હાથ છે, પ્રત્યાહાર ઉદર છે, ધારણા વક્ષઃસ્થળ (છાતી) છે, ધ્યાન ગ્રીવા (ડોક) છે, સમાધિ ઉત્તમાંગ–મસ્તક છે. આ આઠે અંગનું સંપૂર્ણપણું–અવિકલપણું થાય તો જ યોગપુરુષની અવિકલ સંપૂર્ણતા છે,—જેમ અવિકલ સંપૂર્ણ અંગોપાંગવાળા પુરુષની હોય છે તેમ એક પણ અંગની વિકલતાથી–અપૂર્ણતાથી યોગપુરુષની વિકલતા–અપૂર્ણતા છે,—જેમ હીન અંગવાળા, ખોડખાંપણવાળા પુરુષની હોય છે તેમ પુરુષશરીરમાં પ્રત્યેક અંગનું જેમ યથાયોગ્ય સમુચિત સ્થાન ને ઉપયોગીપણું હોય છે, તેમ આ યોગશરીરમાં પણ પ્રત્યેક યોગાંગનું યથાયોગ્ય સમુચિત સ્થાન ને ઉપયોગીપણું છે. જેમ શરીરના સર્વ અંગ–પ્રત્યંગ એક બીજા સાથે સહકારથી–સહયોગથી એકપણે વર્ત્તી (Co-ordination) એક શરીર સંબંધી સર્વ ક્રિયા સાધે છે, તેમ યોગ–પુરુષના આ સર્વ અંગ એક બીજા સાથે સહકારથી–સહયોગથી એકપણે વર્ત્તી (Organic unit) એક યોગ–પુરુષની સાધક એવી સર્વ પ્રક્રિયા કરે છે. વાયુ એ જ શરીરનો અને શરીરઅંગોનો પ્રાણ છે, તેમ આત્મા એ જ આ યોગ–પુરુષનો અને તેના યોગાંગોનો ભાવપ્રાણ છે. જેમ જેમ યોગદૃષ્ટિનો વિકાસ થતો જાય છે, અને એકેક યોગાંગ પ્રગટતા પામી જેમ જેમ પુષ્ટ થતું જાય છે, તેમ તેમ આત્મા ઉત્તરોત્તર સ્વભાવને વિષે ઓર ને ઓર સ્થિતિ કરતો જાય છે, યાવત્ આઠમી પરા દૃષ્ટિમાં અષ્ટાંગ યોગપુરુષનો વિકાસ પરાકાષ્ઠાને પ્રાપ્ત થયે આત્મસ્વભાવમાં પૂર્ણ પ્રવૃત્તિ હોય છે

"દૃષ્ટિ આઠમી સાર સમાધિ, નામ 'પરા' તસ જાણું જી;
આપસ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિ સમ બોધ વખાણું જી."—શ્રી યો. દ. સજ્ઝા.

અને આમ જ્યારે ચંદ્ર સમી યોગદૃષ્ટિ પૂર્ણ કળાએ ખીલી ઊઠે છે, અને યોગપુરુષ પૂર્ણ વિકાસને પામે છે ત્યારે યોગચક્રની પૂર્ણતા થતાં આ ભવચક્રની પણ 'પૂર્ણતા' થાય છે, અર્થાત્ આ ભવચક્રનો અંત આવે છે. અષ્ટ યોગાંગ એ આ **યોગચક્ર**ના આરા છે, તે આત્મસ્વભાવયુંજનરૂપ યોગની ધરી સાથે ગાઢ સંબદ્ધ હોઈ તેની આસપાસ ફરે છે, અર્થાત્ તે આત્મસ્વભાવના જ સાધક થઈ પ્રવર્ત્તે છે. આવું આ યોગચક્ર ખરેખર! ભવચક્રનો ઉચ્છેદ કરનારૂં અમોઘ 'સુદર્શન ચક્ર' છે ભવ–અરિને હણી નાંખનારું આ શુદ્ધ 'ધર્મચક્ર' પ્રયોજનારા પરમ યોગિનાથ '**અરિહંત**' એવા યથાર્થ નામને પામે છે, અને આત્મસ્વરૂપની સિદ્ધિ કરીને 'સિદ્ધ' નામને સાર્થક કરે છે.

અત્રે મુખપૃષ્ઠ પર મે યોજેલી આ ગ્રથની સારભૂત મુખ્ય આકૃતિ પર દૃષ્ટિ ફેરવતા સુજ્ઞ વાચકને પ્રથમ દર્શને જ આ ગ્રથની સપૂર્ણ વસ્તુનો ખ્યાલ આવી જશે તેમજ જિજ્ઞાસુ અભ્યાસીની સુગમતાર્થે અત્રે અન્ય ૨૧ આકૃતિ અને ૧૬ કોષ્ટકની મે યથાસ્થાને યોજના કરી છે, તે પણ તેને કઈક ઉપયોગી થઇ પડશે આમ સક્ષેપમા આ સુકલાત્મક સકલનામય ગ્રથની વસ્તુનુ દિગ્દર્શન કર્યું, વિશેષ તો ગ્રથ અવલોકનથી સુજ્ઞ વાચક સ્વય જાણશે

## ૨. યોગબીજ: ભક્તિયોગનું પ્રાધાન્ય.

" जिनेषु कुशलं चित्तं तन्नमस्कार एव च ।
प्रणामादि च संशुद्धं योगबीजमनुत्तमम् ॥ "—શ્રી હરિભદ્રાચાર્યજી.

" जो जाणइ अरिहंते, दव्वगुणपज्जवेहिं य ।
सो जाणइ निय अप्पा, मोहो खलु जाईय तस्स लयं ॥"-શ્રી કુદકુંદાચાર્યજી

અને આ યોગમાર્ગ મુખ્યપણે ભક્તિપ્રધાન જ છે એ અત્રે શાસ્ત્રકર્ત્તા મહર્ષિએ પ્રથમ **મિત્રા** દૃષ્ટિના પાયારૂપ કહેલા **યોગબીજના** વિશિષ્ટ વર્ણન પરથી જ સૂચિત થાય છે તેનો અત્રે પ્રસગથી કઈક વિચાર કરવાનુ પ્રાપ્ત થાય છે પ્રભુભક્તિ, સદ્ગુરુ-ભક્તિ, સતશ્રુતભક્તિ, સહજ ભવવૈરાગ્ય આદિને અત્ર ઉત્તમ યોગબીજ કહ્યા છે,–કે જે નિર્વાણના અવશ્ય-અચૂક હેતુ થઇ પડે છે મુમુક્ષુની ચિત્તભૂમિમા પ્રક્ષિપ્ત થયેલા આ અમોઘ યોગબીજ અકુરિત થઈ અનુક્રમે મોક્ષરૂપ પરમ ઇષ્ટ અમૃત ફ્લ આપે જ છે અને તે યોગબીજમા સૌથી પ્રથમ અને સૌથી પ્રધાન એવુ પરમ યોગબીજ પ્રગટ પરમાત્મસ્વરૂપ શ્રી **જિનેશ્વરની**–વીતરાગ દેવની **ભક્તિ** છે 'શ્રી જિન ભગવાન્ પ્રત્યે કુશલ–શુભ ભાવસપન્ન ચિત્ત રાખવુ, નમસ્કાર અને સશુદ્ધ પ્રણામાદિ કરવા તે અનુત્તમ યોગબીજ છે' એવા પરમ યોગીશ્વર સાક્ષાત્ શુદ્ધ સ્વભાવમય મોક્ષને પામેલા સિદ્ધ આત્માને આદર્શસ્થાને સ્થાપી, તેની એકનિષ્ઠ આરાધના કરવી તે પ્રધાન યોગબીજ થઇ પડે એમા જરાય આશ્ચર્ય નથી ઘેટાના ટોળામા ચિરકાલથી વસેલા સિહશિશુનુ દૃષ્ટાત અત્ર ઘટે છે પ્રભુના સ્વરૂપદર્શન-થી ભક્તજનને નિજ સ્વરૂપનું ભાન થતા, આવુ જિન ભગવાન જેવુ પરમાનદમય શુદ્ધ આત્મસ્વરૂપ મને પ્રગટે તો કેવુ સારુ ? એવી અતરગ રુચિરૂપ તીવ્ર ઇચ્છાથી તે પરપરિણતિમા નિરીહ–નિષ્કામ એવો અતરાત્મા બની, આત્મપરિણતિ ભણી વળે છે અને આદર્શ (Ideal) પરમાત્મસ્વરૂપની સાધના કરે છે જેવો ઉપાસ્ય આદર્શ તેવી સિદ્ધિ થાય છે કુશલ શિલ્પી જેમ આદર્શને (Model) નિરતર દૃષ્ટિસન્મુખ રાખી પોતાની કલાકૃતિ ઘડે છે, તેમ મુમુક્ષુ આત્મા પણ પ્રતિચ્છદસ્થાનીય–આદર્શરૂપ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ પ્રભુને નિરતર દૃષ્ટિસન્મુખ રાખી નિજ આત્મસ્વરૂપની પૂર્ણ કલામય ઘટના કરે છે 'દર્પણ જિમ અવિકાર' પ્રભુના રૂપ દર્પણમા નિજ સ્વરૂપનુ દર્શન કરે છે

"પ્રતિછંદે પ્રતિછંદે જિનરાજના હોજી, કરતાં સાધક ભાવ;
દેવચંદ્ર દેવચંદ્ર પદ અનુભવે હોજી, શુદ્ધાતમ પ્રાગ્ભાવ "—શ્રી દેવચંદ્રજી.

અને 'સંશુદ્ધ' ભક્તિને જ યોગબીજ કહ્યું છે,–નહિં કે અસંશુદ્ધ ભક્તિને. **શ્રી હરિભદ્રસૂરિજી** કહે છે–કે અત્રે અમે જે કહેવા માગીએ છીએ તે તો અલૌકિકરીતે આ અલૌકિક પ્રભુને સેવવાની વાત કહેવા માગીએ છીએ, આ લોકોત્તર પ્રભુની સેવાનો અંતર્ગત ભેદ–રહસ્ય–મર્મ જાણીને સમજીને આધ્યાત્મિક ગુણપ્રકાશરૂપ સેવાની વાત કહેવા માગીએ છીએ આ લોકોત્તર દેવને ઘણા જીવો તેમનું સ્વરૂપ સમજ્યા વિના લૌકિક રીતથી સેવે છે, આ લોક–પરલોક સંબંધી લૌકિક ફલની આકાંક્ષાથી–આશાથી સેવે છે. અથવા ક્રોધ–માન–માયા–લોભ આદિ દશ સંજ્ઞા સહિતપણે સેવે છે. આમ અલૌકિક દેવની લૌકિક ફલકામનાથી લૌકિકપણે કરાતી સેવા તે શુદ્ધ સેવા નથી, અને તે યોગબીજ નથી. **શુદ્ધ સેવા** તો (૧) પ્રભુ પ્રત્યે પરમ ઉપાદેય બુદ્ધિપૂર્વક, (૨) આહારાદિ દશ સંજ્ઞાના નિરોધ સહિતપણે, (૩) આ લોક–પરલોક–સંબંધી કામના રહિતપણે કરવામાં આવે તો જ થાય આવી જે સંશુદ્ધ સેવા છે, તે જ અત્રે યોગબીજરૂપ થઇ પડે છે.

એટલે (૧) સૌથી પ્રથમ તો આ વીતરાગ પરમાત્મા આખા જગતમાં બીજા બધાય કરતાં વધારે આદરવા યોગ્ય છે, આરાધવા–ઉપાસવા યોગ્ય છે એવી **પરમ ઉપાદેયબુદ્ધિ** અંતરમાં પ્રગટવી જોઈએ; આખા જગત્ કરતાં પણ જેનું ગુણગૌરવ અનંતગુણ અધિક છે એવા તે પરમ જગદ્ગુરુ પરમેષ્ઠિ પરમ ઇષ્ટ લાગવા જોઇએ. 'સંભવદેવ તે ધુર સેવો સવે રે.' અર્થાત્ જગતના અન્ય કોઇપણ પદાર્થ કરતાં અનંત અનંતગણા મહિમાવાન એવા આ પરમ ઉપકારી કરુણાસિંધુ 'અર્હત્' પ્રભુને પરમ પૂજાના પાત્ર, પરમ પૂજ્ય, પરમ આરાધ્ય, પરમ ઉપાસ્ય, અને પરમ સેવ્ય ગણી, તેની પૂજામાં, તેની આરાધનામાં, તેની ઉપાસનામાં, તેની સેવનામાં બીજા બધા કાર્ય કરતાં સૌથી પ્રથમ તત્પર થઈ જવું જોઇએ. (૨) બીજું–આહાર, ક્રોધાદિ **દશ સંજ્ઞાનું વિષ્કંભન–નિરોધ**, ઉદય અભાવ હોવો એ સંશુદ્ધ ભક્તિનું બીજું લક્ષણ છે. જ્યાં ખાવા પીવાનું પણ ભૂલાઇ જાય, ભય ભાગી જાય, કામ નકામો થઇ પડે, મમતા મરી જાય, ક્રોધ શમી જાય, માનનું માન ન રહે, કપટનું કપટ ચાલે નહિં, લોભનો લોભ થાય નહિં, અંધશ્રદ્ધા ટળીને સાચી સમજણ હોય, અને લોકની વાહ-વાહની બીલકુલ પરવા ન હોય,–એવી સંશુદ્ધ ભક્તિ જ મુમુક્ષુ જોગીજનો કરે. 'શ્રી યશોવિજયજીએ કહ્યું છે તેમ' શ્રી શીતલ જિન ભેટિયે, કરી ભકતે ચોકખું ચિત્ત હો. (૩) ત્રીજું–આ લોક પરલોકસંબંધી ફલકામના રહિતપણું–**નિષ્કામપણું** હોવું જોઇએ. આ લોકસંબંધી ધન–કીર્ત્તિ–પૂજાસત્કાર આદિ ફલકામનાથી જે કરવામાં આવે, તે સત્ચિત્તને મારી નાંખતું હોવાથી અને મહત્ એવાં સત્ અનુષ્ઠાનની આશાતનારૂપ થતું હોવાથી, આત્માને વિષરૂપે પરિણમી **વિષઅનુષ્ઠાન** થઇ પડે છે; અને પરલોકસંબંધી ફલકામનાથી કરવામાં આવતું અનુષ્ઠાન પણ તે જ કારણથી આત્માને ગરરૂપે (Slow poison) પરિ-

ણીમી ગરઅનુષ્ઠાન થઈ પડે છે. માટે આ બન્ને પ્રકારના વિષઅનુષ્ઠાનને હાલાહલ વિષ જેવા આત્મઘાતક જાણી દૂરથી ત્યજી દઈ, મુમુક્ષુએ કેવળ નિષ્કામ ભક્તિ તાત્ત્વિક સમજણપૂર્વક કરતા રહી, આત્માને અમૃતરૂપે પરિણમતું એવું તદ્ધેતુ વા અમૃતાનુષ્ઠાન આદરવું જોઈએ, અને એવું સંશુદ્ધ ભક્તિ આદિ અનુષ્ઠાન જ યોગસિદ્ધિનું સાધક થાય છે.

"જિન ગુણ અમૃત પાનથી રે....મન૦ અમૃત ક્રિયાને ઉપાય રે....ભવિ૦
અમૃત ક્રિયા અનુષ્ઠાનથી રે....મન૦ આતમ અમૃત થાય રે."—દેવચંદ્રજી.

"સંભવ દેવ તે ધુર સેવો સવે રે, લહી પ્રભુ સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ.
ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ"—શ્રી આનંદઘનજી.

બાકી મુગ્ધ-ભોળા જન તો એમ માને છે કે પ્રભુની સેવા સ્હેલી છે, સોહલી છે, સુગમ છે. 'જે જે જે જે' કર્યા કે ટીલા ટપકા કે ચાંદલા કર્યા, કે નૈવેદ્ય ભોગ ધર્યા એટલે બસ પત્યું! પ્રભુ પ્રસન્ન! પણ પ્રભુ કાંઈ એવા ભોળા નથી ને એની સેવા પણ એવી સ્હેલી-સોહલી નથી, પણ ઘણી જ દોહલી છે; કારણ કે જીવના 'દિલનું કપટ' જાય નહિં ત્યાંલગી પ્રભુ પ્રસન્ન થાય નહિં; પરભાવ પ્રત્યેની પ્રીતિ ત્રોડાય નહિં ત્યાંલગી પ્રભુ સાથે પ્રીતિ જોડાય નહિં; માટે મુમુક્ષુએ તો જેમ બને તેમ પરપરિણતિનો પરિત્યાગ કરી તે અર્હંત-સિદ્ધ ભગવાનની ભક્તિના અવલંબને પણ શુદ્ધ સ્વરૂપચિંતન પર ચઢવાનું છે કે-જેવું આ ભગવાનનું સ્વરૂપ છે, તેવું જ આ મ્હારા આત્માનું સ્વરૂપ છે. આમ શુદ્ધ નિશ્ચયથી તો સર્વ જીવ સિદ્ધ સમાન છે, પણ તે તો જે સમ્યક્‌-પ્રકારે સમજે તે થાય. અને તેમ થવામાં નિમિત્ત કારણરૂપ સદ્‌ગુરુ આજ્ઞા, જિનદશા આદિ છે. પણ ઉપાદાનનું નામ લઇ જે આ અનુપમ નિમિત્તને છોડી દે છે, તે કદી સિદ્ધપણું પામતા નથી અને ભ્રાંતિમાં જ સ્થિતિ કરે છે:

"સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;
સદ્‌ગુરુ આજ્ઞા જિનદશા, નિમિત્ત કારણમાંય.
ઉપાદાનનું નામ લઇ, જે એ ત્યજે નિમિત્ત;
પામે નહિં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત"—શ્રી આત્મસિદ્ધિ.

કેટલાક લોકો સમજ્યા વિના ઉપાદાનની વાતો કર્યા કરે છે, અને જાણ્યે અજાણ્યે નિમિત્તની એકાંતે ગૌણતા ગણી તેનો અપલાપ-નિહ્નવ કરે છે. તે તેમની અણસમજરૂપ મિથ્યા ભ્રાંતિનો દોષ છે; કારણ કે ઉપાદાન અને નિમિત્ત એ કાંઇ પરસ્પર વિરોધી નથી કે પ્રતિપક્ષી નથી, પણ અવિરુદ્ધ સહકારી અને સહયોગી છે. ઉપાદાનની જાગૃતિ અને શુદ્ધિ તો અવશ્ય કર્ત્તવ્ય છે, અને શુદ્ધ નિશ્ચયના સેવનનો ઉદ્દેશ-લક્ષ્ય પણ તે જ

છે, પણ ઉપાદાનની શુદ્ધિ-જાગૃતિ અર્થે, ઉપાદાનને ઉપાદાન-કારણપણે પ્રગટાવવા **અર્થે પણ જિનભક્તિ આદિ પરમ ઉપકારી નિમિત્ત કારણના અવલંબનની અનિવાર્ય આવશ્યકતા છે,** એ આ મહાનુભાવો ભૂલી જાય છે પ્રભુસેવા એ આત્મારૂપ ઉપાદાનને 'ઉપાદાન-કારણપણે પ્રગટાવવા પુષ્ટ આલંબનરૂપ **પુષ્ટ નિમિત્ત** છે શાસ્ત્રકારે તો પોકારી પોકારીને કહ્યુ છે કે-સમતા અમૃતની ખાણ એવા જિનરાજ જ પરમ નિમિત્ત હેતુ છે, અને તેના અવલબને જ '**નિયમા**' સિદ્ધિ હોય છે. ભક્તશિરોમણિ મહાત્મા **દેવચંદ્રજી** આદિએ ભાવથી ગાયું છે કે—

"ઉપાદાન આતમા સહી રે, પુષ્ટાલંબન દેવ...જિનવર પૂજો !
ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ....જિનવર પૂજો !
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલબન સિદ્ધિ, નિયમા એહ વખાણી "—શ્રી દેવચંદ્રજી.

"કારણ જોગે હો કારજ નીપજે, એમા કોઈ ન વાદ,
પણ કારણ વિણ કહે કારજ સાધીએ, એ નિજ મત ઉન્માદ "—શ્રી આનદઘનજી.

આવા પ્રબલ નિમિત્ત અવલંબન વિના સીધેસીધું (Directly) સ્વરૂપશ્રેણીએ ચઢવું અતિ અતિ દુષ્કર છે પણ જેને પ્રગટ આત્મસ્વરૂપ પ્રગટ્યું છે એવા સાક્ષાત સહજાત્મસ્વરૂપી અર્હંત-સિદ્ધ પ્રભુના ધ્યાનાલબનથી તે શ્રેણીએ ચઢવું સુગમ થઈ પડે છે. કારણ કે **શ્રીમદ્ રાજચંદ્રજીએ** કહ્યુ છે તેમ 'ભગવાનના સ્વરૂપનુ ચિતન કરવું તે પરમાર્થદષ્ટિવાન પુરુષોને ગૌણતાથી સ્વરૂપનુ જ ચિતવન છે જેવુ સિદ્ધ ભગવાનનું આત્મસ્વરૂપ છે, તેવુ સર્વ જીવોનુ આત્મસ્વરૂપ છે, તે માટે ભવ્ય જીવોએ સિદ્ધત્વને વિષે રુચિ કરવી જો યથાર્થ મૂળ દષ્ટિથી જોઈએ તો જિનની પૂજા તે આત્મસ્વરૂપનુ પૂજન છે ' શ્રી **દેવચંદ્ર**સ્વામીએ કહ્યુ છે કે 'જિનવર પૂજા રે તે નિજ પૂજના રે ' કોઈ કહેશે કે આ નિમિત્તનું શુ કામ છે? આપણે તો સીધા ઉપાદાન આત્માને જ વળગીએ, માત્ર અધ્યાત્મસ્વરૂપનું જ ચિતન કરીએ પણ આ તેમનુ માનવું ભૂલભરેલુ છે, કારણ કે આલંબન વિનાનું તેવુ અધ્યાત્મસ્વરૂપ ચિતન તો અતિ ઉચ્ચ **અપ્રમત્ત** દશાને પામેલા ઉત્તમ અધિકારીઓ માટે છે, પણ તેવી તથારૂપ ઉચ્ચ અધિકાર દશા વિના અધ્યાત્મશાસ્ત્રો સ્વમતિકલ્પનાએ વાચી, ઉપાદાનના નામે માત્ર અધ્યાત્મસ્વરૂપ ચિતનની વાતો કરવામા અનેક દોષરૂપ ભયસ્થાનો રહેલા છે જેમકે-ક્વચિત્ તેથી જીવને વ્યામોહ ઉપજે છે પોતાની તેવી આત્મદશા થઈ નહિં છતા પોતાની તેવી દશાની 'કલ્પનારૂ ઢ' ભ્રાન્તિ ઉપજે છે, 'અહ બ્રહ્માસ્મિ'ને બદલે ભ્રમાસ્મિ થઈ જાય છે! ક્વચિત્ ભક્તિરસની આર્દ્રતાના અભાવે શુષ્કતા આવી જાય છે, શુષ્ક અધ્યાત્મીપણું થાય છે, બધ-મોક્ષ તો કલ્પના છે એમ વાણીમા બોલે છે, પણ પોતે તો મોહાવેશમા વર્તે છે, એવું શુષ્કજ્ઞાનીપણું ઉપજે છે, અને તેથી સ્વચ્છદાચાર-

પણું હોય છે, અથવા જ્ઞાનના અજીર્ણરૂપ–અપરિણમનરૂપ ઉન્મત્ત પ્રલાપ થાય છે. અંતરનો મોહ છૂટ્યો નથી, 'સકલ જગત્ તે એઠવત્ અથવા સ્વપ્ન સમાન' જાણ્યું નથી, અને એવી અમોહરૂપ જ્ઞાનદશા ઉપજી નથી, છતાં ઉન્મત્તની જેમ 'વાચાજ્ઞાન' દાખવે છે કે 'હમ તો જ્ઞાની હૈ,.ઘણ ઘેલા જ નહિં તો મુક્ત કૈસે હોવે ?' તેમજ કૃત્રિમતા, દાંભિકતાદિ દોષ પણ ઉપજે છે. ઇત્યાદિ પ્રકારે અનેક દોષની ઉપપત્તિ એકલા નિરાલંબન અધ્યાત્મ-ચિંતનમાં સંભવે છે. પણ ભગવદ્‌ભક્તિના આલંબનથી તેવા કોઇ પણ દોષની સંભાવના નથી હોતી, અને આત્મા સ્વાભાવિક એવી અધ્યાત્મ ગુણશ્રેણીએ આરોહણ કરતો જાય છે.

"સ્વરૂપ આકાંક્ષી મહાત્માઓએ એમ જિન ભગવાનની તથા સિદ્ધ ભગવાન્‌ની ઉપાસના· સ્વરૂપ પ્રાપ્તિનો હેતુ જાણ્યો છે. ક્ષીણમોહ ગુણસ્થાનક પર્યંત તે સ્વરૂપ ચિંતના જીવને પ્રબળ અવલંબન છે. × × × વળી માત્ર એકલું અધ્યાત્મસ્વરૂપ ચિંતવન જીવને વ્યામોહ ઉપજાવે છે; ઘણા જીવોને શુષ્કતા પ્રાપ્ત કરાવે છે, અથવા સ્વેચ્છાચારિપણું ઉત્પન્ન કરે છે; અથવા ઉન્મત્ત પ્રલાપ દશા ઉત્પન્ન કરે છે. ભગવાનના સ્વરૂપના ધ્યાનાવલંબનથી ભક્તિ· પ્રધાન દૃષ્ટિ થાય છે, અને અધ્યાત્મ દૃષ્ટિ ગૌણ થાય છે. જેથી શુષ્કતા, સ્વેચ્છાચારિપણું અને ઉન્મત્તપ્રલાપતા થતાં નથી આત્મદશાબળ થવાથી સ્વાભાવિક અધ્યાત્મપ્રધાનતા થાય છે આત્મા સ્વાભાવિક ઉચ્ચ ગુણોને ભજે છે, એટલે શુષ્કતાદિ દોષો ઉત્પન્ન થતા નથી. અને ભક્તિમાર્ગ પ્રત્યે પણ જુગુપ્સિત થતા નથી. સ્વાભાવિક આત્મદશા સ્વરૂપલીનતા પામતી જાય છે. જ્યાં અર્હંતાદિના સ્વરૂપ–ધ્યાનાવલંબન વગર વૃત્તિ આત્માકારતા ભજે છે."
**શ્રીમદ્ રાજચંદ્ર**, પત્રાંક ૬૯૨.

મહર્ષિ કુંદકુંદાચાર્યજીએ પ્રવચનસારમાં કહ્યું છે કે 'જે ભગવાન અર્હંતનું સ્વરૂપ, દ્રવ્ય, ગુણ અને પર્યાયથી જાણે, તે પોતાના આત્માનું સ્વરૂપ જાણે અને તેનો નિશ્ચયે કરીને મોહ નાશ પામે.' એટલે આમ ભક્તિમય અધ્યાત્મ અથવા અધ્યાત્મમય ભક્તિના માર્ગે ચઢતાં ઉક્ત દોષરૂપ પતનસ્થાનો (Pit-falls) નથી હોતા. ભક્તિપ્રધાન પણે વર્તતાં જીવ અનુક્રમે ઉચ્ચ ઉચ્ચ અધ્યાત્મ ગુણસ્થાનો સ્પર્શતો જાય છે, વ્યક્ત ગુણીના ગુણગ્રામથી 'સહજ' અધ્યાત્મ દશા પ્રગટે છે, અને છેવટે પૂર્ણ આત્મગુણવિકાસને પામે છે આમ '**પુષ્ટ નિમિત્ત**'રૂપ પ્રભુનું આલંબન–ધ્યાન આત્માને સ્વરૂપારોહણ કરવાનો સુગમ ને શ્રેષ્ઠ ઉપાય છે, રાજમાર્ગ છે. વાટ દીવાની ઉપાસના કરતાં પોતે દીવો બને છે, તેમ આત્મા પરમાત્માની* ઉપાસના કરતાં સ્વયં પરમાત્મા થાય છે. ઉપાસ્યની ઉપાસનાથી ઉપાસક પોતે ઉપાસ્ય બને છે. 'નમો મુજ! નમો મુજ!' એવી મહા ગીતાર્થ **આનંદઘનજી**એ ગાયેલી પરમ ધન્ય દશા પ્રાપ્ત થાય છે. અથવા આત્મા પોતે આત્મમંથન કરી પરમાત્મા બને છે,–જેમ ઝાડ પોતાને મથીને પોતે અગ્નિ

---

* "भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः।
वर्त्तिर्दीपं यथोपास्य भिन्ना भवति तादृशी॥"—શ્રી પૂજ્યપાદ સ્વામી.

બને છે તેમ; પણ આ તો કોઈ સમર્થ યોગીવિશેષને યોગ્ય એવો એકપદીરૂપ માર્ગ છે, અને તેમાં અતિશય અસાધારણ બળ વાપરવું પડે છે. મથી મથીને મરી જાય તોપણ પ્રગટ પરમાત્મસ્વરૂપના અવલંબન વિના પોતાની મેળે પરમપદની પ્રાપ્તિ દુર્ઘટ છે; પણ તે પરમ પુરુષના અવલંબને તે સાવ સુઘટ–સુગમ થઈ પડે છે. જે સંસાર સમુદ્ર સમાન તરવો અતિ દુસ્તર છે, તે પ્રભુના અવલંબને ગોષ્પદ સમાન બની જાય છે! એટલા માટે **શ્રી દેવચંદ્રજી** જેવા ભક્તશિરોમણિ મહાત્મા ગાઈ ગયા છે કે–જિનઆલંબની નિરાલંબતા પામી નિજ આલંબની થાય છે, તેથી અમે તો તે સમર્થ પ્રભુનું પ્રબળ અવલંબન ગ્રહી નિજ ગુણના શુદ્ધ નંદનવનમાં રમશું. તે એટલે સુધી કે નિજ સંપદાયુક્ત આત્મતત્ત્વ જ્યાંસુધી સંપૂર્ણ નહિં થાય ત્યાંસુધી હું આ જગગુરુ દેવના ચરણ સદાય સેવ્યા કરીશ, યાવત્ બારમા ક્ષીણમોહ ગુણસ્થાનના અંતપર્યંત તેનું અવલંબન હું છોડીશ નહિં.

"અતિ દુસ્તર જે જલધિ સમો સંસાર જો, તે ગોપદ સમ કીધો પ્રભુ અવલંબને રે લો;
જિન આલંબની નિરાલંબની થાયે જો, તિણે હમ રમશું નિજ ગુણ શુદ્ધ નંદનવને રે લો.
શુદ્ધ તત્ત્વ નિજ સંપદા, જ્યાંલગી પૂર્ણ ન થાય રે;
ત્યાંલગી જગગુરુ દેવના, સેવું ચરણ સદાય રે."—શ્રી દેવચંદ્રજી.

આમ ભક્તિને સર્વ શાસ્ત્રકારોએ એકી અવાજે વખાણી છે. ×**ગીતા**માં પણ કહ્યું છે કે–'સર્વ યોગીઓમાં પણ મને પામેલા અંતરાત્માથી જે શ્રદ્ધાવાન્ મને ભજે છે, તે મને યુક્તતમ મત છે.' ભક્તિ એ મુક્તિનો રાજમાર્ગ છે 'જિનપતિ ભક્તિ મુક્તિનો મારગ' એમ ભક્તરાજ **દેવચંદ્રજી** કહે છે. 'જિનપેં ભાવ વિના કબૂ' નહિં છૂટત દુઃખદાવ' એમ પરમ ભાવિતાત્મા **શ્રીમદ્ રાજચંદ્રજી**નું અનુભવવચન ભાખે છે. 'શાસ્ત્રસમુદ્રનું અવગાહન કરતાં મને આ સાર મળ્યો કે ભગવત્‌ની ભક્તિ એ જ પરમાનંદ સંપદાઓનું બીજ છે,'–એમ સર્વ શાસ્ત્રપારંગત **શ્રી યશોવિજયજી**નું સુભાષિત છે*

જેમ જિનભક્તિ ઉત્તમ યોગબીજ છે, તેમ **સદ્‌ગુરુભક્તિ** પણ ઉત્તમ યોગબીજ છે. શ્રી **હરિભદ્રસૂરિજી** કહે છે કે 'ભાવયોગી એવા ભાવ આચાર્ય, ભાવ ઉપાધ્યાય, ભાવસાધુ, ભાવ તપસ્વી આદિ પ્રત્યે પણ જે વિશુદ્ધ કુશલ ચિત્તાદિ હોવું તે યોગબીજ છે,–નહિં કે દ્રવ્યાચાર્ય આદિ પ્રત્યે' અહીં 'ભાવ' શબ્દ પર શાસ્ત્રકારે ખાસ ભાર મૂક્યો છે. ભાવથી–પરમાર્થથી જેના આત્મામાં યોગ પરિણમ્યો હોઇ જે સાચા **ભાવયોગી** છે, જે શુદ્ધ આત્મજ્ઞાની હોઇ સાચા ગુરુ છે, જેનામાં આચાર્ય આદિમાં હોવા યોગ્ય એવા શાસ્ત્રોક્ત યથાર્થ આદર્શ ભાવ-ગુણ વર્તે છે, એવા ખરેખરા ભાવાચાર્ય–ભાવસાધુ આદિ જ વંદન કરવા યોગ્ય ઉત્તમ પાત્ર છે,–નહિં કે દ્રવ્યાચાર્ય–દ્રવ્યસાધુ આદિ; માટે

---

×"योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना। श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः॥" ગીતા.
"सारमेतन्मया लब्धं श्रुताब्धेरवगाहनात्। भक्तिर्भागवती बीजं परमानंदसंपदाम्॥" દ્વા. દ્વા.

ભાવાચાર્ય આદિનું જ પરમ માન્યપણું-વંદ્યપણું શ્રી **હરિભદ્રસૂરિએ** કહ્યું છે. એટલે જેને પંચ પરમેષ્ઠિમાં ગૌરવભર્યું સ્થાન આપવામાં આવ્યું છે એવા ભગવાન આચાર્યાદિની આત્મદશા-ગુણસ્થાનસ્થિતિ કેવી અદ્ભુત, કેવી વીતરાગ, કેવી પ્રશમપ્રધાન હોવી જોઈએ ? એની વિવેક વિચારપૂર્વક સમ્યક્ પરીક્ષા કરી વિચક્ષણ મુમુક્ષુ તો જેનામાં આત્મજ્ઞાનરૂપ ભાવ-દીવો પ્રગટ્યો છે, એવા જાગતી જ્યોત જેવા સાક્ષાત્ યોગીસ્વરૂપ ભાવઆચાર્યાદિ પ્રત્યે સંશુદ્ધ સેવાભક્તિ-વૈયાવચ્ચ કરે,-આ ઉત્તમ યોગબીજ છે.

"આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત સંગી રે "—શ્રી આનંદઘનજી.

તેમજ **સતશ્રુત ભક્તિ** એ પણ ઉત્તમ યોગબીજ છે સત્શાસ્ત્રનાં લેખન, પૂજન, દાન, શ્રવણ, પ્રકાશન, સ્વાધ્યાય આદિ એ યોગબીજ છે. જ્ઞાનીઓ આપણા માટે અમૂલ્ય **જ્ઞાનવારસો** મૂકી ગયા છે. જગતનું મિથ્યાત્વ દારિદ્ર દૂર કરી તેને પરમાર્થસંપત્તિથી સમૃદ્ધ કરનાર જ્ઞાની પુરુષોનું આ જગત્ કેટલું બધું ઋણી છે ? આપણે કેટલા બધા ઋણી છીએ ? આપણે આ **પરમાર્થઋણ** કેમ ચૂકાવી શકીએ ? એ વિચાર કર્ત્તવ્ય છે. 'दानं भोगो नाशस्तिस्रो गतय. वित्तस्य' તેમ જ્ઞાનરૂપ પારમાર્થિક ધનની પણ એ જ સ્થિતિ છે કાં તો એનું દાન થાય, ભોગ થાય, નહિં તો નાશ થાય જ્ઞાનનું દાન પણ પોતે જ્ઞાનનો અભ્યાસી હોય તે જ કરી શકે, તો જ જ્ઞાનનો પ્રવાહ વહેતો રહે ભોગ તો રસપૂર્વક તે જ્ઞાનના અધ્યાત્મરસનો ઉપભોગ કરી યથેચ્છ આનંદ લૂંટવાથી થઇ શકે. તેમ ન થાય તો તેની ત્રીજી ગતિ જ શેષ રહે છે. માટે આપણે જો જ્ઞાનીનો વારસો સાચવી રાખવો હોય, તો આપણે પરમ ગૌરવ-બહુમાનપૂર્વક તેનો રસાસ્વાદ લેવો જોઈએ. વૈદિક ધર્મવાળા કહે છે તેમ આપણે ઋષિઋણ-જ્ઞાનીપુરુષો પ્રત્યેનું ઋણ માત્ર નિરંતર **સ્વાધ્યાયથી** ચૂકવી શકીએ એટલે તે ચૂકવવા માટે આપણે પરમ ઉપકારી જ્ઞાનીઓના અદ્ભુત જ્ઞાનનિધાનનો પોતાના ઉપકારાર્થે આત્મહિતકારી સદુપયોગ કરી, જગતમાં ઉદારપણે તે **પરમ શ્રુતની પ્રભાવના** કરવી જોઇએ અર્થાત્ નિરંતર નિયમપૂર્વક સ્વાધ્યાયથી-અખંડ જ્ઞાનયજ્ઞથી તે વચનામૃતોની પોતાના આત્મામાં પ્રભાવના-પ્રકૃષ્ટ ભાવના કરવી જોઇએ. અને આમ કર્યું હશે તો જ આવા ભાવિતાત્મા ધીમંત જનો આ જ્ઞાન-ભંડાર પોતાની પ્રજ્ઞારૂપ ચાવીથી ખોલી તેમાંથી ગ્રંથરત્નો સશોધીને જગતમાં તેની પ્રભાવના કરી શકશે આવા પુણ્ય કાર્યમાં જ્યારે શ્રીમંત-ધીમંતનો ઉત્તમ સહકાર જામશે, જ્યારે ધીમંતોની જ્ઞાનગંગા શ્રીમંતોની ધનયમુના સાથે ભળી સરસ્વતીનો સગમ સાધશે, ત્યારે તે ત્રિવેણી સગમમાં નિમજ્જન કરી જગત્ પાવન બનશે, ત્યારે જગતમાં જ્ઞાનીની વાણીનો જયજયકાર થશે, અને આથી યોગબીજનો પરમ લાભ પામેલા પુણ્યવંત આત્માઓનો પણ જયજયકાર થશે !-આ બોધ અત્રે ફલિત થાય છે

આમ ભક્તિ ઉપર શાસ્ત્રકાર ભગવાને સૌથી વિશેષ ભાર મૂકયો છે. પ્રભુભક્તિ,

સદ્‌ગુરુભક્તિ અને શ્રુતભક્તિ એ યોગમાર્ગ પામવાના મુખ્ય સાધન છે. કારણ કે પૂર્ણ સિદ્ધસ્વરૂપ પ્રભુ-આરાધ્ય સદ્દેવ આદર્શસ્થાને હોઇ, જીવને ઇષ્ટ લક્ષ્યનું નિરંતર ભાન કરાવે છે; સદ્‌ગુરુ, મોક્ષમાર્ગરૂપ સન્માર્ગના પરમ સાધક સાધુચરિત સત્પુરુષ સાક્ષાત્ જીવંત મૂર્ત્તિ પ્રત્યક્ષ જીવતા જાગતા જોગી હોઇ, જીવને પરમ અવલંબનરૂપ થઇ પડી પ્રેરણાબલ આપે છે; અને તથારૂપ સદ્‌ગુરુના વિરહે અથવા તેમની આજ્ઞાએ સત્‌શાસ્ત્ર પણ પરમ આલંબનરૂપ બની આત્માર્થી અધિકારી સુપાત્ર જીવને પરમ ઉપકારી થાય છે. જીવની નિર્મલ ચિત્તભૂમિમાં રોપાયેલા આ યોગબીજ સંવેગ-વૈરાગ્યજલથી અભિસિંચિત થઇ, અનુક્રમે વિકાસ પામી, અનુપમ મોક્ષફલ આપે છે. નહિં તો '**मूलं नास्ति कुतो शाखा**' મૂળ ન હોય તો શાખા ક્યાંથી હોય? બીજ વિના ઝાડ કેમ થાય? કારણ કે કોઇ પણ મકાન પાયા વિના ચણાય નહિં, પ્રથમ ભૂમિકા બંધાયા વિના ઉપલી ભૂમિકા બંધાય નહિં, આ નિયમ છે. તેમ **યોગરૂપ મહાપ્રાસાદનું** ચણતર પણ તેનો આ **મિત્રાદૃષ્ટિરૂપ** પાયો યોગબીજથી પૂરાયા વિના થાય નહિં, તેની આ '**અભય અદ્વેષ અખેદ**'વાળી '**સેવન કારણ પહેલી ભૂમિકા**' વિના ઉપલી ભૂમિકા બંધાય નહિં. જો આ યોગરૂપ ભવ્ય પ્રાસાદ બાંધવો હોય, તો સકલ જગત્ પ્રત્યે જ્યાં અનુપમ મૈત્રી વર્ત્તે છે એવી **મિત્રાદૃષ્ટિરૂપ** તેનો મજબૂત પાયો નાંખવો જોઇએ, અને તેમાં આ સદ્‌ભક્તિમય યોગબીજનું પૂરણ કરી વજ્રલેપ દૃઢ પીઠિકાબંધ બાંધવો જોઇએ; તો જ પછી તેનું સાનુબંધ ચણતર થયા કરે, તો જ તેની ઉપલી ભૂમિકાઓનું સર્જન થાય નહિં તો આકાશમાં અદ્ધર નિરાધાર-નિરવલંબ મકાન કેમ ઊભું થાય? માટે અહો! ભવ્યજનો! મોક્ષના કામી એવા મુમુક્ષુઓ! તમે પ્રથમ આ યોગપ્રાસાદની ભક્તિરૂપ દૃઢ ભૂમિકા બાંધો, કે જેથી કરીને અનુબંધથી તે યોગરૂપ મહા દિવ્ય પ્રાસાદનું સાંગોપાંગ નિર્માણ સંપૂર્ણ કરી, તેના પર મુક્તિરૂપ કલશ ચઢાવી, વસ્તુસ્વરૂપની સિદ્ધિરૂપ 'વાસ્તુ' કરાવી, તે અનુપમ પ્રાસાદમાં નિરંતર નિવાસ કરવાનું પરમ સૌભાગ્ય તમે પ્રાપ્ત કરો!-એમ જાણે આ યોગબીજનું ઉદ્‌બોધન કરતો આ શાસ્ત્રકર્ત્તા મહર્ષિનો દિવ્ય ધ્વનિ મુમુક્ષુઓને સપ્રેમ આહ્વાન કરી રહ્યો છે!

આમ ભક્તિયોગ એ સર્વ યોગમાં શ્રેષ્ઠ અને પ્રથમ છે. **ભક્તિયોગ, કર્મયોગ** અને **જ્ઞાનયોગ** એ ત્રણે વાસ્તવિક રીતે વિરુદ્ધ કે વિભિન્ન નથી, પણ એક જ યોગના ત્રણ પાસા (Facets) છે, અને પરસ્પર ગાઢ સંબદ્ધ હોઇ એક બીજાના પૂરક અને સમર્થક છે; કારણકે તાત્ત્વિક સમજણપૂર્વક પરંતત્ત્વની ભક્તિ તે ભક્તિયોગ, પરંતત્ત્વની ભક્તિપૂર્વક તાત્ત્વિક સમજણથી મોક્ષસાધક ધર્મક્રિયા-નિજ સ્વરૂપની સાધક એવી આત્મપરિણતિમય અધ્યાત્મ ક્રિયા તે કર્મયોગ, અને પરંતત્ત્વને પરમ નિધાન જેમ ભક્તિથી હૃદયમાં ધારણ કરી તથારૂપ અધ્યાત્મક્રિયા યુક્તપણે જ્ઞાનની-અનુભવયોગની ઉપાસના તે જ્ઞાનયોગ. જ્ઞાન અર્થાત્ તાત્ત્વિક સમજણ વગરની ભક્તિ-ક્રિયા જેમ

રૂપ હોઈ યથાર્થ ફલદાયિની નથી, તેમ ભક્તિ-ક્રિયા વગરનું જ્ઞાન પણ યથાર્થ ફલદાયિ થતું નથી. આમ આ ત્રણે યોગનો સમન્વય છે.

## ૩. જ્ઞાનયોગ અને કર્મયોગ

અને આ ઉપરથી 'જ્ઞાન-ક્રિયાથી મોક્ષ છે,' '**ज्ञानक्रियाभ्यां मोक्षः**' એ મહા-રહસ્યપૂર્ણ સૂત્ર પણ ચરિતાર્થ બને છે. અર્થાત્ જ્ઞાન એટલે મુખ્યપણે ભાવશ્રુતજ્ઞાન-શુદ્ધ આત્મજ્ઞાન અને ક્રિયા એટલે મુખ્યપણે આત્મપરિણતિમય ભાવક્રિયા-ભાવચારિત્ર-આત્મ-ચારિત્ર એ બન્નેનો જ્યારે સમન્વય થાય ત્યારે જ મોક્ષની પ્રાપ્તિ થાય × **જ્ઞાન** અને **ક્રિયા** એ બન્ને એક રથના બે ચક્ર જેવા છે; એમાંનું એક પણ ચક્ર ન હોય તો ધર્મરથ ચાલે જ નહિં. જ્ઞાન વિનાની ક્રિયા આંધળી છે ને ક્રિયા વિનાનું જ્ઞાન પાંગળું છે. દાવાનલ લાગ્યો હોય ત્યાં દેખતાં છતાં પાંગળો નષ્ટ થાય ને દોડતાં છતાં આંધળો નષ્ટ થાય; પણ પાંગળાને ખાંધે બેસાડી આંધળો જો તેના **સૂચન** મુજબ ચાલે, બન્ને સહકાર કરી સમન્વય સાધે તો બન્ને બચી જાય તેમ ભવ-દાવાનલમાંથી બચવા માટે સાધકે જ્ઞાન અને તદનુસારી ક્રિયા એ બન્નેનો યથાયોગ્ય સમન્વય સાધવો જોઈએ. અત્રે જ્ઞાનનું સ્થાન પ્રથમ અને ક્રિયાનું સ્થાન પછી મૂક્યું તે એમ સૂચવે છે કે ક્રિયા જ્ઞાનને અનુકૂલ-અનુસરતી તાત્ત્વિક સમજણવાળી હોવી જોઈએ, અને એટલા માટે જ ક્રિયાનું 'અનુષ્ઠાન' એવું નામ પ્રસિદ્ધ છે. પહેલું જ્ઞાન અને પછી દયા '**पढमं नाणं तओ दया**' એ મહા-સૂત્રનું રહસ્ય પણ એ જ છે.

દ્રવ્ય શ્રુતજ્ઞાન અને દ્રવ્યક્રિયાને પણ અત્રે એનું યથાયોગ્ય સ્થાન છે જ. કારણ કે જે દ્રવ્ય શ્રુતજ્ઞાન અને દ્રવ્ય ક્રિયા ભાવની ઉત્પત્તિનું કારણ થાય તે પણ પરંપરાએ મોક્ષના કારણરૂપ થઈ પડે છે, પણ જે તથારૂપ ભાવનું કારણ ન થાય તે જ્ઞાન-ક્રિયા તો મોક્ષ-પ્રત્યયી ફળ પરત્વે નિષ્ફળ જ છે. શ્રી **હરિભદ્રસૂરિએ પંચાશકશાસ્ત્રમાં** 'દ્રવ્ય' શબ્દના બે અર્થ પ્રદર્શિત કર્યા છે તે પરથી આ જ પરમાર્થ ફલિત થાય છે: (૧) એક તો દ્રવ્ય એટલે **અપ્રધાન**, તથારૂપ ભાવવિહીન. જેમકે-આચાર્યમાં હોવા યોગ્ય શાસ્ત્રોક્ત ગુણથી રહિત હોય તે દ્રવ્યાચાર્ય કહેવાય, તેમજ ક્રિયાની બાબતમાં જોઈએ તો જે ક્રિયા યંત્રવત્ ક્રિયાજડપણે, અનુપયોગપણે, કંઈ પણ ભાવસ્ફુરણારૂપ અંતર્ભેદ વિના કરવામાં આવે છે, તે પણ અપ્રધાન દ્રવ્યનું ઉદાહરણ છે. (૨) દ્રવ્યનો બીજો અર્થ **ભાવજનન યોગ્યપણું** છે; જે દ્રવ્ય ભાવનું કારણ થાય છે, જે દ્રવ્યથી ભાવ પ્રગટે છે, તે દ્રવ્યનો **પ્રધાન** એવો બીજો પ્રકાર છે. ભાવને ઉત્પન્ન કરનારું એવું આ **પ્રધાન દ્રવ્ય પ્રશસ્ત** હોઈ અત્ર મોક્ષમાર્ગમાં પ્રસ્તુત છે. એટલા માટે જ પ્રધાનરૂપ દ્રવ્ય સ્તવનો-દ્રવ્ય આજ્ઞાનો અધિકાર-હળુકર્મી, મંદકષાયી, મંદવિષયી, અતીવ્રપરિણામી, અંતરંગ

---

× "फलं ज्ञानक्रियायोगे सर्वमेवोपपद्यते ।
तयोरपि च तद्भावपरमार्थेन नान्यथा ॥"—શાસ્ત્રવાર્તાસમુચ્ચય.

વૈરાગ્યવાસિત, સાચા માર્ગજિજ્ઞાસુ, તીવ્ર તત્ત્વપિપાસુ, એવા ઉત્તમ ગુણલક્ષણસંપન્ન **અપુનર્બંધકાદિ**× દશાવિશેષને પામેલા મુમુક્ષુઓને જ છે એમ શ્રી હરિભદ્રસૂરિએ ચોકખે ચોકખું કહ્યું છે, કારણ કે તેવી પ્રધાનરૂપ દ્રવ્ય ક્રિયા જ તથારૂપ વિશિષ્ટ ભાવ ઉત્પન્ન કરવાને યોગ્ય એવી હોય છે. આ અપુનર્બંધકાદિ દશા પૂર્વે સકૃદ્‌બંધકાદિને તો અપ્રધાનરૂપ દ્રવ્ય ક્રિયા હોય છે, કારણ કે તે દ્રવ્ય આજ્ઞાનું પાલન પણ અનુપયોગપણે-ક્રિયાજડપણે કરે છે, એટલે તેઓ દ્રવ્યથી પણ અત્રે મોક્ષમાર્ગની યોગ્યતા ધરાવતા નથી. 'अनुपयोगो द्रव्यं' અનુપયોગ-ઉપયોગ રહિતપણું તે દ્રવ્ય એ વ્યાખ્યા પણ ઉક્ત સર્વ વસ્તુને પુષ્ટ કરે છે આમ વિશિષ્ટ ભાવને ઉત્પન્ન કરનારી પ્રધાન દ્રવ્ય ક્રિયાને જ શાસ્ત્રકારે યોગમાર્ગમાં સ્થાન આપ્યું છે,-નહિં કે અનુપયોગવંત ક્રિયાજડ એવી અપ્રધાન દ્રવ્ય ક્રિયાને. મિત્રાદૃષ્ટિ આદિ પહેલી ચાર દૃષ્ટિમાં દ્રવ્ય વંદનાદિ છતાં તેને યોગમાર્ગમાં ગણી તેનું રહસ્ય પણ એ જ છે કે તેમાં ભાવજનન યોગ્યતાવાળી પ્રધાન દ્રવ્ય ક્રિયા હોય છે. આમ આવી દ્રવ્ય ક્રિયાને પણ અત્ર યથાયોગ્ય સ્થાન છે જ, કારણ કે દ્રવ્યનો સાધ્ય લક્ષ્ય પણ ભાવ જ છે, દ્રવ્યના આલંબને પણ ભાવ પર જ ચઢવાનું છે, અને ભાવ પર આવ્યે જ છૂટકો છે આ ભાવ એટલે આત્મભાવ, આત્મામાં તથારૂપ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણનું ભવન-પરિણમન, આત્મસ્વભાવ પરિણતિ. આખો જિનમાર્ગ મુખ્યપણે આ ભાવ પર રચાયેલો છે, ભાવ એ જ એનું જીવન છે, તે ન હોય તો ખાલી ખોળિયું જ રહે છે. 'यस्मात्क्रियाः प्रतिफलंति न भावशून्याः।' દ્રવ્ય અને ભાવની તુલના કરતાં શ્રી **યોગદૃષ્ટિસમુચ્ચયકારે** કહ્યું છે કે શુદ્ધ ભાવ અને ભાવશૂન્ય ક્રિયા એ બેની વચ્ચે સૂર્ય અને આગીઆ જેટલું અંતર છે.

> "શુદ્ધભાવ ને શૂની કિરિયા, બેહુમાં અંતર કેતોજી ?
> ઝળહળતો સૂરજ ને ખજુઓ, તાસ તેજમાં તેતોજી."—યો. દ. સજ્ઝાય.

> "દ્રવ્ય ક્રિયા રુચિ જીવડા રે, ભાવ ધર્મ રુચિહીન;
> ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન ?....ચંદ્રાનન"—શ્રી દેવચંદ્રજી.

> "અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણઠાણ;
> ભાવ અપેક્ષાયે જિનઆણા, મારગ ભાખે જાણ"—શ્રી યશોવિજયજી.

જેટલું આ દ્રવ્ય ક્રિયા માટે સત્ય છે તેટલું જ **દ્રવ્યશ્રુતજ્ઞાન** માટે પણ છે; કારણ કે શાસ્ત્ર એ જ્ઞાનપ્રાપ્તિના ઉત્તમ નિમિત્તરૂપ-સાધનરૂપ હોઈ ઉપચારથી તેને જ્ઞાન કહ્યું છે, માટે એકલા દ્રવ્યશ્રુતજ્ઞાનના શુકપાઠ જેવા શુષ્ક જ્ઞાનથી કાંઈ જ્ઞાન થયું કહેવાતું નથી, પણ જો તેનું ઉત્તમ નિમિત્ત પામી આત્મા પોતે જ્ઞાનરૂપે પરિણમે અર્થાત

---

× "एते अहिगारिणो इह ण सेसा दव्वओ वि जं एसा।
इयरीए जोगयाए सेसाण उ अप्पहाणत्ति ॥" શ્રી પંચાશક.

આત્મામાં ભાવશ્રુતપણું પ્રગટે-આત્મજ્ઞાન ઉપજે, તો જ વાસ્તવિક જ્ઞાન થયું કહેવાય છે; નહિં તો શ્રી હરિભદ્રસૂરિજીએ કહ્યું છે તેમ સ્ત્રી-પુત્રાદિ જેમ મોહમૂઢ જનોનો સંસાર છે, તેમ શાસ્ત્ર એ વિદ્વાનોનો સંસાર છે! વળી એ પણ ખાસ યાદ રાખવા જેવું છે કે અધ્યાત્મરસ પરિણતિ વિનાનું જે શાસ્ત્રજ્ઞાન તે ભારરૂપ જ છે ગધેડો ચંદનનો ભાર ઉપાડે છે, પણ તેનો ભોગ તો કોઈ ભાગ્યશાળી જ પામે છે; તેમ શાસ્ત્રનો ભાર તો અનેક વહે છે, પણ તેનો અધ્યાત્મરસ તો કોઈ વિરલા જ ચાખે છે. ફરક માત્ર એટલો જ છે કે-ગધેડો પોતાના શરીર પર બોજો ઊઠાવે છે, અને આ શાસ્ત્ર-ગર્દભ પોતાના મન પર બોજો ઊઠાવે છે! પણ બન્નેનું ભારવાહકપણું સરખું છે!

" वेदान्यशास्त्रवित्क्लेशं, रसमध्यात्मशास्त्रवित् ।
भाग्यभृद्भोगमाप्नोति, वहति चन्दनं खरः ॥ "—શ્રી યશોવિજયજી.

" તિમ શ્રુતપાઠી પંડિતકું પણ, પ્રવચન કહત અજ્ઞાન રે;
સાર લહ્યા વિન ભાર કહ્યો શ્રુત, ખર દૃષ્ટાંત પ્રમાણ. "—શ્રી ચિદાનંદજી.

પુસ્તકપંડિતરૂપ વિદ્વાન્‌માં અને આત્માનુભવી જ્ઞાનીમાં આકાશ-પાતાલનું અંતર છે. બાકી બધુંય જાણતો હોય, પણ એક આત્માને ન જાણતો હોય, તો તે શાસ્ત્રવેત્તા વિદ્વાન્ પણ અજ્ઞાની છે. અને એક આત્માને જાણતો હોય ને બીજું કાંઈ ન પણ જાણતો હોય તો તે અવિદ્વાન્ પણ જ્ઞાની છે. આમ **વિદ્વાન્** ને **જ્ઞાની**માં પ્રગટ ભેદ છે. અથવા પરમાર્થથી આત્મજ્ઞાની એ જ સાચો વિદ્વાન્ અથવા પંડિતજન છે, બાકી બીજા કહેવાતા વિદ્વાનોની ગણના પણ અજ્ઞાની અથવા બાલ જીવોમાં જ છે. નિરક્ષર પણ જ્ઞાની હોઈ શકે ને સાક્ષર પણ અજ્ઞાની હોઇ શકે એવી આ વિલક્ષણ વાત વિવેકી જનો જ સમજી શકે છે. આ ગ્રંથમાં પણ ઇચ્છાયોગના લક્ષણમાં શ્રુતજ્ઞાની શબ્દ મૂકયા છતાં 'જ્ઞાની' એવું ખાસ વિશેષણ યોજ્યું, તે પણ એમ સૂચવે છે કે શ્રુતજ્ઞાની-'આગમધર' હોય છતાં કદાચ અજ્ઞાની પણ હોય. એટલા માટે જ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-જો દ્રવ્યથી નવ પૂર્વ પણ ભણેલ હોય, પણ જો આત્માને ન જાણ્યો હોય, તો તે અજ્ઞાની છે. આમ જ્યાં નવ પૂર્વ જેટલું શ્રુત ભણેલો એવો અધ્યાત્મરસ પરિણતિ વિનાનો શુષ્કજ્ઞાની બહુશ્રુત પણ અજ્ઞાની કહ્યો છે, તો પછી અન્ય અલ્પશ્રુત વાચાજ્ઞાનીઓની તો શી વાત કરવી? સર્વ શાસ્ત્રનું જ્ઞાન પણ જો એક આત્મવસ્તુ હાથ ન આવી તો શૂન્યરૂપ જ છે, મોટા મીંડારૂપ જ છે. 'एक्को'—આત્મા હાથમાં ન આવ્યો તો તે બધા એકડા વિનાના મીંડા છે! 'जे एगं जाणइ से सव्वं जाणइ।'

આમ ઉક્ત સ્વરૂપવાળા જ્ઞાન-ક્રિયાના સમન્વયથી જ મોક્ષ છે, એમ જ્ઞાનીઓએ કહ્યું છે. છતાં કોઇ જીવો પ્રાયઃ કેવળ બાહ્ય ક્રિયાના આગ્રહી 'ક્રિયાજડ' થઈ રહ્યા

છે, તો કોઇ કેવળ 'શુષ્કજ્ઞાની' થઇ પેઠ્યા છે, ને પોતે મોક્ષમાર્ગ આરાધે છે એમ માને છે,—જે દેખી પરમ કૃપાળુ સહૃદય સંતજનોને કરુણા ઉપજે છે. અત્રે જે ક્રિયાજડ લોકો છે તેઓ પ્રાયઃ બાહ્ય વ્યવહાર સાધનને સાધ્ય માની બેઠા છે ને મુખ્ય નિશ્ચય સાધ્યને ભૂલી ગયા છે એટલે તેઓ અનુપયોગપણે—ક્રિયાજડપણે યંત્રવત્ બાહ્ય દ્રવ્ય ક્રિયા કર્યા કરે છે, પણ નિજ સ્વરૂપની સાધક એવી અંતરંગ આત્મપરિણતિરૂપ ભાવક્રિયાને—અધ્યાત્મક્રિયાને પ્રાયે સ્પર્શતા નથી, કઇ પણ અંતર્ભેદ અનુભવતા નથી, વળી તેઓ જ્ઞાનમાર્ગનો નિષેધ કરે છે. અને જે **શુષ્કજ્ઞાની** જનો છે, તે શુષ્કજ્ઞાનની સુક્કી લૂખી 'વાતો' જ કરે છે, બંધ—મોક્ષ આદિ કલ્પના છે એમ કહે છે, પણ પોતે તે મોહાવેશમાં ને સ્વચ્છંદે વર્ત્તે છે; તેઓ નિશ્ચયનય 'માત્ર શબ્દની માંહ્ય' ગ્રહે છે અને સદ્વ્યવહારનો લોપ કરે છે; તેઓ જ્ઞાનદશા પામ્યા નથી ને સાધનદશા છોડી દે છે, આવા 'નામ અધ્યાત્મી' શુષ્કજ્ઞાનીઓનો જે સંગ પામે તે પણ બૂડી જાય

> "જ્ઞાનદશા પામ્યો નહિ, સાધન દશા ન કાંઇ;
> પામે તેનો સંગ જે, તે બૂડે ભવમાંહિ
> નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવાં નો'ય;
> નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવા સોય."—શ્રી આત્મસિદ્ધિ

> "વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
> વચનનિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભળી આદરી કાંઇ રાચો."—શ્રી આનંદઘનજી.

આમ ક્રિયાજડ જીવો વ્યવહારના આગ્રહી હોઇ નિશ્ચયનિરપેક્ષ હોય છે, તેથી મોક્ષમાર્ગના અનધિકારી છે, અને શુષ્કજ્ઞાની જીવો નિશ્ચયના આગ્રહી હોઇ વ્યવહાર—નિરપેક્ષ વર્ત્તે છે, તેથી તેઓ પણ મોક્ષમાર્ગના અનધિકારી જ છે. આ ક્રિયાજડ અને શુષ્કજ્ઞાની બન્નેય 'મ્હારું તે સાચું' એમ માનનારા મતાર્થી જ છે, પણ 'સાચું તે મ્હારું' એમ માનનારા આત્માર્થી નથી પણ સાચો **આત્માર્થી** હોય તે તો પરમાર્થરૂપ નિશ્ચય અને તેના સાધક સદ્વ્યવહારનો સુમેળ જ સાધે, નિશ્ચયવાણી સાંભળી સત્ સાધન છોડી દીએ નહિં, પણ નિશ્ચયને નિરંતર લક્ષ્યમાં રાખી, તે જ સત્ સાધનો સેવ્યાં કરે. અને આમ **જ્ઞાન** ને **ક્રિયા** એ બન્ને નયની પરસ્પર તીવ્ર મૈત્રી કરાવી, શુદ્ધ આત્મજ્ઞાન ને રાગદ્વેષરહિત નિષ્કષાય શુદ્ધ આત્મપરિણતિરૂપ ક્રિયાનો—ચારિત્રનો સમન્વય સાધે, તો અવશ્ય શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષની સિદ્ધિ થાય શ્રી **યશોવિજયજી**એ સુભાષિત કહ્યું છે તેમ 'કર્મયોગનો સમ્યક્ અભ્યાસ કરી, જ્ઞાનયોગને સમાશ્રિત થયેલો પુરુષ ધ્યાનયોગ પર ચઢી મોક્ષયોગને પામે '×



× "कर्मयोगं समभ्यस्य, ज्ञानयोगं समाश्रित.। ध्यानयोगं समारुह्य, मोक्षयोगं प्रपद्यते ॥"
—શ્રી અધ્યાત્મસાર.

## III. તાત્પર્ય: યોગદૃષ્ટિથી દિવ્ય યોગમાર્ગદર્શન.

આમ ભક્તિયોગ, જ્ઞાનયોગ ને કર્મયોગની સમ્યક્ વ્યવસ્થારૂપ યોગમાર્ગનું યથાર્થ દર્શન સમ્યક્ એવી યોગદૃષ્ટિથી જ થાય છે; આ દિવ્ય નયનથી જ જિનમાર્ગનું દિવ્ય દર્શન થાય છે આ પરમાર્થદૃષ્ટિ વિના તો બધુંય અંધારૂં છે. 'આંખ વિનાનું અંધારૂં રે' એ લોકોક્તિ અહીં પરમાર્થમાર્ગમાં સાવ સાચી જણાય છે દૃષ્ટિઅંધતા ટળી ન હોય ત્યાંસુધી આધ્યાત્મિક એવા મોક્ષમાર્ગનું અથવા જિનના મૂળમાર્ગનું દર્શન થાય નહિં; જિનનો આ અધ્યાત્મપ્રધાન પરમાર્થમાર્ગ દેખવા માટે તો આ દિવ્ય યોગદૃષ્ટિનું ઉન્મીલન થવું જોઇએ, અને જીવની દૃષ્ટિઅંધતા ટળવી જોઇએ. આ અંતરંગ માર્ગનું દર્શન ગાડરીઆ પ્રવાહ જેવી બહિરંગ ઓઘદૃષ્ટિથી ન જ થઇ શકે એટલા માટે જીવોની એ ગતાનુગતિક ગાડરીઆ પ્રવાહ જેવી લૌકિક ઓઘદૃષ્ટિ દૂર કરાવી, દિવ્ય જિનમાર્ગનાં યથાર્થ દર્શનાર્થે આધ્યાત્મિક દૃષ્ટિ અર્પવા માટે જ, અને યોગબિન્દુના પ્રાંતે '**लोकः स्ताद्योगलोचन**' લોક યોગદૃષ્ટિવાળો થાઓ !–એ પોતાના આશિર્વચનને જાણે ચરિતાર્થ કરવાને અર્થે જ આર્ષદ્રષ્ટા મહર્ષિ **હરિભદ્રાચાર્યજી**એ આ 'યોગદૃષ્ટિસમુચ્ચય' ગ્રંથનું નિર્માણ કરેલુ દૃશ્ય થાય છે કારણ કે તેવી દૃષ્ટિના અભાવે અલૌકિક આધ્યાત્મિક માર્ગને પણ ગતાનુગતિક લોકો લૌકિક દૃષ્ટિએ–ઓઘદૃષ્ટિએ દેખે છે ! મહાત્મા **આનંદઘનજી** પોકાર કરી ગયા છે કે '**ચરમ નયણ કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સંસાર.**'

પણ જિનનો–વીતરાગનો રત્નત્રયીરૂપ મૂળમાર્ગ તો કેવળ શુદ્ધ આત્મપરિણતિરૂપ હોઇ મુખ્યપણે **આધ્યાત્મિક માર્ગ** છે, પરમાર્થ માર્ગ છે, અંતરંગ ભાવમાર્ગ છે. જાતિ–વેષના ભેદ વિના જે કોઇપણ આ યથોક્ત **મોક્ષમાર્ગ** સાધે છે, આત્મામા પરિણમાવે છે, તે જ મોક્ષ પામે છે અર્થાત્ શુદ્ધ આત્માને જાણવો, શ્રદ્ધવો ને આચરવો એ જ એક સનાતન નિશ્ચય સાધ્ય લક્ષ્યમા રાખી, સમસ્ત દ્વાદશાંગીના સારરૂપ 'શુદ્ધ નયદીપિકા' પ્રત્યે નિરંતર દૃષ્ટિ ઠેરવી, તેના સત્સાધનરૂપ પરમાર્થસાધક શુદ્ધ વ્યવહારને જે સેવે છે, નિશ્ચય–વ્યવહારનો સમન્વય સાધે છે, તે જ મોક્ષ પામે છે કારણ કે સ્વરૂપભ્રષ્ટ થવાથી જ આત્માનું સંસારપરિભ્રમણ થયું છે, અને સમસ્ત વ્યવહારનુ પણ પ્રધાન ને એક જ પ્રયોજન આત્માને સ્વરૂપમાં આણી 'નિજ ઘર' પધરાવવાનું છે એટલે વ્યવહાર સમ્યગ્-દર્શન–જ્ઞાનચારિત્રરૂપ વ્યવહાર રત્નત્રયીની ઉત્તરોત્તર શુદ્ધિ દ્વારા આ સ્વરૂપઆરોપણરૂપ પ્રથમ ભૂમિકા 'નિજ પદ' પ્રાપ્ત કરી, જીવ નિશ્ચયરત્નત્રયીરૂપ મોક્ષમાર્ગનો સાધક–સાધુ બની, ઉત્તરોત્તર ઉચ્ચ ઉચ્ચ ભૂમિકાઓને–દશાઓને સ્પર્શતો સ્પર્શતો મોક્ષમાર્ગે આગળ

---

* "जइ जिणमयं पवज्जह मा ववहारणिच्छए मुयए।
एक्केण विणा छिज्जइ तित्थं अण्णेण उण तच्चं ॥"—આર્ષવચન

"सुद्धो सुद्धादेसो णायव्वो परमभावदरिसीहिं।
ववहारदेसिदा पुण जे दु अपरमे ट्ठिदा भावे ॥"—શ્રી સમયસાર.

વધતો જાય છે, અને છેવટે આત્મશુદ્ધિની પરમ પરાકાષ્ઠાને પ્રાપ્ત કરી તે પરમ યોગી શુદ્ધ આત્મસિદ્ધિરૂપ મોક્ષને પામે છે-સિદ્ધ બને છે. આ સમસ્ત યોગશાસ્ત્રનું નિરૂપણ એ જ વાત સિદ્ધ કરે છે.

"જેહ અહંકાર મમકારનું બંધનં, શુદ્ધ નય તે દહે દહન જેમ ઇંધનં;
શુદ્ધ નય દીપિકા મુક્તિ મારગ ભણી, શુદ્ધ નય આથિ છે સાધુને આપણી.
શુદ્ધ નય ધ્યાન તેહને સદા પરિણમે, જેહને શુદ્ધ વ્યવહાર હીયડે રમે;
મલિન વસ્ત્રે યથા રાગ કુંકુમ તણો, હીન વ્યવહાર ચિત્ત એહથી નવિ ગુણો."—શ્રી યશોવિજયજી.

આમ પરમાર્થપ્રત્યયી યોગમાર્ગનું યથાર્થ દર્શન આ યોગદૃષ્ટિરૂપ દિવ્ય નયનથી જ થઇ શકે. પરમ ભાવિતાત્મા **આનંદઘનજી**એ ભાખ્યું છે તેમ '**જિણે નયણે કરી મારગ જોઇએ રે, નયન તે દિવ્ય વિચાર.**' આ દિવ્ય નયનની પ્રાપ્તિ કેમ થાય? જે પામેલો હોય તેની પાસેથી પમાય દીવામાંથી દીવો થાય. કુવામાં હોય તો હવાડામાં આવે. દેખતો હોય તે જ માર્ગ દેખાડે, આંધળો કેમ દેખાડે? આંધળો તો પોતે ખાડમાં પડે ને બીજાને પાડે એટલે આ **દિવ્ય નયન**ની પ્રાપ્તિ તો યોગદૃષ્ટિરૂપ દિવ્ય ચક્ષુને પામેલા **સાક્ષાત્ દૃષ્ટા** એવા **ભાવયોગી સદ્ગુરુ**થી જ થાય, નહિં કે દૃષ્ટિઅંધ એવા અસદ્ગુરુથી. આંધળાની પાછળ આંધળા દોડ્યા જાય એવી અસદ્ગુરુરૂપ અંધપુરુષપરંપરા પાસેથી દિવ્ય નયનની આશા રાખવી તે આકાશકુસુમવત્ છે. શ્રી **આનંદઘનજી**ના શબ્દોમાં 'પુરુષપરંપર અનુભવ જોવતાં રે અંધોઅંધ પલાય.' કારણ કે જ્યાંલગી મિથ્યાત્વ ટળ્યું નથી, દર્શનમોહ દૂર થયો નથી અને સમ્યગ્દૃષ્ટિ ખૂલી નથી, ત્યાંલગી પરમાર્થથી દૃષ્ટિઅંધપણું જ કહેવા યોગ્ય છે. આ મિથ્યાત્વરૂપ દૃષ્ટિઅંધપણું તો જન્માંધપણા કરતાં પણ ખરાબ છે; જન્માંધ તો અર્થને દેખતો જ નથી, પણ મિથ્યાદૃષ્ટિ અંધ તો અર્થને અનર્થ દેખે છે! એટલે આવા **દૃષ્ટિઅંધ અસદ્ગુરુ** તો પોતે ઉન્માર્ગે જતા હોઇ બીજાને ઉન્માર્ગે દોરી ખાડમાં પાડે, દુર્ગતિની ગર્તામાં નાંખે; માટે સન્માર્ગે જવા માટે તો સદ્ગુરુનું જ નયન-દોરવણી જોઇએ.

વળી દૃષ્ટિ દૃષ્ટિરોગથી રંગાયેલી હોય, કમળાવાળી હોય, અથવા આડો રંગીન કાચ ધર્યો હોય તો દર્શન પણ તેવું જ રંગાયેલું (Coloured vision) થાય છે, યથાર્થ થતું નથી. તેમ જીવની દૃષ્ટિ જો દૃષ્ટિરાગથી રંગાયેલી હોય, તો તેનું દર્શન પણ તેવું જ રંગાયેલું-વિપર્યસ્ત હોય છે, સમ્યક્ હોતું નથી. ઘણી વખત લોકો દૃષ્ટિરાગની પુષ્ટિને પણ સમ્યગ્દૃષ્ટિપણું માની લેવાની ભ્રાંતિગત ભૂલ કરે છે. પણ એ બન્ને કેવળ જૂદી જ વસ્તુ છે, કારણ કે **દૃષ્ટિરાગ**થી જે દર્શન થાય છે તે તેવા રાગભાવથી રંગાયેલું ને મલિન હોઇ અસમ્યક્ હોય છે, અને **સમ્યગ્દૃષ્ટિ**થી જે દર્શન થાય છે તે રાગભાવના અનુરંજન વિનાનું નિર્મલ ને સ્વચ્છ હોઇ સમ્યક્ હોય છે. દાખલા તરીકે-પોતાના કુલધર્મના

ગુરુ. સદ્‌ગુરુમાં અવશ્ય હોવા યોગ્ય એવા આત્મજ્ઞાન-વીતરાગતા આદિ લક્ષણથી રહિત હોય, છતાં પોતાના મત-સંપ્રદાયના આગ્રહથી અને પોતાના માની લીધેલા કુલધર્મના મમત્વજન્ય રાગથી તેને ગુરુ માનવા તે પ્રગટ દૃષ્ટિરાગપણું છે; અથવા જેના પ્રત્યે પોતાને રાગ છે એવા અમુક પુરુષવિશેષ જ સાચા છે ને તેમાં જ સર્વસ્વ છે, બીજા બધા ખોટા છે ને તેમાં કાંઇ નથી તે પણ દૃષ્ટિરાગનો પ્રકાર છે. આ દૃષ્ટિરાગ છોડવો ઘણો મુશ્કેલ છે **શ્રી હેમચંદ્રાચાર્યજીએ** તો વીતરાગ પાસે પોકાર પાડ્યો છે કે-હે ભગવન્! સ્નેહરાગ છોડવો સ્હેલો છે, કામરાગ છોડવો સ્હેલો છે, પણ આ દુષ્ટ દૃષ્ટિરાગ છોડવો સંતોને પણ દોહિલો છે, દુસ્ત્યજ છે પણ સમ્યગ્‌દૃષ્ટિપણામાં તેવો રાગ હોતો નથી, એટલે તેમાં તો વસ્તુનું વસ્તુસ્વરૂપે દર્શન થાય છે. સદ્‌દેવનું, સદ્‌ગુરુનું, સદ્ધર્મનું સમ્યક્ સ્વરૂપ સમજી તેનું તથારૂપ પ્રતીતિમય માન્યપણું હોય છે તાત્પર્ય કે દૃષ્ટિરાગમાં 'મત'નું માન્યપણું છે, અને સમ્યગ્‌દૃષ્ટિમાં 'સત્'નું માન્યપણું છે. દૃષ્ટિરાગી 'મારું તે સાચું' માને છે, અને સમ્યગ્‌દૃષ્ટિ 'સાચું તે મારું' માને છે. આમ એ બન્નેનો પ્રગટ ભેદ છે. એટલે સુજ્ઞ તેમાં ભ્રાંતિ પામે નહિ.

"દૃષ્ટિરાગનો પોષ તેહ સમકિત ગણું, સ્યાદ્‌વાદની રીત ન જાણું નિજપણું."—શ્રી દેવચંદ્રજી.

માટે સમ્યગ્‌દૃષ્ટિ ઇચ્છનારા મુમુક્ષુએ તો દૃષ્ટિરાગ ને દૃષ્ટિઅંધપણારૂપ અંધશ્રદ્ધાને છોડી દઇ, દૃષ્ટિઅંધ એવા અજ્ઞાની અસદ્‌ગુરુને ત્યજી સમ્યગ્‌દૃષ્ટિસંપન્ન જ્ઞાની વીતરાગ સદ્‌ગુરુનું જ આલંબન ભજવું જોઇએ. કારણ કે ચર્મચક્ષુને અગોચર એવી 'બિના નયનકી બાર' 'બિના નયન પાવે નહિં'-દિવ્ય નયન વિના પામે નહિં; પણ 'સેવે સદ્‌ગુરુ કે ચરન, સો પાવે સાક્ષાત.'-આગમ પણ ગુરુગમ વિના અગમ થઇ પડે છે. કારણ કે આગમ એ આત્માનુભવી જ્ઞાની પુરુષના વચન હોઇ, સાક્ષાત્ અનુભવજ્ઞાની-આત્માનુભવી એવા પારમાર્થિક સદ્‌ગુરુ જ તેના મર્મને-હૃદયને-રહસ્યને પામે છે, અને તે જ એક તે બતાવવાને સમર્થ છે એટલે પ્રજ્ઞારૂપ શલાકામાં પ્રવચનરૂપ દિવ્ય અંજન લઇ સદ્‌ગુરુ આંજે, 'જ્ઞાન-અંજનશલાકા' કરે, તો જ જીવનો આ દૃષ્ટિરોગ દૂર થાય. તો જ આ દિવ્ય નયન ઉન્મીલન પામે, તો જ આ દિવ્ય ચક્ષુ ઉઘડે અને સન્માર્ગની પ્રાપ્તિ થઇ મેરુ સમા મહામહિમાવાન્ પરમ ગુણનિધાન શુદ્ધ આત્માનું સાક્ષાત્ દર્શન થાય.

"પ્રવચન અંજન જો સદ્‌ગુરુ કરે, દેખે પરમ નિધાન;
હૃદય નયન નિહાળે જગધણી, મહિમા મેરુ સમાન"—શ્રી આનંદઘનજી.

શાસ્ત્રમાં ગીતાર્થને જ ગુરુપણાનો અધિકાર કહ્યો છે એમાં ઘણું રહસ્ય છે અને તે એ જ વાતને પુષ્ટ કરે છે; કારણ કે **ગીતાર્થ** એટલે કેટલાક લોકો માત્ર સૂત્રપાઠી સમજે છે એમ નહિં, પણ જેણે શાસ્ત્રનો-સૂત્રનો અર્થ-પરમાર્થ ગીત કર્યો છે, અત્યંત હૃદયગત-પરિણત કર્યો છે, સંગીતની જેમ અવિસંવાદીપણે આત્મામાં તન્મય-એકતાર

કર્યો છે, આત્માકાર કર્યો છે, આત્માનુભૂતિમય કર્યો છે તે 'ગીતાર્થ'; અર્થાત્ જેણે પરમ નિશ્ચયરૂપ પરમાર્થ આત્મતત્ત્વ ગીત કર્યું છે, અનુભૂત કર્યું છે તે ગીતાર્થ. એવા ગીતાર્થ આત્માનુભવી જ્ઞાની પુરુષ જ ગુરુ થવાને યોગ્ય છે. બાકી તથારૂપ યોગ્યતા વિનાના અજ્ઞાની ગુરુઓ તો કર્મભારથી 'ગુરુ' (ભારે) બને છે.

"અજ્ઞાની નિજ છંદે ચાલે, તસ નિશ્રાએ વિહારી;
અજ્ઞાની જો ગચ્છને ચલવે, તે તો અનંત સંસારી રે. જિનજી!
જિમ જિમ બહુશ્રુત બહુ જનસંમત, બહુ શિષ્યે પરવરિયો;
તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરિયો રે. જિનજી!
સમભાવી ગીતારથ નાણી, આગમમાંહે લહિયે રે;
આતમ અરથી શુભમતિ સજ્જન, કહો તે વિણ કેમ રહિયે રે?"—શ્રી યશોવિજયજી.

આમ સાચા ગીતાર્થ, જ્ઞાની, આત્માનુભવી સદ્ગુરુ પાસેથી જ પારમાર્થિક ભાવ ગુરુગમ પ્રાપ્ત થાય છે. આ અંગે સુંદર **અન્યોક્તિ** છે કે—ગગનમંડલ—ચિદાકાશ તેની મધ્યે એક અમૃતનો કુવો છે, એટલે અમૃતસ્વરૂપી શાંતસુધારસમય આત્માનો ત્યાં વાસ છે. જેને સદ્ગુરુ મળ્યા છે, તે જ તે અમૃતકૂપમાંથી શાંતસુધારસ ભરી ભરીને પીએ છે, તેમની તૃષા છીપે છે અર્થાત્ ભવતૃષ્ણા શાંત થાય છે, અને તે અમૃતપાનથી તે અમૃતપણાને પામે છે. બાકી જેને સદ્ગુરુનો યોગ નથી મળ્યો, તે તે અમૃતપાનના લાભથી વંચિત રહે છે, તરસ્યા ચાલ્યા જાય છે, એટલે તેમની ભવતૃષ્ણા બૂઝાતી નથી; અને તે મૃતપણાને જ પામે છે, અર્થાત્ જન્મમરણપરંપરા કર્યા કરે છે, તેના જન્મમરણનો છેડો આવતો નથી.

"ગગન મંડળમેં અધબિચ કૂવા, ઉંહા હે અમીકા વાસા;
સગુરા હોએ સો ભર ભર પીવે, નગુરા જાવે પ્યાસા....
અવધૂ! સો જોગી ગુરુ મેરા, ઉસ પદકા કરે રે નીવેડા."—શ્રી આનંદઘનજી.

"વહ સત્ય સુધા દરશાવહિંગે, ચતુરંગુલ હે દગસે મિલ હે;
રસદેવ નિરંજનકો પિવહી, ગહીં જોગ જુગોજુગ સો જિવહી"—શ્રીમદ્ રાજચંદ્રજી.

શ્રી **ગૌતમસ્વામીજી**ને ભગવાન્ **મહાવીર** દેવે સમ્યગ્ નેત્ર આપ્યાં ત્યારે વેદના અર્થ પણ સમ્યક્પણે સમજાયા. દૃષ્ટિ સમ્યક્ હોય તો મિથ્યા શાસ્ત્ર પણ સમ્યક્પણે પરિણમે છે અને દૃષ્ટિ મિથ્યા હોય તો સમ્યક્શાસ્ત્ર પણ મિથ્યાપણે પરિણમે છે. ષડ્દર્શનનું રહસ્ય પણ **દૃષ્ટિ સમ્યક્** હોય તો સમજાય છે માટે દૃષ્ટિ સમ્યક્ જોઈએ, અને તેની પ્રાપ્તિ તો ઉપર કહ્યું તેમ શ્રી સદ્ગુરુને આધીન છે. તેવા દૃષ્ટા પુરુષ જ દિવ્ય દૃષ્ટિ અર્પી વસ્તુનું યથાવત્ સ્વરૂપદર્શન કરાવવાને સમર્થ હોય છે. પણ આવા વસ્તુગતે વસ્તુ કહેનારા આપ્ત અનુભવજ્ઞાનીઓ તો વિરલ જ છે, જગતમાં તેમનો તો દુકાળ જ છે. આનંદઘનજીએ

કહ્યું છે તેમ '**અભિમતે વસ્તુ વસ્તુગતે કહે રે તે વિરલા જગ જોય.**' બાકી તથારૂપ તાત્ત્વિક અનુભવ વિના વસ્તુની માત્ર ખાલી કલ્પિત વાતો કરનારા જનોનો કાંઇ તોટો નથી, તેમનો તો સર્વત્ર સુકાળ જ છે.

"ખેદ થાય છે કે **નગદ માલરૂપે (Materially) અધ્યાત્મનું** સ્વરૂપ જાણ્યા-સમજ્યા વિના હાલ અધ્યાત્મીઓનો વ્યવહાર કોટિમાં અધોગતિ પામતા આ દેશમાં, આ કોમમાં રાફડો ફાટ્યો છે, કેવળ ખ્યાલ-ભ્રમણા-ગતાનુગતિકત્વને ( sentimentalism ) અનુસરી શુદ્ધ વસ્તુગતે વસ્તુરૂપને જાણ્યા સમજ્યા વિના અધ્યાત્મનું પુંછડું પકડનારા આ જીવો, નથી આત્માને ઓળખવાના, પણ વ્યવહાર-પરમાર્થથી પતિત થઇ દેશને અને પોતાને પરિણામે ધક્કો જ પહોંચાડશે "—**શ્રી મનઃસુખભાઈ કિરતચંદ મહેતા.**

કારણ કે વસ્તુવિચારની બાબતમાં દિવ્ય નયનનો વિરહ પડ્યો છે, '**વસ્તુ વિચારે રે દિવ્ય નયન તણો, વિરહ પડયો નિરધાર,**' એટલે યથાર્થ વસ્તુવિચાર થતો નથી. જેમ સમ્યગ્દૃષ્ટિ ( ચક્ષુ ) વિના બાહ્ય પદાર્થોનું યથાર્થ દર્શન થતું નથી, તેમ સમ્યગ્યોગદૃષ્ટિ વિના આત્માદિ અતીન્દ્રિય પદાર્થનું સમ્યક્ સ્વરૂપદર્શન થતું નથી. એ **દિવ્ય નયન** વિના આખા બ્રહ્માંડ સંબંધી ગમે તેટલા કલ્પનારૂપ સ્વચ્છંદ વિચાર કરે તોપણ પરમાર્થથી શૂન્ય જ છે, મોટું મીંડું જ છે. કારણ કે હું પોતે કોણ છું? મ્હારૂં સ્વરૂપ શું છે? એ એક મૂળભૂત કેન્દ્રસ્થ વસ્તુનો જીવે શાંતભાવે વિવેકપૂર્વક ભાગ્યે જ વિચાર કર્યો છે. એટલે એ આખા લોકને જાણવાની ચેષ્ટા કરે છે, પણ દેહ-દેવળમાં બિરાજમાન આત્મ-દેવના સ્વરૂપને જાણવાની તમા કરતો નથી! આ મુખ્ય પ્રયોજનભૂત આત્મવસ્તુના વિચારની સમ્યગ્દૃષ્ટિ પણ મુખ્યપણે સાચા જ્ઞાની સદ્ગુરુના અવલંબને ખૂલે છે; અને તે આધ્યાત્મિક યોગદૃષ્ટિથી જ યોગમાર્ગનું દિવ્ય દર્શન થાય છે

એટલે પછી જેવી 'દૃષ્ટિ તેવી સૃષ્ટિ', જેવું દર્શન તેવું સર્જન એ ન્યાયે તે દૃષ્ટા '**જોગીજન**' તે દિવ્ય યોગમાર્ગે ગમન કરવા '**ઇચ્છે છે**' (ઇચ્છાયોગ). એટલે '**दृष्टिपूतं न्यसेत्पादं**' એ સૂત્ર પ્રમાણે યોગમાર્ગે દૃષ્ટિપૂત પદન્યાસ કરતો કરતો તે '**દૃષ્ટા**' પુરુષ અપૂર્વ આત્મપુરુષાર્થથી, અદમ્ય ઉત્સાહથી ને અનન્ય સંવેગથી તે સન્માર્ગે ગમન કરે છે, પ્રવૃત્તિ આદરે છે ( **પ્રવૃત્તિયોગ** ). વચ્ચે નડતા વિઘ્નોનો આ વીર પુરુષ અદ્ભુત શૌર્યથી સામનો કરી જય કરે છે અને શાંત સ્થિરપણે માર્ગે ચાલ્યો જાય છે ( **સ્થિર-યોગ** ). અને અંતે ઇષ્ટ ધ્યેય સ્થાને આવી પહોંચી તે યોગમાર્ગનો પ્રવાસ પૂરો કરી અનુપમ સિદ્ધિ સાધે છે ( **સિદ્ધિયોગ** ).

તાત્પર્ય કે-યોગમાર્ગે પ્રવર્ત્તતો '**જોગીજન**' પરભાવ-વિભાવથી આત્મસ્વરૂપનું હિંસન ન થવા દેવાનો નિરંતર જાગ્રત ઉપયોગ રાખી, દ્રવ્યથી અને ભાવથી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહ એ પાંચ **યમનું** પરિપાલન કરે છે; શૌચ,

સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ પાંચ **નિયમનું** આસેવન કરે છે; પરભાવની બેઠકરૂપ દેહાધ્યાસ છોડી દઇ, આત્મભાવમાં **આસન** જમાવે છે; બાહ્ય ભાવનું વિરેચન કરી અંતરાત્મભાવના પૂરણ-કુંભનરૂપ **ભાવપ્રાણાયામ** સાધે છે; વિષયવિકારમાંથી ઇંદ્રિયોને પ્રત્યાહૃત કરી પરભાવમાંથી આત્માને પાછો ખેંચી લેવારૂપ **પ્રત્યાહાર** કરે છે; આત્મસ્વભાવમાં આત્માને ધારી રાખવારૂપ **ધારણા** ધરે છે; સ્થિરચિત્ત અને સ્થિતપ્રજ્ઞ થઇ આત્માનું એકાગ્ર **ધ્યાન** ધ્યાવે છે અને શુદ્ધ આત્મસ્વરૂપમાં લીન થઇ જવારૂપ-સમાઇ જવારૂપ પરમ આત્મ**સમાધિ** અનુભવે છે. અને આમ જે અનંત સુખધામ પદને ઇચ્છતા સુસંતો-યોગીન્દ્રો દિનરાત તેના ધ્યાનમાં રહે છે, અને જ્યાં અનંત એવી સુધામય પરમ શાંતિ પ્રવહે છે, એવા તે પરમ અમૃતસ્વરૂપ શુદ્ધ પરમ પદને આ યોગિરાજ સાક્ષાત પામે છે.

" સુખ ધામ અનંત સુસંત ચહી, દિનરાત રહે તદ ધ્યાન મહીં;
પર શાંતિ અનંત સુધામય જે, પ્રણમું પદ તે, વર તે, જય તે. "—શ્રીમદ્ રાજચંદ્રજી.

卐

## ( ૨ ) શાસ્ત્રકર્ત્તા મહર્ષિ હરિભદ્રાચાર્યજી.

આમ દિવ્ય યોગદૃષ્ટિથી પરમાર્થમય યોગમાર્ગનું યથાર્થ દર્શન કરાવનાર આ શાસ્ત્રકર્ત્તા મહર્ષિના પવિત્ર ચરિત્ર સંબંધી બે શબ્દ કહી અંત્ય મંગલરૂપ **ઉપસંહાર** કરીએઃ—આ ભારત ભૂમિમાં મત-દર્શનના આગ્રહથી પર એવા જે ગણ્યાગાંઠ્યા 'નિર્પક્ષ વિરલા કોઇ' સાચા સંત પુરુષો થયા છે, તેમાં **શ્રી હરિભદ્રાચાર્ય** કોઇ અનેરી ભાત પાડનારા વિલક્ષણ સંત તત્ત્વજ્ઞ થઇ ગયા; સર્વ દર્શનનો સાધર્મિક બંધુત્વભાવે સમન્વય કરનારી પરમ ઉદાર નિરાગ્રહ અનેકાંત દૃષ્ટિને યથાર્થપણે ઝીલનારા **મહાપ્રભાવક જ્યોતિર્ધર આર્ષ દ્રષ્ટા** થઇ ગયા વિક્રમના આઠમા નવમા સૈકામાં થઇ ગયેલા આ **'યાકિનીમહત્તરા સૂનુ'** તરિકે સુપ્રસિદ્ધ **હરિભદ્રસૂરિ**ના જીવન સંબંધી જે અતિ અલ્પ માહિતી શ્રી પ્રભાવકચરિત્ર આદિ પરથી આપણને ઉપલબ્ધ થાય છે તે પ્રમાણે-તેઓશ્રી **ચિત્રકૂટ**ના(ચિત્તોડના) નિવાસી સર્વશાસ્ત્રપારંગત **મહાપંડિત બ્રાહ્મણ** હતા; અને ત્યાંના રાજા જિતારિના સંમાનિત પુરોહિત હતા તે ચતુર્દશ વિદ્યાસ્થાનોમાં પ્રકર્ષને પામેલા હતા, પણ તેમને પોતાની વિદ્યાનો મદ ચઢ્યો હતો. પોતાને કલિસકલજ્ઞપણે માનતા આ ઘમંડી વિપ્રે દુસ્તર પ્રતિજ્ઞા કરી હતી કે 'અત્રે જેનું કહેલું હું ન સમજી શકું, તેનો હું શિષ્ય થઇ જાઉં.' આમ દ્વિજશ્રેષ્ઠ **હરિભદ્ર** પુરોહિત અભિમાની છતાં સરલતાની મૂર્ત્તિ અને સત્યતત્ત્વગવેષક હતા. એક દિવસ તે મહાપંડિત કોઇ ઉપાશ્રય પાસેથી પસાર થતા હતા, ત્યાં એક '**યાકિની**' મહત્તરા નામના વૃદ્ધ સાધ્વીજીને નીચેની ગાથાનો મધુર સ્વરે પાઠ કરતાં તેણે સાંભળ્યા—

" चक्की दुगं हरिपणगं पणगं चक्कीण केसवो चक्की ।
केसव चक्की केसव दुचक्की केसी य चक्की य ॥ "

આ ગાથાનો અર્થ બેસાડવા હરિભદ્ર ઘણું મથ્યા, પણ કાંઈ ઘડ બેઠી નહિ. એટલે તેમણે પાસે જઈને ઉપહાસમાં વૃદ્ધાને પૂછ્યું–અહો ! માજી ! આ તમે ચિક્ ચિક્ શું કર્યું ? ત્યારે યોગિનીએ જવાબ આપ્યો–બેટા ! નવું લિંપેલું ચિક્ ચિક્ થાય. 'नवलिप्तं चिकूचिकायते ।' (અર્થાત્ વયમાં તું પણ નવો નિશાળીઓ છે, શિખાઉ અણઘડ છે, એટલે આ બધું તને ચિક્ ચિક્ લાગતું હશે, પણ તેમ નથી) આવા માર્મિક ઉત્તરથી ઉપહાસ કરવા ગયેલા હરિભદ્રનો ઉપહાસ થઈ ગયો ને તે ચાટ પડી ગયા એટલે ચમત્કાર પામેલા સત્યપ્રતિજ્ઞ સરલાત્મા હરિભદ્રે વિનમ્ર બની વિનયથી પૂછ્યું–અહો માતાજી ! તમે જે આ પાઠ કર્યો તેનો અર્થ આપ સમજાવો, હું તે અર્થ સમજતો નથી, હું આપનો શિષ્ય છું ત્યારે પવિત્ર સાધ્વીજીએ કહ્યું–હે ભદ્ર ! પુરુષને શિષ્ય કરવાનો અમારો આચાર નથી, પણ ત્હારી જિજ્ઞાસા હોય તો તું અમારા ધર્માચાર્ય પાસે જા એટલે હરિભદ્ર પુરોહિત **જિનભટાચાર્ય** પાસે જઈ તેમને સમસ્ત નિવેદન કરી તેમની પાસે દીક્ષિત થયા પછી તો જિનદર્શનરૂપ પારસમણિનો સ્પર્શ થતાં, સત્યતત્ત્વપરીક્ષક હરિભદ્રનો આત્મા તેના રંગથી હાડોહાડ રંગાઈ ગયો. આમ જેના નિમિત્તથી પોતાનો આ જીવનપલટો થયો, અને પરમ ધર્મબીજની પ્રાપ્તિરૂપ પરમ ઉપકાર થયો, એવા તે યોગિની '**યાકિની**' મહત્તરાને પોતાને સદ્ધર્મસંસ્કારરૂપ ધર્મજન્મ આપનારા, સાચો પરમાર્થ 'દ્વિજ' બનાવનારા પોતાના ધર્મમાતા માની, કૃતજ્ઞશિરોમણિ હરિભદ્ર પોતાને '**યાકિની મહત્તરાસૂનુ**' તરીકે ઓળખવવા લાગ્યા, અને પોતાની અમર કૃતિઓમાં પણ તે પુણ્ય સ્મૃતિ તેમણે જાગતી રાખેલી અદ્યાપિ દૃશ્ય થાય છે કુશાગ્રબુદ્ધિના સ્વામી હરિભદ્ર અલ્પ સમયમાં સમસ્ત જિનાગમના પારગામી થયા ને તેને યોગ્ય જાણી ગુરુએ સ્વપદે સ્થાપન કર્યા

તેમના બે ભાણેજ હંસ અને **પરમહંસે** તેમની સમીપે દીક્ષા લીધી પ્રમાણશાસ્ત્રમાં પારંગત આ બે મહાબુદ્ધિમાન્ શિષ્યો, ગુરુની અનુજ્ઞા નહિં છતાં, બૌદ્ધ પ્રમાણશાસ્ત્રોના અભ્યાસાર્થે ગુપ્ત વેષે બૌદ્ધ નગરે ગયા ત્યાં પાછળથી ખબર પડી જતાં બૌદ્ધોએ હંસને હણી નાખ્યો, પણ પરમહંસ નાસી છૂટી માંડ ગુરુ પાસે પ્હોંચ્યો, અને હકીકત નિવેદન કરતાં તે પણ હૃદયવિચ્છેદથી મરણ પામ્યો એટલે આવા બે ઉત્તમ શિષ્યરત્નોના વિરહથી શોકનિમગ્ન થયેલા હરિભદ્રસૂરિને ક્ષણિક આવેશરૂપ કોપ વ્યાપે છે, પણ તેમના ગુરુએ પાઠવેલી 'गुणसेण अग्गिसम्मा' ઇ ત્રણ ગાથાથી તેનું તત્ક્ષણ શમન થાય છે, અને તેમને પોતાના ક્ષણિક આવેશરૂપ કોપનો પારાવાર પશ્ચાત્તાપ થાય છે અને પ્રાયશ્ચિત્ત યાચે છે પછી શિષ્યસંતતિનો વિરહ જેને વેદાતો હતો અને આવા દુઃખમય સંસારસ્વરૂપ પ્રત્યે તીવ્ર વૈરાગ્યથી જે 'ભવવિરહ' ગવેષતા હતા, એવા આ ભાવિતાત્મા મહામુમુક્ષુ તીવ્ર સંવેગરંગી **શ્રી હરિભદ્રાચાર્ય** 'શાસ્ત્રસંતતિ'ના સર્જનાર્થે અનુપમ અતુલ પરમ આશ્ચર્યકારી પુરુષાર્થથી પ્રવૃત્ત થયા ગુરુએ જે ત્રણ બીજભૂત ગાથા

મોકલી હતી તે પરથી તેમણે વિસ્તારથી સંવેગરંગતરંગિણી સમી 'સમરાઈચ્ચકહા' (સમરાદિત્ય કથા) રચી, અને તદુપરાંત માત્ર માનસિક કોપાવેશના પ્રાયશ્ચિત્ત અર્થે આ પરમ ભવભીરુ મુમુક્ષુ મહાત્માએ ૧૪૦૦ પ્રકરણ ગ્રંથોનું અનન્ય સર્જન કર્યું! પોતાને વેઠાયેલો સતશિષ્યવિરહ, અને પોતે ઝંખેલો ભવવિરહ તેમણે પોતાની 'ચિરંજીવ' શાસ્ત્રસંતતિમાં 'વિરહ' અંકથી અમર કરેલો દૃશ્ય થાય છે. દા. ત. 'भवविरहवरं देहि मे देवि सारं,' અથવા આ જ ગ્રંથમાં 'मात्सर्यविरहेणोच्चैः.' તેમણે સર્વથા જર્જરિત **મહાનિશીથ** શાસ્ત્રનો જીર્ણોદ્ધાર કર્યો. (હજુ સુધી તેમના લગભગ ૭૫ જેટલા ગ્રંથો જ ઉપલબ્ધ થયા છે.)

આવા આ સાધુચરિત સંતના **અક્ષરદેહ**માં એમનો અક્ષર આત્મા અક્ષરપણે અમર રહ્યો છે. 'જેની યશસ્કાયમાં જરામરણજન્ય ભય લાગતો નથી એવા સુકૃતી કવિઓ જયવંત છે,' 'नास्ति येषां यशःकाये जरामरणजं भयं' એ શ્રી ભર્તૃહરિની ઉક્તિ આ આર્ષ દૃષ્ટા સંત કવિની અમૃતવાણી સંબંધમાં અક્ષરશઃ સાચી પડે છે. ચૌદસો (૧૪૦૦) ગ્રંથ જેટલા મહાન્ ગ્રંથરાશિનું મૌલિક સર્જન કરનારા આ 'યાકિનીમહત્તરાસૂનુ' **હરિભદ્રસૂરિ**, સાડા ત્રણ ક્રોડ શ્લોકપ્રમાણ સાહિત્યના સર્જક કલિકાલસર્વજ્ઞ **હેમચંદ્રાચાર્ય**ની જેમ, અસાધારણ કોટિના સાહિત્યસ્વામી (Litorary giant) થઈ ગયા, વિરાટ (Collosus) કવિ-બ્રહ્મા, આર્ષ દૃષ્ટા મહર્ષિ (Seer, great sage) થઈ ગયા. એમની એક એકથી સરસ એવી અમર કૃતિઓમાં ગૂંજતો એમનો દિવ્ય ધ્વનિ એટલી બધી અમૃતમાધુરીથી ભર્યો છે કે તેનું પાન કરતાં તૃપ્તિ થતી નથી. શાંતસુધારસજલનિધિ એવો આ **હરિભદ્રસૂરિ**નો દિવ્ય નાદ અખૂટ રસવાળો અક્ષયનિધિ છે; આ દિવ્ય ધ્વનિ આ આર્ષ દૃષ્ટાના અંતરાત્માનો નાદ છે; એમાં પદે પદે નિર્ઝરતી પરા શ્રુતભક્તિ એમના પરમ ભક્ત હૃદયનું પ્રતિબિંબ પાડનારું દર્પણ છે. સુશ્લિષ્ટ, સુશિષ્ટ અને સુમિષ્ટ શૈલીથી ઉત્તમ કલામય રીતે સુંદર શબ્દચિત્રમાં ગુંથેલ એકેક ગ્રંથ આ મહાનિર્ગ્રંથ મુનીશ્વરનું અદ્ભુત ગ્રંથનિર્માણકૌશલ્ય દાખવે છે.

વળી એમનો **આશય** તો એટલો બધો પરમાર્થગંભીર છે કે સાગરની જેમ તેનું માપ કાઢવું કે તાગ લેવો તે અશક્ય વસ્તુ છે. કારણકે તેમના એકેક વચન પાછળ અગાધ શાસ્ત્રજ્ઞાન ને અનન્ય તત્ત્વચિંતન ઉપરાંત ઉત્તમ આત્માનુભવનું સમર્થ પીઠબળ રહ્યું છે. એટલે આવા ઉચ્ચ યોગદશાને પામેલા મહાત્માની કૃતિનો આશય યથાર્થપણે અવગાહી પ્રગટ કરવો, તે તો તેમના જેવી ઉચ્ચ આત્મદશાને પામેલા મહાત્મા યોગીશ્વરોનું કામ છે. તેઓ જ તેને યથાયોગ્ય ન્યાય આપી શકે, તેઓ જ તેનું યથાયોગ્ય મૂલ્યાંકન કરી શકે, સાચા રત્નની પરીક્ષા નિપુણ રત્નપરીક્ષક જ કરી શકે; કારણ કે સાગરવર-ગંભીર આશયવાળા સૂત્રાત્મક સંક્ષેપથી ગ્રંથ ગૂંથવાની અનન્ય કલામાં સિદ્ધહસ્ત શ્રી **હરિભદ્રાચાર્ય**જીએ, અત્રે અદ્ભુત સમાસશક્તિથી બિન્દુમાં પ્રવચન સિંધુ સમાવ્યો છે.

"એક બુંદજળથી એ પ્રગટ્યા, શ્રુતસાગર વિસ્તાર;
ધન્ય જીનોને ઉલટ ઉદધિકું, એક બુંદમેં ડારા."—શ્રી ચિદાનંદજી.

એટલે આવા આશયગંભીર પ્રવચનસિંધુમાંથી અર્થરત્નો ખોળી કાઢવાનું કામ ઊંડી વિચાર ડૂબકી મારનારા અવગાહક વિવેચકોનું છે 'प्रीत्यात्मवीर्यमविचार्य' આ મંદમતિ ટીકાકાર વિવેચકે પણ યથાશક્તિ-યથામતિ આ યોગદષ્ટિસમુચ્ચય ગ્રંથ-રત્નાકરમાં 'સુમનોનંદની ટીકા'રૂપ ડૂબકી મારી અર્થરત્નો ખોળવાનો યત્કિંચિત્ પ્રયત્ન કર્યો છે, તે સુમન સજ્જનોના મનને આનંદિત કરો!

ગુણો જે કૈં 'હ્યાં તે સકલ ગણજો સંતજનના,
અને દોષો કૈં તે સકલ પણ હું પામર તણા;
કરી દોષો દૂરે સુગુણ ચરજો હંસ સુમતિ!
અમી દષ્ટિ ધારી સુણો જ ભગવાનદાસ વિનતિ.

૫, ચોપાટી રોડ, મુંબઇ.
ચૈત્ર વદી પંચમી, વિ. સં. ૨૦૦૬

ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.



# પ્રાસંગિક વક્તવ્ય

'યોગ' શબ્દ કાને પડે છે અને મહર્ષિ હરિભદ્રસૂરિજીની સાથેસાથે જ આપો-આપ મહર્ષિ પતંજલિનું પણ સ્મરણ થઈ આવે છે. તેનું કારણ મને એ લાગે છે કે હરિભદ્રસૂરિજીની જેમ પતંજલિની દૃષ્ટિવિશાલતા છે. તેમણે યોગમાર્ગમાં ઈશ્વરોપાસનાને સ્થાન આપીને નિષ્પક્ષભાવે ઈશ્વરના સ્વરૂપનું એવું નિરૂપણ કર્યું છે કે એ માન્ય કરવામાં કોઈને પણ વાંધો આવે નહિં. એમણે વિચાર્યું કે જ્યારે લોકોનું સાધ્ય એક જ છે ત્યારે પ્રતીકોના ભેદ માટે વ્યર્થ ઝઘડા શાને માટે? અને એટલા માટે જ એમણે ચોકખું કહ્યું કે, તમારું મન જેમાં લાગે તેનું જ ધ્યાન ધરો, પણ ધ્યેય તો મનને સ્થિર—એકાગ્ર કરવાનું રાખી પરમાત્મચિંતનના સાચા પાત્ર બનો. 'क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः।'[1] જેને ક્લેશ, કર્મ, કર્મના પરિણામ તથા વાસના સ્પર્શ કરી શકતા નથી એવા કોઈ પણ પુરુષવિશેષને ઈશ્વર કહે છે.

પતંજલિએ યોગસૂત્રમાં योगश्चित्तवृत्तिनिरोधः એટલે કે ચિત્તવૃત્તિનિરોધને જ યોગ કહેલ છે, જ્યારે શ્રીમદ્ હરિભદ્રસૂરિએ યોગને લગતા પોતાના જુદા જુદા પુસ્તકોમાં મોક્ષપ્રાપ્તિ કરાવનાર ધર્મવ્યાપારને જ યોગ કહેલ છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે યોગ એટલે સમ્યગ્ જ્ઞાન, સમ્યક્ શ્રદ્ધા અને સમ્યક્ ચારિત્રરૂપ રત્નત્રય એમ કહ્યું છે. ગીતાજીમાં યોગનો અર્થ સમજાવતાં કહ્યું છે કે [2]ચિત્તની સમતા એ જ યોગ છે, અને ચિત્તની સમતા મન (ક્રિયા) અને બુદ્ધિ (જ્ઞાન)નું ઐક્ય થાય ત્યારે જ શક્ય બને છે. આ બધી વ્યાખ્યાઓમાં ઉપલક રીતે જોતાં ભિન્નતા જણાય છે, પણ બારીક રીતે જોતાં આપણને ખાત્રી થશે કે માત્ર શબ્દોમાં જ ભિન્નતા છે, અર્થમાં નહિં. 'ચિત્તવૃત્તિનિરોધ' એ શબ્દથી તે ક્રિયા અગર વ્યાપાર વિવક્ષિત છે કે જે મોક્ષમાર્ગ માટે અનુકૂલ હોય. મોક્ષ-પ્રાપ્તિ કરાવનાર ધર્મવ્યાપાર, એનો પણ અર્થ એ જ છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે તો ચોકખું જ જણાવ્યું છે કે [3]ચાર પુરુષાર્થમાં મોક્ષ ઉત્તમ છે અને યોગ તેની પ્રાપ્તિમાં

---

૧. પા. યો. સમાધિપાદ, અ. ૧-૨૪

૨ बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्॥ (२-५०)

३ चतुर्वर्गेऽग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम्।
ज्ञानश्रद्धानचारित्ररूपं रत्नत्रयं च सः॥—યોગશાસ્ત્ર (१-१५)

કારણ છે, એટલે કે સમ્યગ્ જ્ઞાન, સમ્યક્ શ્રદ્ધા અને સમ્યક્ ચારિત્ર એ રત્નત્રય એટલે જ મુક્તિ. ગીતાજીનો પણ એ જ ધ્વનિ છે. ચિત્તની સમતા થાય છે ત્યાં જ યોગ છે. અને ચિત્તની સમતા એજ મોક્ષનું દ્વાર છે. વર્ત્તમાન પરિસ્થિતિને અનુકૂળ થઇ પડે એવી યોગની વ્યાખ્યા કરીએ તો એમ કહી શકાય કે 'અજ્ઞાનરૂપી અંધકારમાંથી માણસને જ્ઞાનરૂપી પ્રકાશ તરફ જે લઇ જાય તે જ યોગ.' અને આ યોગ તે જ દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારી રાખે, બચાવે, પડવા ન દે, એવો પ્રધાન ધર્મ છે.

હવે આપણે સંસારમાં યોગનું સ્થાન શું? યોગ શા માટે? યોગના અધિકારી કોણ? અને સાધકના કર્ત્તવ્ય શા શા? એ માટે વિચાર કરીએ:–શ્રી હરિભદ્રસૂરિજીએ યોગબિન્દુમાં જણાવ્યું છે કે 'જ્યારે આત્માની ઉપર મોહનો પ્રભાવ ઘટવાનો આરંભ થાય છે ત્યારથી જ આધ્યાત્મિક વિકાસનો સૂત્રપાત થઇ જાય છે.' અપુનર્બંધક (જે આત્માનો સંસાર પ્રવાસ ચરમ પુદ્ગલપરાવર્ત્ત જેટલો બાકી રહે છે, તે આત્માને જૈન પરિભાષામાં અપુનર્બંધક કહેવામાં આવે છે) આત્માનો આંતરિક પરિચય એટલો જ કે તેવા આત્માની ઉપર મોહનું દબાણ ઓછું થઇ ઊલટું મોહની ઉપર તેવા આત્માનું દબાણ શરૂ થાય છે. એ જ આધ્યાત્મિક વિકાસનું બીજારોપણ છે. અહીંથી જ યોગમાર્ગનો આરંભ થઇ જવાને લીધે તેવા વિકાસગામી આત્માની પ્રત્યેક પ્રવૃત્તિમાં સરલતા, ઉદારતા, નમ્રતા, પરોપકારપરાયણતા આદિ સદાચાર નજરે પડે છે,–જે તેવા વિકાસગામી આત્માનો બાહ્ય પરિચય લેખાય.

યોગના સાચા અધિકારી થવા માટે સંસારનો બાહ્ય ત્યાગ એ કાંઇ અનિવાર્યપણે આવશ્યક વસ્તુ નથી, પણ સાચું મુમુક્ષુપણું એ આવશ્યક વસ્તુ છે. ગૃહસ્થાવાસમાં રહીને પણ સાચો મુમુક્ષુ યથાયોગ્યપણે યોગ સાધી શકે છે. આપણે ત્યાં ભૌતિક અને આધ્યાત્મિક પ્રગતિ વચ્ચે ભેદ પાડવામાં આવ્યો છે, અને તેથી માણસમાં એક જાતની વિકૃતિ અને દંભ ઉત્પન્ન થતાં જોવામાં આવે છે. ઉપાશ્રય અને મંદિરમાં પૂર્ણભાવે ભક્તિ કરતો માણસ, તેની પેઢી, ઑફિસ અગર ઘરમાં તદ્દન ભિન્ન સ્વરૂપ ધરાવતો હોય છે. એ ખરું છે કે, ભૌતિક જીવનને અવગણીને માત્ર આધ્યાત્મિક પ્રગતિનાં સાધકને હેરાન થવું પડે છે, તેવી જ રીતે આધ્યાત્મિક પ્રગતિ અવગણીને માત્ર ભૌતિક પ્રગતિની પાછળ પડનાર પણ હેરાન જ થાય છે. પણ માણસે વિવેક વાપરી ભૌતિક જીવન અને આધ્યાત્મિક જીવનનો સમન્વય કરવાનો છે. એકનો વિચાર કરતી વખતે બીજાને ભૂલવું એ દંભ છે. જીવનમાં બન્નેને સ્થાન છે એટલું જ નહિં, પણ બન્ને વચ્ચે દેહ અને આત્માની જેવો ઘાટો સંબંધ છે, એમ માનીને જીવનવ્યવસાય નક્કી કરવામાં આવે તો જ માણસ પોતાના જીવનમાં સાચી પ્રગતિ સાધી શકે છે. યોગનો અંતિમ હેતુ સંસારનો ત્યાગ નથી, પણ આંતરિક અને બાહ્ય સ્થિતિ વચ્ચેનો સમન્વય એ જ યોગનો હેતુ છે. સમર્થ તત્ત્વજ્ઞાની અને મહાન યોગી શ્રી અરવિંદ આ બાબત પર લખતાં કહે છે કે "માણસને પોતાનો

આવિર્ભાવ કરવા માટે જે જીવન આપવામાં આવ્યું છે તેનો ત્યાગ કરવો એ માણસની પૂર્ણતા માટે અનિવાર્ય ગણાય જ નહિ, અને યોગનો તે હેતુ પણ હોઇ શકે નહિ. કેટલાક ખાસ સંજોગોમાં એવો જીવનનો ત્યાગ ઇષ્ટ ગણાય, અથવા તો આખી માણસ જાતિની પ્રગતિ કરવા માટે વ્યક્તિને એ પ્રમાણે પ્રેરણા થાય તે બનવાજોગ છે. યોગનો ખરો હેતુ–પૂર્ણ હેતુ તો જ્યારે માણસનો યોગ, જીવન સાથે એક થાય અને કુદરતના સ્વાભાવિક યોગની પેઠે માણસ પોતાના આંતર જીવન પ્રત્યે દૃષ્ટિ કરી જ્ઞાનપૂર્વક એમ કહી શકે કે 'આખું જીવન યોગ જ છે' ત્યારે જ સિદ્ધ થયો ગણાય."

ઉત્તરાધ્યયન સૂત્રમાં તો ત્યાંસુધી કહ્યું છે કે "सन्ति एगेहिं भिक्खुहिं गारत्था संजमुत्तरा" એટલે કે ઘણા કુસાધુઓ કરતાં સંયમી ગૃહસ્થો પણ ઉત્તમ હોય છે. વનમાં જઇને ત્યાં પવિત્ર ભાવથી રહેનાર યોગી, અગર ગિરનારજીની ગુફામાં ધ્યાન ધરનાર યોગી, અગર તો હિમાલયનાં શિખર પર સમાધિયુક્ત યોગીનાં આચરણ કરતાં, વસ્તીમાં રહી વનવાસની પવિત્રતા, ગુફાનું ધ્યાન, અને શિખર પરની સમાધિ જે આચરી જાણે છે તે જ સાચો યોગી. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું યોગશાસ્ત્ર રાજર્ષિ કુમારપાલનાં માટે જ તૈયાર કરવામાં આવ્યું હતું, અને એક રાજવીનાં જીવનમાં જો યોગનું સ્થાન છે, તો ગૃહસ્થ જીવનમાં શા માટે યોગ અશક્ય હોય?

'સદાચાર' એ યોગની પ્રાથમિક ભૂમિકા છે. વિચાર અને આચારની સંપૂર્ણ શુદ્ધિ એનું જ નામ સદાચાર. વિવેક એ સદાચારનો પાયો છે. સત્ અને અસત્ અથવા નિત્ય અને અનિત્યને જુદું પાડવાની શક્તિ તેનું નામ જ વિવેક. 'लद्धे कामे ण पत्थेज्जा, विवेगे एवमाहिए।' અર્થાત્ પ્રાપ્ત થયેલા કામભોગોમાં પણ વિવેકીને ઇચ્છા નથી થતી. એટલે વૈરાગ્ય એ વિવેકનો સહચર છે. વૈરાગ્ય એટલે રાગનો નાશ. રાગ એટલે ભૌતિક વસ્તુઓને મેળવવાની કે ભોગવવાની ઇચ્છા. વૈરાગ્ય એટલે સંસાર અને જગતના પદાર્થો પ્રત્યે તિરસ્કાર નહિ, પણ તેના સાચા સ્વરૂપના ભાનથી ઉપજેલી વિરક્તિ એ જ વૈરાગ્ય. બળદના પગની પાછળ ગાડાનું પૈડું ચાલ્યું આવે છે, તેમ વિવેકના પ્રમાણમાં તેની પાછળ વૈરાગ્ય પણ આવે છે જ.

એ યાદ રાખવાનું છે કે જગતના માનવીઓ માટે યોગ–આધ્યાત્મિક પ્રગતિ તરફ વળવા માટેની જરૂરિયાત જે આજે ઊભી થઇ છે, તેવી જરૂરિયાત જગતમાં ભાગ્યે જ આ પહેલાં કોઈ વખતે થઇ હશે. અણુબોમ્બની શોધને અર્થહીન બનાવવાનો માર્ગ હાઇડ્રોજન બોમ્બની શોધ નથી, પરંતુ માનવીની આધ્યાત્મિક પ્રગતિ જ એ બોમ્બને અર્થહીન બનાવવા સફળ થશે. ત્યારે આપણે હવે સાધકનાં જીવનકાર્યનો વિચાર કરીએ.

યોગના માર્ગે જનારા દરેક સાધકે પણ જીવનને યુદ્ધ તરીકે જ માનવાનું છે, પરન્તુ એ યુદ્ધ પોતાની જાત સાથે જ લડવું જોઇએ, કારણ કે પોતાના બળથી પોતાની જાતને

જીતનારો સુખી થાય છે.[1] સાધકે પોતાની ઇચ્છાઓ, વિષયવાસનાઓ, કામનાઓ અને કષાયો સાથે યુદ્ધ કરવાનું છે. સાધકે યાદ રાખવું કે, પાંચ ઇન્દ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ, તથા સૌથી વિશેષ દુર્જય એવું પોતાનું મન, એ જીતાયાં એટલે બધું જીતાયું.[2] મન માંકડા જેવું છે અને તેને વશ કરવું મુશ્કેલ છે, પણ અશક્ય તો નથી જ. અભ્યાસ અને વૈરાગ્ય, એ બન્ને, સાણસાની માફક મનને પકડી શકે છે, અને એક વખત સાધકે એને પકડયું, એને વશ કર્યું, પછી આત્માની ઉન્નતિ માટે એ કેવું મદદરૂપ થઈ પડે છે, તે, સાધકે પ્રત્યક્ષ અનુભવથી સમજવાનું છે, કારણ કે કેટલીક વાતો સમજાવવાં માટે શબ્દો પૂરતા નથી, અને આ પણ એક એવી જ બાબત છે.

સાધકને ઉપદેશ આપતાં, શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કે, સાધકે સ્ત્રીઓ સાથેનાં પ્રસંગનો ત્યાગ કરવો. ભલેને પુત્રી હોય, પુત્રવધૂ હોય, પ્રૌઢા હોય કે નાની કુમારી હોય, તોપણ સાધકે તેનો સંસર્ગ ન કરવો. ડાહ્યા પુરુષે સ્ત્રીઓનો પરિચય કે સહવાસ વધવા ન દેવો. સ્ત્રી સાથેના કામભોગો એ હિંસા, પરિગ્રહાદિ સર્વ મહાપાપોનાં મૂળ છે.[2] બિલાડીના રહેઠાણ પાસે ઉંદરોએ રહેવું એ જેમ ડહાપણ ભરેલું નથી, એમ સ્ત્રીઓવાળા મકાનમાં સાધક બ્રહ્મચારીએ રહેવું સલામતીભરેલું નથી. સ્ત્રીઓવડે સંકીર્ણ ઘર, મનોરંજક સ્ત્રીકથા, સ્ત્રીઓનો પરિચય, તેમની ઇન્દ્રિયોનું નિરીક્ષણ, તેનાં રુદન, ગીત, અને હાસ્ય, તેઓની સાથે ભોજન અને બેઠક, રસદાર અને પ્રમાણથી વધારે ખાનપાન, શરીરની ટાપટીપ, આ બધી વસ્તુઓ માણસને પ્રિય છે, અને સાધકે તેનો ત્યાગ કરવો મુશ્કેલ છે. પરન્તુ આત્માની શોધ કરનારા માણસને માટે તો આ તાલપુટ વિષ જેવી છે.[3] આ ધર્મ ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે, અને જિને બતાવેલો છે. એ જ માર્ગવડે પૂર્વે કેટલાય જીવો સિદ્ધ થયા છે, થાય છે અને હજુ થશે.

સાધકે ધન, વૈભવ કે સ્ત્રી જાતની પ્રત્યે તિરસ્કાર સેવવાં, એવો અર્થ આમાંથી કાઢવાનો નથી. આપણી ઇન્દ્રિયો, ક્રોધ, માન, માયા, લોભ અને આપણા મનનું ઘડતર અને સ્વાભાવિક બંધારણ એવું છે કે, જીવમાત્રને કામ, ભોગો અને વિષય સેવવાને માટે બહારથી કોઈની પ્રેરણા કે આજ્ઞાની જરૂર નથી રહેતી. એટલે સ્ત્રી, વૈભવ કે ધન પ્રત્યે જ્યારે સાધકને આકર્ષણ ઉત્પન્ન થાય, (અને પૂર્વજન્મનાં કોઇ યોગભ્રષ્ટ આત્માને બાદ કરીએ તો આવા આકર્ષણો ઉત્પન્ન થવાં એ બધા સાધકો માટે સ્વાભાવિક અને કુદરતી છે) એ વખતે, સાધકે દોષ સ્ત્રીમાં, વૈભવમાં કે ધનમાં જોવાનો નથી, પણ દોષ

---

१ अप्पाणमेव जुज्झाहि किं ते जुज्झेण वज्झओ।
अप्पणामेव मप्पाणं जइत्ता सुहमेहए ॥ ઉ. સૂ. (૯-૩૫)

२ पंचिन्दियाणि कोहं माणं मायं तहेव लोहं च।
दुज्जयं चेव अप्पाणं सव्वं अप्पे जिए जियं ॥ ઉ. સ. (૯-૩૬)

૩. સૂત્રકૃતાંગ. (૧-૪). ૨. ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૬-૩૨.

પોતાની ઇન્દ્રિયોનો, પોતાનામાં છુપાયેલી કામનાઓનો અને પોતાના જ મનનો છે એમ માનવાનું છે. સ્ત્રી જાતિ દોષિત નથી, સ્ત્રી માત્રમાં તો સાધક માતાનું સ્વરૂપ જોઇ શકે છે. ખરાબ તત્ત્વ તો આપણા પોતામાં જ રહ્યું છે, એટલે દોષ સાધકે પોતાની જાતમાં જ જોવાનો છે. ધન અને વૈભવ ખરાબ નથી, પણ આપણી ઇન્દ્રિયો અને મન તેને જે રીતે માગે છે, ઉપભોગ કરે છે, તે વસ્તુ ખરાબ છે. એટલે સાધકે, કોઇપણ પદાર્થ પ્રત્યે તિરસ્કાર સેવવાની જરૂર નથી, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

સાધકે અભિમાનથી દૂર રહેવાનું છે. સાધક પોતાના સ્વભાવમાં થોડો ફેરફાર કરી પોતાની જાતને એમ સમજાવે કે પોતે પોતાની પ્રકૃતિ પર કાબુ મેળવ્યો છે તો તેમાં તે અવશ્ય ઠોકર ખાશે. સાધકે પોતાની ઇન્દ્રિયોનાં, પોતામાં રહેલા કષાયોના, અને પોતાના મનના ચોકીદાર બની, પળે પળ તેનાં 'સી આઇ. ડી.' બનવાનું છે. સાધકને જે ઘડીએ એમ લાગે કે તે સંપૂર્ણ છે, અજય છે, તે ઘડીથી જ તેના પતનની શરૂઆત થાય છે, અને તેનો વિનાશ થાય છે. સાધકમાત્ર અપૂર્ણ છે, જો કે તે પૂર્ણ યોગી બનવાનો અધિકાર ધરાવે છે તે ખરૂં છે. પરંતુ જીવનના અંત સુધી, મૃત્યુ વખતના છેલ્લામાં છેલ્લા શ્વાસ સુધી, અગર તો જીવન્ત અવસ્થામાં સયોગીની દશા પ્રાપ્ત થાય ત્યાંસુધી કોઇ પણ સાધક પોતે સંપૂર્ણ છે એમ માનવાની ધૃષ્ટતા ન કરે. આવી ઘેલછાને સાધકના જીવનમાં સ્થાન છે તેથી ભગવાન્ મહાવીરે શ્રી ગોતમને કહ્યું છે કે–" આ [1]જીવિત બહુ ચપલ છે તથા વિઘ્નોથી ભરપૂર છે, માટે ક્ષણભર પણ પ્રમાદ કર્યા વિના હે ગોતમ ! તું પૂર્વે કરેલાં કર્મ ખંખેરી નાખ." મહાન યોગીઓનાં, મહાન જ્ઞાનીઓનાં પતન થયાં છે, એના મૂળ કારણો તપાસતાં જણાય છે કે તેઓનાં અભિમાનના કારણે તેમ બન્યું છે. પંજાબી લોકોમાં એક પ્રચલિત કહેવત છે જેનો અર્થ એમ થાય છે કે, રાંધેલી રસોઇ અને જીવન્ત માણસનાં કદી વખાણ ન કરવાં, કારણ કે તે કયારે બગડી જશે એ કહેવાય નહિં. સાધકે આ કહેવતને ધ્યાનમાં રાખી યોગી બનવાનાં પ્રયત્નો કરવામાં જ પોતાનું ધ્યાન રાખવાનું છે, અને સાધક માત્રે એ પણ યાદ રાખવાનું છે કે, કોઇ પણ ધ્યેયની પ્રાપ્તિ અર્થેનાં પ્રયત્નોમાં જે આનંદ અને શાંતિ છે, તેટલા આનંદ અને શાંતિ તે ધ્યેયની પ્રાપ્તિ પછી મળતાં નથી. સાધકે તો પોતાનું ધ્યેય ઘાતી કર્મોના નાશ[2] માટે રાખવાનું છે, તેથી જરા પણ ઉતરતું નહિ; અને એ ધ્યેયની પ્રાપ્તિ સાથે સાધકનાં રાગ અને દ્વેષનો નાશ થયેલો હોય છે, એટલે પછી, તેમાં આનંદ કે શોકનો પ્રશ્ન જ વિચારવાનો નથી રહેતો.

દરેક સાધકે ધ્યાનમાં રાખવાનું છે કે, આપણી અંદર એક એવી મહાન સત્તાનું

---

૧. " दुइ इत्तरियम्मि आउए, जीवियए बहुपच्चवायए।
विहुणाहि रयं पुरा कडं, समयं गोयम मा पमायए॥ "–શ્રી, ઉ. સૂ. १०–३

૨ તેરમું ગુણઠાણું–સયોગી કેવલી.

સામ્રાજ્ય વ્યાપેલું છે, કે જે સત્તા સામે કોઈ પણ વિષય વાસના, કામના કે ઈચ્છા ટકી શકતાં નથી. માણસ–મનુષ્યપણું તિર્યંચ અને નારકીનાં જીવો કરતાં મહાન છે એટલું જ નહિં પણ મનુષ્યપણું તો દેવ કરતાં પણ ઉત્તમ છે. તેથી જ, માનવી તો દેવોનાં માટે પણ વંદનીય ગણાય છે.[1] સાધકે ધ્યાનમાં રાખવું કે મનુષ્ય યોનિ કરતાં બીજી કોઈ ઉત્તમ યોનિ છે જ નહિ.

સાધકને કામભોગોનાં વિચારો આવે ત્યારે પોતાની જાતને સમજાવવાનું કે, કામભોગો તો દેવયોનિમાં શોભે, મનુષ્ય ગતિમાં નહિં. મનુષ્ય તો દેવોનો દેવ છે, કારણ કે મનુષ્ય જીવન એટલે તો સંયમ, ત્યાગ અને તપનું જીવન મુક્તિ એ મનુષ્ય માત્રનો અધિકાર છે, અને મનુષ્ય યોનિ પ્રાપ્ત કર્યા પછી, ત્રણ લોકમાં કોઇ એવી શક્તિ નથી કે જે મુક્તિ મેળવવાનાં આપણા માર્ગમાં અડચણ ઉત્પન્ન કરી શકે પૂર્વ કર્મ–પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ હમેશ પ્રબળ છે, એ સાધકે ભૂલવાનું નથી. Exertion is greater than destiny જે પરમાત્મ–પરમ આત્માની શોધ સાધકે કરવાની છે, તે પરમ આત્મા સાધકે પોતાની અંદર જ શોધવાનો છે–ઉત્પન્ન કરવાનો છે.

એમ કહેવાય છે, અને કદાપિ માનવામાં આવે કે આ જમાનામાં, આ ક્ષેત્રથી મનુષ્ય કર્મ રહિત બની મુક્તિ પામી શકતો નથી, કારણ કે આ જમાનાનાં માનવીના શરીરનું બંધારણ એવું છે કે તેમાં શુક્લ ધ્યાન સંભવિત નથી. પરન્તુ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે એમના યોગશાસ્ત્રમાં જણાવ્યું છે કે "ભલે મોક્ષ થયો કહેવાઓ કે ન કહેવાઓ, પરન્તુ જે પરમાનંદ છે તેનો અનુભવ તો થાય જ છે, કે જેની આગળ સંસારનાં તમામ સુખ તુચ્છ જેવાં–નહિ જેવાં લાગે છે*" સાધક આ સ્થિતિ પ્રાપ્ત કરે તો એ મુક્તિ કરતાં કોઇ રીતે ઉતરતી દશા છે એમ નહિ કહેવાય.

યોગના માર્ગે જનારને સુખ, શાંતિ અને પરમ આનંદ મળે છે, પણ તે માટે સાધકે તેના યોગ્ય મૂલ્ય પણ આપવાં પડે છે. આપત્તિઓ, દુઃખો, વ્યાધિઓ, ચિંતાઓ, ન ગમતા બનાવો, હૃદયને હચમચાવી નાખે એવા પ્રસંગો, અને ધરતીકંપના જેવા આંચકા લાગે તેવા બનાવોનાં અનુભવ માટે સાધકે તૈયારી રાખવી જોઇએ

પરન્તુ સાધકે તેમજ અન્ય માનવીઓએ યાદ રાખવાનું છે કે માનવીને જે હેરાન થવું પડે છે, અન્યાયો સહન કરવાં પડે છે, કુટુંબીજનો, પ્રિયજનો અને નિકટનાં સ્નેહિ.

---

૧ દેવો, દાનવો અને ગાંધર્વ જાતિના દેવો, યક્ષો, રાક્ષસો અને કિન્નર જાતિના દેવો પણ જે દુષ્કર એવા બ્રહ્મચર્યને પાળે છે તેવા પુરુષને નમસ્કાર કરે છે. દેવો પણ બ્રહ્મચારીના દાસ બને છે.' ઉત્તરાધ્યયન સૂત્ર. ૧૬.

* मोक्षोऽस्तु मास्तु यदि वा परमानंदस्तु वेद्यते स खलु ।
यस्मिन्निखिलसुखानि प्रतिभासंते न किंचिदिव ॥ યોગશાસ્ત્ર ૧૨–૫૧

ઓનાં મૃત્યુના કારણે વિયોગની વેદનાઓ ભોગવવી પડે છે, અનેક મુશ્કેલીઓ, માંદગીઓ અને ત્રાસમાંથી પસાર થવું પડે છે, એ એકાન્તે આપણા બુરા કાર્યોનું પરિણામ અગર પાપનું ફળ છે, એમ માનવાની કોઇએ ભૂલ કરવાની નથી. શ્રી કેદારનાથજી જેઓ શ્રીનાથજીનાં શુભ નામે પ્રસિદ્ધ છે અને મહાન તત્ત્વજ્ઞાની છે, તેઓ પોતાના એક લેખમાં લખતાં જણાવે છે કે " ઉન્નતિનો માર્ગ સુખ અને સગવડોમાં થઇને પસાર થતો નથી, એ વાત તેણે (શ્રેયાર્થીએ) પોતાના મનને સારી રીતે શીખવવી જોઈએ દુ:ખ અને સંકટ સામે ઝઘડતા રહેવાની વૃત્તિ અને પુરુષાર્થ તેનામાં હોવા જોઇએ. ઉન્નતિ માટે પ્રયત્ન કરતાં કરતાં જે દુ:ખ કે સંકટો આવી પડે તેમાં પોતાના મન–બુદ્ધિ–શરીરને જે તાણ આપવી પડે છે, અડચણોમાંથી માર્ગ કાપતાં, સંકટોનો અસહ્ય ભાર ખેંચતા, મનોભાવનાઓને જે રીતે કયારેક અત્યંત કોમળ તો કયારેક અત્યંત કઠણ કરવી પડે છે, તે તે વખતે મનને કોમળ કે કઠણ કરતાં, મન, બુદ્ધિ અને શરીર દ્વારા જે અનુભવ થાય છે તે અનુભવોમાં જ સર્વ વિશેષતા રહેલી છે, તે અનુભવ દ્વારા જ મનુષ્યત્વનો ઘાટ ઘડાય છે, એવો શ્રેયાર્થીનો વિશ્વાસ હોવો જોઇએ અનેક પ્રકારનાં વિકટ અને કઠણ પ્રસંગોમાંથી તવાઇને નિકળ્યા વિના આપણી સત્ત્વશીલતાની પરીક્ષા થતી નથી, અને પરીક્ષા વિના આત્મવિશ્વાસ ઉપજતો નથી. સાત્ત્વિક હેતુ માટે જે દુ:ખો અને હાડમારીઓ સહન કરવા પડે છે તેથી જ આપણામાં રહેલી મલિનતા નિકળી જઇ આપણામાં રહેલી મનુષ્યતા પ્રગટ થાય છે, એવો વિશ્વાસ શ્રેયાર્થીનાં હૃદયમાં હોવો જોઈએ. ઉન્નતિને માર્ગે ચાલતાં ન્યાય અને કરુણાથી તરબોળ થયેલા હૃદયમાં સાત્ત્વિક સુખ તથા આનંદ પ્રાપ્ત થાય, તેના માટે જો અવકાશ હોય તો તેને તે ધિક્કારશે નહિં અને જે દુ:ખ તથા હાડમારીઓ આવે તેને દુર્ભાગ્ય લેખશે નહિં."

સ્વર્ગસ્થ સાક્ષરશ્રી આનંદશંકર ધ્રુવ પોતાનાં એક લેખમાં લખે છે કે, "પરમાત્માના મનુષ્ય ઉપરનાં પ્રેમની પહેલી નિશાની શું? આનો ઉત્તર જરા વિરોધાભાસી લાગશે, પણ તે વાસ્તવિક છે અને તે એ કે દુ:ખ–સંસારનાં દુ:ખ પરમાત્માની જેના ઉપર કૃપા થાય છે તેના ઉપર જ એ દુ:ખ નાખે છે. અસંખ્ય વિકટ પ્રસગો અને આપત્તિઓનો અનુભવ મેળવી એ અનુભવથી પવિત્ર થઇ કુન્તી કૃષ્ણ પ્રત્યે કહે છે: " विपद: सन्तु नः शश्वत् तत्र तत्र जगद्गुरो " હે જગતના પ્રભુ! હમેશા અમારા ઉપર આવી વિપત્તિઓ જ હજો, જેથી અમોને તમારૂં નિત્ય દર્શન રહ્યાં કરે. જેઓનાં હૃદય કૃપણતા અને કાયરતાથી ભરેલાં છે, તેઓ સાંસારિક સુખનું એકેક ટપકું ચાટ્યાં કરે છે,–કૂતરું હાડકું ચાટ્યાં કરે તેમ! કદી જન્મારામાં જાણે એ જોયું જ ન હોય,–જો કે કરોડો જન્મો ભોગવ્યાં કર્યું છે છતાં! એવા મનુષ્યોનાં બાયલાપણાનો ખ્યાલ લાવો, અને તે સાથે ક્ષત્રિયમાતા કુન્તીની વીરત્વભરેલી ઉક્તિ સરખાવો અને કહો બે ભાવમાંથી કયો ભાવ વધારે ઉચ્ચ? પરમાત્માનાં

સાન્નિધ્યમાં જવું એ મનુષ્યનો મનુષ્ય તરીકે પરમ ધર્મ અને અધિકાર છે. મનુષ્યમાં જ એવી શક્તિ છે કે એ દુઃખ ભોગવવાં, એટલું જ નહિં પણ એ દુઃખનો અર્થ કરવો એટલે કે એનું સ્વરૂપ સમજવું તથા પ્રયોજન તપાસવું, એની આગળ પાછળની કડીઓ તપાસી કાર્યકારણની સંકલનામાં એનું ક્યાં સ્થાન છે તથા એ શી ગરજ સારે છે એ નક્કી કરવું. દુ:ખમાં ગરકાવ થઇ ન જતાં એના ભૂત–ભવિષ્ય તરફ નજર કરીશું તો તુરત જણાશે કે દુઃખ એ ભૂતકાળની મલિનતાનું વિશોધન છે અને ભવિષ્ય કાળની આત્મોન્નતિનો અરુણોદય છે. જેને મનુષ્ય જીવન પામી એ જીવન સફળ કરવાની ઈચ્છા છે અને જેણે એ જીવનની સુઘટિત ઘટના ઉપર વિચાર કર્યો છે–એને સાંસારિક દુઃખ તે પરમાત્માની કૃપા સિવાય અન્ય રૂપે કદિ પણ ભાસશે નહિ." સમર્થ તત્ત્વજ્ઞાની અને મહાન યોગી શ્રી અરવિંદ કહે છે કે "It is not because there is something bad in you that blows fall on you–blows fall on all human beings, because they are full of desire for things that cannot last and they loose them or even if they get, it brings disappointment and cannot satisfy them." અર્થાત્ તમારી ઉપર દુઃખના ઘા પડે છે, એનું કારણ એ નથી કે તમારામાં કાંઈક ખરાબ તત્ત્વ છે, પણ દુઃખના ઘા દરેક માણસની પર પડે છે; કારણ કે તેઓ એવી વસ્તુઓની પાછળ પડે છે કે જે વસ્તુ નિત્ય રહેતી નથી, અને તેથી માણસો તેને ગુમાવી દે છે, અગર તે વસ્તુ મેળવ્યાં પછી તેમને નિરાશા ઉત્પન્ન થાય છે અગર તેઓને સંતોષ આપી શકતી નથી. સુપ્રસિદ્ધ કવિ અને મહાન જ્ઞાની શ્રી ખલિલ જિબ્રાને લખ્યું છે કે, "Your pain is the breaking of the shell that encloses your understanding," અર્થાત્ તમારા જ્ઞાન ઉપર બાઝી ગયેલું જડત્વનું પડ દૂર કરવા માટે, તમને જે એક વસ્તુ કુદરત તરફથી આપવામાં આવે છે, એ તમારી વેદના.

આ કથનોની સત્યતા, ભગવાન નેમનાથનાં પૂર્વજન્મોની પત્ની રાજુલનાં જીવનમાંથી, અને ભગવાન મહાવીરનાં પ્રથમ ગણધર શ્રી ગોતમનાં જીવનમાંથી પણ આપણને મળી શકે છે. લગ્નનો રથ પાછો ફેરવીને ભગવાન નેમનાથ જ્યારે પાછા ફરે છે, અને પોતાથી એક ઘડી પણ વિખૂટા ન પડનાર શ્રી ગોતમને નિર્વાણસમયે ભગવાન મહાવીર દૂર કરે છે,–તેમાં બન્ને વિભૂતિઓએ રાજુલ અને શ્રી ગોતમને વેદના ઉપજાવેલ છે, અને તે જ વેદના અંતે એ બન્નેની મુક્તિનાં માટે કારણભૂત બને છે, એ વાત સ્હેલાઈથી સૌ કોઈ સમજી શકે તેવી છે. ભગવાન નેમનાથે રાજુલમાં વેદના ઉપજાવીને પૂર્વભવોની પત્નીને મુક્તિ અપાવી સાચા પતિનું કામ કર્યું છે, કારણ કે જે પતિ મુક્તિનાં કાર્યમાં પત્નીને નિમિત્તરૂપ થાય તે જ સાચો પતિ ભગવાન મહાવીરે પોતાના પરમ શિષ્યને વેદના આપીને તેને રાગમાંથી મુક્ત બનાવેલ છે, અને જે કેવળજ્ઞાન રાગસહિત દશામાં અશક્ય હતું, તે કેવલજ્ઞાન, પેલી વેદનાથી રાગ રહિત બન્યાં એટલે પ્રાપ્ત થયું. શિષ્યને જે મુક્તિ અપાવે તે જ સાચા ગુરુ. આ બધા ઉપરથી સાધક એવો અર્થ ન તારવે કે આપણે જાણી-

ભૂઝીને આપણા પર દુઃખો વહોરી લાવવાં જોઈએ. દુઃખો આવે ત્યારે સમાધાન કરવા માટે આ બધી બાબતો સાધકે ધ્યાનમાં રાખવી.

સાધક માત્રે યોગી બનવાનું ધ્યેય રાખવાનું છે. સાચો યોગી તો એ જ કે જેનાં ઘાતિ કર્મો નાશ પામ્યા છે. જે મૃત્યુનાં પરિણામે સાધકે ફરી જન્મ લેવો પડે તેની બાબતમાં, તેટલા પૂરતી યોગની અપૂર્ણતા. સાધક એવો યોગી આ જન્મે થાય, કે પછીના જન્મે થાય, એ બહુ મહત્ત્વની વસ્તુ નથી કે જેટલી મહત્વતા સાધકના માટે તેનાં પ્રયત્નો કરવામાં રહેલી છે. પરન્તુ સાધકે એવું જીવન તો જીવવું જ જોઇએ કે, તેના અંતઃકાળે જયારે તેની આસપાસનાં માણસો તેને સંભળાવે કેઃ—

" જન્મ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો;<br>
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણહાર તો.<br>
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો;<br>
શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. "

( આ ગ્રંથમાંથી પાત ૨૪૯ )

એ વખતે સાધક મુખેથી નહિં તો પણ મનમાં પોતાની જાતને એવો જવાબ આપી શકે કે, 'આ સંસાર અસાર છે એટલે જ જીવન મરણનાં કેટલાએ ફેરાઓ પુરુષાર્થ કરી આ જન્મે મેં ટાળી નાખ્યાં છે, અને સંસારમાં કોઇ કોઇનો રાખણહાર કે તારણહાર નથી, એટલે જ મારા આત્માને મારી જાતનાં તારણહાર તરીકે તૈયાર કરવા પ્રયત્નો કર્યા છે. અરિહંત અને સિદ્ધનું શરણ હું કાંઇ દયા તરીકે યાચતો નથી, પણ અધિકાર અને લાયકાતની દૃષ્ટિએ એ માગવાનો મારો હક્ક છે એટલે જ હું માગું છું.' જે સાધક, મૃત્યુ વખતે પોતાની જાતને આમ કહી શકવાને શક્તિમાન્ હોય, તે સાધક, મુક્તિ મેળવે કે ન મેળવે, વહેલી મેળવે કે મોડી મેળવે, તો પણ તેનું જીવન ધન્ય છે.

જગતનાં દરેકે દરેક સ્ત્રી અને પુરુષોએ યાદ રાખવાનું છે અને પોતાના હૃદયમાં સોનેરી અક્ષરોથી કોતરી રાખવાનું છે કે, સાચા અને શાશ્વતા સુખની પ્રાપ્તિ માટે, યોગને માર્ગે ગયા સિવાય—આધ્યાત્મિક પ્રગતિ સાધ્યા સિવાય બીજો કોઈ માર્ગ જ નથી. આ જ પંથે જઇને, આ જગતમાં અસંખ્ય માનવીઓએ શાશ્વતું સુખ પ્રાપ્ત કર્યું છે, કરે છે, અને કરશે. જે સ્ત્રી પુરુષો આ જગતની ભૌતિક વસ્તુઓની પ્રાપ્તિમાં અને તેને ભોગવવામાં સુખ માને છે, તેઓ સાચા સુખથી અજાણ છે. તેઓએ ધ્યાનમાં રાખવું કે

---

[1] ચૌદ ગુણસ્થાન રૂપમાં, આધ્યાત્મિક વિકાસક્રમમાં, તેરમે ગુણસ્થાને જેને સયોગી અવસ્થા કહેવામાં આવી છે તે—એ યોગીનો અર્થ અહિં ઘટાવ્યો છે.

તેઓનું સુખ દંભથી ભરેલું, અને અનેક ગરીબ માણસોનાં ભોગે મેળવાએલું છે. તેથી તે સુખ, પોકળ, નાશવંત અને અનિત્ય છે અને તેને અંતે, તેઓને માત્ર દુ:ખ જ પ્રાપ્ત થવાનું છે. જ્ઞાનીઓ કહી ગયાં છે કે, શાશ્વતા સુખનો માર્ગ ભૌતિક વસ્તુઓની પ્રાપ્તિમાં અગર તેને ભોગવવામાં નથી, પણ તેનું સ્વરૂપ સમજી તેનો ત્યાગ કરવામાં છે, અને એટલે જ ભર્તૃહરિ અને બુદ્ધ જેવાં મહાન્ રાજવીઓ, ભૌતિક સુખોને અવગણીને, યોગના પંથે ચાલી નિકળ્યાં હતાં.

સાધકનાં માટે છેલ્લી અગત્યની વાત તે આ છે. સાધકે એમ નથી માનવાનું કે જગત્ અને આ સંસાર માત્ર દુ:ખથી જ ભરેલાં છે. જે વૈરાગીઓને તમામ જગતને માટે ધિક્કાર ઉત્પન્ન થાય છે, તેમજ જે ઘુવડ જેવું મોઢું લઇને સદા નિરાશાવાદી રહે છે, તે વૈરાગી નહિ પણ મૂર્ખ છે. વૈરાગ્યનાં કારણે તો જીવનમાં પવિત્ર શાંતિ, દિવ્ય પ્રેમ, અખંડ આનંદ, સુદૃઢ મનોબળ તથા શરીર અને મનની તન્દુરસ્તી પ્રાપ્ત થાય છે, અને વૈરાગ્યની સાથે આવા બધા સાધનો જેને પ્રાપ્ત થાય છે તે જ સાચો સાધક કહેવરાવવાને લાયક છે, બીજા નહિં.

આ રીતે, યોગ–આધ્યાત્મિક પ્રગતિમાં જ માણસ માત્રનાં દુ:ખ અને અશાંતિ ટાળવાનો ઉપાય છે, અને આ જગતમાં કોઇ એવા દુ:ખ નથી, કોઇ એવા વ્યાધિઓ નથી, કોઇ એવા દર્દ નથી, કે જેનું મારણ આપણને યોગમાંથી ન મળે. અને માનવી માત્રે યાદ રાખવાનું છે કે વહેલે કે મોડે, આ જન્મે અગર રખડપાટ કરીને અન્ય જન્મે, દરેક આત્માને આ માર્ગે જ અંતે તો જવાનું છે, કારણ કે, કર્મોથી મુક્ત બનવું એ કાંઇ આત્માનો વિશિષ્ટ અધિકાર છે એવું નથી, પણ એનો આત્માનો સામાન્ય સ્વભાવ–મૂળ ધર્મ છે. આપણે જ્ઞાની નથી, એટલે જીવ માત્ર ભવ્ય છે એમ માનીને જ દરેકે યોગને પંથે જવાનું છે, જો વહેલે કે મોડે એ માર્ગે ગયા સિવાય ચાલે તેવું છે જ નહિં, તો શા માટે એ માર્ગે જવાની શરૂઆત અત્યારથી જ ના કરવી ?

નેપ્ચ્યુન બીલ્ડીંગ,<br>હોર્નબી રોડ,<br>કોટ, મુંબઇ.<br>૨૭–૭–૫૦.

મનસુખલાલ તારાચંદ મહેતા.



# શ્લોક અને વિવેચનની વિષય અનુક્રમણિકા



## યોગદૃષ્ટિનું વિશેષ કથન.

### પહેલી મિત્રા દૃષ્ટિ (શ્લો. ૨૧-૪૦). ૧૦૨-૧૭૬



## પાંચમી સ્થિરા દૃષ્ટિ ( શ્લો૦ ૧૫૪-૧૬૧ ) ૪૫૩-૫૧૨

## છઠ્ઠી કાંતા દૃષ્ટિ ( શ્લો. ૧૬૨-૧૬૯ ) ૫૧૩-૫૫૪



## સાતમી પ્રભા દૃષ્ટિ ( શ્લો. ૧૭૦-૧૭૭ ) ૫૫૫-૫૮૯



## આઠમી પરા દૃષ્ટિ ( શ્લો. ૧૭૮–૧૮૬ ) ૫૯૦–૬૨૭

| શ્લોક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | **મુક્તતત્ત્વમીમાંસા ( શ્લો. ૧૮૭-૨૦૬ )** | ૬૨૮-૬૭૦ |





## ઉપસંહારઃ કુલયોગી આદિ સ્વરૂપ-

| | | |
|---|---|---|
| | યોગ્યાયોગ્યવિચાર ( શ્લો૦ ૨૦૭-૨૨૮ ) | ૬૭૧-૭૬૧ |

| આકૃતિ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પૃષ્ઠ | ૪૭ | ૪૮ | ૫૦ | ૯૪ | ૯૭ | ૧૬૦ | ૧૭૦ | ૨૨૫ | ૨૨૫ | ૨૪૬ | ૩૭૦ | ૩૭૭ | ૪૨૧ | ૬૧૦ | ૬૪૧ | ૬૪૩ | ૬૪૬ | ૬૫૦ | ૬૫૨ | ૭૦૬ | ૭૪૦ |

| કોષ્ટક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પૃષ્ઠ | ૫૦ | ૫૮ | ૮૩ | ૧૭૪ | ૨૦૫ | ૨૩૨ | ૩૨૨ | ૩૯૦ | ૩૯૨ | ૪૪૩ | ૫૧૧ | ૫૫૨ | ૫૮૮ | ૬૨૫ | ૬૪૨ | ૭૦૬ |



# વિવેચનાન્તર્ગત વિશિષ્ટ વિષયોની અનુક્રમણિકા

## આ ગ્રંથમાં અવતરણ લીધેલા ગ્રંથોની સૂચિ. (Bibliography)


| ગ્રંથ | ગ્રંથકર્તા |
|---|---|
| અષ્ટક | શ્રી હરિભદ્રાચાર્યજી |
| અધ્યાત્મસાર | શ્રી યશોવિજયજી |
| અધ્યાત્મ ઉપનિષદ્ | ,, |
| અષ્ટ પ્રાભૃત | શ્રી કુંદકુંદાચાર્યજી |
| આચારાંગ–સૂત્રકૃતાંગાદિ | શ્રી જિનાગમ |
| આત્મસિદ્ધિ | શ્રીમદ્ રાજચંદ્રજી |
| આત્માનુશાસન | શ્રી ગુણભદ્રસ્વામી |
| આનંદઘન ચોવીશી–પદો | શ્રી આનંદઘનજી |
| આપણો ધર્મ | પ્રો. આનંદશંકર ધ્રુવ |
| આપ્તમીમાંસા | શ્રી સમંતભદ્રાચાર્યજી |
| ઉત્તરાધ્યયન સૂત્ર | શ્રી જિનાગમ |
| ઉપમિતિભવ પ્ર કથા | શ્રી સિદ્ધર્ષિ |
| કબીરવાણી | સંત કબીરજી |
| કાવ્યો–પત્રો આદિ | શ્રીમદ્ રાજચંદ્રજી |
| ગીતા | શ્રી કૃષ્ણ |
| ગોમ્મટસાર | શ્રી નેમિચંદ્રાચાર્યજી |
| ચિદાનંદ બહોંતેરી | શ્રી ચિદાનંદજી |
| ચોવીશી–વીશી આદિ સ્તવનો | શ્રી દેવચંદ્રજી |
| ચોવીશી–સ્તવનો | શ્રી યશોવિજયજી |
| જ્ઞાનબિન્દુ | શ્રી યશોવિજયજી |
| જ્ઞાનાર્ણવ | શ્રી શુભચંદ્રાચાર્યજી |
| જ્ઞાનાર્ણવ અનુવાદ | શ્રી દેવચંદ્રજી |
| જ્ઞાનેશ્વરી ગીતા | સંત જ્ઞાનેશ્વરજી |
| દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા | શ્રી સિદ્ધસેન દિવાકરજી |
| દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા | શ્રી યશોવિજયજી |
| દાનધર્મ–પંચાચાર | શ્રી મનઃસુખભાઇ કિરતચંદ મહેતા. |
| ધર્મબિન્દુ | શ્રી હરિભદ્રાચાર્યજી |
| ન્યાયાવતાર | શ્રી સિદ્ધસેનદિવાકરજી |
| નંદીસૂત્ર | શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ |
| પરમાત્મ પ્રકાશ | શ્રી યોગીંદ્ર દેવ |
| પદ્મનંદિ પંચવિંશતિ | શ્રી પદ્મનંદિ આચાર્યજી |
| પ્રતિક્રમણ સૂત્રાદિ | શ્રી જિનાગમ |
| પ્રવચનસાર | શ્રી કુંદકુંદાચાર્યજી |
| પ્રવચનસાર ટીકા | શ્રી અમૃતચંદ્રાચાર્યજી |
| પ્રશમરતિ–તત્ત્વાર્થસૂત્ર | શ્રી ઉમાસ્વાતિજી |
| પાતંજલ યોગસૂત્ર | મુનિ પતંજલિ |
| પુરુષાર્થસિદ્ધિ ઉપાય | શ્રી અમૃતચંદ્રાચાર્યજી |
| પંચાધ્યાયી | ,, |
| પંચાસ્તિકાય ટીકા | ,, |
| પંચાશક | શ્રી હરિભદ્રાચાર્યજી |
| બૃહદ્ દ્રવ્યસંગ્રહ | શ્રી નેમિચંદ્રાચાર્યજી |
| ભજનો | શ્રી નરસિંહ મહેતા, શ્રી અખાભક્ત, પ્રીતમ આદિ |
| ભાવનાબોધ | શ્રીમદ્ રાજચંદ્રજી |
| મોક્ષમાળા | શ્રીમદ્ રાજચંદ્રજી |
| યોગદૃષ્ટિ સજ્ઝાય | શ્રી યશોવિજયજી |
| યોગબિન્દુ | શ્રી હરિભદ્રાચાર્યજી |
| યોગવિંશિકા | શ્રી હરિભદ્રાચાર્યજી |
| યોગશાસ્ત્ર | શ્રી હેમચંદ્રાચાર્યજી |
| રત્નકરંડ શ્રાવકાચાર | શ્રી સમંતભદ્રાચાર્યજી |
| વિવેકચૂડામણિ | શ્રી શંકરાચાર્ય |
| વીતરાગ સ્તવ | શ્રી હેમચંદ્રાચાર્યજી |
| વૈરાગ્યશતક | શ્રી ભર્તૃહરિ |
| શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય | શ્રી હરિભદ્રાચાર્યજી |
| શાંતસુધારસ | શ્રી વિનયવિજયજી |
| શાંતસુધારસ વિવેચન | શ્રી મનઃસુખભાઇ કિરતચંદ મહેતા |
| શ્રીમદ્ રાજચંદ્ર | શ્રીમદ્ રાજચંદ્રજી |
| ષડ્દર્શનસમુચ્ચય | શ્રી હરિભદ્રાચાર્યજી . |
| ષોડશક | ,, |
| સમયસાર | શ્રી કુંદકુંદાચાર્યજી |
| સમયસાર હીંદી | કવિવર બનારસીદાસજી |
| સમયસાર કલશ | શ્રી અમૃતચંદ્રાચાર્યજી |
| સમાધિશતક | શ્રી પૂજ્યપાદસ્વામી |
| સવાસો ગાથા સ્તવન | શ્રી યશોવિજયજી |
| સાડા ત્રણસો ગાથા સ્તવન | શ્રી યશોવિજયજી |

ઇત્યાદિ

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | | मोक्षजयोन | मोक्षयोजन |
| ૧૦૪ | ૩૦ | अपरिग्रह | अपरिग्रह |
| ૧૧૮ | ૨૭ | प्रथम | प्रथम |
| ૧૨૭ | ૨૫ | વ્યાવૃત્ય | વ્યાવૃત્ત |
| ૧૫૬ | ૧૪ | કાર્યથી | કાર્યથી' |
| ૧૭૬ | ૧૮ | વ ચકાના | વંચકા ના |
| ૧૮૦ | ૧૪ | તો | તે |
| ૧૮૩ | ૧ | આપે | આવે |
| ૨૧૭ | ૨૨ | તૃષ્ણાથી તેની આગળમા વાંચો– | ' આત્મા પૂર્વે જે પરત્નીચો યઇ પર ' |
| ૨૨૪ | ૯ | નુ | ન |
| ૨૫૮ | ૩૦ | यद्दिरत्नः | यद्दिरन्तः |
| ૨૮૮ | ૭ | वेधस वेद्य | वेद्यम वेद्य |
| ૩૧૫ | ૨૯ | आराध्यातः | आराद् यातः |
| ૩૨૯ | ૨૫ | निर्युक्ते | नियुंक्ते |
| ૩૭૩ | ૨૪-૨૫ | प्रद्दैव-जुह्वति | प्रह्लैव-जुह्वति |
| ૪૧૦ | ૨૪-૨૫ | नष्ट...न नष्ट | नष्टे...न नष्टं |
| ૪૧૨ | ૨૮ | निवृत्तिये | निवृत्तये |
| ૪૧૬ | ૨૫ | प्रकृष्ट | प्रकृष्ट |
| ૪૧૯ | ૧૮ | विशेषाज्ञानु | विशेषाद्यानु |
| ૪૨૦ | ૨૬ | प्रतिक्षपी | प्रतिक्षेपी |
| ૪૨૮ | ૨૮ | निश्रित | निश्चित |
| ૪૩૨ | ૨૮ | प्राहैः | प्राह्वैः |
| ૪૬૬ | ૨૮ | दङ्क | दृङ्क |
| ૫૪૪ | ૧૩ | અકત્વ | એકત્વ |
| ૫૬૧ | ૩૦ | सोऽहं | सोऽयं |
| ૬૧૭ | ૫ | निद्दपथ | निद्वंपथ |
| ૬૯૪ | ૪ | भूपषु | भूतेषु |
| ૭૨૫ | ૪ | પ્રયોજતા | ( આ શબ્દો કાઢી નાંખો. ) |
| ઉપોદ્‌ઘાત-૫ | ૧ | बुध्यतमैव | बुध्यतामैव |

ॐ

મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યજી પ્રણીત

# શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય

સવિવેચન

योगः कल्पतरुः श्रेष्ठः, योगश्चिंतामणिः परः ।
શ્રી હરિભદ્રસૂરિ



— વિવેચક :—


ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા,
એમ બી બી એસ

૫, ચોપાટી રોડ, મુંબઇ, ૭

# વિવેચનકારનું મંગલાચરણ

માલિની

જિનવદન હિમાદ્રિ ઉદ્ભવ સ્થાન જેનું,
ગણધર–હર શીર્ષે ઊર્ધ્વ ઉત્થાન જેનું;
સુરસ સલિલ પૂર્ણા સેવ્ય સુરો નરોને,
ભગવતી શ્રુતગંગા રક્ષજો તે અમોને! ૧

પ્રશમરસ ઝરતી આત્મભ્રાંતિ હરંતી,
જગત હિત કરંતી પથ્ય સૌને ઠરંતી;
ભવજલતરણી જે શ્રેષ્ઠ નૌકા સમાણી,
શિવસુખ જનની તે વંદું જૈનેંદ્ર વાણી ૨

અનુષ્ટુપ્

અનંતા સંતમાં એક, વિલસંતતી સંતતા;
સુધાસિંધુ સમી તેને, મનોનંદન વંદના. ૩

ઉપજાતિ

ઊંચા ચિદાકાશ વિષે ઉડંતા,
હે હંસ! સ્હેજાત્મ સ્વરૂપવંતા;
આત્મા વિવેચી પરને વમો છો,
મુમુક્ષુના માનસમાં રમો છો. ૪

સ્વામી તમે શુદ્ધ સ્વચેતનાના,
રામી તમે આતમ ભાવનાના;
ભોગી તમે આત્મતણા ગુણોના,
યોગી તમે આત્મ અનુભવોના. ૫

હૃદે સ્મરી સદ્ગુરુરાજ એવા,
શ્રીમદ્ હરિભદ્રસૂરીંદ્ર દેવા;
સદ્વૃત્તિ તેની અનુવર્ત્તવાને,
ઇચ્છી વિવેચું કંઇ એહ સ્થાને. ૬

ॐ નમ: જિનાય

શ્રી હરિભદ્રાચાર્યજી પ્રણીત

# શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય

સ વિ વે ચ ન

## મંગલાચરણ

યોગતંત્રને નિકટવર્તી એવા યોગદૃષ્ટિસમુચ્ચયની વ્યાખ્યા પ્રારંભવામાં આવે છે. અને અહીં શરૂઆતમાં જ આચાર્ય-શિષ્ટ સંપ્રદાયના પાલન અર્થે, વિઘ્ન-અંતરાયની ઉપશાંતિ અર્થે, અને પ્રયોજન આદિના પ્રતિપાદન અર્થે,-શ્લોકસૂત્ર ઉપન્યસ્ત (રજૂ) કરે છે:—

नत्वेच्छायोगतोऽयोगं योगिगम्यं जिनोत्तमम् ।
वीरं वक्ष्ये समासेन योगं तद्दृष्टिभेदतः ॥ १ ॥

દોહરા

(કાવ્યાનુવાદ) ઇચ્છાયોગે વીર જિન નમી, યોગિગમ્ય અયોગ;
યોગદૃષ્ટિ ભેદે કરી, કહું સંક્ષેપે યોગ ૧

અર્થ:—અયોગી, યોગિગમ્ય, જિનોત્તમ એવા **વીરને** ઇચ્છાયોગથી નમી, હું યોગ તે યોગદૃષ્ટિના ભેદે કરીને, સંક્ષેપથી કહીશ

## વિવેચન

ગ્રંથ પ્રારંભે મંગલ, પ્રયોજન, અભિધેય વિષય, સંબંધ આદિ કહેવા જોઈએ, એવી શિષ્ટ પ્રણાલિકા છે. તેને અનુસરીને આ શિષ્ટ આચાર્યે આ પ્રથમ શ્લોકસૂત્ર રજૂ કર્યું છે. એટલે કે (૧) શિષ્ટ સંપ્રદાયના પાલન માટે, (૨) વિઘ્નની ઉપશાંતિ માટે, (૩) વિચારવંતની પ્રવૃત્તિ માટે, (૪) પ્રયોજન-વિષય-સંબંધ એ ત્રણ બતાવવા માટે આ શ્લોક-સૂત્રનો ઉદ્દેશ છે. (જુઓ નીચે વૃત્તિ). તેમાં—

'અયોગી, યોગિગમ્ય, જિનોત્તમ એવા વીરને ઈચ્છાયોગથી નમી',—એ ઉપરથી ઈષ્ટદેવતા સ્તવ (મંગલ) કહ્યું; અને 'યોગ તેના દૃષ્ટિભેદે કરીને સંક્ષેપથી કહીશ',—એ ઉપરથી પ્રયોજનાદિ ત્રણ કહ્યા. આમ આ શ્લોકસૂત્રનો સમુચ્ચયાર્થ છે. વિશેષાર્થ આ પ્રકારેઃ—

---

શ્રીહરિભદ્રાચાર્યજીકૃત વૃત્તિનો અનુવાદઃ—

તેમાં (આ શ્લોક સૂત્રના ઉદ્દેશ આ પ્રમાણે છેઃ—)

૧. શિષ્ટ જનોનો આ સંપ્રદાય છે કે—'શિષ્ટો ક્યાંય ઈષ્ટ વસ્તુમાં પ્રવર્ત્તતાં, ઈષ્ટ દેવતાના નમસ્કારપૂર્વક પ્રવર્ત્તે છે.' આ આચાર્ય પણ શિષ્ટ નથી એમ નથી (શિષ્ટ જ છે), એથી કરીને તે સંપ્રદાયના પ્રતિપાલન અર્થે. અને તેવા પ્રકારે કહ્યું છે કે—

> "शिष्टानामेष समयस्ते सर्वत्र शुभे किल।
> प्रवर्तन्ते सदैवेष्टदेवतास्तवपूर्वकम्॥" ઇત્યાદિ.

૨. તથા 'श्रेयांसि बहुविघ्नानि' શ્રેય કાર્યો બહુ વિઘ્નવાળા હોય છે. કહ્યું છે કેઃ—

> "श्रेयांसि बहुविघ्नानि भवन्ति महतामपि।
> अश्रेयसि प्रवृत्तानां क्वापि यान्ति विनायकाः॥"

મહાજનોને પણ શ્રેય કાર્યોમાં ઘણા વિઘ્નો હોય છે; અને અશ્રેયમાં પ્રવૃત્ત થયેલા જનોના વિઘ્નો-અંતરાયો તો ક્યાંય ચાલ્યા જાય છે!

અને આ પ્રકરણ તો સમ્યગ્જ્ઞાનના હેતુપણાએ કરીને શ્રેયભૂત-કલ્યાણરૂપ છે. એથી કરીને 'વિઘ્ન મ હો' એટલા માટે વિઘ્ન-અંતરાયની ઉપશાંતિને અર્થે.

૩. તથા પ્રેક્ષાવંતોની-જોઈ વિચારી વર્ત્તનારા વિવેકીઓની પ્રવૃત્તિને અર્થે.

૪. અને પ્રયોજન આદિના પ્રતિપાદનને અર્થે. અને તેવા પ્રકારે કહ્યું છે કે—

"સર્વેય શાસ્ત્રનું અથવા કોઈ પણ કર્મનું જ્યાંલગી પ્રયોજન ન કહેવામાં આવ્યું હોય, ત્યાંલગી તે કોનાથી ગ્રહણ થઈ શકે વારુ?"

અને અહીં જે અવિષય હોય તેનું પ્રયોજન કહેવું શક્ય નથી, જે વિષય હોય જ નહિં તેનું

અહીં 'નમી' એમ કહેતાંની સાથે જ સર્વ આત્મપ્રદેશનું તથારૂપ પરિ-નમન ( પરિણમન ) થાય, સર્વ આત્મપ્રદેશ ભક્તિભાવે પરિણમે-સર્વથા નમી પડે, ને મન-વચન-કાયા તદ્રૂપ બને,—એ સાચું 'નમન' છે. એવો એક પણ સાચો નમસ્કાર થાય તો કલ્યાણ થઈ જાય છે. આ અંગે કહ્યું છે કે :—

**ભાવ નમન**

" इक्कोवि नमुक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स ।
संसारसागराओ तारेइ नरं व नारीं वा ॥"—શ્રી પ્રતિક્રમણ સૂત્ર.

" એક વાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય;
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય.
પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમલ વિમલ ગુણગેહ;
સાધ્યદૃષ્ટિ સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ....શ્રી સંભવ૦"— શ્રી દેવચંદ્રજી.

અને શાસ્ત્રકારે પણ અત્રે તેવા જ પરમ ભાવથી નમસ્કાર કર્યો છે,—એ 'ઇચ્છા-

---

પ્રયોજન કેમ કહી શકાય ? કારણ કે કાગડાના દાંતની પરીક્ષા વગેરેની જેમ, તેના પ્રયોગની સિદ્ધિ થઈ શકતી નથી,-અસંભવ છે માટે. [ આ 'કાકદંતપરીક્ષા ન્યાય' કહેવાય છે. જ્યાં ક્યાંય અશક્ય, અસંભવ, નિરર્થક વાત હોય ત્યાં આ લાગુ પડે છે. આદિ શબ્દથી 'मूलं नास्ति कुतो शाखा' ઇત્યાદિ. ]

'આનું આ ફલ' એમ જે યોગ તે સંબંધ કહેવાય છે. અને તે કથનમાં-અભિધેય વિષયમાં અન્તર્ગત છે-સમાઇ જાય છે, એટલા માટે કોઈ તે સંબંધને જૂદો કહેતા નથી, ઇત્યાદિ."

તેમાં—'नत्वेच्छायोगतोऽयोगं योगिगम्यं जिनोत्तमम् वीरं'—અયોગી, યોગિગમ્ય, જિનોત્તમ એવા વીરને ઇચ્છાયોગથી નમી,-એ ઉપરથી ઇષ્ટ દેવતાનું સ્તવ કહ્યું.

'वक्ष्ये समासेन योगं तद्दृष्टिभेदतः'—યોગ તેના દૃષ્ટિભેદે કરીને સંક્ષેપથી કહીશ,-એ ઉપરથી પ્રયોજન વગેરે ત્રણ કહ્યા.

આમ શ્લોક સૂત્રનો સમુદાય અર્થ છે, અને અવયવ અર્થ (પદે પદનો છૂટો અર્થ) તો આ પ્રમાણેઃ—

नत्वा—નમીને, પ્રણમીને, वीरं—વીરને, પ્રણમીને એમ સંબંધ છે. કેવા પ્રકારે પ્રણમીને ? તો કે—इच्छायोगतः—ઇચ્છાયોગથી, એવું ક્રિયાવિશેષણ કહ્યું,-એટલે કે જેમ ઇચ્છાયોગ હોય તેમ. આ વિશેષણ શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગના વ્યવચ્છેદ અર્થે (અપવાદ કરવા માટે) છે. અને તે યોગના અનધિકારીપણાએ કરીને આ વ્યવચ્છેદ-અપવાદ ઇષ્ટ છે. પ્રકરણ પ્રારંભે મૃષાવાદના ત્યાગવડે કરીને, સર્વત્ર ઔચિત્ય આરંભવાળી (ઉચિત-યથાયોગ્ય) પ્રવૃત્તિના પ્રદર્શનાર્થે આ વ્યવચ્છેદ-અપવાદ કર્યો છે. અને આ ત્રણેય યોગોનું (ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ) સ્વરૂપ હવે પછી તરતજ કહેશે.

યોગ' શબ્દથી સૂચવ્યું છે. પ્રભુ પ્રત્યેની નમન ક્રિયામાં પ્રધાનપણે જે અંતરંગ ઇચ્છા, સાચો નિષ્કપટ ભક્તિભાવ, પરમ પ્રેમ જોઇએ, તે તો અમને અવશ્ય છે, એમ એમનો અંતરાત્મા સાક્ષી પૂરે છે, તેથી 'ઇચ્છાયોગથી' એ શબ્દ બેધડકપણે કહ્યો છે. કારણ કે પ્રભુના પરમ અદ્ભુત ગુણથી રીઝી તેના પ્રત્યે પરમ પ્રેમ સ્ફુરતાં, પ્રિયતમ એવા તે પ્રભુ પ્રત્યે સહજ આત્મભાવે નમસ્કાર કરવાની તેમને સહજ ઇચ્છા થઇ આવી છે.

"ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત;
રીઝ્યો સાહિબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત."—શ્રી આનંદઘનજી

આ 'ઇચ્છાયોગ' શબ્દ અત્રે હેતુપૂર્વક યોજ્યો છે. એથી કરીને **શાસ્ત્રયોગ** ને **સામર્થ્યયોગ**—એ બે યોગનો અપવાદ કર્યો છે. આ ગ્રંથકાર જેવા મહાત્મા, મહાશાસ્ત્રજ્ઞ, મહાસમર્થ યોગી પુરુષ પોતાના માટે માત્ર 'ઇચ્છાયોગ' એ શબ્દ યોજે છે, તે તેમની પરમ લઘુતા સાથે પરમ ગંભીર ઉદાર આશયવાળી મહાનુભાવતા પ્રગટ કરે છે. કારણ કે, તેઓશ્રી કહે છે કે-તેવા શાસ્ત્રયોગ-સામર્થ્યયોગનું તો મ્હારૂં અનધિકારીપણું છે, એટલે ખાસ ઇચ્છાયોગ

**ઇચ્છાયોગ**

---

કેવા વિશિષ્ટ વીરને પ્રણમીને? તે માટે કહ્યું-**जिनोत्तमं** જિનોત્તમને, એવું વસ્તુવિશેષણ છે. અહીં રાગાદિના જેતાપણાથી (જીતનારપણાથી) સર્વેય વિશિષ્ટ શ્રુતધર આદિ જિનો કહેવાય છે. જેમકે-શ્રુતજિનો, અવધિજિનો, મનઃપર્યવજ્ઞાન જિનો, અને કેવલિ જિનો. તેઓમાં તે **વીર** કેવલિપણાને લીધે અને તીર્થંકરપણાને લીધે ઉત્તમ છે. આ '**જિનોત્તમ**' વિશેષણ ઉપરથી ભગવંતની તીર્થંકર નામકર્મના વિપાક ફલરૂપ એવી પરમ પરાર્થ સંપાદન કરનારી **કર્મકાય** અવસ્થા કહી. તથાભવ્યત્વથી આક્ષિપ્ત (આકર્ષાયેલ) વર બોધિલાભ જેની અંદર હોય છે, એવા અર્હદ્ વાત્સલ્યથી ઉપાર્જન કરેલ અનુત્તર પુણ્યસ્વરૂપ તે તીર્થંકરનામકર્મનો વિપાક હોય છે. આને જ વિશેષણ આપે છે—

**अयोगं**—અયોગ એવા વીરને. '**कायवाङ्मनःकर्म योगः**' મન-વચન-કાયાનું કર્મ તે યોગ છે. જેને યોગ વિદ્યમાન નથી, તે અયોગ,-એવા તે વીરને. અને આ ઉપરથી ભગવંતની-**શૈલેશી** અવસ્થાના ઉત્તરકાળે હોનારી, સમસ્ત કર્મના દૂર થવારૂપ, તથાભવ્યત્વના પરિક્ષયથી ઉદ્ભવેલ પરમ જ્ઞાનસુખરૂપ લક્ષણવાળી, અને કૃતકૃત્યતાથી નિષ્ઠિતાર્થ સ્વરૂપ એવી પરમ ફલરૂપ **તત્ત્વકાય અવસ્થા** કહી. એટલા માટે જ કહ્યું:—

**योगिगम्यं**--યોગિગમ્યને. યોગીઓને ગમ્ય તે યોગિગમ્ય, એવા તે **વીરને**. યોગીઓ અત્રે શ્રુતજિન આદિ ગ્રહ્યા છે. આ ઉપરથી વળી અયોગી (યોગી નહિં એવા) મિથ્યાદૃષ્ટિઓને ભગવંતના ગમ્યપણાનો વ્યવચ્છેદ કહ્યો (નિષેધ કર્યો). કારણકે એની જિજ્ઞાસાનું પણ છેલ્લા **યથાપ્રવૃત્તકરણમાં** હોવાપણું છે, એટલે અન્ય સમયે તેની અનુપપત્તિ છે (તે ઘટતું નથી). અને—

**वीरं**—**વીરને**, આ અન્વર્થ સંજ્ઞા છે, (શબ્દના બરાબર અર્થ પ્રમાણે નામ છે). મહાવીર્યવડે વિરાજનથી, તપવડે કર્મના વિદારણથી, કષાય આદિ શત્રુઓના જયથી અને કેવલશ્રીના સ્વયંગ્રહણથી જે વિક્રાંત-પરાક્રમવંત તે વીર, એવા તેને.

શબ્દથી જો તેનો અપવાદ ન કરૂં અથવા તેનાથી મ્હારૂં યુક્તપણું કહું, તો રખેને મૃષાવાદ-અસત્ય ભાષણ થઈ જાય; અને તે તો મ્હારે કરવું યોગ્ય નથી, દૂરથી પરિહરવું છે; નહિં તો વગર વિચાર્યું એક પણ અસત્ય વચન ઉચ્ચારૂં તો મ્હારૂં 'મુનિપણું' કેમ રહે? એટલા માટે એ શબ્દપ્રયોગ કર્યો છે, તે ઉચિત જ છે, ઓચિત્ય પ્રવૃત્તિરૂપ જ છે, અને સર્વ સ્થળે આત્માર્થી મુમુક્ષુએ ઉચિતપણે જ પ્રવર્ત્તવું યોગ્ય છે એનું ઉદાહરણ બતાવવા માટે આ કહેલ છે. જ્યાં જ્યાં જે જેમ ઘટે, ઉચિત હોય, ત્યાં ત્યાં તે તે તેમ સમજવું અને આચરવું, તેનું નામ **ઔચિત્ય** અથવા ઉચિતપણું છે કેવી અદ્દભુત નિર્માનિતા! કેવી ભવભીરુતા! કેવી નિખાલસતા!

" જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તિહાં સમજવું તેહ,<br>
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. "

શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ.

આમ એક '**ઇચ્છાયોગ**' શબ્દ યોજીને ગ્રંથકાર મહર્ષિએ અત્યંત કુશળતાથી એકી સાથે અનેક હેતુ ગર્ભિતપણે સૂચવ્યા છે.

( ૧ ) ઈચ્છાપ્રધાનપણાથી પરમ પ્રીતિયુક્ત ભક્તિ બતાવી.

( ૨ ) ઈચ્છાયોગના લક્ષણ પ્રમાણે પોતાનું સમ્યગ્દૃષ્ટિ સહિત શ્રુતજ્ઞાનીપણું સૂચવ્યું.

( ૩ ) તે ઉપરથી **યોગદૃષ્ટિશાસ્ત્ર** ગુંથવાનું પોતાનું અધિકારીપણું ધ્વનિત કર્યું.

( ૪ ) **શાસ્ત્રયોગ** ને **સામર્થ્યયોગ**નું પોતાનું અનધિકારીપણું નિખાલસપણે કહી, પોતાની પરમ લઘુતાનો, નિર્દંભ સરળતાનો ને પરમાર્થસત્ સત્યવાદિતાનો પરિચય કરાવ્યો.

( ૫ ) સર્વત્ર ઉચિત પ્રવૃત્તિ કરવાનો દાખલો બેસાડી બીજાને તેમ કરવાનો બોધ કર્યો.

આમ અત્રે નમસ્કાર કરી, શ્રી **વીર** ભગવાન કેવા છે? એનું યથાર્થ સ્વરૂપ

---

આમ આ ઉપરથી, અન્યને અસાધારણ એવા યથાભૂત-જેવા છે તેવા ગુણોનું ઉત્કીર્તન એ ભાવસ્તવનું સ્વરૂપ હોવાથી—ઇષ્ટદેવતા સ્તવ કહ્યું અને ગુણથી ઇષ્ટપણું ભગવંતના ગુણ પ્રકર્ષરૂપપણાથી ( અતિશયવંતપણાથી ) છે, અને દેવતાપણું પરમ ગતિની પ્રાપ્તિથી છે.

**वक्ष्ये समासेन योगं तद्दृष्टिभेदत.**—યોગ તેના દૃષ્ટિભેદે કરીને સંક્ષેપથી કહીશ,-એ ઉપરથી પ્રયોજન વગેરે ત્રણ કહ્યા. કેવા પ્રકારે? તે કહેવામાં આવે છે—

**वक्ष्ये**—કહીશ, **योगं**—મિત્રા આદિ લક્ષણવાળો યોગ,

**समासेन**—સમાસથી, સંક્ષેપથી.-વિસ્તારથી તો પૂર્વાચાર્યોથી જ ઉત્તરાધ્યયન-યોગનિર્ણય આદિમાં કહેવામાં આવ્યો છે.

દર્શાવતા વિશેષણ અહીં યોજ્યા છે. આ વીર ભગવંતને ( ૧ ) જિનોત્તમ, ( ૨ ) અયોગ, ( ૩ ) યોગિગમ્ય એ ત્રણ વિશેષણ આપ્યા છે, તેનું યથાર્થપણું આ પ્રમાણેઃ—

**જિનોત્તમ**—જિનોમાં જે ઉત્તમ તે રાગ-દ્વેષ-મોહ આદિ આંતર શત્રુઓનો જેણે જય કર્યો છે તે જિન ( અરિહંત-વીતરાગ ) કહેવાય છે. ઉત્તરોત્તર આત્મગુણના પ્રગટપણા પ્રમાણે તે જિનના-શ્રુતજિન, અવધિજિન, મનઃપર્યાયજ્ઞાન જિન, કેવલી જિન-એમ ભેદ છે. અને તેમાં પણ **વીર** ભગવાન્ ઉત્તમ-ઉત્કૃષ્ટ-સર્વશ્રેષ્ઠ છે, કારણ કે તે **કેવલી** છે, તેમ જ **તીર્થંકર** પણ છે.

**જિનોત્તમ**

તે તીર્થંકર પદપ્રાપ્તિનો ઉપક્રમ આ પ્રકારે છેઃ—જીવની તથારૂપ યોગ્યતાથી ( તથાભવ્યતાથી ) આકર્ષાઇને ઉત્તમ બોધિબીજ તેમને પૂર્વજન્મમાં પ્રાપ્ત થયું. અને ત્યારે અર્હદ્ભક્તિ-પ્રવચનવાત્સલ્ય વગેરે ઉત્તમ સ્થાનકોની તેમણે ઉત્તમ સેવના કરી, ઉત્કૃષ્ટ આરાધના કરી. તથા 'આ મોહાંધકારથી ગહન સંસારમાં પરિભ્રમણ દુઃખ પામી રહેલા આ બિચારા પ્રાણીઓને, હું આ ધર્મરૂપ તેજ-પ્રકાશવડે કરીને આ દુઃખમાંથી ગમે તેમ કરી યથાયોગપણે પાર ઉતારૂં, હું આ સર્વ જીવને સદ્ધર્મશાસન-રસિક કરૂં એવા પ્રકારે તે વર બોધિ* પામેલો 'બોધિસત્વ' ભાવના ભાવે છે. અને પછી 'કરુણા' વગેરે ગુણથી

---

तद्दृष्टिभेदतः—તે યોગદૃષ્ટિના ભેદથી.

તેમાં અત્રે સંક્ષેપથી યોગકથન તે કર્ત્તાનું અનંતર પ્રયોજન છે, પરંપરા પ્રયોજન તો નિર્વાણ જ છે, કારણ કે શુદ્ધ આશયથી આ તેવા પ્રકારની સત્ત્વહિતપ્રવૃત્તિ છે, અને આ સત્ત્વહિત પ્રવૃત્તિ નિર્વાણના અવંધ્ય-અચૂક બીજરૂપ છે.

અભિધેય—કહેવાનો વિષય યોગ જ છે. સાધ્ય-સાધનરૂપ લક્ષણવાળો તે સંબંધ છે. એમ આ માર્ગ ક્ષુણ્ણ છે-સારી પેઠે જાણીતો છે.

અને શ્રોતાઓનું અનંતર પ્રયોજન તો પ્રકરણના અર્થનું પરિજ્ઞાન છે; પરંપરા પ્રયોજન તો એઓનુ પણ નિર્વાણ જ છે, કારણ કે પ્રકરણ અર્થના પરિજ્ઞાનને લીધે ઔચિત્યથી-ઉચિતપણાથી અત્રે જ પ્રવૃત્તિ હોય છે, અને આ પ્રવૃત્તિ પણ નિર્વાણના અવંધ્ય-અમોઘ બીજરૂપ હોય છે.

*" मोहान्धकारगहने संसारे दुःखिता यत ।
सत्त्वाः परिभ्रमन्त्युच्चैः सत्यस्मिन्धर्मतेजसि ॥
अहमेतानतः कृच्छ्राद्यथायोगं कथंचन ।
अनेनोत्तारयामीति वरबोधिसमन्वितः ॥
करुणादिगुणोपेतः परार्थव्यसनी सदा ।
तथैव चेष्टते धीमान्वर्धमानमहोदयः ॥
तत्तत्कल्याणयोगेन कुर्वन्सत्त्वार्थमेव सः ।
तीर्थकृत्त्वमवाप्नोति परं सत्त्वार्थसाधनम् ॥ "

શ્રી હરિભદ્રાચાર્યજીકૃત શ્રી યોગબિન્દુ.

યુક્ત એવો તે પરમ કૃપાળુ મહામતિ, સદા પરાર્થવ્યસની-પરોપકારનો બંધાણી બની, તેમ જ પ્રવૃત્તિ કરે છે. અને તેમ કરતાં તેનો મહોદય-પરમ પુણ્યરાશિ ને ગુણરાશિ વર્ધમાન થતો જાય છે. આમ તે તે કલ્યાણયોગવડે પ્રાણીઓ પ્રત્યે પરોપકાર કરતાં તે તીર્થંકરપણું પામે છે,-કે જે તીર્થંકરપણું જીવોના પરોપકારનું પરમ સાધન છે'. ભક્તશિરોમણિ મહાત્માઓ ગાઈ ગયા છે કે:—

" ત્રીજે ભવ વર થાનક તપ કરી, જેણે બાંધ્યું જિનનામ;
રે ભવિકા ! સિદ્ધચક્રપદ વંદો. "—શ્રી યશોવિજયજી-( શ્રી શ્રીપાળરાસ )

" ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિનભક્તિ પ્રમુખ ગુણ પરિણમ્યા;
તજી ઇંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના.
અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા;
સવિ જીવ કરું શાસનરસી, ઈસી ભાવદયા મન ઉલ્લસી "

શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા.

આવા તીર્થંકરનામકર્મનો જ્યાં ઉદય છે, એવી કર્મકાય અવસ્થાનું એટલે કે કર્મજન્ય સાકાર દેહધારી સયોગી અવસ્થાનું આ 'જિનોત્તમ' વિશેષણથી ગ્રહણ કર્યું છે. અને આ દેહધારી અવસ્થા છતાં, ભગવાનની સહજાત્મસ્વરૂપ સ્થિતિવાળી પરમ જ્ઞાનદશા એવી તો અપૂર્વ હોય છે કે જાણે તેઓ દેહાતીત વર્ત્તતા હોયની !

" દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત. "
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ.

અયોગ—મન-વચન-કાયાનું કર્મ તે યોગ છે જેને તે યોગ નથી તે અયોગ છે. આ વિશેષણ ઉપરથી ભગવાનની તત્ત્વકાય અવસ્થાનું એટલે કે શુદ્ધ આત્મતત્ત્વ જ માત્ર જેની કાયા છે એવી સિદ્ધ અવસ્થાનું ગ્રહણ કર્યું. આ શુદ્ધ

**અયોગ**

આત્મતત્ત્વમય અવસ્થા, શૈલેશીકરણ પછી તરતજ ઉપજે છે; અને ત્યારે તેમાં સમસ્ત કર્મ દૂર થઈ ગયા હોય છે, તથાભવ્યત્વના પરિક્ષયથી પરમ જ્ઞાનસુખ ઉપજ્યું હોય છે, સમસ્ત કૃત્ય કરી લીધા હોવાથી ત્યાં કૃતકૃત્યતા અનુભવાય છે, અને મોક્ષરૂપ પરમ ફલની પ્રાપ્તિથી તે નિષ્ઠિતાર્થરૂપ-સિદ્ધદશારૂપ હોય છે. આવી નિષ્કર્મ, નિરાકાર, નિષ્કલ શુદ્ધ આત્મતત્ત્વમય દશા 'અયોગ' વિશેષણથી સૂચવી ભગવાનના સિદ્ધપદની સ્તુતિ કરી

" શૂરપણે આતમ ઉપયોગી, થાય તિણે અયોગી રે. "—શ્રી આનંદઘનજી.

યોગિગમ્ય—અને એવા તે અયોગી ભગવાન્ યોગીઓને-સમ્યગ્જ્ઞાનદૃષ્ટિવાળા પુરુષોને જ ગમ્ય છે, પામી-જાણી શકાય એવા છે યોગી એટલે જેને સમ્યગ્ જ્ઞાનદૃષ્ટિ ઉઘડી છે એવા શ્રુતજિન વગેરે સમજવા . પણ જે હજુ યોગી નથી થયા એવા અયોગી મિથ્યાદૃષ્ટિને તો તે ગમ્ય છે જ નહિં; કારણ કે એના સંબંધી જિજ્ઞાસા-જાણવાની ઇચ્છા પણ છેલ્લા યથાપ્રવૃત્ત-કરણમાં ઉપજે છે, બીજા સમયે ઉપજતી નથી, તો પછી એ જિનેશ્વરના સ્વરૂપને ઓળખવા-જાણવાની વાત તો ક્યાય દૂર રહી આમ સમ્યગ્દૃષ્ટિ યોગીઓનેજ તે ગમ્ય હોઇ, 'યોગિગમ્ય' વિશેષણ કહ્યું.+

**યોગિગમ્ય**

એવા ભગવાન 'વીર' છે આ અન્વર્થ નામ છે, એટલે કે 'વીર' શબ્દના વ્યુત્પત્તિ અર્થ પ્રમાણે તે બરાબર યથાર્થપણે ઘટે છે તે સાચેસાચા 'વીર' છે, કારણકે તે વીર ભગવત પરમ આત્મવીર્યથી વિરાજમાન છે, તપ. વડે તેમણે કર્મનું વિદારણ કર્યું છે, કષાય વગેરે અંતરંગ વૈરીઓ ઉપર વિજય મેળવ્યો છે; અને એવા પરમ પરાક્રમવંતના ઉત્તમ ગુણથી રીઝીને કેવલલક્ષ્મી તે પુરુષોત્તમને સ્વયં વરી છે આમ વિક્રમવંત-આત્મપરાક્રમવતના સમસ્ત લક્ષણ હોવાથી, ભગવતને 'વીર' નામ બરાબર છાજે છે કારણ કે—

**વીર**

"વીરપણું તે આતમ ઠાણે, જાણ્યું તુમચી વાણે રે
કામ વીર્ય વશે જિમ ભોગી, તિમ થયો આતમભોગી રે
વીરજીને ચરણે લાગુ, વીરપણું તે માગું રે;
મિથ્યા મોહ તિમિર ભય ભાગુ, જીત નગારૂં વાગું રે"—શ્રી આનંદઘનજી.

"શુદ્ધતા એકતા તીક્ષ્ણતા ભાવથી,
મોહ રિપુ જીતી જય પડહ વાયો"—શ્રી દેવચંદ્રજી.

"नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे ।
अर्हते योगिनाथाय महावीराय तायिने ॥"—શ્રીહેમચંદ્રાચાર્યજીકૃત શ્રીયોગશાસ્ત્ર.

---

+ વૃત્તિમા પદે પદ વિવરીને તેનો યથાનુક્રમે અન્વય સબંધ બતાવવાની શ્રીમાન્ હરિભદ્રસૂરિની આ કથનશૈલી મનન કરવા જેવી છે, અને અભ્યાસી વિદ્યાર્થીને બહુ ઉપયોગી છે શ્રી હરિભદ્રસૂરિજીએ એકે એક અક્ષર તોલી તોલીને-માપી માપીને યોજ્યો છે, ઊંડા તત્ત્વચિંતનપૂર્વક લખ્યો છે, તેનો કાનો માત્રા પણ સપ્રયોજન છે. એટલે આ કથનપદ્ધતિ લક્ષમા રાખી ધીરજથી સ્વસ્થપણે-શાતપણે જેમ જેમ આ સતશાસ્ત્રનો આશય 'ચાવી ચાવીને' વાંચવા-વિચારવામાં આવશે, તેમ તેમ અધિક આનંદ થશે, એવી સામાન્ય સૂચના છે અને આ વૃત્તિનો આશય પણ અત્રે પ્રત્યેક શ્લોકના વિવેચનના પ્રારંભે પ્રાય પ્રથમ પારિભાષિકમા વણી દીધો છે અને પછી તે ઉપર સ્ફુટ વિવેચન કર્યું છે

**ઇષ્ટદેવસ્તવ**—આમ આવા **વીરને** નમસ્કાર કરી અત્રે શાસ્ત્રપ્રારંભે મંગલરૂપ ઇષ્ટ દેવતાનું ભાવસ્તવ કહ્યું, કારણ કે અન્યને સાધારણ નહિં એવા અસાધારણ-અનન્ય યથાભૂત ગુણોનું સંકીર્ત્તન કરવું તે **ભાવસ્તવ** કહેવાય છે; અને અત્રે પણ ભગવાનના જેવા છે તેવા ગુણવાચક વિશેષણોવડે ઇષ્ટ દેવનું ભાવસ્તવ કર્યું છે આમા ભગવાનનુ **ઇષ્ટપણું** અતિશયવંત એવા પરમોત્તમ ગુણગણને લીધે છે, અને **દેવતાપણું** પરમ દિવ્ય ગતિની-મુક્તિનો પ્રાપ્તિને લીધે છે. આમ ભગવાન ખરેખરા 'ઇષ્ટ દેવ' છે. તેમજ મોક્ષસુખના કારણરૂપ આ યોગદૃષ્ટિ પણ આ વીર પ્રભુએ ઉપદેશી છે, તે ઉપકારની સ્મૃતિ અર્થે પણ અત્રે તે ભગવાનને નમસ્કાર કર્યો છે

**ઇષ્ટદેવ સ્તવ**

" શિવસુખ કારણ ઉપદિશી, યોગતણી અડ દિઠ્ઠી રે;
તે ગુણ થુણી જિન વીરનો, કરશું ધર્મની પુઠ્ઠી રે........વીર જિનેસર દેશના. "

—શ્રી યશોવિજયજીકૃત યોગદૃષ્ટિસજ્ઝાય.

## પ્રયોજનાદિ—

આમ મંગલાચરણ કરી અહીં પ્રયોજન, વિષય, સંબંધ એ ત્રણ કહ્યા છે. અહીં કહેવાનો **વિષય યોગ** જ છે. સાધ્ય-સાધનરૂપ તે **સંબંધ** છે.

**ગ્રંથકર્ત્તાનું અનંતર**-તાત્કાલિક (Immediate) પ્રયોજન સંક્ષેપમાં યોગનું કથન કરવું તે છે; અને **પરંપરાપ્રયોજન** (Remote, Ultimate) મોક્ષ છે, કારણકે શાસ્ત્ર કાર શુદ્ધ આશયથી આ સત્વહિતરૂપ પરોપકાર પ્રવૃત્તિ કરે છે, અને માન-પૂજા-કીર્ત્તિ આદિ કામનાથી રહિતપણે કેવળ શુદ્ધ આત્માર્થે કરવામાં આવતી આવી શુદ્ધ પ્રવૃત્તિ **મોક્ષના** અવંધ્ય-અચૂક **બીજરૂપ** છે. બીજ હોય તો કાળાંતરે ફાલીફૂલીને વૃક્ષ થાય, તેમ શુદ્ધ આશયથી કરવામાં આવેલી આ સત્શાસ્ત્રરૂપ પરોપકાર પ્રવૃત્તિના બીજમાંથી પરંપરાએ નિર્વાણ-મોક્ષ ફળની અવશ્ય પ્રાપ્તિ એ શાસ્ત્રકારનું પરંપરાપ્રયોજન છે.

અને **શ્રોતાઓનું અનંતર પ્રયોજન** તો આ યોગપ્રકરણના અર્થનું પરિજ્ઞાન થવું-સારી પેઠે સમજવું એ છે; એમનું પણ **પરંપરાપ્રયોજન** તો મોક્ષ જ છે, કારણ કે પ્રકરણ અર્થના જ્ઞાનથી જેમ ઘટે તેમ ઉચિતપણે અત્રે જ યોગમા પ્રવૃત્તિ હોય છે, અને આ **યોગપ્રવૃત્તિ** પણ મોક્ષના અવંધ્ય-અચૂક બીજરૂપ છે, તેમાંથી પણ કાળાંતરે અવશ્ય મોક્ષરૂપ ફળ મળશે જ.

"એહનું ફળ દોય ભેદ સુણીજે, અનંતર ને પરંપર રે;
આણાપાલન ચિત્તપ્રસન્ની, મુગતિ સુગતિ સુરમંદિર રે........સુવિધિ જિનેસર૦"

—શ્રી આનંદઘનજી

આમ ઇષ્ટ દેવતાનું સ્તવ કરી, અને પ્રયોજન વગેરે કહી બતાવી, પ્રકરણમાં ઉપકારક એવું પ્રાસંગિક કથવા કહે છેઃ—

इहैवेच्छादियोगानां, स्वरूपमभिधीयते ।
योगिनामुपकाराय, व्यक्तं योगप्रसङ्गतः ॥ २ ॥

ઇચ્છા આદિક યોગનું, કથાય અહિં સ્વરૂપ;
ઉપકારાર્થે યોગિના, પ્રસંગથી સ્ફુટ રૂપ. ૨.

**અર્થ**:—અહીં જ ઇચ્છા વગેરે યોગોનું સ્વરૂપ, યોગિઓના ઉપકાર માટે, યોગના પ્રસંગથી, વ્યક્તપણે-સ્પષ્ટપણે કહેવામાં આવે છે.

## વિવેચન

હવે અહીં ચાલુ વિષયમાં ઉપયોગી એવા યોગભૂમિકારૂપ-યોગના હૃદયરૂપ ઇચ્છાયોગ, **શાસ્ત્રયોગ ને સામર્થ્યયોગનું** સ્વરૂપ કહેવામાં આવે છે. **મિત્રા** વગેરે **યોગદૃષ્ટિઓનો** તેની સાથે નિકટનો સંબંધ છે, તે દૃષ્ટિઓ તેમાં અંતર્ભાવ પામે છે, તેથી તેના પ્રસંગથી અત્રે તેનું કથન આવશ્યક છે. એટલે તે **કુલયોગી** ને **પ્રવૃત્તચક્ર** એ બે પ્રકારના યોગીઓના ઉપકારાર્થે કહ્યું છે; અને તે પણ વ્યક્તપણે, સ્પષ્ટપણે, અગોપ્યપણે, ખુલ્લેખુલ્લું કહ્યું છે. પણ નિષ્પન્ન-સિદ્ધ યોગીઓને આથી ઉપકાર થવો સંભવતો નથી.

આ સ્વરૂપ જે કહ્યું છે તે યોગીજનોના ઉપકારને માટે છે, તેઓને યોગનું રહસ્ય-મર્મ જાણવારૂપ થાય તે માટે છે. અહીં યોગીઓ એટલે **કુલયોગી** આદિ ને **પ્રવૃત્તચક્ર** એ બે કોટિના યોગીઓ સમજવા,—નહિં કે **નિષ્પન્ન-સિદ્ધયોગીઓ**; કારણકે તેઓનું કાર્ય તો પરિપૂર્ણ સિદ્ધ થઈ ચૂક્યું

**कुलयोगी**

---

**वृत्तिः**—**इहैव**-અહીં જ, પ્રક્રમમાં, ચાલુ વિષયમાં. શું? તો કે-**इच्छादियोगानां**-ઇચ્છા આદિ યોગોનું,-ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગનું. એથી શું? તો કે—

**स्वरूपमभिधीयते**—સ્વરૂપ-સ્વલક્ષણ કહેવામાં આવે છે. શા માટે? તો કે—

**योगिनामुपकाराय**—યોગીઓના ઉપકાર અર્થે. યોગીઓ અત્રે કુલયોગીઓ અને પ્રવૃત્તચક્ર-યોગીઓ ગ્રહ્યા છે, (જેનું લક્ષણ કહેવામાં આવશે) નહિં કે નિષ્પન્ન યોગીઓ-(જેનુ લક્ષણ પણ કહેવામાં આવશે) કારણકે તેઓને આના થકી ઉપકારનો અભાવ છે, એટલે તેઓથી અન્ય એવા કુલયોગી ને પ્રવૃત્તચક્રના ઉપકાર અર્થે. અને આ થકી ઉપકાર એટલે યોગના હૃદયનો (રહસ્યનો-મર્મનો) બોધ થવો તે છે. કેવી રીતે કહેવામાં આવે છે? તો કે—

**व्यक्तं**—વ્યક્તપણે, સ્પષ્ટપણે (અગોપ્યપણે), અને આ અપ્રસ્તુત (અસ્થાને) પણ નથી, એટલા માટે કહ્યું—**योगप्रसङ्गतः**—મિત્રા આદિ યોગના પ્રસંગથી. 'પ્રસંગ' નામની તંત્રયુક્તિથી આક્ષિપ્ત-આકર્ષાઇને આ આવી પડેલું છે, એમ અર્થ છે

છે, તેઓ તો યોગનું હૃદય પામી સિદ્ધહસ્ત યોગી બની ચૂકયા છે, યોગ-ગિરિશૃંગ પર યોગારૂઢ થઈ ગયા છે. એટલે તેવા તે મહાનુભાવોને આથી કાંઈ ઉપકાર થવાનો અભાવ જ છે. પામેલાને પામવાનું શું ? ચઢેલાને ચઢવાનું શું ? જો કોઇને આથી ઉપકાર થવાનો સંભવ હોય, તો સાધક દશાવાળા એવા કુલયોગીઓને અને પ્રવૃત્તચક્ર યોગીઓને જ છે.

" કુલયોગી ને પ્રવૃત્તચક્ર જે, તેહ તણે હિત હેતે જી "
" યોગદૃષ્ટિ ગ્રંથે હિત હોવે, તિણે કહી એ વાત જી. "
" આરોહે આરૂઢ ગિરિને, તિમ એહની ગતિ ન્યારી જી "—શ્રી યો. દ. સજ્ઝાય

આ ત્રણે પ્રકારના યોગીઓનું સ્વરૂપ ગ્રંથકાર મહર્ષિ આગળ ઉપર વિસ્તારથી કહેવાના છે. પણ સંક્ષેપથી—

'**કુલયોગી**' એટલે જેઓ યોગીઓના કુલમાં જન્મ્યા છે, એટલે કે જન્મથી જ જે તે યોગીના ધર્મને પામેલા છે, જે જન્મથી જ યોગી છે ( Born Yogis ) તે અને બીજાઓ પણ જે પ્રકૃતિથી યોગી-ધર્મને અનુગત હોય છે, અનુસરનારા હોય છે, તે પણ કુલયોગી છે,-બાકી બીજા નહિં.

"જ્ઞાનરૂપ અગ્નિમાં હવન કરનાર, અધ્યાત્મ શાસ્ત્રમાં નિષ્ણાત અને પરબ્રહ્મરૂપ ગામના વતનદાર, જેઓ 'એકમેવાદ્વિતીય' ના સિદ્ધાન્તમાં નિત્ય નિમગ્ન રહીને ત્રિભુવનનું રાજ્ય કરતા હોય છે, અને સંતોષરૂપ વનમાં કોકિલ સમાન મધુર ધ્વનિ કર્યા કરે છે, અને જેઓ વિચારવૃક્ષના મૂળમા બેસીને બ્રહ્મરૂપ ફળનું નિત્ય સેવન કરતા હોય છે, એવા યોગીના* કુળમાં તે યોગભ્રષ્ટ પુરુષ જન્મ ધારણ કરે છે." ઇત્યાદિ.

સંતશ્રી જ્ઞાનેશ્વર મહારાજકૃત જ્ઞાનેશ્વરી ગીતા.

" યોગીકુલે જાયા તસ ધર્મે અનુગત તે કુલયોગીજી,
અદ્વેષી ગુરુ-દેવ-દ્વિજ પ્રિય, દયાવંત ઉપયોગીજી " ઇત્યાદિ—શ્રી યો. દ સજ્ઝાય



* " अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥ "—ગીતા અ ૬.

# ભૂમિકા

## ઇચ્છાયોગ શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ



ઇચ્છાયોગનું સ્વરૂપ પ્રતિપાદન કરવા માટે કહે છે—

**कर्तुमिच्छोः श्रुतार्थस्य, ज्ञानिनोऽपि प्रमादतः ।**
**विकलो धर्मयोगो यः, स इच्छायोग उच्यते ॥ ३ ॥**

ઇચ્છક શ્રુતજ્ઞ જ્ઞાનિનો, પણ પ્રમાદ પસાય;
વિકલ જે ધર્મયોગ તે, ઇચ્છાયોગ કથાય. ૩.

**અર્થઃ**—ધર્મ કરવાને ઇચ્છતા, અને આગમ-અર્થ જેણે શ્રવણ કર્યો છે એવા (શ્રુતાર્થ) જ્ઞાનિનો પણ, પ્રમાદને લીધે જે વિકલ-અસંપૂર્ણ ધર્મયોગ, તે ઇચ્છાયોગ કહેવાય છે.

### વિવેચન

અહીં ઇચ્છાયોગનું સ્વરૂપ સ્પષ્ટપણે કહ્યું છે. જ્યાં ધર્મ કર્તવ્ય કરવાની સાચી

---

**वृत्तिः**—**कर्तुमिच्छोः**-કરવાના ઇચ્છુ-ઇચ્છક, તેવા પ્રકારના ક્ષયોપશમ ભાવથી નિર્વ્યાજપણે જ-નિર્દંભપણે જ કરવાને ઇચ્છતા એવા કોઈનો. આને જ વિશેષણ આપે છે: આ ચિકીર્ષુ-ધર્મ કરવાની ઇચ્છાવાળો કેવો વિશિષ્ટ હોય? તો કે—

'**श्रुतार्थस्य**'—શ્રુતાર્થ, એટલે જેણે અર્થ-આગમ શ્રુત કર્યું છે, શ્રવણ કર્યું છે એવો. કારણકે અર્થ શબ્દનો અર્થ આગમ વચન છે,-'**अर्थ्यते अनेन तत्त्वं**' આનાવડે કરીને તત્ત્વ અર્થાય છે, શોધાય છે, એટલા માટે. આ શ્રુતાર્થ-શ્રુતજ્ઞાની પણ કદાચિત્ અજ્ઞાની જ હોય-ક્ષયોપશમના વિચિત્રપણાને લીધે. એટલા માટે કહ્યું—

**ज्ञानिनोऽपि**—જ્ઞાનીનો પણ, અનુષ્ઠાન કરવા યોગ્ય-આચરવા યોગ્ય તત્ત્વાર્થ-પરમાર્થ જેણે જાણેલ છે, સમજેલ છે એવા જ્ઞાનીનો પણ. એવા પ્રકારનો હોતાં પણ શું? તો કે—

**प्रमादतः**—પ્રમાદને લીધે, વિકથા આદિ પ્રમાદે કરીને, **विकलः**-વિકલ, કાળ વગેરે વિકલતાને આશ્રી વિકલ-અસંપૂર્ણ, **धर्मयोगः**-ધર્મયોગ, ધર્મવ્યાપાર, **यः**-જે, વંદન આદિ વિષયી,

**स इच्छायोग उच्यते**—તે 'ઇચ્છાયોગ' કહેવાય છે. અને આનું ઇચ્છાપ્રધાનપણું તેવા પ્રકારે અકાલ આદિમાં પણ કરવા થકી છે.

અંતરંગ ઇચ્છાનું પ્રધાનપણું-મુખ્યપણું છે, તેનું નામ 'ઇચ્છાયોગ' છે.) તેવા ઇચ્છાયોગવાળો પુરુષ શાસ્ત્રવેત્તા અને સમ્યગ્જ્ઞાની હોય છે, પણ તેમ હોવા છતાં હજુ વિકથા વગેરે પ્રમાદને લીધે, તેને તે ધર્મવ્યાપાર વિકલ એટલે કે ઓડખાંપણવાળો-અસંપૂર્ણ છે. આમ ઇચ્છાયોગી પુરુષના મુખ્ય લક્ષણ આ છેઃ-(૧) ધર્મ કરવાની ઇચ્છા, (૨) શ્રુતાર્થ-શ્રુતજ્ઞાનીપણું, (૩) સમ્યગ્જ્ઞાનીપણું-સમ્યગ્દૃષ્ટિપણું, (૪) છતાં પ્રમાદજન્ય વિકલપણું.

**ધર્મ કરવાની ઇચ્છા**

**૧. ધર્મ કરવાની ઇચ્છા**—પ્રથમ તો તે પુરુષ ધર્મકાર્ય કરવાની સાચેસાચી, ખરેખરી, નિર્દંભ, નિષ્કપટ, નિર્વ્યાજ **અંતરંગ ઇચ્છાવાળો** હોવો જોઇએ. કારણકે જેમ સંસાર-વ્યવહારમાં પ્રથમ કોઇ પણ કૃત્ય કરવાની ઇચ્છા થાય છે, ને તે પછી જ તેમાં પ્રવૃત્તિ થાય છે, તેમ પરમાર્થમાં પણ પ્રથમ તો ધર્મકૃત્ય કરવાની સાચી અંતરંગ ઇચ્છા ઉપજવી જોઇએ, તે ધર્મનું પહેલું પગથીયું છે. ધર્મ પ્રત્યેની એટલે કે મોક્ષસાધન પ્રત્યેની તેવી અંતરંગ ઇચ્છા, પરમ રુચિ, પરમ પ્રીતિ, ભક્તિભાવ, પ્રશસ્ત રાગ, સાચો 'રંગ' જ્યાં લગી ન હોય, ત્યાં લગી ધર્મક્રિયામાં સાચો રસ ઉપજતો નથી, 'છાર પર લિંપણા' જેવી નીરસ શુષ્ક ક્રિયા યંત્રવત્ જડપણે થયા કરે છે, પણ તેમાં જોઇએ તેવી મજા આવતી નથી. અમૃતસરોવર ભર્યું હોય, પણ તેની ઓર મીઠાશ તો તૃષાતુરને જ આવે છે. ભોજનની ખરી મીઠાશ સાચી ભૂખ લાગી હોય તેને જ આવે છે, માટે ધર્મની સાચી ઇચ્છા, તમન્ના, લગની લાગવી જોઇએ, એ સૌથી પ્રથમ જરૂરનું છે.

એટલે જે સાચા '**જોગીજન**' છે, તેમનામાં તો તેવી સાચી ઇચ્છા હોવી જ જોઇએ, એ યોગની પ્રથમ ભૂમિકા છે. અને તે જોગીજનને ઇચ્છા પણ શી છે? '**મૂળ શુદ્ધ તે આત્મપદ**'રૂપ શુદ્ધ ધર્મની-મોક્ષની પ્રાપ્તિ સિવાય બીજી ઇચ્છા તે મુમુક્ષુ. આત્માર્થી જોગીજનોને હોતી જ નથી. તેઓને તો એક આત્માર્થનું જ કામ હોય છે, બીજો મન-રોગ હોતો નથી.

"ઇચ્છે છે જે જોગીજન, અનંત સુખસ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિનસ્વરૂપ"
"કામ એક આત્માર્થનું, બીજો નહિં મનરોગ."

"પરિચયી! તમને હું ભલામણ કરૂં છું કે તમે યોગ્ય થવાની તમારામાં ઇચ્છા ઉત્પન્ન કરો."

"તૃષાતુરને પાયાની મહેનત કરજો, અતૃષારતુને તૃષાતર થવાની જિજ્ઞાસા પેદા કરજો"
—શ્રીમદ્ રાજચંદ્રજી

ઇત્યાદિ.

શ્રી પ્રતિક્રમણ વગેરે સૂત્રમાં ઘણા ×સૂત્રો 'इच्छामि' 'इच्छकार' વગેરે ઇચ્છા-પ્રદર્શક પદથી શરૂ થાય છે, એની પાછળ પણ એ જ રહસ્ય રહેલું છે, કે પ્રત્યેક ધર્મ-ક્રિયામાં પ્રથમ ઇચ્છાયોગ હોવો જોઇએ. જેમકે-'इच्छामि खमासमणो०, इच्छाकारेण संदिसह भगवन्०'। ઇત્યાદિ. તેમજ આ ગ્રંથના મંગલાચરણમાં પણ તે ઇચ્છાયોગ જ કહ્યો છે, તે પણ ગર્ભિતપણે એમ સૂચવે છે કે ઇચ્છાયોગ એ જ યોગનું મંગલાચરણ છે, યોગનું પ્રથમ પગથિયું છે, યોગનું પ્રવેશદ્વાર છે.

અને આ ધર્મ-ઇચ્છામાં પણ બીલકુલ નિષ્કપટપણું, માયાચાર રહિતપણું હોવું જોઇએ; દાંભિક ડોળઘાલુપણું, ધર્મઢોંગીપણું, બગલાભગતપણું, ન જ હોવું જોઇએ, ધર્મીમાં ખપવા ખાતરનો દંભ ન જ હોવો જોઇએ; ને તો જ તે સાચી ધર્મઇચ્છા-મુમુક્ષુતા* કહી શકાય.

"કપટ રહિત થઇ આતમ અરપણા રે,
આનંદઘન પદ રેહ......."—શ્રી આનંદઘનજી.

"દુર્બલ નગ્ન ને માસ ઉપવાસી, જો છે માયા રંગ રે;
તો પણ ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ રે."
—શ્રી યશોવિજયજીકૃત સાડા ત્રણસો ગાથાનું સ્તવન,

"आत्मार्थिना ततस्त्याज्यो दंभोऽनर्थनिबन्धनम् ।
शुद्धिः स्यादृजुभूतस्येत्यागमे प्रतिपादितम् ॥ "—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મસાર.

અર્થાત્—એટલા માટે આત્માર્થીએ અનર્થના કારણરૂપ દંભ-ઢોંગીપણું છોડી દેવું જોઇએ. ઋજુની-સરળતાવંત પુરુષની શુદ્ધિ હોય છે, એમ આગમમાં કહ્યું છે.

૨. શ્રુતજ્ઞાન—બીજું, તેનામાં શ્રુતજ્ઞાન હોવું જોઇએ. સદ્ગુરુમુખે કે સત્શાસ્ત્ર-મુખે તેણે શ્રુતનું-અર્થનું શ્રવણ કરેલું હોવું જોઇએ, તેને આગમનું જાણપણું હોવું જોઇએ. અત્રે 'શ્રવણ' એટલે માત્ર કર્ણેંદ્રિયદ્વારા શબ્દનું સાંભળવું એમ નહીં, પણ સાંભળવાની સાથે ભાવથી અર્થગ્રહણ પણ કરી લેવું તે જ સાચું શ્રવણ છે. કારણ કે જેના દ્વારા તત્ત્વ અર્થાય-શોધાય તેનું નામ જ અર્થ અથવા આગમ-શ્રુત છે. એટલે આ અર્થ-આગમ-શ્રુત જે શ્રવણ કરે, તે તેના અર્થગ્રહણરૂપ શ્રવણ પણ કરે, એ સહેજે સમજાય એમ છે.

(હાંસિયામાં: શ્રુતજ્ઞાન)

---

× "कायोत्सर्गादिसूत्राणां श्रद्धामेधादिभावतः ।
इच्छादियोगे साफल्यं देशसर्वव्रतस्पृशाम् ॥ " —શ્રી અધ્યાત્મસાર.

* "छुहिअस्स जहा खणमवि विच्छिज्जइ णेव भोअणे इच्छा ।
एवं मोक्खत्थीणं छिज्जइ इच्छा ण कज्जंमि ॥ "
શ્રી યશોવિજયજીકૃત યતિલક્ષણસમુચ્ચય

૩ **સમ્યગ્દષ્ટિ-જ્ઞાનીપણું**—શાસ્ત્રજ્ઞાન હોય, સર્વ આગમ જાણતો હોય, છતાં કદાચને અજ્ઞાની પણ હોય, એટલા માટે ઈચ્છાયોગી 'જ્ઞાની' હોવો જોઈએ એવું ખાસ વિશેષણ મૂકયું ઇચ્છાયોગી **સમ્યગ્દષ્ટિ** પુરુષ હોય, સમ્યગ્દર્શનને પ્રાપ્ત થયેલ **આત્મજ્ઞાની** હોય સમ્યગ્દર્શન વિનાનું બધુંય જ્ઞાન અજ્ઞાનરૂપ જ છે કારણકે શાસ્ત્રસમુદ્રનો પાર પામીને વિદ્વાન્ વિબુધ થયો હોય, પણ અનુષ્ઠાન કરવા યોગ્ય એવું આરાધ્ય ઈષ્ટ તત્ત્વ ન જાણ્યું હોય, તો તે અજ્ઞાની જ કહેવાય વિબુધોએ (દેવોએ) મંદર પર્વતવડે સાગરમથન કરી સાર ભૂત રત્નોની ને તેમાં પણ સારભૂત અમૃતની પ્રાપ્તિ કરી, એમ પુરાણોક્તિ છે તે રૂપકને અત્રે ×અધ્યાત્મ પરિભાષામા ઘટાવીએ, તો વિબુધો (વિદ્વજ્જનો) અધ્યાત્મશાસ્ત્રરૂપ મંદરાચલવડે શાસ્ત્રસમુદ્રનું મંથન કરી, તેમાથી સારભૂત તત્ત્વ-રત્ન ખોળી કાઢી, પરમ અમૃતરૂપ આત્મતત્ત્વને ન પામે, તો તે તેમનું વિબુધપણું અબુધપણારૂપ જ છે, અજ્ઞાન પણારૂપ જ છે પાંચમા અંગમા-શ્રી **ભગવતીસૂત્રમાં** સ્પષ્ટ કહ્યું છે કે 'નવ પૂર્વ સુધી ભણ્યો હોય, પણ જો જીવને ન જાણ્યો તો તે અજ્ઞાની છે'

**સમ્યગ્દષ્ટિ-જ્ઞાનીપણું**

"જો હોય પૂર્વ ભણેલ નવ પણ, જીવને જાણ્યો નહીં,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું, સાક્ષી છે આગમ અહીં;
એ પૂર્વ સર્વ કહ્યા વિશેષે, જીવ કરવા નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાભળો
નહીં ગ્રંથમાહિ જ્ઞાન ભાખ્યું, જ્ઞાન નહિ કવિ—ચાતુરી,
નહિં મંત્રતંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહિં ભાષા ઠરી,
નહિં અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમાં કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાભળો."

"જબ જાન્યો નિજ રૂપકો, તબ જાન્યો સબ લોક;
નહિં જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક "-શ્રીમદ્ રાજચંદ્રજી.

એટલા માટે ઈચ્છાયોગી 'જ્ઞાની' પુરુષમાં આત્મજ્ઞાન અવશ્ય હોય; ઇચ્છાયોગી પુરુષ સમ્યગ્દષ્ટિ, સમ્યગ્દર્શની, આત્મજ્ઞાની હોય.

૪. **પ્રમાદજન્ય વિકલતા**—આમ આ ઇચ્છાયોગી સમ્યગ્દષ્ટિ આત્મજ્ઞને દર્શન-મોહ તો દૂર થયો છે, પણ **ચારિત્રમોહની** હજુ સભાવના છે, એટલે હજુ તેને તેવી સંપૂર્ણ અવિકલ આત્મસ્થિતિ હોતી નથી, અખંડ આત્માનુચરણરૂપ ચારિત્ર હોતું નથી કારણકે પ્રમાદનો સદ્ભાવ હોવાથી આત્મસ્વરૂપથી પ્રમત્ત-ચ્યુત થઈ જવાય છે, વિકથા વગેરે પ્રમાદના પ્રસં-

**પ્રમાદથી વિકલતા**

× "अध्यात्मशास्त्रहेमाद्रिमथितादागमोदधेः ।
भूयांसि गुणरत्नानि प्राप्यन्ते विबुधैर्न किम् ॥ "-શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મસાર

ગથી તેના ચારિત્રભાવમાં વિકલપણું-ખામી આવી જાય છે, અને તેથી જ તેનો યોગ-ધર્મ-વ્યાપાર વિકલ-ખામીવાળો હોઇ, જ્ઞાનાચાર વગેરેના કાળ-વિનય વગેરે પ્રકારોમાં અતિચાર-દોષથી તેની સ્ખલના થાય છે.

**પ્રમાદના પ્રકાર**

અત્રે પ્રમાદ એટલે આળસુપણું એવો માત્ર સામાન્ય અર્થ નથી; પણ પ્રમાદ એટલે જે કંઇ વડે કરીને જીવ પોતાની આત્મસ્વરૂપ સ્થિતિથી× પ્રમત્ત થાય, ભ્રષ્ટ થાય, ચ્યુત થાય, તેવો વિશાળ અર્થ છે, અને જીવને સ્વરૂપભ્રષ્ટ કરનારા આ પ્રમાદના મુખ્ય પાચ પ્રકાર છે: (૧) મદ, (૨) વિષય, (૩) કષાય, (૪) નિદ્રા, (૫) વિકથા. અથવા પ્રકારાંતરે તેના આઠ ભેદ છે: (૧) અજ્ઞાન, (૨) સંશય, (૩) મિથ્યાજ્ઞાન, (૪) રાગ, (૫) દ્વેષ, (૬) મતિભ્રંશ, (૭) ધર્મમા અનાદર, (૮) મન-વચન-કાયાના યોગનું દુષ્પ્રણિધાન

અને આ પ્રમાદને લીધે **જ્ઞાનાચાર** વગેરે પંચ આચારના સમ્યક્‌પાલનમાં ક્ષતિ થવાનો સંભવ છે છતા, ઇચ્છાયોગી મુમુક્ષુને ઇચ્છાપ્રધાનપણું તો અવશ્ય છે જ, એટલે તે મોક્ષસાધક ધર્મકર્તવ્ય કરવાની સતત અંતરંગ ઇચ્છા ધરાવે જ છે, અને તે ઇચ્છા પ્રમાણે યોગ-ધર્મવ્યાપાર-ધર્મપ્રવૃત્તિ પણ કરે છે, તેનો ધર્મ પુરુષાર્થ તો ચાલુ જ હોય છે. કારણ કે અન્ય સામાન્ય કોટિના જીવો જેમ પ્રમાદી-આળસુ હોય છે, તેવા અર્થમાં તે જ્ઞાની પુરુષ પ્રમાદી હોતો નથી, તે કાંઇ પાદપ્રસારિકા કરીને આળસુ બેસી રહેતો નથી. તેવા સામાન્ય-પ્રાકૃતજનો કરતા તો તે અનંતગણો આગળ વધી ગયો હોય છે, કારણ કે તેના કષાય પાતળા પડી ગયા હોય છે, વિષયરસ-વિષયાસક્તિ મંદ પડી ગયા હોય છે, રાગ-દ્વેષ આદિ પ્રમાદદોષ મોળા પડી ગયા હોય છે, અને આત્મસ્વરૂપ જાણ્યા-સમજ્યા પછી તે જ્ઞાની સમ્યગ્‌દૃષ્ટિ પુરુષનો પ્રયત્ન, પુરુષાર્થ, ઇચ્છા પણ પ્રમાદ દૂર કરવા ભણી જ હોય છે

પરંતુ ઉપર કહેલા કારણોને લીધે ઉપજતો પ્રમાદનો અંશ પણ જ્યાંલગી હોય, ત્યાંલગી તે 'પ્રમાદી' જ-પ્રમત્ત જ કહેવાય છે. અને જેટલા જેટલા અંશે તેનો પ્રમાદ-દોષ દૂર થતો જાય છે, તેટલા તેટલા અંશે તેની આત્મસ્થિતિ-આત્મદશા વધતી જાય છે, **તેનો ઇચ્છાયોગ** બળવત્તર બનતો જાય છે. આમ પ્રમાદની ઉત્તરોત્તર ન્યૂનતા (ઓછાશ) પ્રમાણે તે **ઇચ્છાયોગી સમ્યગ્‌દૃષ્ટિ** આત્મજ્ઞના ત્રણ વિભાગ પડે છે (૧) અવિરતિ સમ્યગ્‌દૃષ્ટિ, (૨) દેશવિરતિ સમ્યગ્‌દૃષ્ટિ (**ભાવશ્રાવક**), (૩) સર્વવિરતિ સમ્યગ્‌દૃષ્ટિ (**ભાવસાધુ**).

"શ્રદ્ધા જ્ઞાન લહ્યા છે તો પણ જો નવિ જાય પમાયો રે;
વંધ્ય તરુ ઉપમ તે પામે, 'સંયમ ઠાણ જો નાયો રે....
ગાયો ગાયો રે, ભલે વીર જગતગુરુ ગાયો"

---

× "न प्रमादादनर्थोऽन्यो ज्ञानिनो स्वस्वरूपतः ।
ततो मोहस्ततोऽहधीस्ततो बंधस्ततो व्यथा ॥"-શ્રી શંકરાચાર્યકૃત વિવેકચૂડામણિ.

" पमायं कम्ममाहंसु अप्पमायं तहावरं ।
तब्भावादेसओ यावि बालं पंडियमेववा ॥ " —શ્રી સૂત્રકૃતાંગ

"પ્રમાદને તીર્થંકરદેવ કર્મ કહે છે, અને અપ્રમાદને તેથી બીજું એટલે અકર્મરૂપ એવું આત્મસ્વરૂપ કહે છે. તેવા ભેદના પ્રકારથી અજ્ઞાની અને જ્ઞાનીનું સ્વરૂપ છે."

—શ્રીમદ્ રાજચંદ્ર.

આમ ઇચ્છાયોગના ચાર લક્ષણ કહ્યા, તે લક્ષણોનો પરસ્પર સંબંધ છે. (૧) પ્રથમ તો ધર્મની ઇચ્છા ઉપજે, (૨) એટલે પછી તેનું સ્વરૂપ જાણવા માટે શ્રી સદ્ગુરુ મુખે શ્રવણ થાય, (૩) સમ્યક્ અર્થગ્રહણરૂપ શ્રવણ થયા પછી જ્ઞાન થાય, (૪) જ્ઞાન થયા છતાં પણ હજુ પ્રમાદને લીધે ચારિત્રમાં વિકલતા હોય.

અને આમ આ ઇચ્છાયોગી પુરુષ-(૧) સાચો ધર્મ ઇચ્છક, ખરેખરો મુમુક્ષુ, આત્માર્થી હોય, (૨) શાસ્ત્રશ્રોતા-શ્રુતજ્ઞ હોય, (૩) સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની હોય, (૪) છતાં હજુ પ્રમાદવંત-પ્રમત્ત હોય.

વળી અત્રે શબ્દની ખૂબીથી ગૂંથણી કરી શાસ્ત્રકાર મહર્ષિએ 'ઇચ્છાયોગ'માં કર્મયોગ ભક્તિયોગ ને જ્ઞાનયોગના અંશોનો અત્યંત કુશળતાથી સમાવેશ કરી દીધો છે. તે આ પ્રકારે-(૧) કર્તુમ્-કરવા'માટે એ શબ્દથી કર્મયોગનું ગ્રહણ છે, (૨) 'ઇચ્છા' શબ્દથી ભક્તિયોગનું સૂચન છે, (૩) અને 'જ્ઞાની' શબ્દથી જ્ઞાનયોગનો નિર્દેશ છે.

તે ઉપરાંત એ પણ સમજવાનું છે કે-બહુકાલવ્યાપી એવું મોક્ષસાધન જેવું પ્રધાન કાર્ય માથે લીધું હોય, તેમાં પ્રમાદવંત છતાં, જો તે થોડું પણ કર્મ× સાંગોપાંગપણે-અવિકલપણે-પરિશુદ્ધપણે કરતો હોય, તો તેનો પણ આ ઇચ્છાયોગમાં સમાવેશ થાય છે તેમ જ અત્રે ઇચ્છાનું પ્રધાનપણું છે, એટલે એ ઉપરથી ઉપલક્ષણથી એ સમજવાનું છે કે-થોડું પણ શુદ્ધ ધર્મકર્તવ્ય કરવાની જો સાચી નિર્દંભ ઇચ્છા પણ હોય, તો તેનો પણ વ્યવહારથી* અત્રે ઇચ્છાયોગમાં ઉપચારથી અંતર્ભાવ થાય છે.

× " साङ्गमप्येककं कर्म प्रतिपन्ने प्रमादिनः ।
नत्येच्छायोगत इति श्रवणादत्र मज्जति ॥ "—શ્રી યશોવિજયજીકૃત દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા.

* " तत्वप्रमगुणस्थानादारभ्यैवतदिच्छति ।
निश्चयो व्यवहारस्तु पूर्वमप्युपचारत. ॥ "—શ્રી અધ્યાત્મસાર ઇત્યાદિ

શાસ્ત્રયોગનું સ્વરૂપ કથવાની ઇચ્છાથી કહે છેઃ—

शास्त्रयोगस्त्विह ज्ञेयो यथाशक्त्यप्रमादिनः ।
श्राद्धस्य तीव्रबोधेन वचसाविकलस्तथा ॥ ४ ॥

બીજો શ્રાદ્ધ અપ્રમાદીને, શક્તિ તણે અનુસાર;
તીવ્રબોધ યુત શ્રુતથકી, વળી તે અવિકલ ધાર. ૪.

અર્થઃ—અને શાસ્ત્રયોગ તો અહીં યથાશક્તિ અપ્રમાદી એવા શ્રાદ્ધને—શ્રદ્ધાવંતને જાણવો; અને તે તીવ્ર બોધવાળા આગમ-વચનવડે કરીને તથા ( કાલ આદિની અવિકલતા વડે કરીને ) અવિકલ—અખંડ એવો હોય છે

## વિવેચન

અહીં યોગશાસ્ત્રની પરિભાષામાં બીજા 'શાસ્ત્રયોગ'નું સ્વરૂપલક્ષણ સ્પષ્ટપણે કહ્યું છે.

**શાસ્ત્રયોગ** શાસ્ત્રપ્રધાનયોગ તે શાસ્ત્રયોગ. શાસ્ત્રનું જ્યાં પ્રધાનપણું છે તે શાસ્ત્ર-યોગ કહેવાય છે. આ શાસ્ત્રયોગમાં આગમજ્ઞાનનું—શ્રુતબોધનું એટલું બધું તીવ્રપણું—તીક્ષ્ણપણું હોય છે, એટલું બધું પટુત્વ—નિપુણપણું—કુશલપણું હોય છે, કે તે શાસ્ત્રજ્ઞાનવડે કરીને એ અવિકલ—અખડ હોય છે. અને તેવા શાસ્ત્રપટુ-પણાને લીધે, સૂક્ષ્મમાં સૂક્ષ્મ અતિચાર દોષનું પણ અહીં જાણપણું હોય છે, તથા સૂક્ષ્મ ઉપયોગપૂર્વક—આત્મજાગૃતિપૂર્વક તે તે દોષ દૂર કરવામાં આવે છે. એટલે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, ને વીર્યાચાર એ પચ આચારના કાલ, વિનય વગેરે સૂક્ષ્મ પ્રકારોનું પણ યથાવત્ બરાબર પાલન કરવામાં આવે છે. એથી કરીને પણ આ શાસ્ત્રયોગ અવિકલ—અખંડ હોય છે, ખોડખાપણ વિનાનો, નિરતિચાર હોય છે.

---

वृत्तिः-शास्त्रयोगस्तु—શાસ્ત્રયોગ તો, શાસ્ત્રપ્રધાનયોગ તે શાસ્ત્રયોગ, એટલે પ્રક્રમથી ( ચાલુ વિષયમાં ) ધર્મવ્યાપાર જ, તે વળી—इह—અહીં, યોગતંત્રમાં, ज्ञेयः-જાણવો. કોનો ? કેવો ? તે માટે કહ્યુ—

यथाशक्ति—યથાશક્તિ, શક્તિને અનુરૂપ, શક્તિ પ્રમાણે

अप्रमादिनः—અપ્રમાદીનો, વિકથા વગેરે પ્રમાદથી રહિતનો, આનુ જ વિશેષણ આપે છે -

श्राद्धस्य—શ્રાદ્ધનો—શ્રદ્ધાળુનો, તેવા પ્રકારનો મોહ દૂર થવાથી સંપ્રત્યયાત્મિક—સમ્યક્ પ્રતીતિવાળી આદિ શ્રદ્ધા ધરાવનારનો—શ્રદ્ધાવંતનો

तीव्रबोधेन—તીવ્રબોધવાળા, હેતુભૂત એવા પટુ—નિપુણ બોધવાળા.

वचसा—વચનથી, આગમથી, अविकलः-અવિકલ, અખંડ

तथा—તેમ જ કાલ આદિની વિકલતાની અબાધાએ કરીને પણ અવિકલ—અખંડ કારણ કે અપટુ ( અકુશળ ) હોય તે અતિચાર દોષના જ્ઞાતા—જાણનાર હોય નહિં, અતિચાર દોષ જાણે નહિં.

આવો આ શાસ્ત્રયોગ કોને હોય છે? કેવા પાત્રને હોય છે? શ્રાદ્ધ-શ્રદ્ધાવંત એવા યથાશક્તિ અપ્રમાદીને તે હોય છે. આમ શાસ્ત્રયોગી પુરુષ (૧) તીવ્ર શાસ્ત્રબોધવાળો, (૨) શ્રાદ્ધ-શ્રદ્ધાળુ, (૩) યથાશક્તિ અપ્રમાદી હોય. તે આ પ્રકારે—

**તીવ્રશાસ્ત્રબોધવાળો**—આ શાસ્ત્રયોગીને સિદ્ધાંતનો તીવ્ર બોધ-તીક્ષ્ણ બોધ હોય છે. કુશાગ્ર બુદ્ધિના પ્રતાપે શાસ્ત્રનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ રહસ્યભૂત ગૂઢ જ્ઞાન તેને હોય છે, ઊંડામાં ઊંડા આશયવાળી તેની સમજણ હોય છે. શાસ્ત્ર એટલે શાસ્તા પુરુષનું-આપ્ત પ્રમાણભૂત પુરુષનું વચન. જીવને કાર્યાકાર્ય વગેરે સંબંધી જે શાસન-આજ્ઞા કરે, અને તે નિર્દોષ શાસનવડે કરીને જે જીવનું ત્રાણ એટલે સંસારભયથી રક્ષણ કરે, તે 'શાસ્ત્ર' છે, એમ તેનો વ્યુત્પત્તિ અર્થ છે. અને આવું શાસ્ત્ર તો નિર્દોષ એવા વીતરાગ સર્વજ્ઞનું જ વચન હોઈ શકે—બીજા કોઈનું નહિં.

**તીવ્ર બોધ**

"शासनात्त्राणशक्तेश्च बुधैः शास्त्रं निरुच्यते ।
वचनं वीतरागस्य तच्च नान्यस्य कस्यचित् ॥"

—શ્રી યશોવિજયજીપ્રણીત અધ્યાત્મોપનિષદ્.

આ શાસ્ત્રસમુદ્રનો પાર પામવો ઘણો દુષ્કર છે. મોટા મોટા મતિમંતો પણ તેમાં થાકી જાય, અથવા ગોથું ખાઈ જઈ દિઙ્મોહને પ્રાપ્ત થાય, એવી તે 'જિન પ્રવચનની દુર્ગમ્યતા' છે. શ્રી સદ્ગુરુના કૃપાપ્રસાદથી, અવલંબનથી, ગુરુગમથી જ તે દુર્ગમ આગમ પણ સુગમ થઈ પડે છે.

**શાસ્ત્રસમુદ્ર**

"જિન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રી સદ્ગુરુ, સુગમ અને સુખખાણ" —શ્રીમદ્ રાજચંદ્રજી

महामतिभिर्निःशेषसिद्धान्तपथपारगैः ।
क्रियते यत्र दिग्मोहस्तत्र कोऽन्यः प्रसर्पति ॥"

—શ્રી શુભચંદ્રાચાર્યજીકૃત શ્રી જ્ઞાનાર્ણવ.

એવા દુર્ગમ આગમ-સાગરને પણ શ્રી સદ્ગુરુકૃપાપ્રસાદથી આ શાસ્ત્રયોગી ઉલ્લંઘી ગયેલો હોય છે, તેનું રહસ્યભૂત જ્ઞાન પામી ગયેલો હોય છે અને સર્વશ્રુતનું રહસ્ય પણ કેવલ એક શુદ્ધ આત્માને જાણવો-ઓળખવો-પામવો એ જ છે 'દ્વાદશાંગી× શ્રી જિનેશ્વરે કહી છે તેમાં પણ એક આત્મા જ આદેય-ગ્રહણ કરવા યોગ્ય છે, અને બાકી બીજું બધુંય હેય-ત્યાગવા યોગ્ય છે.' એ જ પરમ સારભૂત મુખ્ય વાત કહી છે. આવું ભાવશ્રુતજ્ઞાન

× "उक्तं जिनैर्द्वादशभेदमङ्ग, श्रुतं ततोऽप्यन्यदनेकभेदकम् ।
तस्मिन्नुपादेयतया चिदात्मा, शेषं तु हेयत्वधियाभ्यधायि ॥"
—શ્રી પદ્મનંદિ પંચવિંશતિકા.

એટલે કે શુદ્ધ આત્મજ્ઞાન આ શાસ્ત્રયોગીના હૃદયમાં નિરંતર રમી રહ્યું હોય છે, અત્યંત પરિણમી ગયું હોય છે. આમ દ્રવ્ય-ભાવ શ્રુતના તીવ્ર બોધવાળો આ શાસ્ત્રયોગી પુરુષ, આત્મજ્ઞાની સમ્યગ્દૃષ્ટિ એવો શાસ્ત્રજ્ઞાતા હોય છે.

"जो हि सुएणहिगच्छइ, अप्पाणमिणं तु केवलं सुद्धं ।
तं सुयकेवलिमिसिणो भणंति लोयप्पईवयरा ॥
जो सुयणाणं सव्वं जाणइ, सुयकेवलिं तमाहु जिणा ।
णाणं अप्पा सव्वं जह्मा सुयकेवली तम्हा ॥"

—શ્રી કુંદકુંદાચાર્યજીપ્રણીત શ્રીસમયસાર.

"जो एगं जाणइ, सो सव्वं जाणइ,
जो सव्वं जाणइ, सो एगं जाणइ ॥" —શ્રી આચારાંગસૂત્ર.

અર્થાત્—'જે શ્રુતવડે કરીને કેવલ શુદ્ધ એવા આ આત્માને જાણે છે, તેને લોકપ્રદીપકર ઋષિઓ 'શ્રુતકેવલી' કહે છે. અને જે સર્વ શ્રુતજ્ઞાન જાણે છે તેને જિન ભગવાન 'શ્રુતકેવલી' કહે છે, કારણ કે સર્વ જ્ઞાન તે આત્મા છે, તેથી તે શ્રુતકેવલી છે.'

'જે એકને (આત્માને) જાણે છે તે સર્વને જાણે છે,
જે સર્વને જાણે છે, તે એકને (આત્માને) જાણે છે.'

અને આમ શ્રુતજ્ઞાનનો તીવ્ર બોધ હોવાથી જ, આ શાસ્ત્રયોગી જ્ઞાની પુરુષ, જ્ઞાનાચાર વગેરેના પાલનમાં સૂક્ષ્મ આત્મોપયોગપૂર્વક-સતત આત્મજાગૃતિપૂર્વક અવિકલપણે પ્રવર્તી શકે છે, અને તેથી જ અત્રે આ શાસ્ત્રયોગને અવિકલ-અખંડ કહ્યો છે.

**પ્રતીતિવાળી શ્રદ્ધા**

**શ્રાદ્ધ-શ્રદ્ધાવંત**—આ શાસ્ત્રયોગી પુરુષ શ્રાદ્ધ એટલે શ્રદ્ધાવંત હોય છે. જ્ઞાન હોય પણ શ્રદ્ધા ન હોય તો શું કામનું? પણ આ શાસ્ત્રયોગી પુરુષ તો તીવ્ર શ્રુતબોધવાળો હોઈ, તેને પરમાર્થની-તત્ત્વાર્થની, આપ્તની, આપ્ત આગમની ને સદ્‌ગુરુ સત્પુરુષની શ્રદ્ધા× અવશ્ય હોય છે આમ તે સમ્યગ્‌દર્શની પુરુષ હોય છે એમ સ્પષ્ટ કર્યું છે.

અને શાસ્ત્રયોગીની તે શ્રદ્ધા સંપ્રત્યયાત્મક-સમ્યક્ તત્ત્વપ્રતીતિરૂપ અથવા અન્ય પ્રકારની-આજ્ઞાપ્રધાન હોય છે. **સંપ્રત્યયાત્મક શ્રદ્ધા** એટલે તત્ત્વની સમ્યક્ પ્રતીતિથી, ખરેખરી ખાત્રીથી ઉપજેલી શ્રદ્ધા. આવી શ્રદ્ધા તત્ત્વની બરાબર ચકાસણી-પરીક્ષા કરવાથી (Searching investigation), સોનાની જેમ કસોટી કરવાથી ઉપજે છે **કષ-છેદ-**

---

× "श्रद्धानं परमार्थानामाप्तागमतपोभृताम् ।
त्रिमूढापोढमष्टाङ्गं सम्यग्दर्शनमस्मयम् ॥"
—શ્રી સમંતભદ્રાચાર્યજીકૃત શ્રી રત્નકરંડ શ્રાવકાચાર.

તાપથી× જેમ સોનાની ચોકસાઇ કરવામાં આવે છે, તેમ શાસ્ત્રતત્ત્વરૂપ સુવર્ણની ચોક્કસ પરીક્ષા વિચક્ષણ પુરુષો કરે છે. અને આ શાસ્ત્રયોગી તો તીવ્ર બોધવાળો પ્રબળ ક્ષયોપશમી–પ્રતિભાસંપન્ન પુરુષ હોઇ, આવી પરીક્ષા કરવાને અત્યંત યોગ્ય હોય છે. તે આ પ્રકારેઃ–

**કષ–છેદ–તાપ પરીક્ષા.**

સોનાને જેમ પ્રથમ તો ઉપર ઉપરથી કસોટી પત્થર પર કસી જુએ છે, તેમ કોઇ એક શાસ્ત્રના વિધિ–નિષેધ એક અધિકારવાળા ( એક મોક્ષતત્ત્વને ગોચર ) છે કે નહિં, તેની તે પરીક્ષા કરે છે,–આ **કષ પરીક્ષા** છે.

કદાચ સોનું ઉપર ઉપરથી તો બરાબર હોય, પણ અંદરમાં દગો કે ભેળસેળ હોય, ઉપરમાં સોનાનો ઢોળ હોય ને અંદર પીત્તળ હોય, તો શું ખબર પડે ? એટલા માટે એનો છેદ ( cross-section ) કરવામાં આવે છે, કાપ મૂકવામાં આવે છે, અને એમ કરતાં પોલ હોય તો પકડાઇ જાય છે. તેમ આ પરીક્ષાપ્રધાની પુરુષ ચોકસાઇ કરે છે કે– એમાં જે વિધિ–નિષેધ બતાવ્યા છે, તેનો યોગ–ક્ષેમ કરે એવી ક્રિયા એની અંદર કહી છે કે કેમ ? આ **છેદપરીક્ષા** છે.

કદાચ સોનું ઉપરની બન્ને કસોટીમાંથી પાર ઉતરે, તોપણ તેની પરીક્ષા હજુ પૂર્ણ થતી નથી, કારણ કે ભેળસેળ કરનારા એટલા બધા ચાલાક હોય છે કે સોનાની સાથે અણુએ અણુએ બીજી ધાતુ ( Alloy ) ભેળવી દે છે. આની પરીક્ષા તો સોનાને તપાવવાથી થાય; અગ્નિતાપથી સોનું ગાળવામાં આવે, તો તેની મેલાશની–અશુદ્ધિની ખબર પડે. તેમ પરીક્ષક ચોકસી પણ સર્વ નયનું અવલંબન કરતા વિચારરૂપ પ્રબલ અગ્નિવડે કરીને, શાસ્ત્રની તાવણી કરે છે, શાસ્ત્રને તાવી જુએ છે, અને તેમાં તાત્પર્યની અશુદ્ધિ કે મેલાશ છે કે નહિં તે તપાસે છે. આ **તાપપરીક્ષા** છે.

આમ કષ–છેદ–તાપવડે શાસ્ત્રરૂપ સોનાની પરીક્ષા આ વિચક્ષણ પુરુષ કરે છે; અને તે પણ કોઇ પણ મત–દર્શનના આગ્રહ વિના, અત્યંત મધ્યસ્થતાથી, કેવળ તત્ત્વગવેષકપણે જ કરે છે. પ્રામાણિક ન્યાયાધીશની જેમ ન્યાયતુલા બરાબર જાળવીને, તે કોઇ પણ પ્રકારના પક્ષપાત વિના, સ્વચ્છ* અંતઃકરણથી તે પરીક્ષા કરે છે. આવી પરીક્ષા કરતાં

---

× "परीक्षंते कषच्छेदतापैः स्वर्णं यथा जनाः ।
शास्त्रेऽपि वर्णिकाशुद्धिं परीक्षंतां तथा बुधाः ॥" ઈત્યાદિ.
( વિશેષ માટે જુઓ ) —શ્રી અધ્યાત્મઉપનિષદ્.

* "साक्षाद् वस्तुविचारेषु निकषग्रावसन्निभाः ।
विभजन्ति गुणान् दोषान् धन्याः स्वच्छेन चेतसा ॥" —શ્રી જ્ઞાનાર્ણવ.
"पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥"–પરમન્યાયમૂર્તિ શ્રી હરિભદ્રસૂરિ.

તેને તત્ત્વનિર્ણય-તત્ત્વવિનિશ્ચય થાય છે, અને તેથી કરીને તેને સમ્યક્ પ્રતીતિવાળી, ખરેખરી ખાત્રીવાળી ( Real conviction ) અંતરાત્મામાં-હૃદયમાં ઠસી જાય એવી સચોટ અંતરંગ શ્રદ્ધા ઉપજે છે. આનું નામ સંપ્રત્યયાત્મક શ્રદ્ધા છે.

**આજ્ઞાપ્રધાન શ્રદ્ધા**

અથવા તો આ શ્રદ્ધાનો બીજો **આજ્ઞાપ્રધાન** પ્રકાર પણ આ શાસ્ત્રયોગીને હોય છે. અમુક પુરુષ આપ્ત છે, વિશ્વાસપાત્ર છે, વિશ્વાસ રાખવા યોગ્ય છે, એવા પુરુષપ્રામાણ્યથી-પુરુષપ્રતીતિથી આ શ્રદ્ધા ઉપજે છે. અને તેવો આપ્ત પુરુષ તો રાગ-દ્વેષ-મોહ આદિ દોષથી રહિત એવો નિર્દોષ નિર્વિકાર વીતરાગ પુરુષ જ હોઈ શકે, એટલે એવા આપ્ત પુરુષનું વચન પરમ પ્રમાણ છે, પરમ પ્રતીતિ યોગ્ય છે, 'તહત્તિ' કરવા યોગ્ય છે, એવી તેને શ્રદ્ધા હોય છે. કારણ કે તે એમ ભાવે છે કે-'વીતરાગે કહેલું તત્ત્વ+ સૂક્ષ્મ છે, હેતુઓથી તે હણી શકાતું નથી, અને તે આજ્ઞાગ્રાહ્ય (આજ્ઞાથી ગ્રહણ કરવા યોગ્ય) છે, કારણ કે વીતરાગ અન્યથા કહે નહિ.' માટે મ્હારે એ વીતરાગ વચનમા સંશયનું બીજ પણ ઊગવા દેવું યોગ્ય નથી.

"કાળની હીનતાથી, ઉત્તમ જ્ઞાનના વિચ્છેદ જવાથી, બુદ્ધિની મંદતાથી કે એવા કોઈ અન્ય કારણથી મારા સમજવામાં તે તત્ત્વ આવતું નથી, પરંતુ અર્હંત ભગવંતે અંશમાત્ર પણ માયાયુક્ત કે અસત્ય કહ્યું નથી જ. કારણ એઓ નિરાગી, ત્યાગી અને નિસ્પૃહી હતા. મૃષા કહેવાનું કંઈ કારણ એમને હતું નહિં. તેમ એઓ સર્વજ્ઞ, સર્વદર્શી હોવાથી અજ્ઞાનથી પણ મૃષા કહે નહિં."

"તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો તેહ જેણે અનુભવ્યું."
"સંશય બીજ ઉગે નહિં અંદર, જે જિનના કથનો અવધારૂં,
રાજ્ય સદા મુજ એ જ મનોરથ, ધાર થશે અપવર્ગ ઉતારું."
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી મોક્ષમાળા.

"તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો;
"પ્રભુ આજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો....અપૂર્વ અવસર૦"-શ્રીમદ્ રાજચંદ્રજી

"આજ્ઞા આરાધન વિના, કિમ ગુણસિદ્ધિ થાય ?"
"દાન તપ શીલ વ્રત નાથ આણા વિના,
થઈ બાધક કરે ભવ ઉપાધિ"
"દેવચંદ્ર આણામેં ખેલે, ઉત્તમ બુદ્ધિ પ્રસિદ્ધ રે" —શ્રી દેવચંદ્રજી

---

+ "सूक्ष्मं जिनोदितं तत्त्वं हेतुभिर्नैव हन्यते ।
आज्ञाग्राह्यं हि तद् ग्राह्यं नान्यथावादिनो जिनाः ॥" —આલાપપદ્ધતિ.
"तमेव सच्चं निःसंकं ज जिणेहिं पवेइअं ।" —શ્રી આચારાંગસૂત્ર.

આમ પ્રભુની આજ્ઞાને જ પ્રધાન માની, તેને શિરસાવંદ્ય ગણી માથે ચઢાવવી, એ જ ચોગ્ય છે, એમ આ આજ્ઞાપ્રધાની પુરુષ માને છે. અને આ આજ્ઞાપ્રધાન શ્રદ્ધા પણ કાંઇ જેવી તેવી વસ્તુ નથી, તે 'સર્વસંપત્કરી'–સર્વ અર્થને સિદ્ધ કરનારી છે. તેમાં સ્વચ્છંદનો નાશ થાય છે, પરમ પુરુષનું પ્રબલ અવલંબન પ્રાપ્ત થાય છે, ઇત્યાદિ અનેક લાભ હોય છે. તેમ જ તેમાં કાંઇ પરીક્ષાનો અભાવ હોય છે એમ નથી, ગૌણપણે તે પણ યથાશક્તિ તેમાં હોય છે. જો કે પરીક્ષાપ્રધાનીની શ્રદ્ધા બળવત્તર હોય છે, પણ તેવી તથારૂપ પરીક્ષાનું સામર્થ્ય કાંઇ બધાયનું હોતું નથી. વિરલા સમર્થ ક્ષયોપશમવંત પુરુષો જ તે કરી શકે છે, અને તેઓ પણ આજ્ઞાનું અવલંબન છોડી દેતા નથી, ગૌણપણે તે માન્ય રાખી તે પ્રયોગસિદ્ધ કરવા મથે છે એટલું જ.

આ ગમે તે પ્રકારે પણ શાસ્ત્રયોગીને સમ્યક્ તત્ત્વપ્રતીતિવાળી (સંપ્રત્યયાત્મક) શ્રદ્ધા અવશ્ય હોય છે જ. અને આ હોવી પરમ આવશ્યક છે. કારણ કે જ્યાંસુધી તેવી શ્રદ્ધા ચોંટે નહિં, સાચી આસ્થા ઉપજે નહિં, આત્મામાં ન ભૂંસાય એવી 'છાપ' પડે નહિં, ત્યાંસુધી બધુંય જાણવું–કરવું 'છાર પર લિંપણા' જેવું થઇ પડે છે.

"દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે? કિમ રહે? શુદ્ધ શ્રદ્ધા ન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણ જેહ કિરિયા કરી, છાર પર લિંપણો તેહ જાણો.
ધાર તરવારની સોહલી, દોહલી ચૌદમા જિનતણી ચરણ સેવા."
—શ્રી આનંદઘનજી

અને આ શ્રદ્ધા પ્રાપ્ત થવી પરમ દુર્લભ છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે–'શ્રદ્ધા પરમ દુર્લભ છે. મનુષ્યપણું, શ્રુતિ, શ્રદ્ધા અને સંયમમાં વીર્ય–એ ચાર વાનાં પ્રાણીઓને ઉત્તરોત્તર પરમ દુર્લભ છે.

"सद्धा परमदुल्लहा ।"
"चत्तारि परमंगाणि दुल्लहाणिह जंतुणो ।
माणुसत्तं सुइ सद्धा संयमंमि अ वीरियं ॥" —શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

આમાં શાસ્ત્રયોગી પુરુષને શ્રુતિ અને શ્રદ્ધા તો પ્રાપ્ત થઇ ચૂકયા છે, એ અત્રે 'તીવ્ર શ્રુતબોધવાળો' અને 'શ્રાદ્ધ' એ બે વિશેષણથી બતાવી દીધું હવે સંયમમાં તેનું વીર્ય–આત્મસામર્થ્ય કેવું સ્ફુરે છે, તે બતાવવા માટે કહ્યું કે—

**યથાશકિત અપ્રમાદી**—અને એવો શ્રદ્ધાળુ હોવાથી જ આ શાસ્ત્રયોગી અપ્રમાદી હોય છે. અસ્થિમજ્જાપર્યંત હાડોહાડ વ્યાપી ગયેલી સાચી લજ્જલેપ શ્રદ્ધા હોય, તો પછી તે પ્રમાણે અદમ્ય ઉત્સાહથી, પૂર્ણ ઉમંગથી, અપ્રમાદથી એ તથારૂપ ક્રિયામાં પ્રવર્તે; એમાં શું નવાઇ? કારણ કે—

**અપ્રમાદ**

"શ્રદ્ધા જ્ઞાને જે ગ્રહ્યો રે, તેહી જ કાર્ય કરાય રે....દયાલરાય !
કાર્યરુચિ કર્ત્તા થયે રે, કારક સવિ પલટાય રે....દયાલરાય !
આતમ ઘર આતમ રમે રે, નિજ ઘર મંગલ થાય રે....દયાલ૦ શ્રી યુગમંધર વિનવું રે"
—શ્રી દેવચંદ્રજી

અને ઉપરમાં વ્યાખ્યા કરી હતી તે પ્રમાણે, જેનાવડે કરીને આત્મા સ્વરૂપસ્થિતિથી ભ્રષ્ટ-પ્રમત્ત થાય, તેનું નામ 'પ્રમાદ' છે. તે પ્રમાદ જેને નથી, જે આત્મસ્વરૂપમાં સ્થિતિ કરે છે, તે અપ્રમત્ત અથવા અપ્રમાદી છે. આવો અપ્રમત્ત પુરુષ મદ, વિષય, કષાય, વિકથા, રાગ-દ્વેષ વગેરે પ્રમાદ પ્રકારોથી પર હોય છે. કારણ કે પ્રમાદ ન સ્પર્શી શકે એવા ઊંચા, નિર્લેપ, ઉદાસીન, શુદ્ધ આત્મપદમાં તે બિરાજમાન હોય છે; અને એમાં જ તે નિત્ય રત, નિત્ય સંતુષ્ટ ને તૃપ્ત હોય છે; એમાં જ તેને પરમ સુખ પ્રાપ્ત થાય છે. આવા આત્મરામી પુરુષને પ્રમાદ ક્યાંથી હોય ?

"સયલ સંસારી ઇંદ્રિયરામી, મુનિગણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી, તે કહીયે નિષ્કામી રે....શ્રી શ્રેયાસ૦"—શ્રીઆનંદઘનજી

આવો આત્મારામી પુરુષ અત્યંત આત્મોપયોગવંત હોઇ, સતત આત્મજાગૃતિમય હોઇ, પંચ મહાવ્રતના શુદ્ધ દ્રવ્ય-ભાવ પાલનમાં કંઇ પણ સ્ખલના આવવા દેતો નથી, પંચ આચારમાં લેશ પણ અતિચાર લાગવા દેતો નથી, પંચ વિષયમાં રાગ-દ્વેષ રહિત વર્ત્તે છે, પંચ સમિતિ-ત્રિગુપ્તિ આદિ બરાબર સાચવે છે, ક્રોધાદિ ચાર કષાયનો પરાજય કરે છે, સર્વ પ્રમાદ આચરણ દૂરથી વર્જે છે, અને સર્વત્ર સમભાવ ભાવતો રહી યથાસૂત્ર સર્વ આચરણ કરે છે.

"સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનો શુદ્ધ ચારિત્ર પરિખો....ધાર તરવારની૦" —શ્રી આનંદઘનજી

અને આવો આદર્શ દ્રવ્ય-ભાવ નિર્ગ્રંથ અપ્રમત્ત યોગી, ચારિત્રમોહનો નાશ કરવામાં કેવા શૂરવીરપણે પ્રવર્ત્તે છે, તેનું તાદૃશ પરમ સુંદર શબ્દચિત્ર રજૂ કરતું અપૂર્વ કાવ્ય અત્રે ટાંકવાની લાલચ રોકી શકાતી નથી:—

"સર્વ ભાવથી ઓદાસીન્ય વૃત્તિ કરી, માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો,
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં, દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો....અપૂર્વ૦
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
ક્યારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?
દર્શનમોહ વ્યતીત થઇ ઉપજ્યો બોધ જે, દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો,
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે, વર્ત્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો....અપૂર્વ૦

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની, મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો;
 ઘોર પરીષહ કે ઉપસર્ગ ભયે કરી, આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો....અપૂર્વ૦
સંયમના હેતુથી યોગ પ્રવર્ત્તના, સ્વરૂપલક્ષે જિન આજ્ઞા આધીન જો;
 તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં, અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો....અપૂર્વ૦
પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા, પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
 દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધ વણ, વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો....અપૂર્વ૦
ક્રોધ પ્રત્યે તો વર્ત્ત ક્રોધ સ્વભાવતા, માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
 માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની, લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો....અપૂર્વ૦
બહુ ઉપસર્ગકર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહીં, વંદે ચક્રી તથાપિ ન મળે માન જો,
 દેહ જાય પણ માયા થાય ન રોમમાં, લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો....અપૂર્વ૦
નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા, અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
 કેશ, રોમ, નખ, કે અંગે શૃંગાર નહીં, દ્રવ્ય-ભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો....અપૂર્વ૦
શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા, માન-અમાને વર્તે તે જ સ્વભાવ જો;
 જીવિત કે મરણે નહિં ન્યૂનાધિકતા, ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો ...અપૂર્વ૦
એકાકી વિચરતો વળી સ્મશાનમાં, વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો,
 અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા, પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો....અપૂર્વ૦
ઘોર તપશ્ચર્યામાં મનને તાપ નહીં, સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવ જો;
 રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની, સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો....અપૂર્વ૦
એમ પરાજય કરીને ચારિત્રમોહનો, આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો,
 શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા, અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો....અપૂર્વ૦

—શ્રીમદ્ રાજચંદ્રજી

આમ આવો **અપ્રમત્ત યોગી** ચારિત્રમોહનો પરાજય કરવાને માટે યથાશક્તિ–પોતાની સમસ્ત શક્તિ પ્રમાણે પ્રવૃત્ત થાય છે, પરમ આત્મપુરુષાર્થપૂર્વક પ્રમાદશત્રુનો સંહાર કરવાને કટિબદ્ધ થાય છે, 'ભેઠ બાધીને', 'રઢ લગાડીને' મંડી પડે છે.

**યથાશક્તિ એટલે ?**

અત્રે '**યથાશક્તિ**' શબ્દ કહ્યો છે તે સહેતુક કહ્યો છે. યથાશક્તિ એટલે જેવી શક્તિ હોય તે પ્રમાણે, ન્યૂનાધિક નહિં એમ શક્તિને અનુસરીને આના બે અર્થ છે: (૧) એક તો પોતાની શક્તિનું ઉલ્લંઘન કરીને, શક્તિ ઉપરવટ થઇને, પોતાના ગજા ઉપરાંત ન કરવું તે યથાશક્તિ છે અશક્ય અનુષ્ઠાન ન કરવું, અને પોતાના મન-વચન-કાયાની શક્તિ લક્ષમાં રાખી શક્ય અનુષ્ઠાન કરવું, એ આ ઉપરથી સૂચવ્યુ છે (૨) બીજો અર્થ એ છે

કે-જેટલી પોતાની શક્તિ છે તેટલી સર્વ ખરચી નાંખીને, **સર્વાત્માથી** કરવું, કંઇ પણ શક્તિ ગોપવ્યા વિના-'अणिगूहिअबलवीरिओ' પોતાનું બલ-વીર્ય ગોપવ્યા વિના-કરવું તે યથાશક્તિ છે.

આમ આ શાસ્ત્રયોગી પુરુષ-(૧) તીવ્ર શ્રુતબોધવાળો, (૨) શ્રદ્ધાવંત, (૩) યથાશક્તિ અપ્રમાદી હોય છે. આમાં 'તીવ્ર શ્રુત બોધ' ઉપરથી સમ્યગ્જ્ઞાન, 'શ્રદ્ધાવંત' ઉપરથી સમ્યગ્દર્શન, 'અપ્રમાદી' ઉપરથી સમ્યક્ચારિત્ર સૂચિત થાય છે. આમ આ શાસ્ત્રયોગી પુરુષ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ મોક્ષમાર્ગનો ઉત્તમ આરાધક-સાધક હોય છે. અને તેવા પુરુષનો આ શાસ્ત્રયોગ અવિકલ-અખંડ હોય છે.

**સામર્થ્યયોગનું** લક્ષણ કહે છે:—

शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः ।
शक्त्युद्रेकाद्विशेषेण सामर्थ्याख्योऽयमुत्तमः ॥ ५ ॥

શાસ્ત્રમાંહિ દર્શાવિયો, જે યોગનો ઉપાય;
ને તેથી પણ પર વળી, વિષય જેહનો જાય;
પ્રબળપણાથી શક્તિના, વિશેષે કરી આમ;
તે આ ઉત્તમ યોગ છે, સામર્થ્ય જેનું નામ. ૫.

**અર્થ:**—શાસ્ત્રમાં જેનો ઉપાય દર્શાવેલો છે, અને તે શાસ્ત્ર કરતાં પણ જેનો વિષય,-શક્તિના ઉદ્રેકને લીધે, પ્રબલપણાને લીધે,-પર છે, તે આ 'સામર્થ્ય' નામનો ઉત્તમ યોગ છે.

## વિવેચન

હવે ત્રીજા સામર્થ્યયોગનું સ્વરૂપ અહીં ચોકખેચોકખું કહ્યું છે. સામર્થ્યયોગ એટલે સામર્થ્યપ્રધાન યોગ. આત્મસામર્થ્યનું-આત્માના સમર્થપણાનું જેમાં પ્રધાનપણું-મુખ્યપણું

---

**वृत्तिः**-**शास्त्रसंदर्शितोपायः**—સામાન્યથી શાસ્ત્રમાં જેનો ઉપાય દર્શાવેલ છે, કહ્યો છે; કારણ કે શાસ્ત્રમાં તેનું કથન સામાન્યથી છે **तदतिक्रान्तगोचरः**-તે શાસ્ત્રથી જેનો વિષય અતિક્રાંત છે-પર છે. (શાસ્ત્ર કરતાં પણ જેનો વિષય આગળ વધી જાય છે). શા કારણથી? તે માટે કહ્યું—

**शक्त्युद्रेकात्**—શક્તિના ઉદ્રેકથી, શક્તિના આધિક્યથી-પ્રબલપણાથી. **विशेषेण**-વિશેષથી,- નહિં કે સામાન્યથી તેનો વિષય શાસ્ત્રથી પર છે. કારણ કે શાસ્ત્રનું સામાન્યથી ફલપર્યવસાનપણું છે. **सामर्थ्याख्योऽयं**-આ 'સામર્થ્યયોગ' નામનો યોગ, **उत्तमः**-ઉત્તમ, સર્વપ્રધાન છે. કારણ કે તદ્ભાવના-યોગભાવના હોવાપણાને લીધે, તે અક્ષેપે કરીને-અવિલંબે-શીઘ્રપણે પ્રધાનફલનું-મોક્ષનું કારણ હોય છે.

છે, તેનું નામ સામર્થ્યયોગ છે. આ યોગ સર્વ યોગમાં ઉત્તમ યોગ છે આના બે લક્ષણુ કહ્યાઃ—(૧) શાસ્ત્રમાં આનો ઉપાય સામાન્યપણે દર્શાવ્યો છે, (૨) વિશેષપણે તો શાસ્ત્ર કરતાં પણ આ યોગનો વિષય પર છે,—શક્તિના પ્રબલપણાને લીધે તે આ પ્રકારેઃ—

**શાસ્ત્રનું સામાન્ય માર્ગદર્શન**

શાસ્ત્રમાં આ સામર્થ્યયોગનો ઉપાય બતાવ્યો તો છે, પણ તે માત્ર સામાન્યપણે બતાવ્યો છે,—વિશેષપણે નહિં. આમાં શાસ્ત્રનું પ્રયોજન તો માર્ગદર્શન-દિશાદર્શન પૂરતું છે. જેમ કોઇ વટેમાર્ગુ કોઇ જાણકારને રસ્તો પૂછે, તો રસ્તો બતાવનાર તેને લાંબેથી આંગળી ચીંધીને તે બતાવે છે, પણ તે કાંઇ તેને ઠેઠ વળાવવા જતો નથી; તેમ શાસ્ત્ર પણ મુમુક્ષુ સામર્થ્યયોગીને આ યોગ-માર્ગમા ગમન કરવાની સામાન્યથી દિશા સૂઝાડે છે કે—જુઓ! આ આ ઉપાય કરશો તો આગળનો માર્ગ પામશો. પણ તેની સૂચના પ્રમાણે તે માર્ગે ચાલવાનું—ગમનનો પુરુષાર્થ કરવાનું કામ તો તે નિર્મલ મતિવાળા મુમુક્ષુનું છે. અને તે તેમ કરે છે એટલે જ તે યોગમાર્ગમાં આગળ ને આગળ પ્રયાણ કરતો જાય છે, ઉત્તરોત્તર વધતી આત્મદશાને—ગુણસ્થાનને× પામતો જાય છે.

**આત્મસામર્થ્યથી પ્રગતિ**

અને એમ કરતાં કરતાં તે શાસ્ત્રોક્ત મર્યાદાને પણ વટાવી જાય છે, અને વિશેષથી શાસ્ત્રને અગોચર—શાસ્ત્રથી પર એવા વિષયને પામતો પામતો આગળ ધપતો જાય છે. કારણ કે શાસ્ત્ર તો અમુક હદ સુધી—સામાન્યપણે માર્ગ બતાવે છે કે—'આ ફલાણી દિશાએ ચાલ્યા જાઓ' પછી વિશેષપણે તો **સામર્થ્ય-યોગી**એ પોતાના આત્મસામર્થ્યથી જ માર્ગનું સ્વરૂપ જાણી આગળ વધવાનું રહે છે અને એવા પ્રકારે આગળ વધવાનું સામર્થ્ય—સમર્થપણું આ યોગીમાં આવી ગયું હોય છે, યોગ—ગગનમાં મુક્તપણે વિહરનારા આ વિહંગમા એટલું બધું આત્મબલ વૃદ્ધિ પામ્યુ હોય છે, કે તે પોતાની મેળે જ યથેચ્છ ઊંચે ઊડવાને સમર્થ થાય છે. એટલે તે સડસડાટ યોગમાર્ગે ચાલ્યો જાય છે; અને તે જેમ જેમ વિશેષે કરીને આગળ જતો જાય છે, તેમ તેમ પોતાની મેળે જ તેને આગળનો માર્ગ પ્રત્યક્ષ દેખાતો જાય છે, જે માર્ગ લાંબેથી બરાબર નહોતો દેખાતો તે નિકટ આવતાં સાવ સ્પષ્ટ દેખાવા માંડે છે, અને જે માર્ગ પ્રત્યક્ષ આત્માનુભવગમ્યપણે ચોકખેચોકખો દેખાતો હોય, તેમાં પછી આત્મસામર્થ્ય સિવાય બીજી શી સહાયની તેને અપેક્ષા રહે? આમ આ ના **સમર્થ યોગીને** પ્રત્યક્ષ સાચો માર્ગ મળી ગયો છે, ને સંદેહ છૂટી ગયો છે, એટલે તે નિર્ભયપણે-નિઃશંકપણે-દૃઢ નિશ્ચયપણે, પોતાના જંઘાબલથી જ—પોતાના આત્મબલથી જ, યોગ—પર્વતની એક પછી એક ભૂમિકાઓ કૂદાવતો જાય છે, ને એમ ચઢતો

---

× "दिशा दर्शितया शास्त्रैर्गच्छन्नच्छमतिः पथि ।
ज्ञानयोगं प्रयुञ्जीत तद्विशेषोपलब्धये ॥" — શ્રી અધ્યાત્મોપનિષદ્

ચઢતો છેવટે યોગ–ગિરિના શૃંગ પર પહોંચી જાય છે, અને તેના અંતરાત્મામાં અનુભવો-દ્‌ગારરૂપ ધ્વનિ ઊઠે છે કેઃ—

"મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા, ભિન્ન કિયા નિજ દેહ." —શ્રીમદ્ રાજચંદ્રજી

**સંયમથી શક્તિસંચય**

આવા આ સામર્થ્યયોગીમાં આમ આત્મબલથી જ આગળ વધવાનું સામર્થ્ય હોય છે, તેનું કારણ આત્મશક્તિનો ઉદ્રેક–પ્રબલપણું છે. તેનામાં એટલી બધી આત્મશક્તિ આવી ગઈ હોય છે કે તે ઉભરાઇ જાય છે. અને આ ઉભરાઈ જતી શક્તિનું મૂલ કારણ પણ તેની અત્યાર સુધીની આદર્શ શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણેની યોગસાધના છે, આત્મસંયમના યોગે અત્યંત શક્તિસંચય કર્યો છે-શક્તિ જમા કરી છે તે છે.

કારણ કે આ સામર્થ્યયોગની ભૂમિકાએ પહોંચતા પહેલાં પ્રથમ તો તે સાચો ઇચ્છા-**યોગી** થયો હતો. ઇચ્છા–શ્રવણાદિ પ્રાપ્ત થયા, સમ્યગ્દર્શન થયું, આત્મજ્ઞાન ઉપજ્યું, પણ તથારૂપ ચારિત્રમાં–સંયમમાં હજુ તેનો પ્રમાદ હતો, તે પ્રમત્ત યોગી હતો. પછી તે **શાસ્ત્રયોગી** બન્યો, શાસ્ત્રના સંપૂર્ણ રહસ્યનો જ્ઞાતા થયો, અત્યંત શ્રદ્ધાળુ ને અપ્રમાદી થયો, અપ્રમત્ત સંયત યોગી થઇ ગયો. આમ તે ઉત્તરોત્તર સંયમની વૃદ્ધિ કરતો ગયો. મન–વચન–કાયાના પ્રમત્ત યોગથી આત્માની વેડફાઇ જતી–ચારે કોર વેરણછેરણ થતી શક્તિને તેણે અટકાવી; અને જેમ બને તેમ આત્મસ્વરૂપમાં આત્માનું સંયમન કરી, આત્માને સંયમી રાખી–રોકી રાખી, તેણે આત્મવીર્યની અત્યંત જમાવટ (Mobilisation) કરી. અને હમણાં પણ આ સામર્થ્યયોગમાં યોગમાર્ગે પ્રયાણ કરતો તે તીક્ષ્ણ આત્મોપયોગ-વંત રહી, સમયે સમયે અનંતા સંયમ વર્ધમાન કરતો જઇ, આત્મવીર્યની ઉગ્ર જમાવટ કરી રહ્યો છે. આમ તેનો શક્તિઉદ્રેક ઉપજ્યો છે, અને અંગમાં નહિં સમાતી તે શક્તિ જ તેને આગળ વધવાને પ્રેરે છે.

"સંયમના યોગે વીર્ય તે, તુમે કીધો પંડિત દક્ષ રે;
સાધ્યરસી સાધકપણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષ રે. મન મોહ્યું અમારું પ્રભુગુણે.
અભિસંધિ અબંધક નીપને, અનભિસંધિ અબંધક થાય રે;
સ્થિર એક તત્ત્વતા વરતતો, તે ક્ષાયિક શક્તિ સમાય રે....મન૦" શ્રીદેવચંદ્રજી

"અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયિક ભાવ;
સંયમશ્રેણી ફૂલડેજી, પૂજું પદ નિષ્પાવ."

અને આવા આ સમર્થયોગીનો આ સામર્થ્યયોગ સર્વ યોગોમાં ઉત્તમ છે, પ્રધાન

છે, શ્રેષ્ઠ છે. કારણ કે '**મોક્ષની સાથે યોજે-જોડે તે યોગ,**' એમ યોગ શબ્દની વ્યાખ્યા છે. એ પ્રમાણે આ સામર્થ્યયોગ વગર વિલંબે, કાળક્ષેપ વિના, મોક્ષરૂપ પ્રધાન ફલ સાથે યોજે છે, શીઘ્રપણે મુક્તિનું કારણ થાય છે. એટલા માટે આ સામર્થ્યયોગ પરમ યોગ છે, યોગશિરોમણિ છે, યોગપર્વતનું શિખર છે.

**ઉત્તમ યોગ**

આના સમર્થન અર્થે જ કહે છેઃ—

**सिद्ध्याख्यपदसंप्राप्तिहेतुभेदा न तत्त्वतः ।**
**शास्त्रादेवावगम्यन्ते, सर्वथैवेह योगिभिः ॥ ६ ॥**

સિદ્ધિપદ પ્રાપ્તિ હેતુના, ભેદ તત્ત્વથી આંહિ;
માત્ર શાસ્ત્રથી જ સર્વથા, ગમ્ય યોગિને નાંહિ. ૬.

**અર્થઃ**—'સિદ્ધિ' નામના પદની સંપ્રાપ્તિના હેતુભેદો અહીં તત્ત્વથી, યોગીઓને શાસ્ત્રદ્વારા જ, સર્વથા જ જાણવામાં આવતા નથી.

## વિવેચન

ઉપર જે કહ્યું તેના સમર્થન માટે-પુષ્ટિ માટે અત્રે કહે છે કે-મોક્ષપદની પ્રાપ્તિના જે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર વગેરે હેતુઓ છે, કારણવિશેષો છે, તેનું જ્ઞાન યોગીઓને-સાચા સંત સાધુપુરુષોને માત્ર શાસ્ત્રદ્વારા જ સર્વપ્રકારે થઈ શકે નહિં. હા, કેટલાક પ્રકારો શાસ્ત્રથી અવશ્ય જાણી શકાય, પણ બધાય નહિં. કારણ કે તે સમ્યગ્દર્શનાદિ હેતુભેદોના ભેદ અનંત છે,—કે જે વાણીને અગોચર છે, '**यतो वाचो निवर्तते**' જ્યાંથી વાણી પાછી વળે છે માટે મુક્તિપ્રાપ્તિ સંબંધમાં શાસ્ત્ર સર્વથા સમર્થ નથી, તેમ જ વ્યર્થ પણ નથી.

**શાસ્ત્રની મર્યાદા**

મોક્ષના હેતુરૂપ સમ્યગ્દર્શનાદિના કેટલાક પ્રકારો જ શાસ્ત્રથી જાણી શકાય છે,—બધાય નહિં. આમ શાસ્ત્રનું વ્યર્થપણું પણ નથી, તેમજ સર્વથા સમર્થપણું પણ નથી, અમુક મર્યાદા સુધી તેનુ દિગ્દર્શન છે, તેથી આગળ તો આત્મસામર્થ્યરૂપ **સામર્થ્યયોગથી** વધવાનું છે, એ તાત્પર્ય છે. શાસ્ત્રમર્યાદા જ્યાં પૂરી થાય છે, ત્યાં સામર્થ્યયોગ શરૂ થાય છે. કારણ

**અનુભવ મિત્ર**

---

**वृत्तिः-सिद्ध्याख्यपदसंप्राप्तिहेतुभेदाः**—સિદ્ધિ નામના પદની સંપ્રાપ્તિના હેતુભેદો, મોક્ષ નામના પદની સંપ્રાપ્તિના કારણવિશેષો—સમ્યગ્દર્શનાદિ. શું? તો કે-**न तत्त्वतः**—નથી તત્ત્વભાવથી, પરમાર્થથી. **शास्त्रादेवावगम्यन्ते**—શાસ્ત્રથકી જ જાણવામાં આવતા. અને એમ છતાં શાસ્ત્રનું વૈયર્થ્ય-વ્યર્થપણું-ફોગટપણું નથી, એટલા માટે કહ્યું—**सर्वथैवेह योगिभिः**—સર્વથા જ અહીં યોગીઓને, એટલે સર્વેય પ્રકારોથી અહીં-લોકમાં સાધુઓને જાણવામાં આવતા નથી, કારણ કે તે સમ્યગ્દર્શનાદિ હેતુભેદોના અનંત ભેદ છે

કે શાસ્ત્ર તો દિશાદર્શનથી આગળ ડગલુંય ચાલતું નથી,–'ભાઈ! અમુક દિશાએ અમુક રીતે ચાલ્યા જાઓ,' એટલી જ દિશા સામાન્યપણે આ સમર્થ યોગીને સૂઝાડીને શાસ્ત્ર અટકી જાય છે, વચન અગોચર વાત તે કહી શકતું નથી. એટલે પછી તો આ સમર્થ યોગીને સામર્થ્યયોગનું–આત્માનુભવરૂપ જ્ઞાનયોગનું જ અવલંબન રહે છે, અને તે યોગ જ તેને ઠેઠ કૈવલ્ય પદ સુધી પહોંચાડે છે; તે અનુભવ મિત્ર જ તેને સહજ આત્મસ્વરૂપ, શુદ્ધ ચૈતન્યસ્વામી બનાવે છે.

"पदमात्रं हि नान्वेति शास्त्रं दिग्दर्शनोत्तरम् ।
ज्ञानयोगो मुनेः पार्श्वमाकैवल्यं न मुंचति ॥" —શ્રી અધ્યાત્મોપનિષદ્

"અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો....અપૂર્વ અવસર." —શ્રીમદ્ રાજચંદ્રજી

"દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર વાત;
કારજ સાધક બાધક રહિત જે, અનુભવ મિત્ત વિખ્યાત. વીર જિનેશ્વર પરમેશ્વર જયો.
અહો ચતુરાઈ રે અનુભવ મિત્તની, અહો તસ પ્રીત પ્રતીત,
અંતરજામી સ્વામી સમીપ તે, રાખી મિત્રશું રીત....વીર૦
અનુભવ સંગે રે રંગે પ્રભુ મળ્યા, સફળ ફળ્યાં સવિ કાજ;
નિજ પદ સંપદ જે તે અનુભવે રે, આનંદઘન મહારાજ....વીર૦"
—યોગિરાજ આનંદઘનજી

સર્વથા તેનો પરિચ્છેદ( પરિજ્ઞાન ) શાસ્ત્રથકી જ માનવામાં આવતાં, દોષ કહે છે:—

**सर्वथा तत्परिच्छेदात्साक्षात्कारित्वयोगतः ।**
**तत्सर्वज्ञत्वसंसिद्धेस्तदा सिद्धिपदाप्तितः ॥ ७ ॥**

સર્વથા જ જો શાસ્ત્રથી, જ્ઞાન તેહનું હોય;
તો સાક્ષાત્કારિત્વનો, જોગ તેહને સોય;

---

વૃત્તિ:-सर्वथा—સર્વથા, અક્ષેપે-અવિલંબે ફલસાધકપણા વગેરે સર્વ પ્રકારોથી, तत्परिच्छेदात्—શાસ્ત્રથકી જ તે સિદ્ધિ નામના પદની સંપ્રાપ્તિના હેતુભેદોના પરિચ્છેદને લીધે—પરિજ્ઞાનને લીધે, શું? તો કે—साक्षात्कारित्वयोगतः-કેવલ તેથી જ સાક્ષાત્કારિપણાએ કરીને યોગથી-કારણથી, (પ્રત્યક્ષપણાના કારણે). तत्सर्वज्ञत्वसंसिद्धेः-તે શ્રોતા યોગીના સર્વજ્ઞપણાની સંસિદ્ધિને લીધે—પ્રસ્તુત હેતુભેદોનો આનાવડે કરીને સર્વથા પરિચ્છેદરૂપ યોગ થશે એટલા માટે-અને તેથી કરીને तदा-ત્યારે જ, શ્રવણ કાલે જ, सिद्धिपदाप्तितः-સિદ્ધિપદની-મુક્તિપદની પ્રાપ્તિ થશે તેને લીધે, કારણ કે અયોગિકેવલીપણાનો પણ શાસ્ત્રથી જ સદ્ભાવ જાણવાનો પ્રસંગ પ્રાપ્ત થશે એટલા માટે. અર્થાત્ અયોગિકેવલીપણું પણ શાસ્ત્રથી જ જણાશે, એટલે સિદ્ધિપદની પ્રાપ્તિ પણ થઈ જશે। (આમ આ દોષ પ્રાપ્ત થાય છે)

તેથી સર્વજ્ઞત્વની, સિદ્ધિ સાંપડતાં ય;
પ્રાપ્તિ સિદ્ધિ પદ તણી, ત્યારે જ થઇ જાય ! ૭

અર્થ:—સર્વથા શાસ્ત્રદ્વારા જ તે સમ્યગ્દર્શનાદિનું પરિજ્ઞાન થાય, તો સાક્ષાત્કારિ-પણાનો-પ્રત્યક્ષપણાનો યોગ થશે; અને તેમ થતાં તેને સર્વજ્ઞપણાની સંસિદ્ધિને લીધે ત્યારે જ સિદ્ધિપદની પ્રાપ્તિ થઈ જશે! (આમ દોષ આવે છે).

## વિવેચન

હવે જો શાસ્ત્રથકી જ તે સિદ્ધિપદની પ્રાપ્તિના કારણવિશેષોનું સર્વથા જ્ઞાન થાય એમ માનવામાં આવે, તો શો વિરોધ આવે છે? તેનો અહીં ખુલાસો કર્યો છે:—(૧) જો એમ થાય તો સર્વ ભાવનું પ્રત્યક્ષપણું થશે, (૨) એટલે ત્યારે જ સર્વજ્ઞપણું સાંપડશે, (૩) અને તેવી જ રીતે ત્યારે શ્રવણ થતાં જ મુક્તિ પણ મળશે!

(૧) જો શાસ્ત્રથી જ સમ્યગ્દર્શન વગેરેના સર્વ પ્રકારો જાણવામાં આવી જાય, તો પછી તે સર્વ ભાવોનો સાક્ષાત્કાર થાય, તે સર્વ ભાવો પ્રત્યક્ષ દેખાય

(૨) એટલે પછી શ્રવણ કરતાં જ—સાંભળતાં વેંત જ તે શ્રોતા યોગીને સર્વજ્ઞપણું સાંપડી જાય! શાસ્ત્રથી જાણ્યું-સાંભળ્યું કે તરત કેવલજ્ઞાન! બીજી બધી પંચાત ને માથાકૂટ મટી જાય!

(૩) અને તેમ થાય તો ત્યારે જ—સાંભળતી વેળાએ જ તેને સિદ્ધિપદની પ્રાપ્તિ પણ થઇ જાય! સાક્ષાત્ મોક્ષ મળી જાય! કારણ કે શાસ્ત્રથી જ અયોગિકેવલિપણાને પણ જાણવાનો પ્રસંગ બને છે. એટલે ઉક્ત ન્યાયે તેમ જાણતાં જ સિદ્ધિ થઇ જવી જોઇએ!

પણ તેમ બનતું દેખાતું નથી. અને આ બધું પ્રત્યક્ષ વિરુદ્ધ છે, અનિષ્ટ છે, દૃષ્ટ-ઇષ્ટ બાધિત છે. કારણ કે (૧) શાસ્ત્રદ્વારા તે સર્વભાવો સાક્ષાત્-પ્રત્યક્ષ એટલે આત્માનુભવ-ગમ્યપણે દેખાતા નથી, પરોક્ષપણે જ દેખાય છે. શ્રુતજ્ઞાનનો વિષય પરોક્ષ છે, પ્રત્યક્ષ નથી. (૨) આમ શાસ્ત્રથી પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, એટલે તે થકી સર્વજ્ઞપણું પણ ઘટતું નથી. (૩) તેમ જ સિદ્ધિપદની પ્રાપ્તિ પણ થતી દેખાતી નથી.

માટે શાસ્ત્રદ્વારા જ સમ્યગ્દર્શનાદિ મોક્ષહેતુઓ સર્વથા-સર્વપ્રકારે જાણી શકાય નહિં, એ સિદ્ધાન્ત દૃઢ થયો.

"શાસ્ત્રાદિકના જ્ઞાનથી નીવેડો નથી, પણ અનુભવજ્ઞાનથી નીવેડો છે."
—શ્રીમદ્ રાજચંદ્ર

એ હશે, એમ પણ ભલે હો, એમાં અમને શી બાધા છે? એટલા માટે અત્રે કહે છે—

न चैतदेवं यत्तस्मात्प्रातिभज्ञानसंगतः ।
सामर्थ्ययोगोऽवाच्योऽस्ति, सर्वज्ञत्वादिसाधनम् ॥ ८ ॥

તે આ એમ ન – તે થકી, સહિત પ્રાતિભ જ્ઞાન;
સામર્થ્યયોગ અવાચ્ય છે, સર્વજ્ઞતાદિ નિદાન. ૮

**અર્થ:**—અને કારણ કે એ એમ નથી, તેટલા માટે પ્રાતિભ જ્ઞાનથી સંગત એવો સામર્થ્યયોગ અવાચ્ય–ન કહી શકાય એવો છે, કે જે સર્વજ્ઞપણા વગેરેના સાધનરૂપ છે.

## વિવેચન

કોઈ કહેશે કે 'ભલા! શાસ્ત્રથી જ સિદ્ધિપદની પ્રાપ્તિ ભલેને થઈ જતી હોય! એમાં આપણને શી હરકત છે?' તેનો અહીં જવાબ આપ્યો છે કે—ભાઈ! એમ નથી. જો શાસ્ત્રથી જ સિદ્ધિ મળી જતી હોત, તો અમને શી હરકત હોય? **પ્રત્યક્ષ વિરોધ** તો એના જેવું સ્હેલું બીજું શું? એના જેવું રૂડું શું? પણ એમ તો થતું દેખાતું નથી, પ્રત્યક્ષ પ્રમાણનો તેમાં વિરોધ આવે છે. કારણ કે અયોગીપણાનું પરોક્ષ જ્ઞાન શાસ્ત્રથી થાય છે, પણ કોઈ તેથી કરીને સાક્ષાત્ અયોગીપણું–

---

**વૃત્તિઃ**–**न चैतदेव**—અને આ–હમણાં જ જે ઉપર કહ્યું તે એમ નથી. કારણ કે શાસ્ત્રથકી અયોગિ કેવલિપણાનો બોધ થયે પણ, સિદ્ધિની અસિદ્ધિ છે. (સિદ્ધિ પ્રાપ્ત થતી નથી). અને આમ છે તેટલા માટે–**प्रातिभज्ञानसंगतः**–પ્રાતિભજ્ઞાનથી સંગત, માર્ગાનુસારી પ્રકૃષ્ટ 'ઊહ' નામના જ્ઞાનથી યુક્ત, શું? તો કે–**सामर्थ्ययोगः**–સામર્થ્યપ્રધાન યોગ તે સામર્થ્યયોગ. એટલે પ્રક્રમથી–ચાલુ વિષયમાં ક્ષપકશ્રેણિગત ધર્મવ્યાપાર જ અહીં છે. આ–**अवाच्योऽस्ति**–અવાચ્ય છે, કહી શકાય એવો નથી, તેના યોગીને સંવેદનસિદ્ધ અર્થાત્ આત્માનુભવગમ્ય છે, **सर्वज्ञत्वादिसाधनम्**–સર્વજ્ઞપણા આદિનું સાધન છે,– અક્ષેપે કરીને (વગર વિલંબે) આના થકી સર્વજ્ઞપણાની સિદ્ધિ હોય છે તેટલા માટે.

કોઈ શંકા કરે—'આ **પ્રાતિભજ્ઞાન** પણ શ્રુતજ્ઞાન જ છે, નહિં તો છઠ્ઠા જ્ઞાનનો પ્રસંગ આવી પડશે. અને આ કેવલ પણ નથી, કારણ કે એ સામર્થ્યયોગના કાર્યરૂપ છે. અને આમ સિદ્ધિ નામના પદની સંપ્રાપ્તિના હેતુભેદો તત્ત્વથી શાસ્ત્રથકી જ જાણવામાં આવે છે.' અત્રે સમાધાન કરવામાં આવે છેઃ–

આ નથી શ્રુત, નથી કેવલ, કે નથી જ્ઞાનાંતર (બીજું કોઈ જ્ઞાન),– રાત્રી, દિવસ ને અરુણોદયની જેમ. કારણ કે અરુણોદય નથી રાત્રિ–દિવસથી જૂદો, તેમ જ નથી તે બેમાંથી એક પણ કહી શકાતો. એમ આ **પ્રાતિભજ્ઞાન** પણ નથી તે બેથી જૂદું, તેમ જ નથી તે બેમાંથી એક પણ કહી શકાતું. કારણ કે તત્કાળે જ તેવા પ્રકારના ઉત્કૃષ્ટ ક્ષયોપશમવાળા ભાવને લીધે, શ્રુતપણે તત્ત્વથી તેનું અસંવ્યવહાર્યપણું છે (શ્રુતરૂપે તેનો વ્યવહાર કરી શકાય એમ નથી), તેથી એ શ્રુત નથી. અને ક્ષાયોપશમિકપણાને લીધે, અશેષ દ્રવ્ય–પર્યાયના અવિષયપણાએ કરીને (સર્વ દ્રવ્ય–પર્યાય નથી જણાતા) તે કેવલ પણ નથી, એટલા માટે.

અને આ **તારકજ્ઞાન–નિરીક્ષણ** જ્ઞાન આદિ શબ્દથી વાચ્ય (ઓળખાતું) એવું પ્રાતિભ જ્ઞાન બીજાઓને (અન્યદર્શનીઓને) પણ ઇષ્ટ છે. એટલા માટે અદોષ છે.

દેહરહિત મુક્ત અવસ્થા પામી, સિદ્ધિપદને પ્રાપ્ત થતો દીઠો કે સાંભળ્યો નથી. અને જો શાસ્ત્રદ્વારા અયોગીપણાનું પ્રત્યક્ષ જ્ઞાન થતું હોત, તો તો પ્રત્યક્ષપણે તેને સિદ્ધિપદની પ્રાપ્તિ થવી જોઇતી હતી. પણ તેમ તો બનતું દેખાતું નથી

અવાચ્ય

અને આમ છે એટલા માટે જ, સામર્થ્યયોગ જે છે તે અવાચ્ય છે, કહ્યો જાય એવો નથી, શાસ્ત્રવાણીને અગોચર છે. કારણ કે શાસ્ત્રનો વિષય પરોક્ષ છે, અને **સામર્થ્યયોગનો** વિષય પ્રત્યક્ષ એટલે કે આત્માનુભવગોચર છે, સાક્ષાત્કારરૂપ છે. એટલે જ આ સામર્થ્યયોગ તેના યોગીને સ્વસંવેદનસિદ્ધ, આત્માનુભવગમ્ય કહ્યો છે. આ 'યોગ' એટલે **ક્ષપકશ્રેણિગત** યોગીનો ધર્મવ્યાપાર જ છે, અર્થાત્ ક્ષપકશ્રેણી જેણે આરંભેલી છે એવા સમર્થ યોગીનો આત્મસ્વભાવ રૂપ ધર્મમાં વર્તનારૂપ જે ધર્મવ્યાપાર છે, તેનું નામ જ **સામર્થ્યયોગ** છે. એમાં આત્માનુભવનું-સ્વસંવેદનજ્ઞાનનું પ્રધાનપણું હોય છે, એટલે જ એને સામર્થ્યયોગ કહેલ છે.

"પ્રગટે અનુભવ રસ આસ્વાદ."
"વાસી અનુભવ નંદનવનના, ભોગી આનંદઘનના." —શ્રી દેવચંદ્રજી

આવો આ સામર્થ્યયોગ '**પ્રાતિભજ્ઞાન**'થી સંગત-સંયુક્ત હોય છે, અને તે સર્વજ્ઞપણા આદિના સાધનરૂપ-કારણરૂપ થાય છે તે આ પ્રમાણેઃ—

**પ્રાતિભ જ્ઞાન**

પ્રાતિભ જ્ઞાન એટલે પ્રતિભાથી ઉપજતું જ્ઞાન, પ્રતિભાસંપન્ન જ્ઞાન પ્રતિભા એટલે અસાધારણ પ્રકાશ, ઝળક, ચમકારો જેમાં અસાધારણ આત્માનુભવનો પ્રકાશ ઝળકે છે-ચમકે છે તે પ્રાતિભજ્ઞાન જેમા ચૈતન્યશક્તિનો અસાધારણ-અતિશયવંત ચમત્કાર, અપૂર્વ અનુભવ પ્રકાશ, પ્રતિભાસે છે, પ્રગટ જણાય છે-અનુભવાય છે, તેનું નામ '**પ્રાતિભ જ્ઞાન**' છે આવુ પ્રાતિભ જ્ઞાન અત્રે સામર્થ્યયોગમા હોય છે. એને માર્ગાનુસારી પ્રકૃષ્ટ 'ઊહ' (અનન્ય તત્ત્વચિંતન) નામનું જ્ઞાન પણ કહે છે, કારણ કે માર્ગાનુસારી એટલે સાક્ષાત્ મોક્ષમાર્ગે ચાલ્યા જતા 'દક્ષ' યોગીનું અત્રે શુદ્ધ **માર્ગને** અનુસરતું અનન્ય તત્ત્વચિંતન હોય છે જેમકે—

"જડ ને ચેતન બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન, સુપ્રતીતપણે બન્ને જેને સમજાય છે,
સ્વરૂપ ચેતન નિજ જડ તે સંબંધ માત્ર, અથવા તે જ્ઞેય પણ પર દ્રવ્યમાય છે;
એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો, જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે,
કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા, નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે."
—શ્રીમદ્ રાજચંદ્રજી

આ પ્રાતિભજ્ઞાનરૂપ મહાતેજસ્વી પ્રદીપના (Search-Light) પ્રકાશથી આગળનો માર્ગ સ્વયં પ્રકાશમાન દેખાય છે-ઝળહળી રહે છે, એટલે સામર્થ્યયોગી પ્રગટ માર્ગ દેખતો દેખતો આગળ ધપે છે, ક્ષપકશ્રેણી પર ચઢતો જાય છે, અને કર્મપ્રકૃતિઓનો ક્ષય કરતો જાય છે.

"એમ પરાજય કરીને ચારિત્રમોહનો, આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપક તણી કરીને આરૂઢતા, અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો....
અપૂર્વ અવસર૦

મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી, સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો;
અંતસમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ, પ્રગટાવું નિજ કેવલજ્ઞાન નિધાન જો....
અપૂર્વ અવસર."

—શ્રીમદ્ રાજચંદ્રજી

**સર્વજ્ઞતાદિનું સાધન**

વળી આ સામર્થ્યયોગ, સર્વજ્ઞપણું-સિદ્ધિપદ વગેરેનું સાધન છે, કારણ છે. કારણ કે એનાવડે કરીને વગર વિલંબે, સર્વજ્ઞપણા-કેવલજ્ઞાન વગેરેની સિદ્ધિ થાય છે. પ્રાતિભ જ્ઞાનથી યુક્ત એવા સામર્થ્યયોગથી ક્ષપકશ્રેણી પર ચઢતો ચઢતો આ યોગી, તે શ્રેણીના અંતે, કેવલજ્ઞાન પામે છે, ને કેવલજ્ઞાન ભાનુનો ઉદય થતાં તે સર્વજ્ઞ-સર્વદર્શી બને છે. અને પછી આ છેલ્લા દેહનું આયુષ્ય પૂર્ણ થયે, તે **અયોગી કેવલી-સિદ્ધ** થાય છે, 'દૈહિક પાત્ર મટી જાય છે.'

"ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં, ભવના બીજ તણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા, કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો....અપૂર્વ૦
વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં, બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે, આયુષ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો....અપૂર્વ૦"

—શ્રીમદ્ રાજચંદ્રજી

**પ્રાતિભ જ્ઞાન સંધ્યા જેવું**

અત્રે કદાચ એમ શંકા થાય કે-આ છઠ્ઠું જ્ઞાન-'**પ્રાતિભ જ્ઞાન**' ક્યાંથી કહ્યું? તે તો ઘટે નહિં, કારણ કે જ્ઞાન તો પાંચ પ્રકારના જ છે અને આ કેવળજ્ઞાન પણ નથી, કારણ કે એ કેવલજ્ઞાન તો સામર્થ્યયોગના કાર્ય-રૂપ-ફળપરિણામરૂપ છે, કારણ ને કાર્ય બન્ને એક હોય નહિં. માટે આ પ્રાતિભજ્ઞાન શ્રુતજ્ઞાન જ છે.

તેનું **સમાધાન** એમ છે કે-આ **પ્રાતિભ જ્ઞાન** શ્રુતજ્ઞાન નથી, કેવલજ્ઞાન નથી, તેમ જ બીજું કોઈ પણ જ્ઞાન નથી. જેમ અરુણોદય રાત-દિવસથી જૂદો નથી, તેમ જ તે બેમાંથી એક પણ નથી, તેમ આ પ્રાતિભજ્ઞાન શ્રુત-કેવલની વચ્ચેની **સંધિનું જ્ઞાન** છે, તે તે બેથી જૂદું પણ નથી, તેમ જ તે બેમાંથી એક પણ નથી (૧) તેને **શ્રુતજ્ઞાન** પણ ન કહી શકાય, કારણ કે તેમાં એવો કોઇ ઉત્કૃષ્ટ, પ્રતિભાસંપન્ન ક્ષયોપશમ હોય છે, કે તેનો શ્રુતજ્ઞાનપણે વ્યવહાર થઇ શકે નહિં. (૨) તેમ જ તે **કેવલજ્ઞાન** પણ ન કહેવાય કારણ કે **પ્રાતિભ જ્ઞાન** ક્ષાયોપશમિક-ક્ષયોપશમ ભાવરૂપ છે, અને **કેવલજ્ઞાન** તો ક્ષાયિક ભાવરૂપ છે. તથા પ્રાતિભ જ્ઞાનમાં સર્વ દ્રવ્ય-પર્યાય જાણી શકાતા નથી, ને કેવલમાં જાણી શકાય છે. આમ એ બન્નેનો પ્રગટ ચોકખો ભેદ છે

"योगजाद्दृष्टजनितः स तु प्रातिभसंज्ञितः ।
संध्येव दिनरात्रिभ्यां केवलश्रुतयोः पृथक् ॥"— શ્રી અધ્યાત્મઉપનિષદ્

અને અન્ય દર્શનીઓને પણ આ 'પ્રાતિભજ્ઞાન' સંમત છે તેઓ તેને '**તારક**'-'**નિરીક્ષણ**' આદિ નામથી ઓળખે છે. તારક એટલે ભવસમુદ્રથી તારનારું. નિરીક્ષણ એટલે દ્રષ્ટા પુરુષનું સાક્ષાત્ દર્શન. આમ આ **પ્રાતિભ જ્ઞાન** માનવામાં કોઈ પણ દોષ નથી, એટલે કે તે માનવું યથાર્થ છે, સમ્યક્ છે.

**સામર્થ્યયોગ**ના ભેદ કહી બતાવવા માટે કહે છે:—

**द्विधायं धर्मसंन्यासयोगसंन्याससंज्ञितः ।
क्षायोपशमिका धर्मा, योगाः कायादिकर्म तु ॥ ९ ॥**

એહ સામર્થ્યયોગના, પ્રકાર બે આ ખાસ;
પ્હેલો ધર્મસંન્યાસ ને, બીજો યોગસંન્યાસ.
ક્ષાયોપશમિક હોય જે, ધર્મો તેહ કહાય;
કાય આદિનું કર્મ તે, યોગો અત્ર કથાય ૯

---

**वृत्तिः--द्विधा**—બે પ્રકારનો **अयं**-આ, સામર્થ્યયોગ છે. કેવા પ્રકારે? તો કે-**धर्मसंन्यास-योगसंन्याससंज्ञितः**-ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ સંજ્ઞાથી (નામથી) યુક્ત આની 'ધર્મસંન્યાસ' સંજ્ઞા ઉપજી છે, એટલા માટે ધર્મસંન્યાસસંજ્ઞિત. એમ 'યોગસંન્યાસ' સંજ્ઞા આની ઉપજી છે, એટલા માટે યોગસંન્યાસસંજ્ઞિત અને અહીં તેવા પ્રકારે તે સંજ્ઞાત થાય છે-ગગાબર ઓળખાય છે, એટલા માટે તે તત્ત્વરૂપે જ ગ્રહાય છે આ ધર્મો કયા? તે માટે કહ્યું કે—

**क्षायोपशमिका धर्माः**—ક્ષાયોપશમિક તે ધર્મો. ક્ષયોપશમથી નીપજેલા એવા ક્ષમા આદિ તે ધર્મો છે. **योगाः कायादिकर्म तु**-અને યોગો તે કાયઆદિના વ્યાપારો છે,-કાયોત્સર્ગકરણ આદિ.

અર્થ:—આ સામર્થ્યયોગ,- ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ એવી સંજ્ઞાએ (નામે) કરીને બે પ્રકારનો છે ક્ષાયોપશમિક (ક્ષયોપશમ ભાવથી ઉપજતા) તે 'ધર્મો' છે, અને કાય વગેરેનું કર્મ તે 'યોગો' છે.

## વિવેચન

આ સામર્થ્યયોગના બે ભેદ છે-(૧) '**ધર્મસંન્યાસ**' એવી સંજ્ઞાવાળો, (૨) '**યોગસંન્યાસ**' એવી સંજ્ઞાવાળો અત્રે ધર્મો એટલે ક્ષાયોપશમિક ભાવો, અને યોગ એટલે મન-વચન-કાયાનું કર્મ-વ્યાપાર. અત્રે 'સંજ્ઞા' શબ્દ હેતુપૂર્વક કહ્યો છે, કારણ કે જેના વડે કરીને અમુક વસ્તુ તેના સ્વરૂપે સંજ્ઞાત થાય-સમ્યક્ પ્રકારે જાણવામાં આવે, બરાબર ઓળખાય તે સંજ્ઞા.

'**ધર્મસંન્યાસયોગ**'—જેમાં ધર્મોનો સંન્યાસ એટલે ત્યાગ હોય છે તે ધર્મસંન્યાસ અહીં '**ધર્મો**' એટલે સર્વ પ્રકારના **ક્ષાયોપશમિક ભાવો**-ક્ષયોપશમથી ઉપજતા ભાવો સમજવા ક્ષયોપશમ ભાવથી ક્ષમા વગેરે જે જે ભાવો ઉપજે છે, તે તે ધર્મો છે. આ ક્ષયોપશમરૂપ ધર્મોનો અહીં સંન્યાસ-ત્યાગ હોય છે, કારણ કે આ મહાત્મા સામર્થ્યયોગી **ક્ષપકશ્રેણી** પર આરૂઢ થઈ, કર્મોને ખપાવતો ખપાવતો-ખતમ કરતો કરતો આગળ વધે છે, એટલે તેને કર્મક્ષયથી ઉત્પન્ન થતા **ક્ષાયિકભાવો** ઉપજે છે, ક્ષાયિક સમ્યક્ત્વ-દર્શન-જ્ઞાન-ચારિત્ર આદિ ગુણો પ્રગટે છે. આમ ક્ષાયિક ભાવ ઉપજતાં ક્ષયોપશમ ભાવો ત્યજાતા જાય છે.

"ક્ષાયિક દરિસન જ્ઞાન, ચરણ ગુણ ઉપન્યા રે,
આદિક બહુ ગુણ સસ્ય, આતમઘર નીપન્યા રે...શ્રી નમિ જિનવર સેવ, ઘનાઘન ઉનમ્યો રે."
—શ્રી દેવચંદ્રજી

**યોગસંન્યાસ યોગ**—યોગસંન્યાસ, એટલે જેમાં યોગોનો એટલે કે મન-વચન-કાયાના કર્મોનો સંન્યાસ-ત્યાગ હોય છે તે મન-વચન-કાયાના યોગનો જ્યાં અભાવ છે, એવી '**અયોગી**' અવસ્થા જ્યાં હોય છે, તે યોગસંન્યાસ છે

"મન વચન કાયા ને કર્મની વર્ગણા, છુટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું 'અયોગી' ગુણસ્થાનક ત્યાં વર્ત્તતું, મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો....અપૂર્વ."
શ્રીમદ્ રાજચંદ્રજી

આમ આ બન્ને નામ આપ્યા છે તે યથાર્થ છે.

એમ આ **સામર્થ્યયોગ** બે પ્રકારનો છે. તેમાં જે જ્યારે હોય છે, તે ત્યારે કહી બતાવવા માટે કહે છે—

द्वितीयापूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत् ।
आयोज्यकरणादूर्ध्वं, द्वितीय इति तद्विदः ॥ १० ॥

બીજા કરણ અપૂર્વમાં, પહેલો તાત્ત્વિક હોય;
આયોજ્યકરણની પછી, તજ્જ્ઞો બીજો જોય. ૧૦

**અર્થ:**—બીજા અપૂર્વકરણમાં તાત્ત્વિક એવો પ્રથમ યોગ-ધર્મસંન્યાસયોગ હોય; અને આયોજ્યકરણથી આગળમાં બીજો યોગ-યોગસંન્યાસ યોગ હોય, એમ તેના જ્ઞાતાઓ-જાણકારો કહે છે.

---

વૃત્તિઃ-द्वितीयापूर्वकरणे—**બીજા અપૂર્વ કરણમાં.** ગ્રંથિભેદના કારણરૂપ પહેલા અપૂર્વ કરણના વ્યવચ્છેદ-અપવાદ અર્થે બીજાનું ગ્રહણ કર્યું; કારણ કે પહેલા અપૂર્વકરણમાં પ્રસ્તુત સામર્થ્ય-યોગની અસિદ્ધિ હોય છે.

'અપૂર્વકરણ' એ તો શુભ એવો અપૂર્વ પરિણામ કહેવાય છે,—કે જે અનાદિ સંસારમાં પણ તે ધર્મસ્થાનોમાં વર્તતા જીવને તેવા પ્રકારે પૂર્વે ઉપજ્યો હોતો નથી, અને જેનું ફલ ગ્રંથિભેદ આદિ છે.

તેમાં—આ **પ્રથમ અપૂર્વકરણમાં** ગ્રંથિભેદ તે ફલ છે, અને આ ગ્રંથિભેદનું ફલ સમ્યગ્દર્શન છે. અને સમ્યગ્દર્શન છે તે પ્રશમ આદિ લિંગ-ચિન્હવાળો આત્મપરિણામ છે કહ્યું છે કે—"प्रशम-संवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ।"—પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યની અભિવ્યક્તિ (પ્રગટપણું) એ જેનું લક્ષણ છે, એવું તત્ત્વાર્થ-શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન છે યથાપ્રાધાન્ય-પ્રધાનપણા પ્રમાણે આ ઉપન્યાસ (અનુક્રમે ગોઠવણી) છે, અને તે પશ્ચાનુપૂર્વીથી-ઊલટા ક્રમે સુંદર છે, એમ સમયવિદો-શાસ્ત્રજ્ઞો કહે છે.

અને આ **બીજું અપૂર્વકરણ**,—કે જે તેવા પ્રકારની કર્મસ્થિતિમાંથી તેના સંખ્યેય સાગરોપમ વ્યતીત થયે હોય છે,—તે બીજા અપૂર્વકરણમાં શું? તો કે—

'**प्रथमस्तात्त्विको भवेत्**'—**પ્રથમ તાત્ત્વિક** હોય છે. પ્રથમ એટલે ધર્મસંન્યાસ નામથી ઓળખાતો યોગ તાત્ત્વિક-પારમાર્થિક એવો હોય છે. અને એ ક્ષપકશ્રેણીવાળા યોગીને હોય છે, કારણ કે ક્ષાયોપશમિક એવા ક્ષમા વગેરે ધર્મોની એને નિવૃત્તિ હોય છે (ક્ષમા વગેરે ક્ષયોપશમરૂપ ભાવો-ધર્મો દૂર થઇ ગયા હોય છે) એટલા માટે આ આમ ઉપન્યાસ-રજૂઆત છે

અતાત્ત્વિક એવો ધર્મસંન્યાસયોગ તો પ્રવ્રજ્યાકાળે પણ હોય છે, કારણ કે પ્રવૃત્તિલક્ષણ ધર્મોનો ત્યાં સંન્યાસ-ત્યાગ છે, એવી પ્રવ્રજ્યા-દીક્ષા જ્ઞાનયોગની પ્રતિપત્તિરૂપ-અંગીકારરૂપ છે. એટલા માટે જ આ પ્રવ્રજ્યાનો ભવવિરક્તને જ અધિકારી કહ્યો છે. કહ્યું છે કે:—

"अथ प्रव्रज्यार्हः आर्यदेशोत्पन्नः, विशिष्टजातिकुलान्वितः, क्षीणप्रायकर्ममलः,

## વિવેચન

સામર્થ્યયોગના ધર્મસંન્યાસ ને યોગસંન્યાસ એમ બે વિભાગ પાડ્યા, તે પ્રત્યેક ક્યારે હોય છે, તે અહીં બતાવ્યું છેઃ-(૧) પ્રથમ પ્રકારનો સામર્થ્યયોગ-તાત્ત્વિક એવો **ધર્મસંન્યાસ યોગ** દ્વિતીય અપૂર્વકરણમાં હોય છે, (૨) બીજા પ્રકારનો સામર્થ્યયોગ-**યોગસંન્યાસ યોગ** આયોજ્યકરણથી આગળમાં હોય છે.

---

विमलबुद्धिः, 'दुर्लभं मानुष्यं, जन्म मरणनिमित्तं, सपदश्चपलाः, विषया दुःखहेतवः, संयोगे वियोगः, प्रतिक्षणं मरणं, दारुणो विपाकः,' इत्यवगतसंसारनैर्गुण्यः, तत एव तद्विरक्तः, प्रतनुकषायः, अल्पहास्यादिः, कृतज्ञः, विनीतः, प्रागपि राजामात्यपौरजनबहुमतः, अद्रोहकारी, कल्याणाङ्गः, श्राद्धः, समुपपन्नश्च ।" ( અર્થ માટે જુઓ વિવેચન )

કારણ કે આવો ન હોય તે જ્ઞાનયોગ આરાધે નહિ, અને આવો હોય તે ન આરાધે એમ હોય નહિ-(આરાધે જ), એમ સર્વજ્ઞવચન-આગમ ભાવવા યોગ્ય છે. તેથી આ અનિરૂપિત અર્થ નથી.

**आयोज्यकरणादूर्ध्वं**—આયોજ્યકરણથી આગળમાં કેવલાભોગથી અચિન્ત્યવીર્યપણાએ કરીને આયોજીને, તેવા તેવા પ્રકારે તત્કાલ ખપાવી દેવાય એમ **ભવોપગ્રાહી** કર્મની તથાપ્રકારના અવસ્થાન ભાવમાં કૃતિ, તે **આયોજ્ય કરણ** છે (કેવલાભોગથી આયોજીને ભવોપગ્રાહી કર્મની સ્થિતિ તરત ખપાવી દેવાય એવી કરી દેવી તે આયોજ્યકરણ છે) આનું ફલ **શૈલેશી** અવસ્થા છે. એટલા માટે જ કહ્યું—

**द्वितीय इति तद्विदः**—બીજો 'યોગસંન્યાસ' નામનો સામર્થ્યયોગ હોય છે, એમ તેના જ્ઞાતાઓ-જાણકારો કહે છે, કારણ કે **શૈલેશી** અવસ્થામાં આનો ભાવ-હોવાપણું છે

આ સર્વ આગમિક વસ્તુ છે અને તેવા પ્રકારે એને સંવાદી (મળતો) અર્થ-આગમવચન છે—

"करणं अहापवत्तं अपुव्वमणियट्टिमेव भव्वाणं ।
इयरेसिं पढमं चिय भण्णइ करणं त्ति परिणामो ॥
जा गण्ठी ता पढमं गण्ठिं समइच्छओ भवे बीयं ।
अणियट्टीकरणं पुण सम्मत्तपुरक्खडे जीवे ॥
गण्ठित्ति सुदुब्भेओ कक्खडघणरूढगूढगण्ठिव्व ।
जीवस्स कम्मजणिओ घणरागदोसपरिणामो ॥
एत्तो विवज्जओ खलु भिण्णे एयम्मि समणाणं तु ।
थोवं पि सुपरिसुद्धं सच्चासम्मोहहेउत्ति ॥
सम्मत्तंमि उ लद्धे पलियपुहुत्तेण सावओ होइ ।
चरणोवसमखयाण सागरसंखन्तरा होन्ति ॥"

પ્રસાદિ લેશથી આ પરિભાવિત અર્થવાળું છે. (અર્થ માટે જુઓ ઉપર વિવેચન)

## —: તાત્ત્વિક ધર્મસંન્યાસ યોગ :—

તેમાં પ્રથમ, **ધર્મસંન્યાસ** અને તે પણ તાત્ત્વિક-પારમાર્થિક કોટિનો ધર્મસંન્યાસ, **બીજા અપૂર્વકરણના** સમયે પ્રગટે છે. અહીં 'બીજા' અપૂર્વકરણમાં એમ જે કહ્યું છે તે સહેતુક છે કારણ કે પહેલું અપૂર્વકરણ કે જે ગ્રંથિભેદનું કારણ છે, તેમાં આ પ્રસ્તુત ધર્મસંન્યાસ હોઈ શકે નહિં. એટલા માટે '**બીજા**'માં એમ કહી તેનો અપવાદ સૂચવ્યો આમ આ **અપૂર્વકરણ** બે છેઃ- (૧) ગ્રંથિભેદના કારણરૂપ, (૨) ક્ષપકશ્રેણી વેળાનું

**બીજા અપૂર્વ-કરણમાં**

આ **અપૂર્વકરણ** એટલે શું? 'અપૂર્વ' એટલે અનાદિ કાળના ભવભ્રમણમાં જે કદી પણ પૂર્વે પ્રાપ્ત થયો નથી, એવો શુભ-પ્રશસ્ત આત્મપરિણામ. **ગ્રંથિભેદ** વગેરે આ અપૂર્વકરણનું ફળ છે. તેમાં પહેલા અપૂર્વકરણનું ફળ ગ્રંથિભેદ છે, અને તે ગ્રંથિભેદનું ફળ સમ્યગ્દર્શન છે.

**ગ્રંથિભેદ**—ગ્રંથિ એટલે ગાઠ વાસની કઠણ ગાંઠ જેવી દુર્ભેદ-ભેદવી મુશ્કેલ, એવી ગાઢ રાગદ્વેષપરિણામરૂપ કર્મની ગાંઠ જ્યા ભેદાય છે, તેનું નામ ગ્રંથિભેદ છે 'અને આ દુર્ભેદ કર્મગ્રંથિરૂપ મહાબલવાન પર્વત જ્યારે અપૂર્વકરણરૂપ તીક્ષ્ણ ભાવ-વજ્રથી ભેદાઈ જાય છે, ત્યારે આ મહાત્માને અત્યંત તાત્ત્વિક આનંદ ઉપજે છે'—જેવો રોગીને ઉત્તમ ઔષધથી રોગ કાબુમાં આવતા ઉપજે છે તેવો અને આ ગ્રંથિનો ભેદ પણ એવો હોય છે કે તેનું પુનઃ તેવા પ્રકારે હોવાપણું હોતુ નથી તે એક વાર ત્રૂટી એટલે ગસ ત્રૂટી! ખલાસ! તે ફરીને તેવા સ્વરૂપમા પાછી ઉભી થવા પામે જ નહિં, સંધાય જ નહિ, તેનું નામ ભેદ છે; કારણ કે તેવો ગ્રંથિભેદ* થયા પછી તીવ્ર કષાયાદિનો ઉદય હોતો નથી. આવો આ ગ્રંથિભેદ સદાય કલ્યાણનો-નિર્વાણનો હેતુ થાય છે જેમ જન્માંધ પુરુષને શુભ પુણ્યનો ઉદય થતાં ચક્ષુનો લાભ થયે સદ્દર્શન થાય છે (બરાબર દેખાય છે), તેમ જ આને ગ્રંથિનો ભેદ થતાં સદ્દર્શન-સમ્યગ્દર્શન થાય છે, એટલે વસ્તુનું યથાર્થ સ્વરૂપ દેખાય છે'

**ગ્રંથિભેદ**

---

* "तथा च भिन्ने दुर्भेदे कर्मग्रन्थिमहाबले ।
तीक्ष्णेन भाववज्रेण बहुसंक्लेशकारिणि ॥
आनन्दो जायतेऽत्यन्तं तात्त्विकोऽस्य महात्मनः ।
सद्व्याध्यभिभवे यद्वद् व्याधितस्य महौषधात् ॥
भेदोऽपि चास्य विज्ञेयो न भूयो भवनं तथा ।
तीव्रसंक्लेशविगमात्सदा निःश्रेयसावहः ॥
जात्यन्धस्य यथा पुंसश्चक्षुर्लाभे शुभोदये ।
सद्दर्शनं तथैवास्य ग्रन्थिभेदेऽपरे जगु ॥"

—મહર્ષિ હરિભદ્રાચાર્યજીકૃત યોગબિંદુ

સમ્યગ્દર્શન—આમ ગ્રંથિભેદના ફળ-પરિણામરૂપે સમ્યગ્દર્શન ઉપજે છે. તત્ત્વાર્થનું શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વ છે. તેના ભૂતાર્થનું-પરમાર્થનું શ્રદ્ધાન થવું, શ્રદ્ધા ઉપજવી, પ્રતીતિ થવી તે સમ્યગ્દર્શન છે × 'આ નવ તત્ત્વરૂપ અનેક વર્ણની માળામાં એક આત્મતત્ત્વરૂપ સુવર્ણસૂત્ર-સોનાનો દોરો પરોવાયેલો છે, ચિરકાળથી છૂપાઇને રહેલો છે, તેને ખોળી કાઢી સમ્યગ્દષ્ટિ પુરુષ શુદ્ધ આત્મતત્ત્વનું દર્શન કરે છે, અનુભવ કરે છે.' આ જીવ, અજીવ કર્મથી બંધાયેલો છે; તેનું કારણ પુણ્ય-પાપ છે; પુણ્ય-પાપના આવવાનું કારણ આસ્રવ છે; આસ્રવ થયે બંધ થાય છે; આસ્રવને-નવા કર્મના આગમનને સંવરથી રોકી શકાય છે, જૂના કર્મોને નિર્જરાથી ખેરવી શકાય છે; અને એમ નિર્જરા કરતાં કરતાં સર્વ કર્મનો ક્ષય થયે, શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષ થાય છે, કેવલ એક શુદ્ધ આત્મા જ મોક્ષરૂપ બને છે;- આવી તાત્ત્વિક પ્રતીતિ તે સમ્યગ્દષ્ટિ પુરુષને ઉપજે છે. આમ દેહાદિ સમસ્ત પરવસ્તુથી ભિન્ન, ઉપયોગવંત ને અવિનાશી એવા શુદ્ધ આત્માનું ભેદજ્ઞાન થવું, અનુભૂતિ થવી, 'આત્મખ્યાતિ' થવી તે સમ્યગ્દર્શન છે, અને એનું બીજું નામ સમકિત છે.

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ....
મૂળ મારગ સાંભળો જિનનો રે.
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ....મૂળ૦
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત....મૂળ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકિત....મૂળ૦"

—શ્રીમદ્ રાજચંદ્રજી

"न सम्यक्त्वसमं किंचित्त्रैकाल्ये त्रिजगत्यपि ।
श्रेयोऽश्रेयश्च मिथ्यात्वसमं नान्यत्तनुभृताम् ॥"  —શ્રી સમંતભદ્રાચાર્યજી

અર્થાત્—'ત્રણે કાળમાં, ત્રણે લોકમાં, સમ્યક્ત્વ સમું પ્રાણીઓનું કંઇ શ્રેય નથી, અને મિથ્યાત્વ સમું કંઇ અશ્રેય નથી.'

---

× "चिरमिति नवतत्त्वच्छन्नमुन्नीयमानम् ,
कनकमिव निमग्नं वर्णमालाकलापे ।
अथ सततविविक्तं दृश्यतामेकरूपम् ,
प्रतिपदमिदमात्मज्योतिरुद्योतमानम् ॥"

શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત સમયસારકલશ

અને આમ ગ્રંથિભેદ થઇ, આત્માનુભૂતિરૂપ સમ્યગ્દર્શનની પ્રાપ્તિથી જેને પરમ આનંદોલ્લાસ ઉપજ્યો છે, એવા સમ્યગ્દૃષ્ટિ યોગી પુરુષના આવા સહજ અનુભવ ઉદ્ગાર નીકળી પડે છેઃ—

**"આત્મા જ્ઞાન પામ્યો એ તો નિઃસંશય છે; ગ્રંથિભેદ થયો એ ત્રણે કાળમાં સત્ય વાત છે. સર્વ જ્ઞાનીઓએ પણ એ વાત સ્વીકારી છે."**

**"અનંત કાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું, તે જ્ઞાનને એક સમય માત્રમાં જાત્યંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું, તે કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર."**

—શ્રીમદ્ રાજચંદ્રજી

આવું કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શન અપૂર્વકરણવડે ગ્રંથિભેદ થયા પછી પ્રાપ્ત થાય છે. અને આ સમ્યગ્દર્શનના પાંચ લિંગ એટલે પ્રગટ ચિહ્ન છેઃ-(૧) **પ્રશમ**, (૨) **સંવેગ**, (૩) **નિર્વેદ**, (૪) **અનુકંપા**, (૫) **આસ્તિક્ય**. પ્રધાનપણા પ્રમાણે આ લક્ષણોનો આમ પૂર્વાનુપૂર્વ અનુક્રમ છે, પણ પશ્ચાનુપૂર્વથી એટલે ઊલટા અનુક્રમે એ સુંદર-રૂડા છે, એમ શાસ્ત્રનું રહસ્ય જાણનારા કહે છે. કારણ કે આસ્તિક્ય ન હોય તો પ્રશમ આદિ સુંદર-સારા ન લાગે, શોભે નહિં, ઈત્યાદિ ઊલટા ક્રમે સમજવું. અને સુલટા ક્રમે પ્રથમનું લક્ષણ હોય તો પછીનું લક્ષણ આવે એમ સમજવું તે આ પ્રકારેઃ—

**સમ્યક્ત્વના ચિહ્ન**

પ્રથમ તો **પ્રશમ** એટલે કષાયનું ઉપશાંતપણું થાય, તો વિવેક વિચારનો અવકાશ થતાં **સંવેગ** એટલે માત્ર મોક્ષાભિલાષ પામે, તેથી **નિર્વેદ** એટલે સંસારથી કંટાળો ઉપજે, અને પછી સ્વદયા-પરદયારૂપ **અનુકંપા** આવે. આ ચાર ગુણ જ્યારે જીવમાં પરિણમે ત્યારે પાંચમો **આસ્તિક્ય** ગુણ પામવાની યોગ્યતા-પાત્રતા તેનામાં પ્રગટે. (આમ સુલટા ક્રમે છે.)

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;<br>
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ.<br>
દશા ન એવી જ્યાંલગી, જીવ લહે નહિં જોગ;<br>
મોક્ષમાર્ગ પામે નહિં, મટે ન અંતર રોગ."

—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

અથવા ઊલટા ક્રમે **આસ્તિક્ય** એટલે જીવાજીવ આદિ તત્ત્વના અસ્તિત્વની-હોવાપણાની આસ્થા-અંતર્ પ્રતીતિ ઉપજે, સ્વરૂપ જાણે, તો **અનુકંપા** ઉપજે; આ જીવાદિ જાણી તેને અનુસરતો કંપ આત્મામાં થાય, એટલે સ્વદયા-પોતાના આત્માની અનુકંપા

ઉપજે કે—અરે ! હું અત્યાર સુધી આ પરવસ્તુના સંસર્ગથી પરવસ્તુમાં રમ્યો ! તે રમવા યોગ્ય નહોતું. એવો ક્ષોભ-કંપ આત્મામાં થાય તે અનુકંપા. જેમકેઃ—

"હું છોડી નિજરૂપ રમ્યો પર પુદ્ગલે,
ઝીલ્યો ઊલટ આણી વિષય તૃષ્ણા જલે....વિહરમાન૦"   —શ્રીદેવચંદ્રજી

એવી સાચી અનુકંપા ઉપજે, એટલે નિર્વેદ-સંસારથી અત્યંત કંટાળો આવી જાય. 'આ કાજળની કોટડી જેવા સંસારમાં મ્હારે હવે એક ક્ષણ પણ આત્મભાવે રહેવું નથી,' એમ સંસારથી તે ઉભગે. અને એવો નિર્વેદ-કંટાળો ઉપજતાં, સંવેગ એટલે મોક્ષનો તીવ્રવેગી અભિલાષ ઉપજે; આ સંસાર બંધનથી હું કયારે છૂટું એવી શુદ્ધ ભાવના ભાવતો તે દૃઢ મુમુક્ષુ બને. અને તેના પરિણામે પ્રશમ પ્રગટે, વિષય-કષાયનું પ્રશાંતપણું થાય, પરભાવથી વિરતિ થાય, વીતરાગતા આવે અને તેનો આત્મા સ્વસ્વરૂપમાં શમાઈ જાય.

આવા પાંચ લક્ષણવાળું સમ્યગ્દર્શન જીવને પહેલા અપૂર્વકરણના પ્રતાપે ગ્રંથિભેદ થયે સાંપડે છે. અને પછી કર્મસ્થિતિમાંથી સંખ્યાત સાગરોપમ વ્યતીત થયે, આ બીજું અપૂર્વકરણ-અપૂર્વ આત્મપરિણામ પ્રાપ્ત થાય છે, ત્યારે આ તાત્ત્વિક ધર્મસંન્યાસયોગ ક્ષપકશ્રેણીમાં ચઢતા સામર્થ્યયોગીને હોય છે, કારણ કે તે ક્ષપક યોગી ક્ષમા વગેરે ક્ષયોપશમરૂપ ધર્મોથી નિવર્ત્યો છે, અને ક્રોધાદિ કષાયરૂપ સર્વ કર્મપ્રકૃતિઓને જડમૂળથી ખપાવવારૂપ ક્ષાયિકભાવ ભણી પ્રવર્ત્યો છે. અને આવો જે 'ધર્મસંન્યાસ' નામનો સામર્થ્યયોગ છે, તે જ ખરેખરો તાત્ત્વિક, પારમાર્થિક 'ધર્મસંન્યાસ'યોગ છે

**તાત્ત્વિક ધર્મ-સંન્યાસ**

અતાત્ત્વિક 'ધર્મસંન્યાસ' તો પ્રવ્રજ્યા-દીક્ષા અવસરે પણ હોય છે, કારણ કે જેમાં પ્રવૃત્તિરૂપ ધર્મોનો સંન્યાસ-ત્યાગ હોય છે, તે નિવૃત્તિરૂપ પ્રવ્રજ્યા-દીક્ષા કહેવાય છે. પાપોમાંથી પ્રકર્ષે કરીને શુદ્ધ ચરણયોગમાં વ્રજન-ગમન તે "પ્રવ્રજ્યા" છે. વિષયકષાયાદિ દુષ્ટ ભાવોનું મુંડન-છોલણક્રિયા તેનું નામ 'દીક્ષા' છે. આ પ્રવ્રજ્યા (દીક્ષા-સંન્યાસ) જ્ઞાનયોગના અંગીકારરૂપ છે. એટલા માટે જ સંસારથી જે અંતરંગ પરિણામથી ખરેખરો વિરક્ત થયો હોય, ચિત્તમાં અત્યંત વૈરાગ્યવંત થયો હોય, તે જ તેવી જ્ઞાનયોગની પ્રતિપત્તિરૂપ દીક્ષાનો અધિકારી પાત્ર કહ્યો છે. દીક્ષાને યોગ્ય, મુનિધર્મ ગ્રહણ કરવાને યોગ્ય પાત્ર જીવ કેવા વિશિષ્ટ ખાસ લક્ષણવાળો હોવો જોઈએ, તે અહીં કહ્યા છેઃ—

**અતાત્ત્વિક ધર્મ સં૦**

(૧) જે આર્ય દેશમાં ઉત્પન્ન થયો હોય, (૨) વિશિષ્ટ જાતિ-કુલવાળો હોય, (૩) જેનો કર્મમલ ક્ષીણપ્રાય-લગભગ ક્ષીણ થવા આવ્યો હોય, (૪) એથી કરીને જ જે વિમલ-

**દીક્ષાનો અધિકારી**

બુદ્ધિવાળો હોય, (૫) 'મનુષ્યપણું દુર્લભ છે, જન્મ મરણનું કારણ છે, સંપદાઓ ચપલ છે, વિષયો દુઃખના હેતુ છે, સંયોગમાં વિયોગ છે, પ્રતિક્ષણે મરણ છે, કર્મનો વિપાક દારુણ છે,'– એમ જેણે સંસારનું નિર્ગુણપણું–નગુણાપણું, નિઃસારપણું, તુચ્છપણું જાણ્યું હોય, (૬) તેથી કરીને જ તે સંસારથી જે વિરક્ત થયો હોય, (૭) જેના કષાય અત્યંત કૃશ, પાતળા, દૂબળા પડી ગયા હોય–જે મંદકષાયી હોય, (૮) જેનામાં હાસ્ય–રતિ–અરતિ વગેરે અલ્પ હોય, (૯) જે કૃતજ્ઞ–કરેલા ઉપકારને, ગુણને જાણવાવાળો કદરદાન હોય, (૧૦) વિનીત–વિનયગુણસંપન્ન હોય, (૧૧) દીક્ષા લેતાં પહેલાં પણ જે રાજા, મંત્રી અને નગરજનોને બહુમત–માનીતો હોય, જેનું સમાજમાં પણ વજન પડતું હોય એવો પ્રતિષ્ઠિત–માનનીય હોય, (૧૨) અદ્રોહકારી–દેવ, ગુરુ, ધર્મ, રાજ, દેશ, સમાજ વગેરેનો જે દ્રોહ કરનાર ન હોય, (૧૩) જે કલ્યાણ અંગવાળો–ભદ્રમૂર્ત્તિ હોય, કે જેને દેખતાં જ છાપ પડે કે આ ભદ્ર–ભલો–રૂડો જીવ છે, એવો હોય, (૧૪) શ્રાદ્ધ, સમ્યક્ શ્રદ્ધાવંત, શ્રદ્ધાળુ હોય, (૧૫) સ્થિર હોય, ચળવિચળ પરિણામી ન હોય, (૧૬) સમુપપન્ન હોય, એટલે સમ્યક્ પ્રકારે સદ્ગુરુને શરણે આવેલો–આત્મસમર્પણ કરનારો હોય. જેમકે—

"શું પ્રભુ ચરણ કને ધરૂં, આત્માથી સહુ હીન;
તે તો પ્રભુએ આપિઓ, વર્તું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વરતો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, આપ પ્રભુનો દીન." —શ્રીઆત્મસિદ્ધિ

'આવા લક્ષણવાળો ન હોય તે જ્ઞાનયોગ આરાધે નહિં, 'અને આવા લક્ષણવાળો હોય તે આરાધ્યા વિના રહે નહિં, એમ શ્રી સર્વજ્ઞદેવનું વચન છે. તેથી આ ઉપર જે કહ્યું તે બધુંય યથાર્થ છે. આમ પ્રવ્રજ્યા સમયે અતાત્ત્વિક ધર્મસંન્યાસ, અને ક્ષપકશ્રેણીમાં તાત્ત્વિક ધર્મસંન્યાસ હોય છે, એમ સ્પષ્ટ કર્યું.

**બીજું અપૂર્વકરણ**

અને આમ ક્ષપકશ્રેણીગત યોગીને 'બીજા :અપૂર્વકરણમાં' આ તાત્ત્વિક ધર્મસંન્યાસ નામનો સામર્થ્યયોગ હોય છે આને અપૂર્વકરણ એટલા માટે કહેવામાં આવે છે કે–તેમાં અપૂર્વ એવું આ પાંચ વસ્તુઓનું કરણ–નિર્વર્તન (કરવાપણું) હોય છેઃ–(૧) સ્થિતિઘાત, (૨) રસઘાત, (૩) ગુણશ્રેણી, (૪) ગુણસંક્રમ, (૫) સ્થિતિબંધ. તે આ પ્રકારેઃ—

(૧–૨) મોટા પ્રમાણવાળી જ્ઞાનાવરણીય વગેરે કર્મની સ્થિતિનું અહીં અપૂર્વ ખંડન–ઘાત કરવામાં આવે છે,–છેદ ઉડાવવામાં આવે છે; તથા કર્મોના પ્રચુર રસનું અપૂર્વ

ખંડન-ઘાત કરી અત્યંત અલ્પપણું કરી દેવામાં આવે છે. આમ વિશુદ્ધિના પ્રકૃષ્ટપણાથી આ **સ્થિતિઘાત-રસઘાત** એ બન્ને આગલા ગુણસ્થાનકોની અપેક્ષાએ **અપૂર્વ** હોય છે. (૩) તેમજ અત્રે અત્યંત વિશુદ્ધિના સામર્થ્યથી **ગુણશ્રેણી**ની વિરચના એવી અપૂર્વ કરે છે, કે કર્મના દળીઆ ઝપાટાબંધ ટપોટપ ઉડાવી દેવા માટે ગોઠવાઈ ગયા હોય છે. (૪) તથા બંધાતી શુભ પ્રકૃતિઓમાં અશુભ દળીઆનું પ્રતિક્ષણે અસંખ્યેય ગુણવૃદ્ધિથી લઇ જવું-સંક્રમણ કરવું, તે **ગુણસંક્રમ** પણ અહીં અપૂર્વ હોય છે (૫) અને કર્મોની **સ્થિતિ** પૂર્વે અશુદ્ધપણાને લીધે ઘણી લાંબી બાંધતો હતો, તે અહીં અપૂર્વકરણમાં અત્યંત વિશુદ્ધપણાને લીધે ઘણી ટૂંકી બાંધે છે. આમ આ પાંચે વાનાં અત્રે અપૂર્વ હોય છે, એટલા માટે '**અપૂર્વકરણ**' નામ સાર્થક છે.

આ **અપૂર્વકરણરૂપ અપૂર્વ** આત્મસામર્થ્ય પામીને જે યોગી પુરુષ **ક્ષપકશ્રેણી** પર આરૂઢ થાય છે, તેને આ તાત્ત્વિક **ધર્મસંન્યાસયોગ** હોય છે, કારણ કે તે ક્ષયોપશમરૂપ ધર્મોનું ક્ષપણ કરતો કરતો આગળ વધે છે; કર્મપ્રકૃતિઓને સર્વથા ખપાવતો ખપાવતો, ખતમ કરતો કરતો, ઊડાવતો ઊડાવતો, ગુણસ્થાનકની શ્રેણી પર ચઢતો જાય છે. અને આમ કર્મશત્રુનો ક્ષય કરતો કરતો, આ પરમ સમર્થ વીર પુરુષ ૮-૯-૧૦-૧૨ ગુણસ્થાનને વટાવી જઈ, તેરમા **સયોગી કેવલિ ગુણસ્થાને** પહોંચી '**નિજ કેવલજ્ઞાન નિધાન**' પ્રગટાવે છે.

**ક્ષપકશ્રેણી**

## —: યોગસંન્યાસ યોગ :—

અને બીજો જે 'યોગસંન્યાસ' નામનો સામર્થ્યયોગ છે, તે **આયોજ્યકરણ**ની પછી હોય છે. તે આ પ્રકારે:—

અચિંત્ય વીર્યપણાએ કરીને, અસાધારણ આત્મસામર્થ્યથી કેવલી ભગવાન **સમુદ્દ્ઘાત** કરે છે, તે પહેલાં **આયોજ્યકરણ** કરે છે. આયોજ્યકરણ એટલે શું? આયોજીને કરવામાં આવતો યોગવ્યાપાર તે આયોજ્યકરણ. આ=મર્યાદા,- કેવલીએ દીઠેલ મર્યાદા પ્રમાણે; યોજન=યોજવું તે, શુભ યોગનું વ્યાપારણ-પ્રવર્ત્તન; કરણ=પરિણામવિશેષ, સામર્થ્યવિશેષ કેવલી ભગવાને દીઠેલી મર્યાદા પ્રમાણે, ઉદીરણાઆવલિમાં ભવોપગ્રાહી કર્મનો પ્રક્ષેપ કરવો તે **આયોજ્યકરણ** છે. એટલે કે આ છેલ્લા ભવમાં ભોગવવાના જે બાકી રહેલા વેદનીય વગેરે ચાર કર્મ છે, તેમાં જો વેદનીય વગેરેની સ્થિતિ આયુષ્ય કરતાં વધારે હોય, તો તેને સમ-સરખી કરવા માટે કેવલી ભગવાન ઉદીરણા કરે છે, આયોજ્યકરણ કરે છે,- કે જેથી કરીને **સમુદ્દ્ઘાત**વડે તે તે કર્મોને જલ્દી ખપાવી દઇ સરખી સ્થિતિમાં લાવી મૂકાય.

**આયોજ્યકરણ**

આવું આયોજ્યકરણ કરીને કેવલી ભગવાન **સમુદ્દ્ઘાત** કરે છે. સર્વ કેવલી ભગવાન સમુદ્ઘાત કરતા નથી, પણ જેના વેદનીય વગેરે કર્મની સ્થિતિ આયુષ્ય કરતાં વધારે હોય છે, તેઓ જ તે **કર્મોના સમીકરણ માટે** સમુદ્ઘાત કરે છે, કે જેથી કરીને તે કર્મોને શીઘ્ર ભોગવી લઇ તેનો તત્કાલ નિકાલ કરી દેવાય. મૂળ* શરીરને છોડ્યા વિના, ઉત્તર દેહરૂપ જીવપિંડનું-આત્મપ્રદેશસમૂહનું દેહમાંથી બહાર નીકળવું તેનું નામ **સમુદ્ઘાત** છે. સમુદ્ઘાત એટલે સમ્+ઉદ્ઘાત, સમ્=સમ્યક્પણે એટલે અપુનર્ભાવપણે, ફરી ન હોય એ રીતે; ઉત્=પ્રાબલ્યથી, પ્રબલપણાથી; ઘાત=કર્મનું હનન, પ્રલય, ક્ષય. ફરી ન ઉપજે એવી રીતે પ્રબલપણે જે પ્રયત્નવિશેષમાં કર્મનો પ્રલય થાય-ઘાત થાય, તે **સમુદ્ઘાત** છે. આ કેવલિસમુદ્ઘાતમા આત્મપ્રદેશનો વિસ્તાર કરી-વિરાટ સ્વરૂપ ધારણ કરી, તે આત્મપ્રદેશવડે આખો લોક દંડ-કપાટ-પ્રતર આકારે પૂરી દેવામાં આવે છે; અને તે તે કર્મપ્રદેશોને સ્પર્શી, શીઘ્ર ભોગવી લઇ ખેરવી નાંખવામાં આવે છે; અને પછી તે આત્મપ્રદેશોનો ઊલટા ક્રમે ઉપસંહાર કરાય છે. આ બધો વિધિ **માત્ર આઠ સમયમાં** પૂરો થાય છે! આવું પરમ અદ્ભુત **અચિંત્ય સામર્થ્ય** આ પરમ સમર્થયોગી અત્ર વ્યક્ત કરે છે!!

**કેવલી-સમુદ્ઘાત**

અને આ આયોજ્યકરણ ને સમુદ્ઘાતનું ફળ-પરિણામ **શૈલેશીકરણ** છે, એટલે કે તે પછી તરતમાં શૈલેશીકરણ પ્રાપ્ત થાય છે. તેમાં મન-વચન-કાયાના યોગનો સર્વથા નિરોધ કરી, આ પરમ સમર્થ યોગી ચોથું **શુક્લધ્યાન** ધ્યાવતો સતો, શૈલેશ-મેરુપર્વત જેવી નિષ્પ્રકંપ અડોલ અવસ્થાને પ્રાપ્ત થાય છે અથવા સર્વ સંવરરૂપ-સમાધાનરૂપ જે શીલ, તેનો ઈશ બને છે. આમ આ **સ્વરૂપગુપ્ત** પરમ યોગીની શૈલેશ-મેરુ જેવી નિષ્કંપ યોગનિરોધરૂપ અવસ્થા તે શૈલેશીકરણ. અથવા પરમ સમાધિ પામેલા આ શીલેશ યોગીશ્વરની અવસ્થા તે શૈલેશીકરણ. આ શૈલેશી અવસ્થા, પાંચ હ્રસ્વ અક્ષર ( અ, ઈ, ઉ, ઋ, લૃ ) ઉચ્ચારાય તેટલો કાળ રહે છે; અને તેના છેલ્લા સમય પછી તરતજ આ પરમ **અયોગી યોગી** ઊર્ધ્વગમન કરી સિદ્ધપદમાં બિરાજે છે.

**શૈલેશીકરણ**

"ઉત્કૃષ્ટે વીરજ નિવેશે, યોગક્રિયા નવિ પેસે રે;
યોગ તણી ધ્રુવતા શૈલેશે, આતમશક્તિ ન ખેસે રે....વીરજીને ચરણે લાગું."

—શ્રી આનંદઘનજી

---

* "मूलसरीरमछंडिय उत्तरदेहस्स जीवपिंडस्स ।
णिग्गमणं देहादो हवदि समुद्घादयं णाम ॥"

—શ્રી નેમિચંદ્ર સિદ્ધાંતચક્રવર્તી કૃત ગોમ્મટસાર

"વીર્ય ક્ષાયિક બલે ચપળતા યોગની, શોધી ચેતન કર્યો શુચિ અલેશી;
ભાવ શૈલેશીમેં પરમ અક્રિય થઇ, ક્ષય કરી ચાર તનુ કર્મશેષી."—શ્રી દેવચંદ્રજી

"મન–વચન–કાયા ને કર્મની વર્ગણા, છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્ત્તતું, મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો....અપૂર્વ૦
એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા, પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્ત્તિ અનન્યમય, અગુરુલઘુ અમૂર્ત્ત સહજ પદરૂપ જો....અપૂર્વ૦"
—શ્રીમદ્ રાજચંદ્રજી

આમ આ 'યોગસંન્યાસ' યોગ શૈલેશી અવસ્થામાં પ્રાપ્ત થાય છે.

## —: યથાપ્રવૃત્તકરણ આદિ :—

ભવ્યોને **યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ** એમ ત્રણેય કરણ પ્રાપ્ત થાય છે; અને બીજાઓને એટલે કે અભવ્યોને પહેલું **યથાપ્રવૃત્તકરણ** જ હોય છે, બીજા કરણ તેને કદી પણ પ્રાપ્ત થઇ શકે નહિ. અત્રે કરણ એટલે પરિણામ. (ગાથા ૧).

જેમ ગિરિ–નદીનો પત્થર ઘસાતાં પીસાતાં, કૂટાતા, પીટાતાં, ઘર્ષણ–ઘૂર્ણન ન્યાયે ગોળ લીસો થાય છે; તેમ અનાદિ સંસારમાં રખડતા આથડતા જીવને ક્વચિત્ ક્વચિત્ **યથાપ્રવૃત્તકરણ** ક્રમે કરીને **ભાવમલની** ક્ષીણતા થતાં તથાભવ્યતાનો પરિપાક થયે એવો કોઇ વિશિષ્ટ આત્મપરિણામ થઇ આવે છે, એવી કોઇ કર્મ સ્થિતિ રસની મંદતા ઉપજે છે, કે તે **ગ્રંથિની** નિકટ આવી પડે છે. 'આપુસે ચલી આતી હે' એ રીતે અનાદિ કાળપ્રવાહમાં પ્રવર્ત્તતાં પ્રવર્ત્તતાં જીવને જે ક્વચિત્ કિંચિત્ ભાવચમકારા જેવું સામાન્યપણે (Ordinarily) પ્રવર્ત્તે છે એવું પૂર્વાનુપૂર્વકરણ તે યથાપ્રવૃત્તકરણ છે. આવું યથાપ્રવૃત્તકરણ તો જીવ અનંતવાર કરે છે, ને અનંતવાર ગ્રથિની નિકટ આવે છે પણ તે માત્ર સામાન્ય–સાધારણ પ્રયત્નરૂપ હોઇ આત્મવીર્યની મંદતાને લીધે તે ગ્રંથિભેદ કર્યા વિના પાછો વળી જાય છે. આ કરણ ભવ્ય–અભવ્ય બન્નેને પ્રાપ્ત થાય છે, પણ **બીજા બે કરણ એકલા ભવ્યને જ પ્રાપ્ત થાય છે, અભવ્યને નહિં,** એટલે જ તે મોક્ષમાર્ગમાં પ્રવેશી શકતો નથી.

અને **ભવ્ય પણ** જ્યાંલગી અપૂર્વ (Unprecedented) આત્મપરિણામરૂપ ભાવને પામી, અપૂર્વ આત્મપુરુષાર્થ સ્ફુરાવી, અનન્ય પ્રયત્નથી–અસાધારણ (Extra ordinary effort) પ્રયાસથી, પોતાના સર્વ સામર્થ્યથી (With all his might) **અપૂર્વ પુરુષાર્થ** શૂરવીરપણે 'યાહોમ કરીને', ગ્રથિરૂપ દુર્ભેદ્ય દુર્ગનો ભેદ કરવા સર્વાત્માથી પ્રવર્ત્તતો નથી, ત્યાલગી તે પણ તે કાર્યમાં સફળ થતો નથી. કારણ કે ગ્રંથિભેદરૂપ દુર્ઘટ કાર્ય માટે અસામાન્ય–અસાધારણ પ્રયત્નની જરૂર છે. તેમાં

પૂર્વાનુપૂર્વ યથાપ્રવૃત્ત જેવો તેવો પ્રયત્ન કામ આવે નહિં. જેમ યુદ્ધમાં મજબૂત કિલ્લો સર કરવા માટે બળવાન્ શસ્ત્રોથી ભારી હલ્લો ( Mass attack ) કરવો પડે છે, તેમ ગ્રંથિરૂપ દુર્ભેદ્ય દુર્ગને જીતવા માટે અપૂર્વ આત્મપુરુષાર્થરૂપ ભાવ-વજ્રનો જોરદાર હલ્લો લઈ જવો જ જોઈએ, નહિં તો તેમાં નિષ્ફળતા જ મળે છે, અર્થાત્ ગ્રંથિ આગળથી 'પીછેહઠ' ( Retreat ) કરવી પડે છે.

"ગ્રંથિ પહેલે ગુણસ્થાનકે છે, તેનું ભેદન કરી આગળ વધી ચોથા સુધી સંસારી જીવો પહોંચ્યા નથી. કોઈ જીવ નિર્જરા કરવાથી ઊંચા ભાવે આવતાં, પહેલામાંથી નીકળવા વિચાર કરી, ગ્રંથિભેદની નજીક આવે છે, ત્યાં આગળ ગાંઠનું એટલું બધું તેના ઉપર જોર થાય છે કે ગ્રંથિભેદ કરવામાં શિથિલ થઈ જઈ અટકી પડે છે; અને એ પ્રમાણે મોળો થઈ પાછો વળે છે, આ પ્રમાણે ગ્રંથિભેદ નજીક અનંતીવાર આવી જીવ પાછો ફર્યો છે. કોઈ જીવ પ્રબલ પુરુષાર્થ કરી નિમિત્ત કારણનો જોગ પામી કરેડીઆં કરી ગ્રંથિભેદ કરી, આગળ વધી આવે છે, અને જ્યારે ગ્રંથિભેદ કરી આગળ વધ્યો કે ચોથામાં આવે છે, અને ચોથામાં આવ્યો કે વહેલો મોડો મોક્ષ થશે, એવી તે જીવને છાપ મળે છે."

—શ્રીમદ્ રાજચંદ્ર

પણ જીવ જ્યારે છેલ્લા પુદ્ગલાવર્ત્તમાં વર્તતો હોય છે, ને તેમાં પણ ભાવમલની અત્યંત ક્ષીણતા થાય છે, ત્યારે ભવ્ય જીવને છેટલું યથાપ્રવૃત્તકરણ પ્રાપ્ત થાય છે, અને તે ગ્રંથિભેદની અત્યંત નિકટ આવે છે. એટલે પછી તેને

અપૂર્વકરણ

અનિવૃત્તિકરણ

અપૂર્વ આત્મભાવનો ઉલ્લાસ થતાં, અપૂર્વ આત્મપુરુષાર્થની સ્ફુરણાથી અપૂર્વકરણ ને અનિવૃત્તિકરણની પ્રાપ્તિ થાય છે અપૂર્વકરણ એટલે અનાદિકાળમાં પૂર્વે કદી પણ પ્રાપ્ત થયો નથી એવો અપૂર્વ આત્મપરિણામ. અને સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવ્યા વિના રહે નહિં-નિવર્તે નહિં, તે અનિવૃત્તિકરણ અપૂર્વકરણથી ગ્રંથિભેદ થાય છે, અને અનિવૃત્તિકરણથી સમ્યક્ત્વ થાય છે.

તેમાં જ્યાંસુધી ગ્રંથિ છે, ત્યાંસુધી યથાપ્રવૃત્તકરણ છે, ગ્રંથિ છેદતાં-ઉલ્લંઘતાં અપૂર્વકરણ છે, અને ગ્રંથિભેદ કરીને જીવ સમ્યક્ત્વને સન્મુખ થાય ત્યારે અનિવૃત્તિ કરણ છે. ( ગાથા-૨ ). આ ગ્રંથિ એટલે અત્યંત દુર્ભેદ્ય, ભેદવી ઘણી કઠણ એવી ગાંઠ કર્કશ, ઘન, રૂઢ ને ગૂઢ એવી વાંસની ગાંઠ જેમ ભેદવી મુશ્કેલ હોય છે, તેમ જીવની આ ગાઢ રાગ-દ્વેષ પરિણામરૂપ ગાંઠ ભેદવી ઘણી દુષ્કર છે. ( ગાથા-૩ ) એટલા માટે જ તેને ભેદવા માટે જીવે અપૂર્વ આત્મપુરુષાર્થ કરવો આવશ્યક છે. આ સર્વ આ આકૃતિ ઉપરથી સમજાશે:—

આકૃતિ — ૧

યથાપ્રવૃત્તિકરણ → | અપૂર્વકરણ ↓ ગ્રંથિભેદ | → અનિવૃત્તિકરણ → સમ્યક્ત્વ

**સમ્યક્ત્વાદિ**

અને આમ આ ગાંઠ ભેદાઈ ગયા પછી, આ જીવ ગાઢ રાગ-દ્વેષ પરિણામ છોડી દે છે, તેના રાગાદિ મંદ પડી જાય છે, દુષ્ટ અનંતાનુબંધી કષાય ચોકડી નષ્ટ થાય છે, દર્શનમોહ દૂર થાય છે અને સમ્યગ્દર્શન પ્રગટે છે. કારણ કે થોડું પણ સુપરિશુદ્ધ એવું સમ્યગ્જ્ઞાન સાચા અસંમોહનો હેતુ હોય છે. (ગાથા-૪).

સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી, પલ્યોપમપૃથક્ત્વમાં એટલે કે ચારિત્રમોહનીય કર્મમાંથી બેથી નવ પલ્યોપમ સુધીની સ્થિતિ ક્ષય થયે, દેશવિરતિપણું-સાચું ભાવશ્રાવકપણું પ્રાપ્ત થાય છે. અને તે ચારિત્રમોહમાંથી સંખ્યાતા સાગરોપમ સ્થિતિ ક્ષય થયે, સર્વવિરતિપણું-સાચું ભાવસાધુપણું, તથા ઉપશમશ્રેણી-ક્ષપકશ્રેણી અનુક્રમે પ્રાપ્ત થાય છે. (ગાથા-૫) ઇત્યાદિ અત્રે સંક્ષેપથી કહ્યું છે. વિશેષ જિજ્ઞાસુએ કર્મગ્રંથ આદિ સ્થળો જોવા.

## આકૃતિ—૨

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ્રથમ અપૂર્વકરણ | → | ગ્રંથિભેદ | → | સમ્યક્ત્વ. | | |
| | | ક્ષપકશ્રેણી | | | | |
| બીજુ અપૂર્વકરણ | → | ૮ ૯ ૧૦ ૧૨ ગુણસ્થાન | → | કેવલજ્ઞાન. | | |
| આયોજ્યકરણ | → | સમુદ્‌ઘાત | → | શૈલેશીકરણ | → | મોક્ષ. |

અત્રે એટલું લક્ષમા રાખવા યોગ્ય છે કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી જીવ જો **તીવ્ર-સંવેગથી અપૂર્વ પુરુષાર્થધારા** ચાલુ રાખે ને વધારે, તો ઉપરોક્ત પલ્યોપમ-સાગરોપમાદિ જેટલી કર્મસ્થિતિ પણ શીઘ્ર ક્ષય કરી, ઝપાટાબંધ ભાવશ્રાવક, ભાવસાધુ આદિ દશાને પામે, અને ઉપશમ-ક્ષપકશ્રેણી પર આરૂઢ થઇ, અનુપમ કેવલજ્ઞાન પ્રગટાવી, યાવત્ તેજ ભવે પણ મોક્ષ પામે જો જીવના પુરુષાર્થમા મંદતા હોય તો તે પ્રમાણે મોક્ષની પ્રાપ્તિમાં પણ ઢીલ થાય એટલે મોક્ષની પ્રાપ્તિ જીવના પુરુષાર્થબલને આધીન છે. જલદી પુરુષાર્થ સ્ફુરાવે તો જલદી મોક્ષ પામે, માટે ભવસ્થિતિ આદિ ખોટા બ્હાના છોડી દઇ જીવે નિરંતર સત્ય પુરુષાર્થશીલ રહેવું જોઇએ એમ જ્ઞાની પુરુષોના ઉપદેશનો આશય સમજાય છે.

કારણ કે આયોજ્યકરણથી ઊર્ધ્વ-આગળમા બીજો (યોગસંન્યાસ) યોગ હોય છે, એટલા માટે—

**अतस्त्वयोगो योगानां योगः पर उदाहृतः ।**
**मोक्षयोजनभावेन सर्वसंन्यासलक्षणः ॥ ११ ॥**

એથી અયોગ યોગમાં, યોગ કહ્યો પરરૂપ;
મોક્ષ સાથ યોજનથકી, સર્વસન્યાસ સ્વરૂપ. ૧૧.

**અર્થ**:—એટલા માટે તો જે 'અયોગ' છે, તેને યોગોમા પરમ યોગ કહ્યો છે (કારણ કે) મોક્ષ સાથે તે યોજન–જોડાણ કરે છે, અને તે સર્વ સન્યાસ લક્ષણવાળો છે.

## વિવેચન

આમ યોગસન્યાસ નામનો સામર્થ્યયોગ **શૈલેશી** અવસ્થામા હોય છે એમ ઉપરમા કહ્યુ તેમા મન–વચન–કાયાના યોગનો અભાવ હોય છે, નિરોધ કરવામા આવે છે, એટલે તે 'અયોગ' કહેવાય છે અને આ '**અયોગ**' યોગ સર્વ યોગોમા પરમ છે, પ્રધાન છે કારણ કે તે '**योजनाद् योग.**'–મોક્ષ સાથે સાક્ષાત્ યોજન કરાવનાર એવો ખરેખરા અર્થમા 'યોગ' છે અને તે સર્વસન્યાસરૂપ લક્ષણવાળો છે, તેમા ઉત્કૃષ્ટ પરિશુદ્ધિ હોય છે

**અયોગ પરમ યોગ**

આને 'પરમ' યોગ કહ્યો તે યથાર્થ છે, કારણ કે સર્વ યોગોનુ જે એક માત્ર અતિમ સાધ્ય–ધ્યેય મોક્ષ છે, તેની સાથે આ **અયોગ યોગ** જ સાક્ષાત્ યોજન–જોડાણ કરાવે છે મોક્ષ સાથે યોજે–જોડે તે યોગ કહેવાય, એમ વ્યુત્પત્તિથી આ બરાબર ઘટે છે તેમ જ અત્રે **સર્વસંન્યાસ** હોય છે, અધર્મસન્યાસ કે ધર્મસન્યાસ કરતા ઉત્કૃષ્ટ પરિશુદ્ધિ હોય છે, અને હવે કઈ પણ ત્યજવાપણું બાકી રહેતુ નથી એટલે આ અયોગ પરમ શ્રેષ્ઠ યોગ છે

અત્રે એક પરમાણુ માત્રનું પણ સ્પર્શવાપણું રહેતું નથી સપૂર્ણ નિષ્કલક એવું અડોલ આત્મસ્વરૂપ પ્રગટે છે અનન્ય એવી શુદ્ધ નિરજન ચૈતન્યમૂર્તિ વ્યક્ત થાય છે અગુરુલઘુ એવુ અમૂર્ત સહજાત્મસ્વરૂપ પદ સિદ્ધ થાય છે આ **સહજાત્મસ્વરૂપ પદને**

---

**वृत्तिः-अत एव**—એટલા માટે જ શૈલેશી અવસ્થામા યોગસન્યાસરૂપ કારણને લીધે,
**अयोगो**—અયોગ, યોગનો અભાવ (મન–વચન–કાયાના યોગનો અભાવ)
**योगानां**—મિત્રા આદિ યોગની મધ્યે,–શુ? તો કે–**योग पर** –પરમયોગ, પ્રધાનયોગ, **उदाहृतः**–કહ્યો છે કેવી રીતે? તે માટે કહ્યુ—
**मोक्षजयोनभावेन**—મોક્ષ સાથે યોજન–ભાવરૂપ હેતુથી, જોડાણ કરવારૂપ ભાવથી
**'योजनाद् योग'**—યોજનને લીધે યોગ, એમ સમજીને આનુ સ્વરૂપ કહે છે—
**सर्वसन्यासलक्षण**—સર્વ સન્યાસરૂપ લક્ષણવાળો, કારણ કે અધર્મસન્યાસ ને ધર્મસન્યાસ કરતા પણ અત્રે પરિશુદ્ધિનો ભાવ છે, એટલા માટે

## સારસમુચ્ચય-( Summary )

આમ અત્રે ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, ને સામર્થ્યયોગ એ ત્રણ યોગનું સ્વરૂપ કહ્યું. એનો સારસમુચ્ચય સમજવા માટે સ્થૂલ રૂપક-ઘટના કરીએ:—

કોઈ ભયંકર અટવીમાં કોઇ મુસાફર ભૂલો પડી ગયો હોય, ને ચારે કોરથી મુંઝાઈ ગયો હોય, તેને તેમાંથી છૂટવાનો કોઇ રસ્તો બતાવે એવી તેની કેવી તીવ્ર ઇચ્છા હોય? કોઈ રોગી મહારોગના પંજામાં સપડાયો હોય, તે કોઈ કુશળ વૈદ્ય મળી જાય ને આરોગ્ય પ્રાપ્તિ થાય, એમ કેવું ઇચ્છે? ઉજ્જડ મરુભૂમિમાં ભર ઉન્હાળામાં કોઇ તરસ્યો થયો હોય, તે પાણી માટે કેટલું ઝંખે?

તેમ આ સંસારરૂપ ભયંકર અટવીમાં ભૂલો પડેલો જીવરૂપ મુસાફર પ્રથમ તો તેમાંથી છૂટવાની તીવ્ર ઇચ્છા રાખે છે, મોક્ષ મેળવવા ઇચ્છે છે, મોક્ષરૂપ ઇષ્ટ સ્થાને જવા ચાહે છે. એટલે પછી ઢૂંઢતો ઢૂંઢતો તે તેનો માર્ગ જાણકાર સદ્‌ગુરુને પૂછે છે. **ઇચ્છાયોગી** તેની પાસેથી તે માર્ગની માહિતી મેળવી-સાંભળી, અમુક દિશામાં આ માર્ગ છે, એમ તે જાણીને સદ્દહે છે. આમ તે શ્રુતાર્થ ને જ્ઞાની બને છે. પછી તે શ્રદ્ધાપૂર્વક તે ઉદ્દિષ્ટ માર્ગે ચાલવા પ્રયાસ કરે છે. પણ માર્ગની કઠિનતાથી તથા પોતાનો અનુભવ હજુ કાચો હોવાથી તેને ક્વચિત્ પ્રમાદ થઈ આવે છે. એટલે મુસાફરી ક્વચિત્ અટકી જાય છે કે ધીરી પડે છે, ક્વચિત્ વેગવંતી બને છે. આમ આ ઇચ્છાયોગી આગળ વધતો જાય છે.

આ મુસાફરી દરમ્યાન શાસ્ત્રરૂપ ભોમીઓ (Guide) સદા તેની સાથે છે, એટલે તેની આજ્ઞા પ્રમાણે ચાલતાં તેને શાસ્ત્રનું સંપૂર્ણ અવિકલ જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તેની સહાયથી માર્ગ દેખતો દેખતો તે શ્રદ્ધાપૂર્વક આગળ ધપે છે. **શાસ્ત્રયોગી** પોતાની શક્તિ પ્રમાણે, પોતાના પગમાં જોર હોય તેટલા વેગથી, તે અપ્રમાદીપણે આગળ પ્રગતિ કરતો જાય છે.

આમ આગળ ને આગળ પ્રયાણ કરતો તે ભયાનક અટવી વટાવી જઇને, સુંદર રાજમાર્ગ પર-ધોરી રસ્તા પર આવી જાય છે. એટલે આગળનો મોક્ષસ્થાન ભણીનો રસ્તો ચોકખેચોકખો દેખાય છે. ત્યાં શાસ્ત્રરૂપ ભોમીઓ તેને કહી દે છે કે-હે મહાનુભાવ શાસ્ત્રયોગી! જુઓ, આ માર્ગ સીધો સડસડાટ મોક્ષસ્થાન પ્રત્યે જાય છે. તે તરફ સીધા ચાલ્યા જાઓ! તેમાં આ આ સામાન્ય સૂચના આપું છું, તે પ્રમાણે તમે ચાલ્યા જજો. વધારે વિગતની તમે જેમ જેમ આગળ જશો, તેમ તેમ તમને તમારી મેળે ખબર પડતી જશે. એટલે હવે મ્હારે તમને આગળ વળાવવા આવવાની જરૂર નથી. તમે પોતે 'સમર્થ' છો. માટે શિવસ્તે પન્થાઃ ।

એટલે તે યોગી વળતું કહે છે-હે પરમ ઉપકારી સતશાસ્ત્ર!. આપનો હું કયા શબ્દોમાં આભાર માનું? આપે મ્હારા પર અચિંત્ય ઉપકાર કર્યો છે. આટલી ભૂમિકાએ હું પહોંચ્યો છું, તે બધો આપનો પ્રતાપ છે. ને આગળ માટેની જે આપે કિંમતી સૂચના બતાવી તે માટે પણ હું આપનો ઋણી છું. હું આપની તે આજ્ઞાને અનુસરવા સદા તત્પર રહીશ, અને મને ખાત્રી છે કે આપની કૃપાથી હું મ્હારા ઇષ્ટ સ્થાને-મોક્ષનગરે હવે થોડા વખતમાં જલ્દી પહોંચીશ. આપે મ્હારા માટે ઘણો શ્રમ લીધો છે, ને મેં પણ આપની આજ્ઞા ઉઠાવવાનો યથાશક્તિ પરિશ્રમ કર્યો છે, છતાં આજ્ઞાભંગ થયો હોય તો ક્ષમા! વારુ, નમસ્કાર!

પછી તે સમર્થ યોગી આત્મસામર્થ્યથી યોગમાર્ગે તીવ્ર -સંવેગથી-અત્યંત વેગથી ઝપાટાબંધ દોડ્યો જાય છે. **પ્રાતિભ જ્ઞાન**-અનુભવજ્ઞાન દૃષ્ટિથી તેને આગળ આગળનો માર્ગ ચોકખો દીવા જેવો દેખાતો જાય છે; અને જેમ જેમ તે ઇષ્ટ ધ્યેય પ્રતિ આગળ ધપતો જાય છે, તેમ તેમ તેનો ઉત્સાહ અત્યંત વધતો જાય છે. ક્ષાયોપશમિક ધર્મોને-ક્ષયોપશમ ભાવોને ફગાવી દઈ તે પોતાનો ભાર ઓછો કરતો જાય છે, એટલે તે ઓર ને ઓર વેગથી આગળ પ્રગતિ કરે છે. આમ અપૂર્વ આત્મસામર્થ્યથી **ક્ષપકશ્રેણી** પર ચઢી, **ધર્મસંન્યાસ** કરતો કરતો, તે ૮-૯-૧૦-૧૨ ગુણઠાણા ઝપાટાબંધ વટાવી દૃીએ છે, ને **૧૩** મા ગુણઠાણે પહોંચે છે, **કેવલજ્ઞાન** પામી સર્વ દ્રવ્ય-પર્યાય પ્રત્યક્ષ દેખે છે. ત્યાં તો મોક્ષનગર સાક્ષાત્ દેખાય છે. તે જાણે તેના પરામાં આવી પહોંચ્યો છે.

**સામર્થ્યયોગી**

ત્યાં પછી તે થોડો વખત ( આયુષ્ય પ્રમાણે ) વિસામો ખાય છે, ને પોતાને થયેલા જ્ઞાનનો લાભ બીજાને-જગત્‌ને આપી પરમ પરોપકાર કરે છે.

પછી આયુષ્યની મુદત પૂરી થવા આવ્યે, તે મન-વચન-કાયાના યોગોનો નિરોધ કરે છે-ત્યાગ કરે છે, ને આમ **યોગસંન્યાસ** કરી, મેરુ જેવી નિષ્કંપ **શૈલેશી** અવસ્થારૂપ ભવ્ય દરવાજામાંથી તે મોક્ષનગરમાં પ્રવેશ કરે છે, અને સિદ્ધ પુરુષ બની સાદિ અનંતો કાળ અનંત સમાધિસુખમાં શાશ્વત સ્થિતિ કરે છે.

"પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી, ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં, અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો....અપૂર્વ"

—શ્રીમદ્ રાજચંદ્રજી

## કળશ કાવ્ય*

### મંદાક્રાન્તા.

ઇચ્છા પૃચ્છા શ્રુતશ્રવણથી દર્શન જ્ઞાન પામે,
શ્રદ્ધા સાથે ગમન કરતાં નિષ્પ્રમાદત્વ જામે;
ને સામર્થ્યે પરમ પ્રતિભા ધર્મસંન્યાસ ધામે,
છોડી યોગો મન વચ તનુ પહોંચતા પૂર્ણ ઠામે. ૧.

ઇચ્છાયોગે શ્રુતયુત અને જ્ઞાની તોયે પ્રમાદી,
શાસ્ત્રે હોયે શ્રુતપટુ અતિ શ્રાદ્ધ ને અપ્રમાદી;
સામર્થ્યે તો અનુભવ બલે ધર્મસંન્યાસ સાધે,
શૈલેશીમાં પરમ પ્રભુને યોગસંન્યાસ લાધે. ૨

### અનુષ્ટુપ.

ઇચ્છતા પ્રીચ્છતા જોગી, જનો સાધક સીઝતા;
મનોનંદન શુદ્ધાત્મ, પદને પામી રીઝતા ૩.
ઇચ્છારંગી શ્રુતાસંગી, સામર્થ્યયોગ શૃંગને;
પામી શ્રીમદ્ હરિભદ્ર, પામે મોક્ષ અસંગને. ૪.
શુદ્ધ ચૈતન્યના સ્વામી, સહજાત્મસ્વરૂપ તે;
સુયશા ભગવાન્ પામે, બ્રહ્માનંદ અનૂપ તે. ૫.



* અત્રે પ્રત્યેક અધિકારના પ્રાંતે ઉક્ત વિષયના સારસંદોહ તેમજ પુષ્ટિરૂપે આ કલશકાવ્યનવરચના કરવાનો મંદ પ્રયત્ન મેં કર્યો છે. —ભગવાનદાસ

# આઠ યોગદૃષ્ટિનું સામાન્ય કથન

## (શ્લો. ૧૨-૨૦)

[ આઠ યોગદૃષ્ટિના નામ—ઓઘદૃષ્ટિ ને યોગદૃષ્ટિ—ઉપમા. આઠ યોગાંગ, આઠ આશયદોષ, આઠ ગુણ. દૃષ્ટિની વ્યાખ્યા. આવરણ અપાયથી ભેદ.—પ્રતિપાતી કે અપ્રતિપાતી? પ્રતિપાતી તે સાપાય, અપ્રતિપાતી તે નિરપાય.—મુક્તિ પ્રતિ અખંડ પ્રયાણ. ]

એમ એનું સ્વરૂપ કહી બતાવી, પ્રકૃત—ચાલુ વિષયમાં ઉપયોગી કહે છે:—

**एतत्त्रयमनाश्रित्य विशेषेणैतदुद्भवाः ।**
**योगदृष्टय उच्यन्त अष्टौ सामान्यतस्तु ताः ॥ १२ ॥**

એ ત્રણને આશ્રયા વિના, વિશેષથી તજ્જન્ય;
યોગદૃષ્ટિ કહું આઠ તે, સામાન્યથકી મન્ય. ૧૨.

**અર્થ:**—એ ત્રણ યોગનો આશ્રય કર્યા વિના, વિશેષે કરીને એમાંથી જ ઉદ્‌ભવ પામેલી (નીકળેલી) એવી યોગદૃષ્ટિઓ કહેવામાં આવે છે. અને તે દૃષ્ટિઓ સામાન્યથી આઠ છે.

### વિવેચન

ઉપરમાં જે ઇચ્છાયોગ વગેરે ત્રણ યોગનું સ્પષ્ટ વર્ણન કર્યું, તેનો સીધેસીધો આશ્રય કર્યા વિના, પણ વિશેષે કરીને એ ત્રણ યોગમાંથી જ નિષ્પન્ન થતી—નીકળતી, એવી **યોગદૃષ્ટિઓનું** અહીં કથન કરવામાં આવે છે; અને સામાન્યથી તે આઠ છે. આ આઠ યોગદૃષ્ટિઓ એ ત્રણ યોગમાં અંતર્ભાવ—સમાવેશ પામે છે. આ યોગદૃષ્ટિરૂપ નદીઓ તે યોગ—પર્વતમાંથી જ નીકળેલી છે, એટલે તેની સાથે એનો ગાઢ સંબંધ છે, અને એટલા

---

**વૃત્તિઃ**-**एतत्त्रयम्**—એ ત્રણને, એટલે ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગને, **अनाश्रित्य**—આશ્રય કર્યા વિના, અંગીકાર કર્યા વિના, **विशेषेण**—વિશેષથી, 'આમાંથી આ' એવા લક્ષણવાળા વિશેષે કરીને. શું? તો કે—**एतदुद्भवाः**—એમાંથી ઉદ્‌ભવ પામેલી, એ ત્રણ યોગમાંથી જ ઉપજેલી, **योगदृष्टयः उच्यन्ते**—યોગદૃષ્ટિઓ—મિત્રા આદિ કહેવામાં આવે છે.

**अष्टौ सामान्यतस्तु ताः**—અને સામાન્યથી તે દૃષ્ટિઓ આઠ છે.

માટે જ આ યોગદૃષ્ટિની આધારરૂપ ભૂમિકા-પીઠિકા બરાબર સમજવા માટે પ્રથમ એ ઉક્ત ઇચ્છાયોગાદિ યોગોનું વર્ણન અત્યંત ઉપયોગી અને આવશ્યક હતું, એમ આ ઉપરથી ફલિત થયું.

અને તે આ છે:—

**मित्रा तारा बला दीप्रा स्थिरा कांता प्रभा परा ।**
**नामानि योगदृष्टीनां लक्षणं च निबोधत ॥ १३ ॥**

મિત્રા તારા ને બલા, દીપ્રા સ્થિરા તેમ;
કાંતા પ્રભા અને પરા, દૃષ્ટિ આઠ છે એમ.
યોગદૃષ્ટિના નામ એ, અર્થતણે અનુસાર;
લક્ષણ તેનું સાંભળો, હવે અહીં ક્રમવાર. ૧૩.

**અર્થઃ**—મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા—એમ આ યોગદૃષ્ટિઓના નામ છે. અને એઓનું લક્ષણ સાંભળો!

તે **ઓઘદૃષ્ટિ** બતાવવા માટે કહે છે:—

**समेघामेघरात्र्यादौ सग्रहाद्यर्भकादिवत् ।**
**ओघदृष्टिरिह ज्ञेया, मिथ्यादृष्टीतराश्रया ॥ १४ ॥**

---

**વૃત્તિ:**–તેમા—મિત્રા જેવી તે **मित्रा**, તારા જેવી તે **तारा**; ઇત્યાદિ યથાર્થ જ **नामानि**-નામ, **योगदृष्टीनाम्**-યોગદૃષ્ટિઓના છે. અને એઓનું **लक्षणं**-લક્ષણ-જે કહેવામાં આવે છે તે, **निबोधत**-શ્રવણ કરો, સાંભળો એમ અર્થ છે. અહીં ઓઘદૃષ્ટિનો વ્યવચ્છેદ (અપવાદ) કરવા માટે 'યોગદૃષ્ટિ' એમ ગ્રહણ કર્યું છે.

**वृत्ति:-इह**—અહીં ઓઘદૃષ્ટિ, જ્ઞાનાવરણીય આદિ કર્મના ક્ષયોપશમની વિચિત્રતાને લીધે ચિત્ર-નાના પ્રકારની હોય છે.

**समेघामेघरात्र्यादौ**—સમેઘ-અમેઘ, મેઘવાળા કે મેઘ વિનાના, રાત્રી આદિમાં. આદિ શબ્દથી દિવસનું ગ્રહણ છે; એટલે મેઘવાળા કે મેઘ વગરના રાત કે દિવસમાં.

**सग्रहाद्यर्भकादिवत्**—સગ્રહ આદિ અને અર્ભક આદિની જેમ. પહેલા આદિ શબ્દથી અગ્રહનું ગ્રહણ છે, બીજા આદિ શબ્દથી અનર્ભકનું ગ્રહણ છે. એટલે ગ્રહસહિત કે ગ્રહરહિત, એવા બાલ કે અબાલની જેમ (ગ્રહ=ભૂત, ઝોડ વગેરે).

**ओघदृष्टिः**—ઓઘદૃષ્ટિ, સામાન્ય દર્શન. તે ભવાભિનંદી જીવવિષયી છે. એટલે કે ભવાભિનંદી-સંસારથી રાચનારા જીવને આ હોય છે

**मिथ्यादृष्टीतराश्रया**—મિથ્યાદૃષ્ટિ આશ્રયી કે અમિથ્યાદૃષ્ટિ આશ્રયી કાચ (મોતીઓ-પડલ) વગેરેથી જેની દૃષ્ટિ ઉપહત-બાધિત છે તે મિથ્યાદૃષ્ટિ. તેનાથી ઉપઘાત નથી પામેલ તે અમિથ્યાદૃષ્ટિ આમ અક્ષરગમનિકા (શબ્દાર્થની સમજુતી) થઈ. અને ભાવાર્થ તો આ છે:—

મેઘસહિત મેઘે રહિત, રાત્રિ દિવસમાં તેમ;
ગ્રહ સહિત ગ્રહ રહિત ને, બાલ આદિની જેમ.
અહીં જાણવા યોગ્ય છે, ઓઘદૃષ્ટિ તે તેમ;
મિથ્યાદૃષ્ટિ આશ્રયી, ઇતર આશ્રયી એમ. ૧૪.

**અર્થ**:—મેઘવાળા કે મેઘ વિનાના રાત કે દિવસમાં, ગ્રહસહિત કે ગ્રહરહિત, એવા બાલક કે અબાલકના જેવી અહીં ઓઘદૃષ્ટિ જાણવી; અને તે વળી મિથ્યાદૃષ્ટિ આશ્રયી કે અમિથ્યાદૃષ્ટિ આશ્રયી પણ હોય.

## વિવેચન

"સઘન અઘન દિન રયણીમાં, બાલ વિકલ ને અનેરા રે;
અરથ જુએ જેમ જૂજૂઆ, તિમ ઓઘ નજરના ફેરા રે....વીર."

શ્રી યો૦ દ૦ સજ્ઝાય ૧-૨

---

એક તો સમેઘ-મેઘવાળી મેઘલી રાત્રીમાં દૃષ્ટિ, તે કંઇક માત્ર ગ્રહણ કરનારી હોય છે; બીજી તો અમેઘ-મેઘ વિનાની રાત્રિમાં જરા વધારે અધિક ગ્રહણ કરનારી હોય છે; આદિ શબ્દથી દિવસનું ગ્રહણ છે. એટલે એક સમેઘ-મેઘલા દિવસમાં, તથા બીજી અમેઘ-મેઘ વગરના દિવસમાં. અને આ બેમાં વિશેષ છે—તફાવત છે.

આ દૃષ્ટિ વળી સગ્રહ-ગ્રહગ્રસ્ત (ભૂત વગેરે ભરાયેલા) દૃષ્ટાની હોય, અને આદિ શબ્દથી અગ્રહની એટલે ગ્રહગ્રસ્ત નથી એવા દૃષ્ટાની હોય. આ બેનો પણ તફાવત હોય છે,– ચિત્ર વિભ્રમ આદિના ભેદને લીધે.

આ વળી બાલક દૃષ્ટાની હોય, અને આદિ શબ્દથી અબાલકની પણ હોય. આ બન્નેનો પણ વિવેક-વિકલતા આદિ ભેદને લીધે ભેદ હોય છે.

આ વળી મિથ્યાદૃષ્ટિની એટલે કાચ (પડલ-મોતીઓ-નેત્રરોગ) વગેરેથી જેની દૃષ્ટિ ઉપહત-અવરાયેલી-ઢંકાયેલી છે એવાની હોય; અને તેનાથી-કાચ વગેરેથી જેની દૃષ્ટિ ઉપહત-અવરાયેલી નથી એવા અમિથ્યાદૃષ્ટિની હોય.

જેમ આ દૃષ્ટિભેદ,– એક જ દશ્યમાં પણ,– ચિત્ર (જૂદા જૂદા પ્રકારના) ઉપાધિભેદને લીધે હોય છે; તેમ પારલૌકિક પ્રમેયમાં-પરલોક સંબંધી જ્ઞાનવિષયમાં પણ, ક્ષયોપશમની વિચિત્રતાને લીધે, ચિત્ર એટલે જૂદા જૂદા પ્રકારનો પ્રતિપત્તિભેદ હોય છે. (માન્યતાભેદ-ગ્રહણભેદ હોય છે). આ કારણે આ દર્શનભેદ એટલે જૂદા જૂદા દર્શનોનો ભેદ છે, એમ યોગાચાર્યો કહે છે.

ખરેખર! આ દર્શનભેદ તો સ્થિરા આદિ દૃષ્ટિવાળા ભિન્નગ્રંથિ યોગીઓને હોતો જ નથી, કારણ કે તેઓને યથાવિષય-પોતપોતાના વિષય પ્રમાણે નયના ભેદોનો અવબોધ-સાચી સમજણ હોય છે. **એઓની પ્રવૃત્તિ પણ પરાર્થે હોય છે,-તેમને શુદ્ધ બોધનું હોવાપણું છે તેથી કરીને, તેઓનો આગ્રહ વિનિવૃત્ત-અત્યંત દૂર થઇ ગયો હોય છે તેથી કરીને, તેઓનું મૈત્રી આદિને પરતંત્રપણું હોય છે તેથી કરીને, અને ચારિચરિક સંજીવની ચરકચારણ નીતિથી (ચારિ સંજીવનીચાર ન્યાય પ્રમાણે) તેમના આશયનું ગંભીર ઉદારપણું હોય છે તેથી કરીને.** अलं प्रसंगेन.

'ઓઘદૃષ્ટિ' એટલે સામાન્ય દૃષ્ટિ, સામાન્ય દર્શન. ઓઘ એટલે પ્રવાહ. પ્રવાહ-પતિત દૃષ્ટિ તે ઓઘદૃષ્ટિ. આમ અનાદિ સંસારપ્રવાહમાં તણાઈ રહેલા અને તેમાં જ રાચનારા એવા **ભવાભિનંદી** સામાન્ય કોટિના જીવોની દૃષ્ટિ તે ઓઘ-દૃષ્ટિ છે. લોકપ્રવાહને અનુસરતા પ્રાકૃત જનોનું જે લૌકિક પદાર્થ સંબંધી સામાન્ય દર્શન, તે ઓઘદૃષ્ટિ છે, (Vision of a layman) અને આ ઓઘદૃષ્ટિ પણ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય વગેરે કર્મના ભિન્ન ભિન્ન ક્ષયોપશમને લીધે-(ન્યૂનાધિકતાને લીધે) જૂદા જૂદા પ્રકારની, વિચિત્ર પ્રકારની હોય છે. દાખલા તરિકે કોઈ એક દૃશ્ય હોય તે—

**ઓઘદૃષ્ટિ એટલે ?**

(૧) મેઘલી રાત્રે ઘણું ઘણું ઝાંખું કંઈક દેખાય, (૨) તેના કરતાં કંઈક વધારે મેઘ વિનાની રાત્રે દેખાય, (૩) તેના કરતાં પણ ઘણું વધારે મેઘલા દિવસે દેખાય, (૪) અને તેના કરતાં પણ ઘણું ઘણું વધારે મેઘ વગરના દિવસે દેખાય. અને તેમાં પણ, (૫) દ્રષ્ટા-જોનારો જો ભૂત વગેરે ગ્રહથી અથવા ચિત્ત વિભ્રમ વગેરે ગ્રહથી ગ્રહાયેલો હોય તો તેના દેખવામાં, (૬) અને તેવા ગ્રહ રહિત જોનારના દેખવામાં પણ ચોકખો ભેદ-ફેર પડે; (૭) અથવા દેખનારો બાલક હોય તો તેના દેખવામાં, (૮) અને પુખ્ત ઉમરનો હોય તો તેના દેખવામાં પણ વિવેકના ઓછાવત્તા પ્રમાણને લીધે, તફાવત હોય. અથવા (૯) કાચ (પડલ-મોતીઓ) વગેરે આડો હોવાથી દેખનારની દૃષ્ટિ જો અવરાઈ-ઢંકાઈ હોય તો તેના દેખવામાં, (૧૦) અને કાચ (પડલ) આડો ન હોય, તો તેના દેખવામાં પણ જરૂર ફેર પડે.

આમ એક જ દૃશ્યમાં-જોવાની વસ્તુમાં પણ વિચિત્ર ઉપાધિભેદને લીધે જૂદા જૂદા દૃષ્ટિભેદ થાય છે. આ દૃષ્ટાંત પ્રમાણે, લૌકિક પદાર્થને, લૌકિક દૃષ્ટિએ દેખવાના જે જે ભેદ છે, તે તે ઓઘદૃષ્ટિના પ્રકાર છે.

**યોગદૃષ્ટિ**—આમ એક જ લૌકિક દૃશ્ય દેખવામાં પણ, જૂદી જૂદી જાતની બાહ્ય ઉપાધિને લીધે, જેમ ઓઘદૃષ્ટિના ભેદ પડે છે, તેમ પરલોક સંબંધી જ્ઞેયમાં-આત્મતત્ત્વ આદિના જ્ઞાનવિષયમાં પણ, ક્ષયોપશમની વિચિત્રતાને કારણે જૂદા જૂદા પ્રકારનો માન્યતાભેદ-દૃષ્ટિભેદ હોય છે, દર્શનભેદ હોય છે. જેમ કૅમેરાનો પડદો (Diaphragm) ઓછોવત્તો ખુલે, તેમ દૃષ્ટિમર્યાદાનું ક્ષેત્ર (Field of vision) વધઘટ થાય છે. તે જ પ્રકારે જેવી ક્ષયોપશમની વધઘટ-તરતમતા હોય, જેટલું કર્મનું આવરણ ખસ્યું હોય-કર્મનો પડદો ખૂલ્યો હોય, તેટલું ઓછું-વત્તું દર્શન યોગદૃષ્ટિવાળા સમકિતી પુરુષને થાય છે આમ 'યોગદૃષ્ટિ' એટલે યોગ સંબંધી દૃષ્ટિ, યોગમાર્ગને અનુસરતી એવી દ્રષ્ટા યોગી-સમ્યગ્દૃષ્ટિ પુરુષની દૃષ્ટિ (Vision of Yogi), ઓઘદૃષ્ટિ ને યોગદૃષ્ટિનો આમ પ્રગટ ભેદ છેઃ—

**યોગદૃષ્ટિ**

"દર્શન જે થયા જૂજૂઆ, તે ઓઘ નજરને ફેર રે;
ભેદ થિરાદિક ચારમાં, સમકિત દૃષ્ટિને હેરે રે....વીર૦"

શ્રી યો. દ. સજ્ઝાય ૧-૩

## ઓઘદૃષ્ટિ અને યોગદૃષ્ટિની તુલના: કોષ્ટક-૨

| | ઓઘદૃષ્ટિ | યોગદૃષ્ટિ |
|---|---|---|
| દૃષ્ટા પાત્ર | સામાન્ય ભવાભિનંદી જીવ | યોગી સમ્યગ્દૃષ્ટિ મુમુક્ષુ પુરુષ |
| દૃશ્ય વિષય | લૌકિક | પારલૌકિક, આત્મતત્ત્વઆદિ |
| દર્શનપદ્ધતિ | લૌકિક-વ્યાવહારિક, પ્રવાહપતિત, ગાડરીઆ પ્રવાહ જેવી | અલૌકિક, પારમાર્થિક, યોગમાર્ગાનુસારિણી, તત્ત્વગ્રાહિણી |
| ભેદ કારણ | ક્ષયોપશમની વિચિત્ર તરતમતા | ક્ષયોપશમની વિચિત્ર તરતમતા |
| વિશેષતા | દર્શનભેદ બાબત વિવાદનો સંભવ | દર્શનભેદ બાબત વિવાદનો અસંભવ |

અને આમ ક્ષયોપશમની વિચિત્ર તરતમતાને લીધે દર્શનભેદ થાય છે, તેથી કરીનેજ આ જૂદા જૂદા (વેદાંત-જૈન વગેરે) દર્શનોનો ભેદ પડ્યો છે, એમ યોગાચાર્યોનું કથન છે.

**માત્ર દૃષ્ટિનો ભેદ**

પણ **સ્થિરા** આદિ દૃષ્ટિવાળા ભિન્નગ્રંથિ સમ્યગ્દૃષ્ટિ યોગીઓને તો આવો દર્શનભેદ મનમાં વસતો જ નથી. તેઓ આવા મત-દર્શનના ભેદને લક્ષમાં લેતા નથી, તેને વજૂદ આપતા નથી પ્રાકૃત જનોની જેમ તેઓ મત-દર્શનના આગ્રહમાં તણાઈ જતા નથી. તેઓ તો **એક યોગમાર્ગને** જ દેખે છે, યોગદર્શનને જ-આત્મદર્શનને જ દેખે છે. **એક જ આત્મતત્ત્વના મૂળમાં એ સર્વ દર્શનો વ્યાપ્ત છે, માત્ર 'દૃષ્ટિ'નો જ ભેદ છે,**- એમ તેઓ ખરા અંતઃકરણથી માને છે. તેઓ તો ષડ્દર્શનને જિનદર્શનના અથવા શુદ્ધ આત્મદર્શનના અંગરૂપ જાણે છે. એટલે તેના ખંડનમંડનની કડાકૂટમાં ઉતરતા નથી, ઉલટા તે છએ દર્શનને સમ્યગ્દૃષ્ટિથી આરાધે છે. કારણ કે—

"જે ગાયો તે સઘળે એક, સકળ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી.
મૂળ સ્થિતિ જો પૂછો મને, તો સોંપી દઉં યોગી કને".

"ભિન્ન ભિન્ન મત દેખીએ, ભેદ 'દૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ"
"છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ"

—શ્રીમદ્ રાજચંદ્રજી

"ષડ્ દરશન જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ દરશન આરાધે રે."

શ્રી આનંદઘનજી

આમ તે મહાનુભાવ સમ્યગ્દૃષ્ટિ મહાત્માઓ વર્ત્તે છે, તેનું કારણ એ છે, કે તેઓને નયોની બરાબર મર્યાદાનું ભાન હોય છે. યથાયોગ્ય નયવિભાગ તેઓ કરી જાણે છે

**યથાર્થ નયવિભાગ**

તે આ પ્રકારેઃ—નય એટલે અપેક્ષાભેદ, તે અનંત છે. અમુક વસ્તુને અમુક અપેક્ષાએ–દૃષ્ટિબિન્દુથી (Angle of vision) જોવી તેનું નામ 'નય' છે. આમ સર્વ નયનું પોતપોતાના વિષય પ્રમાણેનું–મર્યાદાક્ષેત્ર પ્રમાણેનું સ્વરૂપ તેઓ બરાબર સમજ્યા હોય છે. એટલે તેઓ એમ સમાધાન કરે છે કે—

આ જે જૂદા જૂદા દર્શનકારોએ જૂદા જૂદા દર્શન કર્યા છે, તે તે જૂદા જૂદા નયની અપેક્ષાએ, જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી કર્યા છે તે તે નયની અપેક્ષાએ તે બરાબર છે, માટે એમાં ઝઘડો શો? વિવાદ શો? નયોના સંયોગોથી (Permutations & combinations) ઉપજતો વિસ્તાર તો અનંત છે, શબ્દાલંકારરૂપ છે,' માત્ર વાગ્જાલરૂપ છે. જેટલી વચનની સંખ્યા તેટલા નય છે, માટે આપણે તો બધોય નય પક્ષપાત છોડી દઈ, રાગ-દ્વેષ-મોહ રહિતપણે, એક શુદ્ધ આત્મતત્ત્વના સંશોધનમાં 'રઢ લગાડીને મંડી પડવું,' એટલું જ આપણું કામ છે. એમ કરશું એટલે એની મેળે બધી ખબર પડી જશે, માટે આ બધી વાગ્જાલ શી? એમ તે મહાનુભાવો ભાવે છે.

"વળતું જગગુરુ ઈણી પરે બોલે, પક્ષપાત સબ છંડી;
રાગદ્વેષ મોહ પખ વર્જિત, આતમ શું રઢ મંડી....મુનિસુવ્રત૦
આતમ ધ્યાન ધરે જો કોઉ, સો ફિર ઈણમેં ના'વે,
વાગ્જાલ બીજું સહુ જાણે, એહ તત્ત્વ ચિત લાવે....મુનિસુવ્રત૦"

શ્રી આનંદઘનજી

વળી કોઇ એક નયનો જ એકાંત પક્ષ–આગ્રહ ધરવામાં આવે, તો તે નય નથી, પણ **નયાભાસ** છે, મિથ્યાત્વ છે, એમ તે **અનેકાંત દૃષ્ટિવાળા** નિષ્પક્ષપાત સમ્યગ્-

દૃષ્ટિ પુરુષો સારી પેઠે સમજે છે, અને એટલે જ તેઓ 'સ્યાત્' પદનો ન્યાસ કરીને-આગળ મૂકીને તે તે દર્શનની મધ્યસ્થ પરીક્ષા કરે છે. અને એમ મધ્યસ્થ પરીક્ષા કરતાં તે સ્યાદ્વાદી મહાજનોને ચોક્કસ ભાસે છે કે-આ બધા દર્શનો એક દર્શનરૂપ જ છે, જિનદર્શન અથવા શુદ્ધ આત્મદર્શનરૂપ પુરુષના અંગરૂપ જ છે તે આ પ્રકારઃ—

**નિરાગ્રહ મધ્યસ્થતા**

કલ્પવૃક્ષ સમા તે જિનદર્શનના બે પગને સ્થાને **સાંખ્યદર્શન** ને **યોગદર્શન** છે; **બૌદ્ધ** અને **મીમાંસક** એ બે તેના બળવાન્ હાથ છે; **લોકાયતિક** મત તેની કુક્ષિને સ્થાને છે; **જૈન** દર્શન બાહ્યાભ્યંતર પ્રકારે તેના મસ્તકને સ્થાને-ઉત્તમાંગરૂપે શોભે છે. આમ 'ધુરિ'-પ્રથમ 'સ્યાત્' પદરૂપ ન્યાસ અક્ષર મૂકીને, ષડ્ દર્શનની આરાધના જિન દર્શનના આરાધક પુરુષો કરે છે. તેથી જ તેઓ અત્યંત મધ્યસ્થ હોય છે. તેઓ પોતાના અંગનું ખંડન કેમ કરી શકે?

**'ષડ દરિસણ જિનઅંગ ભણીજે'**

"જિન સુરપાદપ પાય વખાણું, **સાંખ્ય જોગ** દોય ભેદે રે;
આતમ સત્તા વિવરણ કરતાં, લહો દુઃખ અંગ અખેદે રે....ષડ૦
ભેદ અભેદ **સૌગત મીમાંસક**, જિનવર કર દોય ભારી રે;
લોકાલોક અવલંબન ભજીએ, ગુરુગમથી અવધારી રે....ષડ૦
લોકાયતિક કૂખ જિનવરની, અંશ વિચાર જો કીજે રે;
તત્ત્વવિચાર સુધારસ ધારા, ગુરુગમ વિણ કિમ પીજે રે ?....ષડ૦
જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ, અંતરંગ બહિરંગે રે;
અક્ષર ન્યાસ ધુરિ આરાધક, આરાધે ધરી સંગે રે....ષડ૦"

શ્રી આનંદઘનજી

ઈત્યાદિ પ્રકારે જેની '**તત્ત્વવિચાર સુધારસધારા**' અખંડપણે ચાલ્યા કરે છે, એવા આ મહાત્મા સમ્યગ્દૃષ્ટિ '**જોગીજનો**'ને જૂદા જૂદા મત-દર્શનનો આગ્રહ કેમ હોઈ શકે?

તેમ જ આ મહાજનોની પ્રવૃત્તિ પણ **પરાર્થે**-પરમાર્થે હોય છે. '**परोपकाराय सतां विभूतयः**' આ સંતપુરુષોની વિભૂતિઓ પરોપકારને અર્થે હોય છે જનકલ્યાણના યજ્ઞની વેદી પર તેઓ પોતાના સર્વ અંગ હોમી દે છે, મન-વચન-કાયાની સમસ્ત શક્તિ ખર્ચી નાંખે છે. પોતાને જે આત્માર્થનો-પરમાર્થનો લાભ થયો, તે અન્ય જીવોને પણ થાય એવા નિર્મલ **પરમાર્થ પ્રેમથી**, આ સમ્યગ્દૃષ્ટિ સત્પુરુષો **પરમાર્થ પ્રવૃત્તિ** કરે છે

**પરાર્થપ્રવૃત્તિ**

"જન પશુ લોક -કલ્યાણ યજ્ઞ પર,
હોમું અંગ સહુ મ્હારાં" —સરસ્વતીચંદ્ર

અને તેઓની આવી પરમાર્થ પ્રવૃત્તિ હોય છે, તેના કારણ આ પ્રમાણે છે:—

**૧ શુદ્ધ બોધનું હોવાપણું**—તે સમ્યગ્દૃષ્ટિ પુરુષોનો બોધ શુદ્ધ હોય છે, રાગ-દ્વેષ-મોહની અશુદ્ધિથી રહિત હોય છે, પરભાવના સ્પર્શ વિનાનો નિર્મલ હોય છે.

**૨. આગ્રહરહિતપણું**—તેઓના સર્વ પ્રકારના મતાગ્રહો, દર્શનાગ્રહો, અભિનિવેશો સર્વથા દૂર થઇ ગયા હોય છે, તેઓ અત્યંત મધ્યસ્થ અને નિષ્પક્ષપાત હોય છે.

**૩. મૈત્રી આદિને પરતંત્રપણું**—તેઓ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ્ય-એ ચાર ભાવનાઓથી અત્યંત ભાવિતાત્મા હોય છે તેઓ સમસ્ત જગત્ સાથે **મૈત્રી** ધરાવે છે. જ્યાં કયાંય ગુણ દેખે ત્યા તેઓ **પ્રમોદ** પામે છે. 'પર ગુણના પરમાણુને પણ પર્વત જેવો કરી તે વિરલા સંતપુરુષો પોતાના હૃદયમા અત્યંત વિકસિત થાય છે.' સંસાર દુઃખથી દુઃખી જીવોને જોઇને તેઓના પર તેમને કરુણાભાવ ઉપજે છે. આ જગત્-જીવો બિચારા સન્માર્ગને છોડી ઉન્માર્ગે ગમન કરી દુઃખી થઇ રહ્યા છે, તેઓને હું સન્માર્ગનો બોધ કરી તે દુઃખમાંથી છોડાવું, એવી **કરુણા** તે પરમ કૃપાળુને વછૂટે છે. અને કોઇ વિપરીત વૃત્તિવાળો હોઈ, સમજાવ્યો સમજે એમ ન હોય, તો ત્યાં તેઓ ઉપેક્ષા કરે છે, મધ્યસ્થ ભાવ ધારણ કરે છે.

**૪. ગંભીર ઉદાર આશય**—તેઓનો આશય-ચિત્તપરિણામ એટલો બધો ગભીર હોય છે, એટલો બધો ઊંડો-અગાધ હોય છે, કે તે કળી શકાતો નથી, તેનો તાગ પમાતો નથી, સાગરની જેમ તેના ઊંડાણની ખબર પડતી નથી. તેમ જ તે આશય એટલો બધો ઉદાર હોય છે, એટલી બધી ઉદારતાવાળો વિશાળ હોય છે કે તે સમુદ્ર જેમ સર્વ કોઇને પોતાના વિશાળ પટમાં સમાવી દે છે; તે સમ્યગ્દૃષ્ટિ યોગીઓ આવા '**સાગરપેટા**' 'सागरवरगंभीरा' હોય છે

**૫ ચારિસંજીવની ન્યાયનું અનુસરણ**—તેવા ગભીર-ઉદાર આશયવાળા તે સમ્યગ્દૃષ્ટિઓ 'ચારિસંજીવની ન્યાય'ને અનુસરે છે. તે આ પ્રમાણે:—

## —: ચારિસંજીવનીચાર ન્યાય :—

"चारिसंजीवनोचारन्याय एष सतां मतः ।
नान्यथात्रेष्टसिद्धिः स्याद्विशेषेणादिकर्मणाम् ॥" —શ્રી યોગબિન્દુ, ૧૧૯.

આ ચારિસંજીવનીચાર ન્યાય સત્પુરુષોને સંમત છે, નહિં તો વિશેષે કરીને ધર્મ-કાર્યની શરૂઆત કરનારાઓને ઇષ્ટ સિદ્ધિ થાય નહિ.

અત્રે ચારિ=ચરો, સંજીવની=સંજીવન કરે એવો ઓષધિવિશેષ, ચાર=ચરવું તે. ચરામાં સંજીવની માટે ચરવું તે ચારિસંજીવનીચાર ન્યાય-દૃષ્ટાંત. આનો ભાવાર્થ આ કથા ઉપરથી સમજી શકાય છેઃ—

'સ્વસ્તિમતી' નામની નગરજનોથી ભરેલી એવી નગરી હતી. તેમાં બ્રાહ્મણની કોઇ પુત્રી હતી, તથા તેની એક સખી હતી, અને તે જ તેના નિરવધિ પ્રેમનું પરમ પાત્ર હતી પછી તે બન્નેનો વિવાહ થયો, એટલે બન્ને જૂદા જૂદા સ્થાને રહેવા લાગી.

પછી એક દિવસ દ્વિજપુત્રીને 'સખી કેમ હશે ?' એમ ચિંતા ઉપજી. એટલે તે પરોણા દાખલ તેને ત્યાં ગઈ, ને જોયું તો તેને વિષાદમાં-શોકમાં ડૂબી ગયેલી દીઠી એથી તેને પૂછ્યું-'સખી ! ત્હારૂં મુખ આટલું બધું કેમ લેવાઇ ગયું છે ?' તેણે કહ્યું-'હું પાપણી પતિની બાબતમાં દુર્ભાગી-કમનશીબ છું.' સખી દ્વિજપુત્રીએ કહ્યું-'તું વિષાદ મ કર ! આ વિષાદમાં ને વિષમાં કાંઇ ફેર નથી, વિષાદ ( શોક ) વિષ જેવો છે હું ત્હારા પતિને મૂળિયાના પ્રભાવથી વૃષભ ( બળદીઓ ) બનાવી દઇશ.' એમ કહી તેને મૂળિયું આપી તે પોતાના નિવાસસ્થાને ગઇ.

પછી તે નાખુશ મનવાળી બ્રાહ્મણપુત્રીએ તે મૂળિયું પોતાના પતિને આપ્યું, કે તરત જ તે ભરાવદાર ખાંધવાળો બળદ બની ગયો એટલે પછી પશ્ચાત્તાપથી તે હૃદયમાં દીલગીર થઇ કે-હવે આ પુનઃ સર્વ કાર્યોમાં સમર્થ એવો પુરુષ કેમ થાય ? પછી તે તેને બળદોના જૂથની સાથે રોજ બ્હાર ચારો ચરાવવા લાગી.

પછી એક દિવસ તે વૃષભ વડના ઝાડ નીચે વિશ્રામ લેતો હતો ત્યાં તેની શાખામાં વિશ્રાંતિ લઇ રહેલા વિદ્યાધર યુગલનો પરસ્પર વાર્તાલાપ ચાલવા લાગ્યો તેમાં વિદ્યાધર બોલ્યો-'અત્રે આ વૃષભ છે તે સ્વભાવથી નથી, પણ વિપરીત ગુણથી ઉપજ્યો છે.' તેની પત્નીએ કહ્યું-'તે પુનઃ પુરુષ કેમ થાય ?' તેણે કહ્યું-'બીજા મૂળિયાના ઉપયોગથી.' વિદ્યાધરીએ પૂછ્યું-'તે કયાં છે ?' તેણે કહ્યું-'તે આ ઝાડની નીચે છે.'

આ સાંભળીને,-જેને મનમાં પશ્ચાત્તાપ ઉપજ્યો હતો, એવી તે પશુ-પત્નીએ ( બ્રાહ્મણીએ ), ભેદને નહિં જાણતા એવા તે વૃષભને તે બધો ચારો ચરાવવા માંડ્યો, તે ચરવા માટે છૂટો મૂકી દીધો. એટલે ચરતાં ચરતાં તે મૂળિયું ખાવામાં આવતાં, તે વૃષભ તરત જ પુરુષ થઇ ગયો.

આમ પરમ નિષ્પક્ષપાતપણું સૂચવતું આ દૃષ્ટાંત છે. આમાં કોઈ પણ દર્શનનો-મતનો આગ્રહ નથી. પણ ચારેકોર ચરી-ફરી સાચા તત્ત્વજિજ્ઞાસુને મધ્યસ્થતાથી 'સંજીવની' તત્ત્વ શોધી કાઢવાનો નિર્મલ બોધ છે. 'આદિ કર્મ'વંતોને એટલે ધર્મમાર્ગની શરૂઆત કરનારાને માર્ગે અવતારવા માટે આ નીતિ અતિ ઉત્તમ છે,

આવા 'ચારિસંજીવની ન્યાય'ના ઉપનય-પરમાર્થ પ્રમાણે આ સમ્યગ્દૃષ્ટિ સત્પુરુષો તત્ત્વનું પ્રતિપાદન કરનારી ઉત્તમ નિષ્પક્ષ નીતિને અનુસરે છે. આવા તે '**નિર્પક્ષ વિરલાઓ**' સર્વ દર્શનના નય-સદંશ ગ્રહે છે; તે સંત અવધૂતો '**આપ નિર્પક્ષ વિરલાં સ્વભાવમાં સદા મગ્ન**' રહે છે, અને લોકોને હિતકારી-કલ્યાણકારી એવો '**સંજીવની ન્યાય**'નો ચારો ચરાવી, સન્માર્ગે ઉતારવાનો નિર્મળ પુરુષાર્થ સેવે છે. આવી પરમ ધન્ય પ્રવૃત્તિ તે સમ્યગ્દૃષ્ટિ મહાત્મા યોગીઓ કરે છે.

"દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે;
હિતકરી જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે....વીર."
—શ્રી યો. દ. સજ્ઝાય. ૧-૪

પ્રકૃત-પ્રસ્તુત વિષય કહીએ છીએ, અને પ્રકૃત તો **મિત્રા** આદિ ભેદથી ભિન્ન એવી **યોગદૃષ્ટિ** છે; અને આ આમ આઠ પ્રકારની છે, એમ ઉદાહરણ માત્ર અંગીકાર કરીને કહે છે:-

**तृणगोमयकाष्ठाग्निकणदीपप्रभोपमा ।
रत्नताराऽर्कचन्द्राभाः सद्दृष्टेर्दृष्टिरष्टधा ॥ १५ ॥**

**વૃત્તિ**:—અહીં અધિકૃત-પ્રસ્તુત દૃષ્ટિનો બોધ સ્પષ્ટપણે તેના અર્થ ઉપરથી જ કહી દેવાય, એ રીતે તૃણના અગ્નિકણ આદિ ઉદાહરણના **સાધર્મ્યથી** નિરૂપવામાં આવે છેઃ-સામાન્યથી સદ્દૃષ્ટિવાળા યોગીની બોધલક્ષણા દૃષ્ટિ આઠ પ્રકારની હોય છેઃ તૃણ અગ્નિકણની ઉપમાવાળી **મિત્રામા**, ગોમય અગ્નિકણની ઉપમાવાળી **તારામાં**, કાષ્ઠ અગ્નિકણની ઉપમાવાળી **બલામાં**, દીપપ્રભાની ઉપમાવાળી **દીપ્રામાં**; રત્નની પ્રભા જેવી **સ્થિરામાં**, તારાની પ્રભા જેવી **કાંતામાં**, સૂર્યની પ્રભા જેવી **પ્રભામાં**, ચંદ્રની પ્રભા જેવી **પરામાં**. **तृणगोमयकाष्ठाग्निकणदीपप्रभोपमा रत्नताराऽर्कचन्द्राभाः**-એવી ઉપમાવાળી આ આઠ દૃષ્ટિ છે. તેવા પ્રકારના પ્રકાશ માત્ર વગેરેથી અહીં સાધર્મ્ય-સમાન ધર્મપણું છે.-જે કહે છે-

૧. **મિત્રામાં** બોધ **તૃણ અગ્નિકણ** સદૃશ-સરખો હોય છે, તત્ત્વથી ઇષ્ટ કાર્યક્ષમ નથી હોતો-ઇષ્ટ કાર્ય કરવા સમર્થ નથી હોતો. કારણ કે-(૧) સમ્યક્ પ્રયોગકાલ સુધી તેની સ્થિતિ નહિં હોવાને લીધે, અને તેના અલ્પવીર્યપણાને લીધે, પટુ-દૃઢ સ્મૃતિ બીજના સંસ્કારાધાનની ઉપપત્તિ-ઘટના થતી નથી, નિપુણ-કુશલ સ્મૃતિસંસ્કાર રોપાતો નથી, તેથી; (૨) અને વિકલ પ્રયોગના હોવાપણાને લીધે, ભાવથી વંદનાદિ ક્રિયાનો અયોગ હોય છે, તેથી.

૨. **તારામાં** તો બોધ **ગોમય** એટલે છાણાના અગ્નિકણ સરખો હોય છે. આ પણ લગભગ એવો જ હોય છે,- તત્ત્વથી વિશિષ્ટ સ્થિતિ-વીર્યના વિકલપણાને લીધે, એથી કરીને વળી પ્રયોગકાળે સ્મૃતિપાટવની અસિદ્ધિને લીધે, તેના અભાવે પ્રયોગની વિકલતાને લીધે, અને તેથી કરીને તથાપ્રકારે તેના કાર્યના અભાવને લીધે.

૩. **બલામાં** પણ આ બોધ **કાષ્ઠ અગ્નિકણ** જેવો, ને ઉક્ત બે બોધ કરતાં કંઇક વિશિષ્ટ હોય છે. તેથી અત્રે જરાક સ્થિતિ-વીર્ય હોય છે; એટલે અહીં પ્રયોગ સમયે પટુ-નિપુણ જેવી સ્મૃતિ હોય છે; અને તે હોતાં, અર્થપ્રયોગ માત્રની પ્રીતિથી યત્નલેશનો ભાવ હોય છે.

૪. **દીપ્રામાં** તો આ બોધ **દીપપ્રભા** તુલ્ય, ને ઉક્ત ત્રણ બોધ કરતાં ઘણો વધારે વિશિષ્ટ હોય છે, એથી કરીને અત્રે ઉદગ્ર (ઉગ્ર, આકરા) સ્થિતિ-વીર્ય હોય છે, તેથી પ્રયોગસમયે સ્મૃતિ પણ પટુ-કુશલ હોય છે. એમ ભાવ હોવા છતાં અત્રે વંદનાદિમાં દ્રવ્ય પ્રયોગ હોય છે,- તથાપ્રકારની ભક્તિને લીધે અત્રે ભેદપ્રવૃત્તિ હોય છે તેથી કરીને.

તૃણ ગોમય ને કાષ્ઠના, અગ્નિકણ સમ માન;
દીપપ્રભાનું પણ વળી, જિહાં હોય ઉપમાન;
રત્ન તેમ તારા અને, રવિ ને શશિ સમાન;
દૃષ્ટિ એમ સદ્દૃષ્ટિની, અષ્ટ પ્રકારે જાણ. ૧૫.

આટલો પ્રથમ ગુણસ્થાકનો પ્રકર્ષ છે-પરાકાષ્ઠા, છેલ્લી હદ છે, એમ સમયવિદો-શાસ્ત્રજ્ઞો કહે છે.

૫. સ્થિરા તો ભિન્નગ્રથિ-એટલે જેની ગ્રંથિ ભેદાઈ છે એવા સમ્યગ્દૃષ્ટિને જ-બોધજ્ઞાનીને જ હોય છે. તેનો બોધ રત્નપ્રભા સમાન હોય છે. તેનો ભાવ-(૧) અપ્રતિપાતી-પડે નહિં એવો, (૨) પ્રવર્ધમાન-વૃદ્ધિ પામતો જતો, (૩) નિરપાય-અપાય રહિત, બાધા રહિત, (૪) બીજાને પરિતાપ નહિ પમાડનારો, (૫) પરિતોષનો હેતુ અને (૬) પરિજ્ઞાન આદિનું જન્મસ્થાન છે.

૬. કાંતામાં-આ બોધ તારાની પ્રભા સમાન હોય છે. એટલા માટે એ પ્રકૃતિથી-સહજ સ્વભાવથી સ્થિત જ હોય છે અત્રે અનુષ્ઠાન-(૧) નિરતિચાર, (૨) શુદ્ધ ઉપયોગ અનુસારી, (૩) વિશિષ્ટ અપ્રમાદથી સંગત, (૪) વિનિયોગપ્રધાન, (૫) અને ગંભીર ઉદાર આશયવાળું હોય છે.

૭. પ્રભામાં સૂર્યની પ્રભા સમાન બોધ હોય છે (૧) તે સર્વદા ધ્યાન હેતુ જ હોય છે, (૨) અહીં પ્રાયે વિકલ્પનો અવસર હોતો નથી, અને (૩) અહીં પ્રશમસાર (પ્રશમ જેનો સાર છે એવું) સુખ હોય છે. અત્રે-(૪) અન્ય શાસ્ત્રો અકિંચિત્કર હોય છે,-કંઈ નહિં કરી શકે એવા નકામા થઈ પડે છે, (૫) સમાધિનિષ્ઠ અનુષ્ઠાન હોય છે, (૬) તેની સંનિધિમાં વૈર આદિનો નાશ હોય છે, '**तत्सन्निधौ वैरादिनाशः**', (૭) પરાનુગ્રહ-કર્ત્તાપણું હોય છે, (૮) વિનેયો-શિષ્યો પ્રત્યે ઔચિત્યયોગ હોય છે, (૯) તથા અવંધ્ય એવી સત્ક્રિયા હોય છે

૮. પરામાં તો ચંદ્રની ચંદ્રિકાની પ્રભા સમાન બોધ હોય છે સર્વદા સદ્ધ્યાનરૂપ જ એવો તે વિકલ્પરહિત માનવામાં આવ્યો છે. (૧) તે વિકલ્પના અભાવથી ઉત્તમ સુખ હોય છે, (૨) આરૂઢના આરોહણની જેમ અત્રે પ્રતિક્રમણ આદિ અનુષ્ઠાન નથી હોતું-ચઢેલાને ચઢવાનું શું? તેની પેઠે (૩) પરોપકારીપણું-યથાભવ્યત્વ પ્રમાણે, (૪) તથા પૂર્વવત્ અવંધ્ય સત્ક્રિયા હોય છે

એમ સામાન્યથી **सद्दृष्टेर्दृष्टिरष्टधा**-સદ્દૃષ્ટિની-યોગીની દૃષ્ટિ અષ્ટ પ્રકારની છે. અત્રે—

શંકા—ગ્રંથિભેદ થયે સદ્દૃષ્ટિપણું હોય અને તે ગ્રંથિભેદ તો દીર્ઘ ઉત્તરકાળે-આગળ ઉપર ઘણા લાંબા વખતે હોય છે, તો પછી સદ્દૃષ્ટિની દૃષ્ટિ આઠ પ્રકારની શી રીતે?

સમાધાન—સદ્દૃષ્ટિના અવંધ્ય-અચૂક હેતુપણાએ કરીને મિત્રા આદિ દૃષ્ટિઓનું પણ સતીત્વ-સત્પણું છે એટલા માટે. શુદ્ધ ખડી સાકરની નિષ્પત્તિમાં-બનાવટમાં શેરડી, રસ, કાવો ને ગોળ જેવી આ મિત્રા આદિ છે; અને ખાંડ, સાકર, અશુદ્ધ સાકરના ગટ્ટા, ને શુદ્ધ સાકરના ચોસલા બરાબર બીજી ચાર દૃષ્ટિઓ છે, એમ આચાર્યો કહે છે. કારણ કે ઇક્ષુ (શેરડી) વગેરેનું જ તથાભવન-તેવા પ્રકારે પરિણમન થાય છે.

આ મિત્રા આદિ રુચિ આદિ ગોચર જ છે,-આ મિત્રા વગેરેમાં રુચિ આદિ હોય જ છે, કારણ કે એઓને જ સંવેગ-માધુર્યની ઉપપત્તિ હોય છે,-એમના ઇક્ષુ સમાનપણાને લીધે અને નલ વગેરે જેવા તથાપ્રકારના અભવ્યો છે,-સંવેગરૂપ માધુર્યના શૂન્યપણાને લીધે.

આ ઉપરથી સર્વથા અપરિણામી અથવા ક્ષણિક આત્મવાદમાં દૃષ્ટિભેદનો અભાવ કહ્યો. કારણ કે તેના તથાભવનની-તેવા પ્રકારે પરિણમનની અનુપપત્તિ છે, અઘટમાનપણું છે, તેવા પ્રકારે પરિણમન ઘટતું નથી, તેથી

અર્થ:—તૃણનો અગ્નિકણ, ગોમય-છાણાનો અગ્નિકણ, કાષ્ઠનો અગ્નિકણ, દીપકની પ્રભા, રત્નની પ્રભા, તારાની પ્રભા, સૂર્યની પ્રભા અને ચંદ્રની પ્રભાની ઉપમા જ્યાં ( અનુક્રમે ) ઘટે છે,– એવી સદ્દૃષ્ટિવંતની દૃષ્ટિ આઠ પ્રકારની છે જેમકે મિત્રામાં તૃણું અગ્નિકણ જેવી, તારામાં છાણાના અગ્નિકણ જેવી, ઇત્યાદિ.

## વિવેચન

હવે અહીં આ શાસ્ત્રના મૂળ વિષય પર આવે છે. આનો મૂળ વિષય યોગદૃષ્ટિનું કથન છે. તે 'યોગદૃષ્ટિ' આઠ પ્રકારની કહી, તેની બરાબર સમજણ પડવા માટે અહીં ઉદાહરણરૂપે ઉપમા આપેલ છે. અને તે ઉપમા ગ્રંથકાર મહર્ષિએ એટલી બધી ખૂબીથી– કુશળતાથી યોજી છે, કે તે ઉપમા ઉપરથી જ તે તે દૃષ્ટિનો ઘણોખરો અર્થ સ્હેજે સમજી જવાય, બરાબર ખ્યાલમાં આવી જાય.

આ આઠ દૃષ્ટિઓને અનુક્રમે (૧) તૃણ અગ્નિકણની, (૨) છાણાના અગ્નિકણની, (૩) કાષ્ઠ–લાકડાના અગ્નિકણની, (૪) દીપકની પ્રભાની, (૫) રત્નપ્રભાની, (૬) તારાપ્રભાની, (૭) સૂર્યપ્રભાની, (૮) અને ચદ્રપ્રભાની,– એમ ઉપમા આપી છે તૃણથી માંડીને ચંદ્રપ્રભા સુધી ઉત્તરોત્તર પ્રકાશની તરતમતા છે, તેમ મિત્રા દૃષ્ટિથી માંડીને પરા દૃષ્ટિ સુધી ઉત્તરોત્તર બોધરૂપ પ્રકાશની તરતમતા છે. એટલે આ ઉપમા સાંગોપાંગ સંપૂર્ણ છે.

**યોગદૃષ્ટિને ઉપમા**

મહા સમર્થ તત્ત્વદૃષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજીએ આ યોગદૃષ્ટિને થર્મોમીટરની (Thermo-meter)–ઉષ્ણતામાપક યંત્રની ઉપમા આપી છે, તે પણ યથાયોગ્યપણે અત્યંત બંધબેસતી છે. જેમ થર્મોમીટરથી શરીરની ઉષ્ણતાનું–ગરમીનું માપ થઈ શકે છે, તેમ આ યોગદૃષ્ટિ ઉપરથી આત્માની આધ્યાત્મિક પ્રગતિનું, આત્મદશાનું, આત્માના ગુણસ્થાનનું માપ નીકળી શકે છે. હું પોતે કયી દૃષ્ટિમા વર્તું છું? મ્હારામા તે તે દૃષ્ટિના કહ્યા છે તેવા લક્ષણ છે કે નહિં? ન હોય તો તે પ્રાપ્ત કરવા મ્હારે કેમ પ્રવર્ત્તવું? ઇત્યાદિ પ્રકારે અંતર્મુખ નિરીક્ષણ કરી, આત્મગુણવૃદ્ધિની પ્રેરણા પામવા માટે આ 'યોગદૃષ્ટિ' આત્માર્થી મુમુક્ષુને પરમ ઉપયોગી છે, પરમ ઉપકારી છે આમ તેનું સ્વરૂપ સમજવા માટે સ્થૂલ દૃષ્ટાંત કહેલ છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે:—

**આત્મદશાનું માપક થર્મોમીટર**

### ૧. મિત્રા દૃષ્ટિ

જિહા મિત્રા તિહાં બોધ જે, તૃણ અગનિસો લહીયે રે ''—શ્રી યો. દ. સજ્ઝાય.

મિત્રા દૃષ્ટિમા બોધ તૃણના અગ્નિકણ સરખો હોય છે જેમ તૃણ અગ્નિકણનો

પ્રકાશ ઇષ્ટ પદાર્થનું દર્શન કરાવવા સમર્થ થતો નથી, તેમ આ દૃષ્ટિનો બોધ તત્ત્વથી-પરમાર્થથી ઇષ્ટ પદાર્થનું દર્શન કરાવી શકતો નથી. કારણ કે-(૧) જેમ તૃણુ અગ્નિનો પ્રકાશ પદાર્થની કંઇક બરાબર સૂઝ પડે તેટલો લાંબો વખત ટકતો નથી, તેમ આ દૃષ્ટિનો બોધ પણ તેનો સમ્યક્‌પણે પ્રયોગ કરી શકાય એટલો વખત સ્થિતિ કરતો નથી-ટકતો નથી. (૨) જેમ તૃણુ અગ્નિનો પ્રકાશ અલ્પ-મંદ વીર્યવાળો અત્યંત ઝાંખો હોય છે, તેમ આ દૃષ્ટિનો બોધ મંદ વીર્યવાળો-અલ્પ સામર્થ્યવાળો હોય છે. (૩) જેમ તૃણુ અગ્નિનો પ્રકાશ ક્ષણુવારમાં હતો-ન હતો થઇ જાય છે, અને તેથી તેની દૃઢ-પટુ સ્મૃતિનો સંસ્કાર રહેતો નથી, તરત જ ભૂલાઇ જાય છે; તેમ અત્રે પણુ બોધ એવો અલ્પજીવી ને અલ્પવીર્ય હોય છે કે-તેના દૃઢ સ્મૃતિબીજરૂપ સંસ્કારનું રોપણુ થવું ઘટતું નથી, તેની ચાહરૂપ દૃઢ સંસ્કાર નીપજતો નથી. (૪) અને આમ સ્થિતિ ને વીર્યની મંદતાથી તથાપ્રકારે સ્મૃતિસંસ્કારના અભાવને લીધે, જેમ સર્વથા તૃણુ અગ્નિ પ્રકાશનો પ્રયોગ વિકલ-પાંગળો હોઇ તેનાથી કરીને કંઇ ખરૂં કાર્ય બનવું સંભવતું નથી; તેમ આ દૃષ્ટિમા બોધનુ એવું વિકલપણું-અપૂર્ણપણું, પાંગળાપણું હોય છે કે, તેથી અત્રે ભાવથી વંદન આદિ કાર્યનો યોગ બનતો નથી, દ્રવ્યવંદનાદિ હોય છે.

**તૃણુ અગ્નિ સમ મિત્રા**

## ૨. તારા દૃષ્ટિ

"દર્શન તારા દૃષ્ટિમા....મનમોહન મેરે, ગોમય અગ્નિ સમાન....મન." —શ્રી યો. સજ્ઝાય.

**તારા** નામની બીજી દૃષ્ટિમા જે બોધ હોય છે, તેને છાણુાના અગ્નિકણુ સાથે સરખાવી શકાય છે, કારણુ કે તૃણુના અગ્નિ કરતાં છાણુાના અગ્નિનો પ્રકાશ કંઇક વધારે હોય છે, તેમ **મિત્રા** કરતાં **તારા** દૃષ્ટિનો બોધ કંઇક વધારે હોય છે, પણુ તેના સ્વરૂપમાં ભેદ ન હોવાથી તે લગભગ તેના જેવો જ હોય છે. કારણુ કે-(૧) જેમ છાણુાનો અગ્નિપ્રકાશ ઝાઝો વખત ટકતો નથી અને મંદ બળવાળો હોય છે, તેમ **મિત્રા** દૃષ્ટિની પેઠે અત્રે પણુ બોધ તત્ત્વથી ઝાઝી સ્થિતિવાળો હોતો નથી-લાંબો વખત ટકતો નથી, અને તેનું બળ-વીર્ય પણુ મંદ હોય છે (૨) અને તેથી કરીને જીવનમાં તે બોધના આચરણુરૂપ પ્રયોગ વેળાએ સ્મૃતિનું પટુપણું-નિપુણુપણું હોતું નથી, દૃઢ સ્મરણુ રહેતું નથી. (૩) અને તેવી સ્મૃતિ ન હોય તો પ્રયોગ પણુ વિકલ-પાગળો-ખોડખાપણુવાળો હોય છે. (૪) અને તેથી કરીને તેવા પ્રકારે ભાવથી વંદન આદિ કર્ત્તવ્યની સિદ્ધિ થતી નથી, દ્રવ્ય વંદનાદિ હોય છે. આમ અત્રે અંશભેદ સિવાય બધુય **મિત્રા** દૃષ્ટિને મળતું આવે છે.

**ગોમય અગ્નિ સમ તારા**

## ૩. બલા દૃષ્ટિ

"ત્રીજી દૃષ્ટિ બલા કહી છે, કાષ્ઠ અગ્નિ સમ બોધ"—શ્રી યોગ૦ સજ્ઝાય

બલા નામની ત્રીજી દૃષ્ટિમાં જે બોધ છે; તેને કાષ્ઠના–લાકડાના અગ્નિકણની ઉપમા ઘટે છે, કારણ કે **મિત્રા ને તારા** એ બે દૃષ્ટિ કરતાં અત્રે બોધ જરા વિશિષ્ટ–વધારે બળવાળો હોય છે, તેથી (૧) જેમ કાષ્ઠના અગ્નિકણનો પ્રકાશ જરા વધારે વાર ટકે છે, અને જરા વધારે બળ–વીર્યવાળો હોય છે; તેમ આ દૃષ્ટિનો બોધ કંઈક વધારે સ્થિતિવાળો હોઈ વધારે વાર ટકે છે, અને કંઈક વધારે બળ–સામર્થ્યવાળો હોય છે (૨) એટલે અહીં પ્રયોગસમયે પટુ–નિપુણ જેવી સ્મૃતિ હોય છે, લગભગ દૃઢ યાદગીરી હોય છે, (૩) અને તેથી અર્થપ્રયોગ–પ્રયોજનભૂત પ્રયોગની પ્રીતિથી સતક્રિયાનો કંઈક યત્ન હોય છે.

**કાષ્ઠ અગ્નિ સમ બલા**

## ૪. દીપ્રા દૃષ્ટિ

"યોગદૃષ્ટિ ચોથી કહીજી, દીપ પ્રભા સમ જ્ઞાન"—શ્રી યોગ૦ સજ્ઝાય

ચોથી **દીપ્રા** નામની દૃષ્ટિમાં જે બોધ હોય છે, તેને દીપ પ્રભાની ઉપમા ઘટે છે. જેમ દીપકનો પ્રકાશ તૃણ, ગોમય (છાણા), ને કાષ્ઠના અગ્નિ કરતાં ઘણો વધારે હોય છે, તેમ આ દૃષ્ટિનો બોધ પણ ઉપર કહી તે **મિત્રા, તારા ને બલા** એ ત્રણ દૃષ્ટિ કરતા વધારે વિશેષતાવાળો હોય છે એટલે (૧) આ બોધ વધારે લાંબી સ્થિતિવાળો હોય છે, લાંબો વખત ટકે છે અને વધારે બળવાન વીર્યવાળો–સામર્થ્યવાળો હોય છે (૨) અને તેથી કરીને તથા-પ્રકારના આચરણરૂપ પ્રયોગ વખતે પટુ–નિપુણ સ્મૃતિ કહે છે (૩) એમ છતાં હજુ અહીં વંદન વગેરે ક્રિયા **દ્રવ્યથી** હોય છે, **ભાવથી નહિં**, કારણ કે તેવા પ્રકારના વિભાગથી દ્રવ્ય–ભાવનો પ્રગટ ભેદ છેઃ—

**દીપપ્રભા જેવી દીપ્રા**

> દ્રવ્ય સેવ વંદન નમનાદિક, અર્ચન વળી ગુણગ્રામોજી,
> ભાવ અભેદ થવાની ઈહા, પરભાવે નિઃકામોજી "—શ્રી દેવચંદ્રજી

વળી દીપકનો પ્રકાશ જેમ બાહ્ય કારણ પર અવલંબે છે, તેમાં તેલ હોય ત્યા સુધી તે પ્રકાશે છે, તેલ ખૂટી જતા ઓલવાઈ જાય છે, તેમ આ દૃષ્ટિનો બોધ પણ બાહ્ય પ્રેરક કારણોને અવલંબતો હોવાથી, તે દૂર થતા, તેને અપાય થવાનો સંભવ છે દીપકનો પ્રકાશ અસ્થિર હોય છે, એક સરખો પ્રકાશતો નથી, તેમ આ દૃષ્ટિનો બોધ પણ અસ્થિર હોય છે, ક્ષયોપશમ પ્રમાણે ન્યૂનાધિક થયા કરે છે દીપકનો પ્રકાશ વાયુના સપાટાથી ઓલવાઇ જવાનો સંભવ છે, તેમ અત્રે પણ વિષમ બાહ્ય કારણોના યોગથી બોધ ચાલ્યો જવાનો સંભવ છે. આમ અનેક પ્રકારે દીપપ્રભાની સાથે **દીપ્રા** દૃષ્ટિનું સાધર્મ્ય છે.

આમ આ ચાર દૃષ્ટિ સુધી જ '**પહેલું મિથ્યાત્વ ગુણસ્થાનક**' હોય છે તેમાં

પણ તે પ્રથમ ગુણસ્થાનકનો પ્રકર્ષ-પરાકાષ્ઠા-છેલ્લામાં છેલ્લી હદ આ ચોથી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. એટલે મિત્રા વગેરે ચાર દૃષ્ટિમાં ઉત્તરોત્તર મિથ્યાત્વનું પ્રમાણ ઘટતું જાય છે, ને તેથી ઉપજતા ગુણનું પ્રમાણ વધતું જાય છે. આમ ચોથી દૃષ્ટિમાં મિથ્યાત્વની માત્રા ઓછામાં ઓછી ને તજ્જન્ય ગુણની માત્રા વધારેમાં વધારે હોય છે. એટલે દીપ્રા દૃષ્ટિમાં ઓછામાં ઓછા મિથ્યાત્વવાળું ઊંચામાં ઊંચું 'મિથ્યાત્વ ગુણસ્થાનક' હોય છે. ત્યાર પછી પાંચમી સ્થિરા દૃષ્ટિથી માંડીને મિથ્યાત્વનો સર્વથા અભાવ હોય છે.

**'મિથ્યાત્વ ગુણસ્થાનક'**

## ૫. સ્થિરા દૃષ્ટિ

"દૃષ્ટિ સ્થિરામાંહિ દર્શન નિત્યે, રત્નપ્રભા સમ જાણો રે."—શ્રી. યોગ૦ સજ્ઝાય

પાંચમી **સ્થિરા** દૃષ્ટિ તો જેને ગ્રંથિભેદ થયો છે, એટલે કે જેની રાગ-દ્વેષ પરિણામની ગાઢ કર્મની ગાંઠ છેદાઈ ગઈ છે, એવા સમ્યગ્દૃષ્ટિવંત પુરુષને જ-ભેદજ્ઞાનીને જ હોય છે, આત્મજ્ઞાનીને જ હોય છે દેહાદિ સર્વ પરવસ્તુથી સર્વથા ભિન્ન એવા શુદ્ધ આત્માના અનુભવરૂપ ભેદજ્ઞાન-આત્મજ્ઞાન આ પુરુષને હોય છે. '**હું એક શુદ્ધ દર્શન-જ્ઞાનમય અને સદા અરૂપી એવો આત્મા છું, અન્ય કંઈ પણ પરમાણુ માત્ર પણ મ્હારૂં નથી**'-એવો અખંડ સ્થિર નિશ્ચય આ ભેદજ્ઞાની આત્મદ્રષ્ટા પુરુષને હોય છે.

**રત્નપ્રભા સમ સ્થિરા**

"अहमिक्को खलु सुद्धो दंसणणाणमइओ सदारूवी ।
णवि अत्थि मज्झ किंचिवि अण्णं परमाणुमित्तंपि ॥"

શ્રી કુંદકુંદાચાર્યજીપ્રણીત શ્રી સમયસાર

અને એટલા માટે જ આ દૃષ્ટિને 'સ્થિરા' કહી છે. તેમાં ઉત્પન્ન થતા બોધને **રત્નની પ્રભા** સમાન કહ્યો છે, તે પણ યથાયોગ્ય છે; કારણ કે રત્નનો પ્રકાશ પણ સ્થિર હોય છે, ડગમગ થતો નથી, તેમ **સમ્યગ્દૃષ્ટિ** પુરુષનો બોધ પણ સ્થિર રહે છે, ડગમગતો નથી, ચળતો નથી. 'જ્યારે વજ્રપાત* થતો હોય ને આખું ત્રૈલોકય ભયથી ધ્રૂજતું હોય ત્યારે પણ નિસર્ગ-નિર્ભયપણે સર્વ શંકા છોડીને, પોતાને ન હણાય એવા અવધ્ય

* "सम्यग्दृष्टय एव साहसमिदं कर्तुं क्षमंते परं,
यद्वज्रेऽपि पतत्यमी भयचलत्त्रैलोक्यमुक्ताध्वनि ।
सर्वामेव निसर्गनिर्भयतया शङ्कां विहाय स्वयम्,
जानंतः स्वमवध्यबोधवपुषं बोधाच्च्यवंते न हि ॥"

શ્રી અમૃતચંદ્રાચાર્યજીપ્રણીત સમયસારકલશ

બોધ-દેહરૂપ સ્વયં જાણી રહેલા આ સમ્યગ્દૃષ્ટિ પુરુષો જ બોધથી ચ્યુત થતા નથી! આવું પરમ સાહસ તો સમ્યગ્દૃષ્ટિઓ જ કરી શકે!'

રત્નના સ્થિર પ્રકાશને જેમ વાયુ સ્પર્શી શકતો નથી કે ઓલવી શકતો નથી, તેમ સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાનીના સ્થિર બોધરત્નને ઉપસર્ગરૂપ વાયુ સ્પર્શી શકતો નથી કે ઓલવી શકતો નથી. અને એટલા માટે જ આ દૃષ્ટિનો બોધ—

૧. **અપ્રતિપાતી**—જેમ રત્નનો પ્રકાશ અપ્રતિપાતી હોય છે-કદી ચાલ્યો જતો નથી, તેમ આ દૃષ્ટિનો બોધ પણ અપ્રતિપાતી હોય છે, એક વાર આવ્યા પછી પાછો પડી જતો નથી

"જેહ ન મરુતને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હો લાલ;
જેહ સદા છે રમ્ય, પુષ્ટ ગુણે નવિ કૃશ રહે હો લાલ."—શ્રી યશોવિજયજી

૨. **પ્રવર્ધમાન**—પ્રયોગ વગેરેની કસોટીથી જેમ રત્નની કાંતિ ઓર ને ઓર ઝળકતી જાય છે, તેમ આ સમ્યગ્દૃષ્ટિના બોધને આત્માનુભવરૂપ કસોટીએ ચઢાવી પ્રયોગ સિદ્ધ કરતાં તે ઉત્તરોત્તર બળવત્તર બનતો જાય છે, વૃદ્ધિ પામતો જાય છે

"પાત્ર કરે નહિં હેઠ, સૂરજ તેજે નવિ છિપે હો લાલ;
સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ"—શ્રી યશોવિજયજી

૩. **નિરપાય**—તેલ ખૂટી જવાથી દીવો ઓલવાઈ જાય છે, પણ તેવો તેલ ખૂટી જવારૂપ અપાય (હાનિ) રત્નને નડતો નથી, તેથી તેનો પ્રકાશ નિરપાય-નિર્બાધ હોય છે, કદી ઓલવાતો નથી; તેમ અત્રે બોધ પરાવલંબની નહિ હોવાથી, નિરપાય હોય છે, તેને કોઈ પણ હાનિ-બાધા પહોંચતી નથી, તે કદી ઓલવાતો નથી-બૂઝાતો નથી, કારણ કે તેને કોઈ પર અવલંબન નથી કે જે ખસી જતા તેને હાનિ પહોંચે, તે તો સ્વાવલંબની-આત્માવલંબની જ છે, એટલે તે સર્વથા બાધા રહિત છે. આવો રત્નદીપક મનમંદિરમાં પ્રગટ્યો કે બસ શત્રુબલ ખલાસ! મોહ અંધકારનો સર્વનાશ! ને અનુભવ તેજનો ઝળહળાટ! તે દીવો જાગ્યો તે જાગ્યો! ઓલવાય જ નહિં

"સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ, રત્નદીપક અતિ દીપતો હો લાલ૦
સા૦ મુજ મનમંદિરમાંહી, આવે જો અરિબલ જીપતો હો લાલ૦
સા૦ મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે ઝળહળે હો લાલ૦
સા૦ ધૂમ કષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે હો લાલ૦
સા૦ પુદ્ગલ તેલ ન ખેપ, જેહ ન શુદ્ધ દશા દહે હો લાલ૦
સા૦ શ્રી નયવિજય સુશિષ્ય, વાચક યશ ઈણી પરે કહે હો લાલ૦"
—શ્રી યશોવિજયજી

૪. **બીજાને પરિતાપ ન પમાડનાર**—રત્નનો પ્રકાશ જેમ ઠંડો ને નિર્મલ હોઇ, બીજાને પરિતાપ ઉપજાવતો નથી; તેમ આ દૃષ્ટિનો બોધ પણ કષાય-વિષય આદિની ઉપશાંતતાના કારણે શીતલ ને નિર્મલ હોઇ, બીજાને પરિતાપ-કલેશ પમાડતો નથી. એટલું જ નહિં પણ અન્ય જીવોને પણ અહિંસા આદિવડે કરીને પરમ શાંતિનું કારણ થાય છે.

૫ **પરિતોષહેતુ**—રત્નના પ્રકાશથી પરિતોષ ઉપજે છે. તેની કાંતિ દેખીને આંખ ઠરે છે, ચિત્ત પ્રસન્ન થાય છે, કાચ જેવી તુચ્છ વસ્તુ વગેરે દેખવાનું મન થતું નથી; તેમ આ દૃષ્ટિના બોધથી આત્મા પરિતોષ પામે છે, ચિત્તપ્રસન્નતા ઉપજે છે, જે દૃષ્ટવ્ય હતું-જે દેખવા યોગ્ય એવું પરમ આત્મદર્શન હતું તે દેખી લીધું, એટલે તુચ્છ બાહ્ય વસ્તુ દેખવાનું× કુતૂહલ વ્યાવૃત્ત થઇ જાય છે-મટી જાય છે, ને આત્મા આત્મામાં જ નિત્ય રત રહી, તૃપ્ત થઇ જાય છે, સંતુષ્ટ થાય છે.

૬. **પરિજ્ઞાનાદિનું જન્મસ્થાન**—(અ) રત્નના પોતાના પ્રકાશથી તે રત્નની સર્વ બાજુ બરાબર દેખાય છે, તેમ જ બીજા પદાર્થોનું પણ પરિજ્ઞાન થાય છે. તેમ આ દૃષ્ટિના બોધરૂપ પ્રકાશથી બોધમૂર્ત્તિ આત્માનું ને અન્ય વસ્તુનું બરાબર જ્ઞાન થાય છે. બોધિરત્નના પ્રકાશથી સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની પુરુષ વસ્તુને વસ્તુગતે દેખે છે.

"વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત વાસી રે."—શ્રી આનંદઘનજી

(બ) રત્ન દીઠે જેમ બીજા કાચ વગેરેનુ મૂલ્યાંકન થઇ જાય છે, સાચો હીરો દીઠે કાચની કિંમત કેટલી છે તેની બરાબર ખબર પડી જાય છે, તેમ બોધિરત્ન દીઠે અન્ય તુચ્છ પદાર્થનું મૂલ્યાંકન થઇ જાય છે, અનન્ય ચિંતામણિરત્ન સમાન આત્માની આગળ પર વસ્તુની કાંઇ કિંમત લાગતી નથી.

(ક) ઉત્તમ જાતિવંત રત્નની પ્રાપ્તિ મંગલદાયી ગણાય છે, ઐશ્વર્ય-સુખ-સંપત્તિ આદિની વૃદ્ધિ કરે છે, અનિષ્ટને દૂર કરે છે. તેમ આ ઉત્તમ બોધરત્નની પ્રાપ્તિ સર્વ મંગલનું મંગલ ને સર્વ કલ્યાણનું કારણ થઇ પડે છે.

'सर्वमङ्गलमाङ्गल्यं सर्वकल्याणकारणं ।'

"अचिन्त्यशक्तिः स्वयमेव देवश्चिन्मात्रचिन्तामणिरेव यस्मात् ।
सर्वार्थसिद्धात्मतया विधत्ते, ज्ञानी किमन्यस्य परिग्रहेण ॥"—શ્રી સમયસારકલશ

---

× "यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥"—ગીતા

"एदह्मि रदो णिच्चं संतुट्ठो होदि णिच्चमेदह्मि ।
एदेण होहि तित्तो होहदि तुह उत्तमं सोक्खं ॥"—શ્રી સમયસાર

ઇત્યાદિ અનેક પ્રકારે રત્નપ્રભા સાથે આ સ્થિરા દૃષ્ટિના બોધનું સમાનધર્મપણું-સરખાપણું છે, તે અત્રે યથામતિ સંક્ષેપમાં વિવેચ્યું છે તથાપિ કેળના પત્રની અંદર પત્ર હોય છે, તેમ જ્ઞાનીની વાતની અંદર વાત હોય છે, તેનો વિસ્તાર કેમ કરી શકાય?

"જૈસે કેલકે પાતમેં, પાત પાતમેં પાત;
તૈસે જ્ઞાનીકી બાતમેં, બાત બાતમેં બાત."

## ૬. કાંતા દૃષ્ટિ

"છઠ્ઠી દીઠ્ઠી રે હવે કાંતા કહું, તિહાં તારાભ પ્રકાશ"—શ્રી યોગ૦ સજ્ઝાય

છઠ્ઠી કાંતા દૃષ્ટિમાં તારાની પ્રભા જેવો બોધ હોય છે. આ 'કાંતા' દૃષ્ટિમાં કાંતા એટલે પતિવ્રતા સ્ત્રી જેવો પરમાર્થભાવ હોય છે જેમ પતિવ્રતા સ્ત્રી ઘરનાં બીજાં સમસ્ત કામ કરતા પણ પતિનું જ ચિંતન કરે છે, તેમ આ દૃષ્ટિવાળો સમ્યગ્દૃષ્ટિ પુરુષ ભલે બીજું કામ કરતો હોય તોપણ તેનું ચિત્ત સદા શ્રુતધર્મમાં જ લીન રહે છે. કર્મની પ્રેરણાથી ચિઠ્ઠીના ચાકરની જેમ તેને પરાણે સંસાર સંબંધી કર્મ કરવું પડે, તોપણ તેમાં તેની અનાસક્તિ જ હોય છે. તેની પરમ આસક્તિ-ભક્તિ, પરમ પ્રેમ તો કેવળ શ્રુતધર્મમાં જ એટલે 'જ્ઞાની સંબંધી શ્રવણરૂપ જે ઉપદેશાદિ ધર્મ તેની પ્રત્યે' જ હોય છે.

**કાંતા જેવી કાંતા**

"મન મહિલાનું વહાલા ઉપરે, બીજાં કામ કરત રે;
તેમ શ્રુતધર્મે મન દૃઢ ધરે, જ્ઞાનાક્ષેપકવંત રે........
ધન ધન શાસન શ્રી જિનવરતણું"—શ્રી યોગ૦ સજ્ઝાય

આવી આ કાંતા દૃષ્ટિને તારાની પ્રભાની ઉપમા આપી છે, તે પણ અત્યંત સમુચિત છે, કારણ કે રત્નની પ્રભા કરતાં તારાનો પ્રકાશ અધિકતર હોય છે, તેમ સ્થિરા દૃષ્ટિ કરતાં આ દૃષ્ટિનો બોધ વધારે પ્રકાશમાન-વધારે ગાઢ હોય છે તારાનો પ્રકાશ ગગનમાં ચમકારા કરતો રહી પ્રકૃતિથી-સ્વભાવથી સ્થિત જ હોય છે, ધ્રુવ હોય છે, સદાય અખંડપણે મોજૂદ જ હોય છે; તેમ આ દૃષ્ટિનો બોધ પણ સદાય ચિદાકાશમાં ચમકતો રહી, સહજ સ્વભાવે સ્થિત જ હોય છે, ધ્રુવ રહે છે, સદાય અખંડપણે હાજરાહજૂર જ હોય છે.

**તારા પ્રભા સમી કાંતા**

અને એટલા માટે જ અત્રે તથાપ્રકારનું ભાવ અનુષ્ઠાન-સત્ક્રિયા આચરણ હોય છે જ્ઞાનને અનુસરતી જે સત્ક્રિયા તેનું નામ 'અનુષ્ઠાન' છે એટલે આ સમ્યગ્જ્ઞાનીને જે આત્મજ્ઞાન થયું છે, તે આત્મજ્ઞાનને અનુરૂપ છાજે એવી આત્માનુચરણરૂપ ભાવ-ક્રિયા કરવાનો-સચ્ચારિત્ર પાળવાનો આ પુરુષ સતત પ્રયત્નપૂર્વક પુરુષાર્થ સેવે છે. આ પુરુષના વંદન-ભક્તિ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચના આદિ ભાવથી હોય છે તેનો આત્મા પ્રભુ સાથે અભેદ થવાની ઇચ્છા

**નિરતિચાર સદનુષ્ઠાન**

રાખે છે ને પરભાવમા નિષ્કામ હોય છે,- આમ તેનો આત્મા જ ભક્તિભાવમય બની જાય છે ભૂતકાળના સમસ્ત કર્મદોષથી આત્માને પાછો વાળી-નિવર્તાવી, તેનો આત્મા પોતે પ્રતિક્રમણરૂપ થાય છે ભવિષ્યકાળના સમસ્ત કર્મદોષથી આત્માને નિવર્તાવી-પાછો વાળી તેનો આત્મા પોતે પ્રત્યાખ્યાનસ્વરૂપ બને છે વર્તમાનકાળના સમસ્ત દોષને દ્રષ્ટાપણે દેખતો રહી-તેમા આત્મભાવ છોડી આલોચતો રહી, તેનો આત્મા સાક્ષાત્ આલોચનારૂપ બની જાય છે આમ નિત્ય પ્રત્યાખ્યાન કરતો, નિત્ય પ્રતિક્રમણ કરતો, નિત્ય આલોચના કરતો, તેનો આત્મા પોતે ચારિત્રરૂપ બને છે* આમ હોવાથી આ સત્પુરુષનું અનુષ્ઠાન-આચરણ-ચારિત્ર આવું હોય છે:—

૧ **નિરતિચાર**—સમસ્ત પર ભાવના સ્પર્શ વિનાનું હોવાથી, તેમા કોઈ અતિચાર દોષ હોતો નથી પર ભાવમા ગમનરૂપ અતિચરણ (Transgression) થતું નથી

૨. **શુદ્ધોપયોગ અનુસારી**—શુદ્ધ ઉપયોગને-આત્મસ્વરૂપને અનુસરનારું આ આત્મદર્શી પુરુષનુ અનુષ્ઠાન હોય છે હું જલમા કમલપત્રની જેમ **અબદ્ધસ્પૃષ્ટ**× છુ-નિર્લેપ છું, કોઇ પણ અન્ય ભાવનો મ્હારામા પ્રવેશ નહિ હોવાથી હું **અનન્ય** છું, સમુદ્રની જેમ મ્હારો આત્મસ્વભાવ નિત્ય વ્યવસ્થિત હોવાથી હું **નિયત** છું, પર્યાયદૃષ્ટિ છોડીને દેખતા હું **અવિશેષ** છુ,- સુવર્ણની જેમ એક અખડ દ્રવ્ય છું, મ્હારા બોધબીજ સ્વભાવને અપેક્ષીને જોતા હુ કર્મજન્ય મોહાદિથી **અસંયુક્ત** છુ એમ શુદ્ધ આત્માની ભાવના તે પુરુષ ભાવ્યા કરે છે, ને '**શુદ્ધ નિરંજન એક**' આત્માનુ ચિંતન કરતા નિર્વિકલ્પ રસનું પાન કર્યા કરે છે.

"પર્યાયદૃષ્ટિ ન દીજિયે, એક જ કનક અભગ રે,"
"નિર્વિકલ્પ રસ પીજિયે, શુદ્ધ નિરજન એક રે"—શ્રી આનદઘનજી
"આતમ ભાવના ભાવતા, જીવ લહે કેવલજ્ઞાન રે"

૩ **વિશિષ્ટ અપ્રમાદયુક્ત**—આવી શુદ્ધ આત્મભાવનાથી ભાવિત હોવાથી, આ સત્પુરુષને સ્વરૂપચ્યુતિરૂપ-સ્વરૂપભ્રષ્ટતારૂપ પ્રમાદ થતો નથી, અને વિષય-કષાય-રાગ-દ્વેષાદિની ક્ષીણતા વર્તે છે.

૪. **વિનિયોગ પ્રધાન**—જે જ્ઞાન-દર્શને કરી જાણ્યું, પ્રતીત્યુ, આચર્યું, તેનો આ પુરુષ સમ્યક્ વિનિયોગ-યથાસ્થાને નિયોજન કરી, (Practical application) બીજા જીવોને ધર્મમા જોડે છે, જેથી પોતાની ધર્મપરપરા ત્રૂટતી નથી

---

* "णिच्चं पच्चक्खाणं कुव्वइ णिच्चं य पडिक्कमदि जो ।
णिच्चं आलोचेयइ सो हु चरित्तं हवइ चेया ॥"—શ્રી સમયસાર

× "जो पस्सदि अप्पाणं अबद्धपुट्ठं अणण्णयं णियद ।
अविसेसमसंजुत्तं त सुद्धणयं वियाणीहि ॥"—શ્રી સમયસાર

૫ **ગંભીર ઉદાર આશયવાળું**—આ સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની પુરુષનું આ ધર્માચરણ પરમ ગંભીર-ઉદાર આશયવાળું હોય છે. આ દૃષ્ટિવાળા યોગી 'સાગરવરગંભીરા' હોય છે.

"જેમ આવી પ્રતીતિ જીવની રે,
જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ....મૂળ મારગ સાંભળો જિનનો રે;
તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે,
નામ ચારિત્ર તે અણલિંગ....મૂળ૦ "—શ્રીમદ્ રાજચંદ્રજી

## ૭. પ્રભા દૃષ્ટિ

"અર્ક પ્રભા સમ બોધ પ્રભામાં, ધ્યાનપ્રિયા એ દિઠ્ઠી."—શ્રી યોગ૦ સજ્ઝાય

સાતમી **પ્રભા** દૃષ્ટિમાં **સૂર્યની પ્રભા** સમો બોધ હોય છે. તારા કરતાં સૂર્યનો પ્રકાશ અનેકગણો અધિક હોય છે, તેમ છઠ્ઠી દૃષ્ટિ કરતાં સાતમી દૃષ્ટિનો બોધ અનેકગણો બળવાન હોય છે, પરમ અવગાઢ હોય છે આને 'પ્રભા' નામ આપ્યું છે તે પણ બરાબર છે, કારણ કે પ્ર+ભા=પ્રકૃષ્ટ પ્રકાશ જેનો છે તે પ્રભા જેમ સૂર્યની પ્રભા અતિ ઉગ્ર તેજસ્વી હોય છે, તેમ આ દૃષ્ટિની બોધપ્રભા-પ્રકાશ પણ અતિ ઉગ્ર તેજસ્વી હોય છે સૂર્યપ્રકાશથી જેમ સર્વ પદાર્થનું બરાબર દર્શન થાય છે, વિશ્વ પ્રકાશિત થાય છે, તેમ આ દૃષ્ટિના બોધપ્રકાશથી સર્વ પદાર્થનું યથાર્થ દર્શન થાય છે. આમ આ ઉપમાનું યથાર્થપણું છે અને આ દૃષ્ટિનો આવો પ્રકૃષ્ટ બોધપ્રકાશ હોય છે, એટલે જ અત્રે—

**સૂર્ય પ્રભા સમ પ્રભા**

૧. **સર્વદા ધ્યાનહેતુ**—આ બોધ નિરંતર ધ્યાનનો હેતુ હોય છે અહીં સ્થિતિ કરતો યોગી અખંડ આત્મધ્યાન ધ્યાવે છે.

૨. **પ્રાયે નિર્વિકલ્પતા**—તીક્ષ્ણ આત્મોપયોગવાળું આ આત્મધ્યાન હોવાથી, તેમાં પ્રાયે કોઇ પણ વિકલ્પ ઊઠવાનો અવસર હોતો નથી.

૩. **પ્રશમસાર સુખ**—અને આવું નિર્વિકલ્પ ધ્યાન હોવાથી જ અત્રે પ્રશમ જેનો સાર છે એવું પ્રશમસાર, પ્રશમપ્રધાન સુખ હોય છે પ્રશમથી, પરમ આત્મશાંતિથી, વીતરાગતાથી અત્રે યોગીને પરમ સુખ ઉપજે છે કારણ કે આ સુખમા પરાવલંબન નથી, પરવશપણું નથી, એટલે દુઃખનું લેશ પણ કારણ નથી, અને કેવલ આત્માવલંબન છે, સ્વાધીનપણું જ છે, એટલે કેવલ સુખનો જ અવકાશ છે.

"સઘળું પરવશ તે દુઃખલક્ષણ, નિજવશ તે સુખ લહીએ,
એ દૃષ્ટે આતમગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહીએ રે?
ભવિકા! વીર વચન ચિત્ત ધરીએ"—શ્રી યોગ૦ સજ્ઝાય

"એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીન....હો જિનજી;
નિરુપચરિત નિર્દ્વંદ્વ સુખ, અન્ય અહેતુક પીન....હો જિનજી." —શ્રી દેવચંદ્રજી

૪. **અન્ય શાસ્ત્રો અકિંચિત્કર**—નકામા, અણુખપના થઇ પડે છે, કારણ કે અહીં અનુભવજ્ઞાનનું–પ્રાતિભ જ્ઞાનનું અત્યંત પ્રબળપણું–સમર્થપણું હોય છે. શાસ્ત્ર તો માત્ર માર્ગનો લક્ષ કરાવી શકે છે, પણ અત્રે તો સાક્ષાત્ માર્ગની પ્રાપ્તિ છે, એટલે શાસ્ત્રોનું પ્રયોજન રહેતું નથી.

૫. **સમાધિનિષ્ઠ અનુષ્ઠાન**—અહીં સર્વ અનુષ્ઠાન સમાધિનિષ્ઠ હોય છે, સર્વ શુદ્ધ ભાવક્રિયા આત્મસમાધિમાં પરિણમે છે.

૬. **તેની સંનિધિમાં વૈરનાશ**—આ દૃષ્ટિમાં વર્તતા યોગિરાજની એવી યોગસિદ્ધતા થાય છે, એવો યોગપ્રભાવ પ્રવર્તે છે, કે તેના સન્નિધાનમાં–હાજરીમાં ક્રૂર હિંસક પ્રાણીઓના પણ વૈર–વિરોધ વગેરે નાશ પામી જાય છે, જાતિવૈર પણ ભૂલાઇ જાય છે!

૭. **પરાનુગ્રહકર્ત્તાપણું**—આ દૃષ્ટિવાળો યોગી પરાનુગ્રહ–પરોપકારપરાયણ હોય છે, બીજા જીવો પ્રત્યે તે કલ્યાણ માર્ગનો ઉપદેશ કરી ઉપકાર કરે છે, અનુગ્રહ કરે છે.

૮. **વિનેયો (શિષ્યો) પ્રત્યે ઔચિત્યયોગ**—ઉચિતતાવાળો પરમાર્થ સંબંધ હોય છે, કે તેથી તે વિનયવાન્ શિષ્યોનું અચૂક આત્મકલ્યાણ થાય.

૯. **અવંધ્ય સત્ક્રિયા**—અત્રે ભાવરૂપ, પરમાર્થરૂપ જે શુદ્ધ આત્માનુચરણરૂપ સત્ક્રિયા હોય છે, તે અવંધ્ય–અમોઘ હોય છે, કદી ખાલી જતી નથી, અચૂક મુક્તિ-ફલ આપે છે.

## ૮. પરા દૃષ્ટિ

"દૃષ્ટિ આઠમી સાર સમાધિ, નામ પરા તસ જાણું જી.
આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિ સમ બોધ વખાણું જી." —શ્રી યોગ૦ સજ્ઝાય

આઠમી **પરા** દૃષ્ટિમાં બોધ **ચંદ્રની પ્રભા** સરખો હોય છે. સૂર્યનો પ્રકાશ જો કે અધિક તેજસ્વી છે, પરંતુ તાપ પમાડે છે, ઉગ્ર લાગે છે; અને ચંદ્રનો પ્રકાશ તો કેવલ સૌમ્ય ને શાંત હોઇ શીતલતા ઉપજાવે છે, પરમ આહ્લાદ આપે છે. બન્નેનું વિશ્વપ્રકાશકપણું તો સમાન છે. એટલે ચંદ્રના પ્રકાશનું સ્થાન સૂર્ય કરતાં અધિક માન્યું છે. આમ આ દૃષ્ટિ સર્વોત્કૃષ્ટ છે, પરમ છે, ઊંચામાં ઊંચી છે, એનાથી પર કોઈ નથી, એટલે જ એને 'પરા' કહી છે.

**ચંદ્રપ્રભા સમ**

**પરા**

ચંદ્રની જ્યોત્સ્ના (ચાંદની) જેમ વિશ્વમાં રેલાઇ રહી તેને પ્રકાશમય કરી મૂકે છે, પ્રકાશમાં ન્હવરાવે છે, તેમ અત્રે પણ બોધ–ચંદ્રની સોળે કળા ખીલી ઊઠતાં જ્ઞાન–ચંદ્રિકા

આખા વિશ્વમાં રેલાઈ રહે છે. તથાપિ ચંદ્ર જેમ ગગનમાં જ રહી ભૂમિને પ્રકાશે છે, કાંઈ ભૂમિરૂપ થઈ જતો નથી; તેમ ચિદાકાશમાં સ્થિતિ કરતો આ બોધ-ચંદ્ર પણ જ્ઞેયરૂપ વિશ્વને પ્રકાશે છે, પણ વિશ્વરૂપ બની જતો નથી. કારણ કે 'શુદ્ધ દ્રવ્યનું * સ્વરસભવન-પરિણમન થયું તો સ્વભાવનું શું બાકી રહ્યું ? કાંઈ જ નહિં, તે જ પૂર્ણ સ્વભાવ થયો. અને અન્ય દ્રવ્યરૂપ તે જો થઇ જાય, તો તે શું એનો સ્વભાવ થયો ? નહિં જ. કારણ કે અન્ય દ્રવ્યરૂપ થવું તે તો સ્વભાવ નહિં, પરભાવ જ છે. દૃષ્ટાંત-ચાંદની ભૂમિને ન્હવરાવે છે, પણ ભૂમિ કાંઈ તેની થઈ જતી નથી. તેમ જ્ઞાન પણ જ્ઞેયને સદા જાણે છે, પણ જ્ઞેય વિશ્વ જ્ઞાનનું-આત્માનું કદી બની જતું નથી-' આમ જ્ઞાની મહાત્માઓએ કહ્યું છે

**"ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાંતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કંઈ ચંદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી, સદાસર્વદા ચૈતન્યસ્વરૂપ જ રહે છે. વિશ્વમાં જીવ અભેદતા માને છે એ જ ભ્રાંતિ છે."**

—સમર્થ તત્ત્વદૃષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજી (અંક-૭૬૦)

આમ આ 'પરા' દૃષ્ટિને ચંદ્રની ઉપમા બરાબર ઘટે છે. કારણ કે ચંદ્રની જેમ સ્વરૂપમાં સ્થિત રહી અત્રે વિશ્વપ્રકાશકતા હોય છે, વિશ્વવ્યાપકતા હોતી નથી; આપ સ્વભાવમાં જ પરિપૂર્ણ પ્રવૃત્તિ હોય છે, પરભાવનો પ્રવેશ પણ થતો નથી; શુદ્ધ 'અદ્વૈત' અવસ્થા હોય છે. અને આમ હોવાથી આ પરા દૃષ્ટિનો બોધ—

**સદા સદ્ધ્યાનરૂપ જ**—હોય છે. અત્રે નિરંતરપણે પરમ આત્મસમાધિ જ વર્તે છે. આ યોગીશ્વરની **સહજાત્મસ્વરૂપે** અખંડ સ્થિતિ હોય છે, કારણ કે પરભાવનું જે દ્વૈત હતું તે સર્વથા દૂર થયું છે, એટલે પરમ શુદ્ધ અદ્વૈતભાવે કેવલ એક આત્મસ્વરૂપમાં જ સહજ નિઃપ્રયાસ રમણતા વર્તે છે.

**નિર્વિકલ્પ ધ્યાનસુખ**

"શુદ્ધ નિઃપ્રયાસ નિજ ભાવ ભોગી યદા, આત્મક્ષેત્રે નહિં અન્ય રક્ષણ તદા;
એક અસહાય નિઃસંગ નિર્દ્વંદ્વતા, શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યક્તતા....ધર્મ૦"—શ્રી દેવચંદ્રજી

**નિર્વિકલ્પ**—આ પરમ બોધ નિર્વિકલ્પ જ હોય છે આમાં ક્યારેય પણ કોઈ પણ વિકલ્પ ઊઠવાનો અસંભવ છે. આમ અત્રે નિર્વિકલ્પ આત્મસમાધિ હોય છે. ધ્યાતા,

---

* "शुद्ध द्रव्यस्वरसभवनात्किं स्वभावस्य शेष-
मन्यद्द्रव्यं भवति यदि वा तस्य किं स्यात्स्वभावः ।
ज्योत्स्नारूपं स्नपयति भुवं नैव तस्यास्ति भूमि-
र्ज्ञानं ज्ञेयं कलयति सदा ज्ञेयमस्यास्ति नैव ॥"—શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત સમયસારકલશ

"એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીન....હો જિનજી;
નિરુપચરિત નિર્દ્વંદ્વ સુખ, અન્ય અહેતુક પીન....હો જિનજી." —શ્રી દેવચંદ્રજી

૪. **અન્ય શાસ્ત્રો અકિંચિત્કર**—નકામા, અણુખપના થઇ પડે છે, કારણ કે અહીં અનુભવજ્ઞાનનું-પ્રાતિભ જ્ઞાનનું અત્યંત પ્રબળપણું-સમર્થપણું હોય છે. શાસ્ત્ર તો માત્ર માર્ગનો લક્ષ કરાવી શકે છે, પણ અત્રે તો સાક્ષાત્ માર્ગની પ્રાપ્તિ છે, એટલે શાસ્ત્રોનું પ્રયોજન રહેતું નથી.

૫. **સમાધિનિષ્ઠ અનુષ્ઠાન**—અહીં સર્વ અનુષ્ઠાન સમાધિનિષ્ઠ હોય છે, સર્વ શુદ્ધ ભાવક્રિયા આત્મસમાધિમાં પરિણમે છે.

૬. **તેની સંનિધિમાં વૈરનાશ**—આ દૃષ્ટિમાં વર્તતા યોગિરાજની એવી યોગસિદ્ધતા થાય છે, એવો યોગપ્રભાવ પ્રવર્તે છે, કે તેના સન્નિધાનમાં-હાજરીમાં ક્રૂર હિંસક પ્રાણીઓના પણ વૈર-વિરોધ વગેરે નાશ પામી જાય છે, જાતિવૈર પણ ભૂલાઇ જાય છે!

૭. **પરાનુગ્રહકર્ત્તાપણું**—આ દૃષ્ટિવાળો યોગી પરાનુગ્રહ-પરોપકારપરાયણ હોય છે, બીજા જીવો પ્રત્યે તે કલ્યાણ માર્ગનો ઉપદેશ કરી ઉપકાર કરે છે, અનુગ્રહ કરે

૮. **વિનેયો (શિષ્યો) પ્રત્યે ઔચિત્યયોગ**—ઉચિતતાવાળો પરમાર્થ હોય છે, કે તેથી તે વિનયવાન્ શિષ્યોનું અચૂક આત્મકલ્યાણ થાય.

૯. **અવંધ્ય સત્ક્રિયા**—અત્રે ભાવરૂપ, પરમાર્થરૂપ જે શુદ્ધ આત્મ સત્ક્રિયા હોય છે, તે અવંધ્ય-અમોઘ હોય છે, કદી ખાલી જતી નથી, ફલ આપે છે.

"આલંબન સાધન જે ત્યાગે, પરપરિણતિને ભાગે રે;
અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે, આનંદઘન પ્રભુ જાગે રે.......વીરજીને ચરણે લાગું૦"
—યોગિરાજ આનંદઘનજી

૩. **પરોપકારિપણું યથાભવ્યત્વ પ્રમાણે**—આ પરમ સત્પુરુષ, પરમ સદ્ગુરુ, પરમકૃપાળુ દેવ પછી પોતાના કર્મ ઉદય પ્રમાણે, નિષ્કારણ કરુણાથી જગત્જીવોને શુદ્ધ કલ્યાણમાર્ગનો ઉપદેશ કરી, તેમના પર પરમ અનુગ્રહ–ઉપકાર કરે છે. આ પરમ યોગીશ્વરરૂપ મહામેઘ પરમાર્થ બોધામૃતની વૃષ્ટિ કરી, જગત્માં પરમાનંદરૂપ સુભિક્ષ–સુકાળ પ્રવર્તાવે છે.

"કર્મ ઉદય જિનરાજનો, ભવિજન ધર્મ સહાય રે....બાહુ જિણંદ દયામયી.
"પ્રભુ હરિસણ મહામેહ, તણે પરવેશમેં રે;
પરમાનંદ સુભિક્ષ, થયા મુજ દેશમેં રે....શ્રી નમિ૦"—શ્રી દેવચંદ્રજી

અત્રે **યથાભવ્યત્વ** પ્રમાણે એટલે જેવું જેવું પોતાનું ભવ્યત્વ છે–હોવા યોગ્યપણું છે, પૂર્વ પ્રારબ્ધજન્ય શેષ કર્મનું ભોગવવાપણું વગેરે છે, તે યથાયોગ્યપણે ભોગવીને ક્ષીણ કરે છે. જેમકે–શ્રી તીર્થંકર ભગવાન, ગણધર દેવ, મુંડકેવલી ભગવાન વગેરે.

**અવંધ્ય સત્ક્રિયા**—અત્રે પહેલાંની જેમ જ શુદ્ધ આત્માનુચરણરૂપ–આત્મચારિત્રરૂપ અવંધ્ય ક્રિયા હોય છે, અમોઘ–અચૂક મોક્ષફલદાયી ક્રિયા હોય છે. અને આમ આ યોગિરાજરાજેશ્વર—

ક્ષીણદોષ સર્વજ્ઞ મહામુનિ સર્વ લબ્ધિ ફલ ભોગીજી,
પર ઉપગાર કરી શિવસુખ તે, પામે યોગ અયોગીજી;
સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ સમીહાજી,
સર્વ અરથ યોગે સુખ તેહથી, અનંતગુણ નિરીહાજી.—શ્રી યોગ૦ સજ્ઝાય

આમ આ આઠ દૃષ્ટિને યથાયોગ્ય ઉપમા આપી, શાસ્ત્રકાર મહર્ષિએ થોડા શબ્દોમાં ઘણું રહસ્ય ચમત્કારિક રીતે બતાવી દીધું અને તે થોડા શબ્દો પણ પરમ અર્થગંભીર હોવાથી, તેની સ્પષ્ટ સમજણ પડવા માટે સંક્ષેપથી આટલું વિવેચન કર્યું. આ ઉપરથી આ દૃષ્ટિઓનો સામાન્યપણે કંઇક ખ્યાલ આવી શકશે. વિશેષ વિસ્તારથી તો પ્રત્યેક દૃષ્ટિનું સ્વરૂપ આગળ ઉપર કહેશે ત્યારે બરાબર સમજવામાં આવી જશે. આમ સામાન્યથી આ આઠ દૃષ્ટિ **સદ્દૃષ્ટિવાળા** યોગીને હોય છે.

ધ્યાન ને ધ્યેય એ ત્રણુનો ભેદ પણ મટી જાય છે; જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ત્રિગુણ પણ એક અભેદ આત્મસ્વરૂપે પરિણમે છે; સમસ્ત દ્વૈતભાવ અસ્ત પામી જાય છે.

"ધ્યાતા ધ્યાન ધ્યેય ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે;
ક્ષીર નીર પેરે તુમશું મળશું, વાચક યશ કહે હેજે હળશું"—યશોવિજયજી
"નિર્વિકલ્પ સુસમાધિમેં હો, ભાવે હે ત્રિગુણ અભેદ. લલના૦
જિન સેવનથેં પાઇયે હો, શુદ્ધાતમ મકરંદ....લલના૦"—ભક્તરાજ દેવચંદ્રજી

આ પરમ યોગી આવી નિર્વિકલ્પ દશા આવા અખંડ ધ્યાનથી પામે છે—

**"સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છઉં, એક કેવલ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, પરમોત્કૃષ્ટ, અચિંત્ય સુખસ્વરૂપ માત્ર એકાંત શુદ્ધ અનુભવરૂપ હું છઉં. ત્યાં વિક્ષેપ શો? વિકલ્પ શો? ભય શો? ખેદ શો? બીજી અવસ્થા શી? શુદ્ધ શુદ્ધ, પ્રકૃષ્ટ શુદ્ધ પરમ શાંત ચૈતન્ય હું માત્ર નિર્વિકલ્પ છઉં. નિજ સ્વરૂપમય ઉપયોગ કરૂં છું. તન્મય થાઉં છઉં. શાંતિઃ શાંતિઃ શાંતિઃ."**

—શ્રીમદ્ રાજચંદ્ર પત્રાંક, ૭૬૦.

અને આમ વિકલ્પનો સર્વથા અભાવ હોય છે, એટલા માટે જ અત્રે—

૧. **પરમસુખ**—હોય છે. આ સમાધિનિષ્ઠ-પરંબ્રહ્મનિષ્ઠ યોગીશ્વર પરમ આત્મ-સુખનો અનુભવ કરે છે; '**આનંદઘન અવતાર**' બને છે.

૨. **આરૂઢના આરોહણની જેમ અનુષ્ઠાન અભાવ**—આરૂઢના આરોહણની જેમ અહીં પ્રતિક્રમણાદિ અનુષ્ઠાન હોતું નથી. કારણ કે પર્વતના શિખરે ચઢી ગયેલાને ચઢવાનું શું રહે? તેમ આ યોગિરાજરાજેશ્વર યોગ-ગિરિરાજના સર્વોચ્ચ શ્રૃંગ પર ચઢી ગયા, તેને અનુષ્ઠાન વગેરેના અવલંબનની શી જરૂર રહે? કારણ કે તે તે અનુષ્ઠાન તો આગળ આગળની ભૂમિકા પર ચઢવા માટેનું આલંબન સાધન છે. હવે આ દશામાં તો તે આલંબન સાધન '**વિષકુંભ**' સમાન છે,× અપ્રતિક્રમણાદિ જ '**અમૃતકુંભ**' સમાન છે. માટે આવા પરમ સત્પુરુષ તે 'આલંબન સાધનને ત્યાગે છે, પરપરિણતિને ભાગે છે, કારણ કે અક્ષય દર્શન-જ્ઞાન-વૈરાગથી તે આનંદઘન પ્રભુ જાગે છે.'

---

× "पडिकमणं पडिसरणं परिहारो धारणा णियत्ती य ।
णिंदा गरहा सोही अट्ठविहो होइ विसकुंभो ॥
अपडिकमणं अप्पडिसरणं अप्परिहारो अधारणा चेव ।
अणियत्ती य अणिंदा गरहा सोही अमयकुंभो ॥"—શ્રી સમયસાર ગા૦ ૩૦૬–૩૦૭.
"आरुरुक्षोर्मुने र्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥"—ગીતા, ૬-૩.

"આલંબન સાધન જે ત્યાગે, પરપરિણતિને ભાગે રે;
અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે, આનંદઘન પ્રભુ જાગે રે.......વીરજીને ચરણે લાગું૦"
—યોગિરાજ આનંદઘનજી

૩. **પરોપકારિપણું યથાભવ્યત્વ પ્રમાણે**—આ પરમ સત્પુરુષ, પરમ સદ્ગુરુ, પરમકૃપાળુ દેવ પછી પોતાના કર્મ ઉદય પ્રમાણે, નિષ્કારણ કરુણાથી જગતજીવોને શુદ્ધ કલ્યાણમાર્ગનો ઉપદેશ કરી, તેમના પર પરમ અનુગ્રહ-ઉપકાર કરે છે. આ પરમ યોગીશ્વરરૂપ મહામેઘ પરમાર્થ બોધામૃતની વૃષ્ટિ કરી, જગત્‌માં પરમાનંદરૂપ સુભિક્ષ-સુકાળ પ્રવર્તાવે છે.

"કર્મ ઉદય જિનરાજનો, ભવિજન ધર્મ સહાય રે....બાહુ જિણંદ દયામયી.
"પ્રભુ દરિસણ મહામેહ, તણે પરવેશમેં રે;
પરમાનંદ સુભિક્ષ, થયા મુજ દેશમેં રે....શ્રી નમિ૦"—શ્રી દેવચંદ્રજી

અત્રે **યથાભવ્યત્વ** પ્રમાણે એટલે જેવું જેવું પોતાનું ભવ્યત્વ છે-હોવા યોગ્યપણું છે, પૂર્વ પ્રારબ્ધજન્ય શેષ કર્મનું ભોગવવાપણું વગેરે છે, તે યથાયોગ્યપણે ભોગવીને ક્ષીણ કરે છે. જેમકે-શ્રી તીર્થંકર ભગવાન, ગણધર દેવ, મુંડકેવલી ભગવાન વગેરે

**અવંધ્ય સત્ક્રિયા**—અત્રે પહેલાંની જેમ જ શુદ્ધ આત્માનુચરણરૂપ-આત્મચારિત્રરૂપ અવંધ્ય ક્રિયા હોય છે, અમોઘ-અચૂક મોક્ષફલદાયી ક્રિયા હોય છે અને આમ આ યોગિરાજરાજેશ્વર—

ક્ષીણદોષ સર્વજ્ઞ મહામુનિ સર્વ લબ્ધિ ફલ ભોગીજી,
પર ઉપગાર કરી શિવસુખ તે, પામે યોગ અયોગીજી;
સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ સમીહાજી,
સર્વ અરથ યોગે સુખ તેહથી, અનંતગુણ નિરીહાજી—શ્રી યોગ૦ સજ્ઝાય

આમ આ આઠ દૃષ્ટિને યથાયોગ્ય ઉપમા આપી, શાસ્ત્રકાર મહર્ષિએ થોડા શબ્દોમાં ઘણું રહસ્ય ચમત્કારિક રીતે બતાવી દીધું અને તે થોડા શબ્દો પણ પરમ અર્થગંભીર હોવાથી, તેની સ્પષ્ટ સમજણ પડવા માટે સંક્ષેપથી આટલું વિવેચન કર્યું. આ ઉપરથી આ દૃષ્ટિઓનો સામાન્યપણે કંઇક ખ્યાલ આવી શકશે વિશેષ વિસ્તારથી તો પ્રત્યેક દૃષ્ટિનું સ્વરૂપ આગળ ઉપર કહેશે ત્યારે બરાબર સમજવામાં આવી જશે. આમ સામાન્યથી આ આઠ દૃષ્ટિ **સદ્દૃષ્ટિવાળા** યોગીને હોય છે.

## શંકા-સમાધાન.

શંકા—સદ્દૃષ્ટિપણું-સમ્યગ્દૃષ્ટિપણું તો ગ્રંથિભેદ થયા પછી હોય છે, અને તે ગ્રંથિભેદ તો હજુ આગળ ઉપર ઘણા લાંબા વખત પછી થવાનો છે, કારણ કે તે તો પાંચમી દૃષ્ટિમાં થાય છે. એટલે **મિત્રા** વગેરે ચાર તો મિથ્યાદૃષ્ટિ છે, તો પછી 'સદ્દૃષ્ટિની-સમ્યગ્દૃષ્ટિની' આઠ દૃષ્ટિ એમ કહેવાનું શું કારણ?

સમાધાન-જે **મિત્રા** વગેરે ચાર દૃષ્ટિઓ છે, તે સમ્યગ્દૃષ્ટિના અમોઘ-અચૂક કારણરૂપ થાય છે, તેટલા માટે **કારણમાં કાર્યના ઉપચારથી** તે મિત્રા વગેરેનું પણ સમ્યગ્દૃષ્ટિપણું ઘટે છે, એટલે જ એને સમ્યગ્દૃષ્ટિની અંદર ગણી છે. આ સમજવા માટે આ દૃષ્ટાંત છેઃ—

શુદ્ધ સાકરના ચોસલાની-ખડી સાકરની બનાવટમાં તેની આગલી આગલી અવસ્થાઓ પણ કામની છે. કારણ કે તે ખડી સાકર બને છે, તે કાંઇ એમ ને એમ બની જતી નથી

**શેરડીમાંથી સાકર-દષ્ટાંત**

શેરડીથી માંડીને શુદ્ધ સાકર સુધીની સઘળી પ્રક્રિયામાંથી તેને પસાર થવું પડે છે, ત્યારે જ ખડી સાકરની પ્રાપ્તિ થાય છે. તે આ પ્રકારેઃ-(૧) પ્રથમ તો **શેરડી** હોય, (૨) પછી તેનો **રસ** કાઢવામાં આવે, (૩) તેને ઉકાળીને **કાવો** બનાવાય, (૪) તેમાંથી **ગોળ** બને, (૫) ત્યારપછી તેને શુદ્ધ કરતાં કરતાં તેમાંથી બારીક **ખાંડ** થાય, (૬) પછી શર્કરા-ઝીણી સાકર બને, (૭) અશુદ્ધ સાકરના ગઠ્ઠા-પિંડા થાય, (૮) એને છેવટે શુદ્ધ સાકરના ચોસલા-**ખડી સાકર** (Refined crystallised sugar) બને આમ શુદ્ધ સાકરની અવસ્થાએ પ્હોચતાં પ્હેલાં જૂદી જૂદી પ્રક્રિયામાંથી (Various processes) પસાર થવું જ પડે છે.

તેમાં શેરડીથી માંડીને ગોળ બનવા સુધીની ચાર અવસ્થાઓ બરાબર **મિત્રા** વગેરે પ્હેલી ચાર દૃષ્ટિઓ છે. અને ખાંડથી ખડી સાકર સુધીની ચાર અવસ્થાઓ બરાબર **સ્થિરા** વગેરે છેલ્લી ચાર દૃષ્ટિઓ છે. એટલે જેમ શુદ્ધ સાકરની બનાવટમાં શેરડીથી માંડીને બધી અવસ્થાઓ ખપની-કામની છે, તેમ શુદ્ધ આત્મસિદ્ધિને માટે **મિત્રા** દૃષ્ટિ વગેરે અવસ્થાઓ પણ તેવા પ્રકારે ઉપયોગની છે; કારણ કે તે **સમ્યગ્દૃષ્ટિનું** કારણ થાય છે. આમ **મિત્રા** વગેરે દૃષ્ટિને અત્રે યોગદૃષ્ટિમાં પોતપોતાનું યથાયોગ્ય સ્થાન છે જ.

આ **મિત્રા** વગેરે અવસ્થાઓ ખરેખર! ઇક્ષુ-શેરડી વગેરે જેવી છે, કારણ કે તેમાંથી **સંવેગરૂપ માધુર્યની**-મીઠાશની પ્રાપ્તિ થાય છે મૂળ શેરડી જ ન હોય તો રસ ક્યાંથી નીકળે? રસ ન હોય તો ગોળ વગેરે કેમ બને? મીઠી સાકર કેમ નીપજે? પણ આ **મિત્રા** વગેરે તો શેરડી વગેરે જેવી **હોઇ**, તેમાંથી અવશ્ય પરમાર્થપ્રેમરૂપ રસાદિની નિષ્પત્તિ થાય છે, ને મીઠી સાકર જેવા-પરમ અમૃત જેવા સંવેગની મધુરતાનો અનુભવ થાય છે.

આથી ઉલટું, અભવ્યો તો નલ જેવા-ખરૂ જેવા છે, તેથી કરીને જ તેમને કોઇ કાળે સંવેગરૂપ માધુર્ય નીપજતું નથી. 'નલ'-ખરૂ તો સાવ નીરસ હોય છે. એટલે એને ગમે તેટલો પીલો તોપણ તેમાંથી રસ નીકળતો નથી, તો પછી તેમાંથી મીઠી સાકરની પ્રાપ્તિ તો કયાંય દૂર રહી! તેમ આ અભવ્યો પણ તેવા જ નીરસ, 'કોરાધાકોડ' હોય છે, તેમને ગમે તેટલા બોધથી પણ પરમાર્થપ્રેમરૂપ રસ ઉપજતો નથી, તો પછી સંવેગરૂપ મીઠી સાકરની આશા કયાંથી હોય? આવા અભવ્યો ભલે પરમાર્થપ્રેમ વિનાની નીરસ-સાવ સુક્કી એવી અનંત દ્રવ્ય ક્રિયા કર્યા કરે, અથવા તો 'ખૂબ શાસ્ત્રો* ભણી મોટા પંડિત શ્રુતધર બને, પણ તેઓ પોતાની પ્રકૃતિને કદી છોડતા નથી,-ગોળવાળું દૂધ પીને સાપ નિર્વિષ થાય નહિં તેમ.' કારણ કે તેઓના હૃદયમાં-અંતરાત્મામા કદી પણ પરમાર્થરસનો અંકુર ફુટતો નથી. આમ હોવાથી તેઓ મોક્ષમાર્ગ પામવાને સર્વથા અયોગ્ય છે, એટલા માટે જ તે 'અભવ્ય' કહેવાય છે એટલે અર્થાપત્તિન્યાયથી તેવા પુરુષો આ મિત્રા વગેરે દૃષ્ટિ પામવાને પણ યોગ્ય નથી હોતા, કારણ કે જો તે પામે તો તે 'અભવ્ય' કયાંથી રહે? આ મિત્રા વગેરે દૃષ્ટિ પામે તે ભવ્ય જ હોય, અભવ્ય હોય જ નહિં.

**અભવ્યો અપાત્ર**

## —: પરિણામી આત્મામાં જ યોગદૃષ્ટિનું ઘટમાનપણું :—

આમ જૂદી જૂદી દૃષ્ટિઓનું તેવા તેવા પ્રકારે પરિણમન થતાં થતાં, અવસ્થાઓ બદલાતાં બદલાતાં, શુદ્ધ આત્મારૂપ વસ્તુનો આવિર્ભાવ થાય છે, પ્રગટપણું સિદ્ધ થાય છે. આ ઉપરથી વળી આ ફલિત થાય છે કે—

(૧) જે સર્વથા અપરિણામી-પરિણામ નહિં પામતો એવો આત્મા માને છે, એવા અપરિણામી આત્મવાદમાં આ કહ્યો તે દૃષ્ટિભેદ ઘટતો નથી. તેમ જ, (૨) જે સર્વથા ક્ષણિક એવો આત્મા માને છે, એવા ક્ષણિક આત્મવાદમાં પણ ઉક્ત દૃષ્ટિભેદ ઘટતો નથી. કારણ કે તેમના જ અભિપ્રાય પ્રમાણે, તથાપ્રકારનું ભવન-પરિણમન ઘટતું નથી. તે આ પ્રકારે :-

૧ જો સર્વથા **અપરિણામી** એટલે એકાંત નિત્ય જ આત્મા માનવામા આવે, તો ઉત્તરોત્તર દૃષ્ટિનો લાભ કયાંથી થશે? તે તે દૃષ્ટિઓ તથારૂપ પરિણમન વિના સંભવતી નથી, એટલે અપરિણામી આત્મામાં તથારૂપ પરિણમન વિના તે તે દૃષ્ટિ કયાંથી આવે? માટે કાં તો **પરિણામી આત્મા** માનવો પડશે, ને કાં તો આ યોગદૃષ્ટિ લાભ છોડી દેવો પડશે અને આ લાભ જો જતો કર્યો, તો પછી આ અપરિણામવાદીનું યોગમાર્ગમાં સ્થાન કયાં રહેશે? તેઓએ મુક્તિ અર્થે કલ્પેલો યોગમાર્ગ પણ 'કલ્પનામાત્ર

**એકાંત અપરિણામી વાદ અયુક્ત**

* "ण मुयइ पयडिमभव्वो सुट्ठुवि अज्झाइऊण सत्थाणि ।
गुडदुद्धंपि पिबंता ण पण्णया णिव्विसा हुंति ॥"—શ્રી કુંદકુંદાચાર્યજીકૃત સમયસાર

ભદ્રક' થઇ પડશે! કલ્પનામાત્ર રૂડા લાગશે! તેઓને આ યોગમાર્ગમાં ઉભવાનું સ્થાન જ નહિં રહે; કારણ કે આ અપરિણામી વાદમાં ભવ-મોક્ષનો મુખ્ય ભેદ પણ ઘટશે નહિં, કાં તો ભવ ને કાં તો મોક્ષ એ બેમાંથી એક જ અવસ્થા રહેશે. જો એક ભવ અવસ્થા જ રહે છે એમ માનશો, તો મોક્ષસાધક યોગમાર્ગનું પ્રયોજન નિષ્ફળ થશે; ને જો એક મોક્ષ અવસ્થા જ રહે છે એમ માનશો તો પછી આ મોક્ષસાધક યોગમાર્ગની જરૂર જ કયાં રહી? આમ **કૃતનાશ** અને **અકૃતાગમ** વગેરે અનેક દૂષણ આવશે. એટલે આ એકાંત અપરિણામવાદ-એકાંત કૂટસ્થ નિત્ય આત્મા માનવો તે અયુક્ત છે.

"एवं च योगमार्गोऽपि मुक्तये यः प्रकल्प्यते ।
सोऽपि निर्विषयत्वेन कल्पनामात्रभद्रकः ॥"—(જુઓ) યોગબિન્દુ, શ્લો૦ ૪૭૮-૪૮૯.

"એક કહે નિત્ય જ આતમતત્ત્વ, આતમ દરિસણ લીનો;
કૃતવિનાશ અકૃતાગમ દૂષણ, નવિ દેખે મતિહીણો."—શ્રી આનંદઘનજી

**ક્ષણિકવાદ અયુક્ત**

૨. સર્વથા **ક્ષણિકવાદ** એટલે આત્માને જો એકાંત અનિત્ય જ માનવામાં આવે, તો અખંડ એક વસ્તુ વિના પરિણમન કોનું થશે? ક્ષણ પછી તો આત્મા વિનાશ પામી જશે, એટલે વસ્તુ જ નહિં રહે તો પછી તથારૂપ પરિણમન વિના આ યોગદૃષ્ટિ પણ કોને પ્રાપ્ત થશે? ક્ષણ પછી ક્ષણનું× અનુસંધાન-અન્વય માનવામાં આવે, તો ક્ષણિકવાદ છોડી દેવો પડશે. આમ કાં તો પરિણામી આત્માને એક નિત્ય અખંડ વસ્તુરૂપ માનવો પડશે, ને કાં તો યોગદૃષ્ટિનો લાભ જતો કરવો પડશે. આ યોગદૃષ્ટિનો લાભ જો જતો કર્યો, તો યોગમાર્ગમાં ક્ષણિકવાદને ઉભવાનું સ્થાન જ રહેશે નહિં; બંધ-મોક્ષ, સુખ-દુઃખ આદિ વ્યવસ્થા પણ ઘટશે નહિં.

"સૌગત મતિ રાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો;
બંધ મોક્ષ સુખ દુઃખ ન ઘટે, એહ વિચાર મન આણો."—શ્રી આનંદઘનજી

વળી જે ક્ષણિક છે એમ જાણીને જે કહે છે, તે કહેનારો પોતે ક્ષણિક નથી, એ અનુભવથી પણ આત્મા નિત્ય છે એમ નિશ્ચય થાય છે. કયારેય પણ કોઇ પણ વસ્તુનો કેવળ સર્વથા નાશ થતો નથી, માત્ર અવસ્થાંતર થાય છે. અને ચેતનનો જો અવસ્થાંતરરૂપ નાશ થતો હોય તો તે કેમાં ભળે? તે તપાસી જુઓ.

---

× "क्षणिकत्वं तु नैवास्य क्षणादूर्ध्वं विनाशतः ।
अन्वयस्याभावतोऽसिद्धेरन्यथाऽन्वयभावतः ॥ "—( જુઓ ) યોગબિન્દુ, શ્લો૦ ૪૫૮-૪૭૭.

"અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર;
વદનારો તે ક્ષણિક નહિં, કર અનુભવ નિર્ધાર
ક્યારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ;
ચેતન પામે નાશ તો, કેમાં ભળે ? તપાસ "

—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

**પરિણામીવાદ જ યુક્ત—**

+આમ એકાંત નિત્ય કે એકાંત અનિત્ય આત્મા માનવામાં આવે, તો તે પક્ષમાં આ યોગદૃષ્ટિ લાભરૂપ યોગમાર્ગ ઘટતો નથી. એટલે અર્થાપત્તિ ન્યાયથી 'નાના પ્રકારના પર્યાયવાળા **પરિણામી આત્મામાં*** અવસ્થાભેદની સંગતિવડે કરીને યોગમાર્ગનો સંભવ છે.'

આત્મા દ્રવ્યથી નિત્ય છે, ને પર્યાયથી—અવસ્થાંતરથી પલટાય છે, અનિત્ય છે; તેનું પ્રગટ દૃષ્ટાંત—બાલ, યુવાન ને વૃદ્ધ એ ત્રણે અવસ્થાનું જ્ઞાન એક જ પુરુષને થાય છે.

"આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય;
બાલાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય "—શ્રી આત્મસિદ્ધિ

આમ પરિણામી આત્મતત્ત્વ માનવામાં આવે તો જ તેમાં આ તથારૂપ પરિણમનવાળી યોગદૃષ્ટિ ને યોગમાર્ગની સમસ્ત ઘટના અવિકલપણે ઘટે છે, એમ આ ઉપરથી ફલિત થયું. અસ્તુ ! એ ગમે તેમ હો ! આપણે હવે 'યોગદૃષ્ટિ'ના '**ઉન્મીલન**' સાથે આગળ વધીએ, એટલે એ આત્મતત્ત્વ કેવું છે, તેની આપોઆપ ખબર પડશે એમાં વાદવિવાદનો અવકાશ નથી.

અને આ '**દૃષ્ટિ**' સકલ યોગિદર્શનોને સાધારણ છે, એટલા માટે જેવાઓને જેવા પ્રકારે હોય છે, તેવાઓને તેવા પ્રકારે કહી બતાવવા માટે કહે છે:—

**यमादियोगयुक्तानां खेदादिपरिहारतः ।**
**अद्वेषादिगुणस्थानं क्रमेणैषा सतां मता ॥ १६ ॥**

---

વૃત્તિ:-**यमादियोगयुक्तानां**—યમ વગેરે યોગથી યુક્તને અહીં 'યમ' વગેરે, યોગના અંગપણાને લીધે 'યોગ' કહેવાય છે. કહ્યું છે કે,—"**यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ।**" (પાતંજલ યો. સૂ. ૨, ૨૯) 'યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગના આઠ અંગ છે.' તે એમ યમ વગેરે, યોગના પ્રત્યનીક—વિરોધી એવા આશયોના પરિહારથી (ત્યાગ)વડે કરીને હોય છે. અને આ આશયો પણ આઠ જ છે. અને તેવા પ્રકારે કહ્યું છે કે —

+ "नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ "—ગીતા

* "परिणामिन्यतो नीत्या चित्रभावे तथात्मनि ।
अवस्थाभेदसंगत्या योगमार्गस्य संभवः ॥ "—શ્રીયોગબિન્દુ

યમાદિ યોગયુતને થયે, ખેદાદિ પરિહાર;
અદ્વેષાદિ ગુણસ્થાન આ, સંત સંમત ક્રમવાર. ૧૬.

**અર્થ:**—ખેદ આદિના પરિહારથી-ત્યાગથી યમ આદિ યોગથી યુક્ત એવા જનોને અનુક્રમે અદ્વેષાદિ ગુણનું સ્થાન, એવી આ દૃષ્ટિ સંતોને સંમત છે.

## વિવેચન

જે આ આઠ દૃષ્ટિ કહી, તે અનુક્રમે યમ-નિયમ વગેરે યોગના આઠ અંગથી યુક્ત યોગીઓને હોય છે. એટલે કે-(૧) જ્યાં યોગનું પ્રથમ અંગ **યમ** હોય, ત્યાં પ્રથમ **મિત્રા** દૃષ્ટિ હોય છે; જ્યાં યોગનું બીજું અંગ **નિયમ** હોય, ત્યાં બીજી **તારા** દૃષ્ટિ હોય છે. એમ યાવત્ આઠેનો પરસ્પર સંબંધ સમજવો. તેમ જ-(૨) **ખેદ**, **ઉદ્વેગ** વગેરે આઠ પ્રકારના દુષ્ટ આશય-ચિત્તવૃત્તિ છે, તેનો ત્યાગ કરવામાં આવતાં, અનુક્રમે યોગનાં આઠ અંગની પ્રાપ્તિ થાય છે. એટલે પહેલા **ખેદ** દોષનો ત્યાગ થતાં, યોગનું પહેલું અંગ **યમ** અને પહેલી **મિત્રા** દૃષ્ટિ હોય છે; બીજા **ઉદ્વેગ** દોષનો ત્યાગ થતાં, યોગનું બીજું અંગ **નિયમ** અને બીજી **તારા** દૃષ્ટિ હોય છે, ઇત્યાદિ. અને (૩) આ આઠ દૃષ્ટિ અનુક્રમે અદ્વેષ, જિજ્ઞાસા વગેરે ગુણનું સ્થાન છે. એટલે પહેલો અદ્વેષ ગુણ પ્રગટ્યે પહેલી **મિત્રા** દૃષ્ટિ હોય છે, બીજો જિજ્ઞાસા ગુણ પ્રગટ્યે બીજી **તારા** દૃષ્ટિ હોય છે. આમ યાવત્ આઠેનો સંબંધ જોડવો.

**૮ યોગાંગ**
**૮ ચિત્તદોષ**
**૮ ગુણ**

---

"खेदोद्वेगक्षेपोत्थानभ्रान्त्यन्यमुद्रुगासङ्गैः ।
युक्तानि हि चित्तानि प्रपञ्चतो वर्जयेन्मतिमान् ॥"

ખેદ, ઉદ્વેગ, ક્ષેપ, ઉત્થાન, ભ્રાંતિ, અન્યમુદ્, રુગ્ (રોગ) ને આસંગથી (આસક્તિ) યુક્ત ચિત્તને મતિમાન્ નિશ્ચયે કરીને પ્રપંચથી વર્જે-છોડી દીએ.

તથા એમ, खेदादिपरिहारतः—તે ખેદ આદિના પરિહારથી-ત્યાગથી પણ ક્રમે કરીને આ દૃષ્ટિ આઠ પ્રકારની છે.

આ દૃષ્ટિ अद्वेषादिगुणस्थानं—અદ્વેષાદિ ગુણનું સ્થાન છે એટલા માટે પણ એમ છે, કારણ કે આ પણ આઠ છે. કહ્યું છે કેઃ—

"अद्वेषो जिज्ञासा शुश्रूषा श्रवणबोधमीमांसाः ।
परिशुद्धा प्रतिपत्तिः प्रवृत्तिरष्टात्मिका तत्त्वे ॥"

૧. અદ્વેષ, ૨ જિજ્ઞાસા, ૩. શુશ્રૂષા, ૪. શ્રવણ, ૫. બોધ, ૬. મીમાંસા, ૭. પરિશુદ્ધ પ્રતિપત્તિ, ૮. પ્રવૃત્તિ-એમ તત્ત્વમાં આઠ પ્રકારની પ્રવૃત્તિ છે.

એમ क्रमेण-ક્રમે કરીને एषा-આ સદ્દૃષ્ટિ, सतां-સંતોને, મુનિઓને-ભગવત્ પતંજલિ, ભદંત ભાસ્કરબંધુ, ભગવત્ અંતવ (?) આદિ યોગીઓને, मता-ઇષ્ટ-સંમત છે. અને એનું સાકલ્ય-સંપૂર્ણ વિસ્તાર પ્રત્યેક દૃષ્ટિમાં અમે દર્શાવશું

આમ આ આઠ યોગદૃષ્ટિ, આઠ યોગ અંગ, આઠ દોષ ત્યાગ, ને આઠ ગુણસ્થાનનો અનુક્રમે પરસ્પર સંબંધ છે. પહેલી દૃષ્ટિમાં પહેલું યોગઅંગ, પહેલા ચિત્ત દોષનો ત્યાગ, પહેલા ગુણની પ્રાપ્તિ હોય છે એમ યાવત્ આઠેનું સમજવું આમ આ **ચોભંગી** ઘટે છે. અહીં યમઆદિ યોગના અંગરૂપ છે તેથી તેને 'યોગ' કહ્યા છે.

કોષ્ટક—૩

| | યોગદૃષ્ટિ | યોગઅંગ | દોષત્યાગ | ગુણસ્થાન | બોધની ઉપમા | વિશેષતા |
|---|---|---|---|---|---|---|
| ૧ | મિત્રા | યમ | ખેદ | અદ્વેષ | તૃણ અગ્નિકણ | મિથ્યાત્વ |
| ૨ | તારા | નિયમ | ઉદ્વેગ | જિજ્ઞાસા | ગોમય અગ્નિકણ | ,, |
| ૩ | બલા | આસન | ક્ષેપ | શુશ્રૂષા | કાષ્ઠ અગ્નિકણ | ,, |
| ૪ | દીપ્રા | પ્રાણાયામ | ઉત્થાન | શ્રવણ | દીપ પ્રભા | ,, |
| ૫ | સ્થિરા | પ્રત્યાહાર | ભ્રાંતિ | બોધ | રત્નપ્રભા | સમ્યક્ત્વ |
| ૬ | કાંતા | ધારણા | અન્યમુદ્ | મીમાંસા | તારા પ્રભા | ,, |
| ૭ | પ્રભા | ધ્યાન | રુગ્ (રોગ) | પ્રતિપત્તિ | સૂર્ય પ્રભા | ,, |
| ૮ | પરા | સમાધિ | આસંગ | પ્રવૃત્તિ | ચંદ્ર પ્રભા | ,, |

—: યોગના આઠ અંગનું સ્વરૂપ :—

૧. **યમ**—તેને વ્રત પણ કહે છે. તે પાંચ છે:–અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ. તે પ્રત્યેકના પણ તરતમતાના કારણે ચાર પ્રકાર છે: **ઈચ્છાયમ, પ્રવૃત્તિયમ, સ્થિરયમ, સિદ્ધિયમ.**

૨. **નિયમ**—શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરધ્યાન–એ પાંચ નિયમ છે.

૩. **આસન—દ્રવ્યથી** કાયાની ચપળતા રોકી એક સ્થાને સ્થિરતારૂપ પદ્મ, વીર આદિ આસન. **ભાવથી** તો પરભાવનું આસન–અધ્યાસ–બેઠક છોડી, આત્મભાવમાં બેસવું–બેઠક કરવી તે આસન.

૪. **પ્રાણાયામ**—સ્થૂલ શારીરિક પ્રાણાયામ નામની હઠયોગની ક્રિયા અત્ર ઈષ્ટ નથી. કારણ કે તેમાં વાયુને બ્હાર કાઢવામાં આવે છે (રેચન), પૂરવામાં આવે છે (પૂરણ) અને કુંભમાં પાણીની જેમ સ્થિર કરવામાં આવે છે (કુંભન), આ આ પ્રક્રિયાઓ શરીર-

ને આયાસરૂપ અને મનને ચંચલતાકારણરૂપ હોઇ ક્લેશરૂપ થાય છે, માટે આ બાહ્ય પ્રાણાયામ અત્રે વિવક્ષિત નથી. અત્રે તો આધ્યાત્મિક-ભાવ **પ્રાણાયામ** જ પ્રસ્તુત છે-કે જેમાં બાહ્ય ભાવ-પરવસ્તુ ભણી જતા ભાવને રેચ દેવામાં આવે છે, જુલાબ દેવાય છે, બ્હાર કઢાય છે તેવી રેચકક્રિયા હોય છે; જેમાં અંતરૂભાવ પૂરાય છે-અંતરાત્મભાવ ભરાય છે, તે-રૂપ પૂરક ક્રિયા અને તે અંતરાત્મભાવની સ્થિરતારૂપ કુંભક ક્રિયા હોય છે. આવો આત્મસ્વભાવરૂપ **ભાવપ્રાણાયામ** જ અત્રે અધ્યાત્મરૂપ યોગમાર્ગમાં ઇષ્ટ છે.

"બાહ્ય ભાવ રેચક ઇહાંજી, પૂરક અંતર ભાવ;
કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ....
મનમોહન જિનજી! મીઠી તાહરી વાણ." શ્રી યોગ૦ દ. સજ્ઝાય

૫. **પ્રત્યાહાર**—વિષયવિકારોમાથી ઇંદ્રિયોને પાછી ખેંચવી તે પ્રત્યાહાર, પંચ વિષયના વિકારોમાં ઇંદ્રિયોને ન જોડવી તે પ્રત્યાહાર.

"વિષયવિકારે ન ઇંદ્રિય જોડે, તે ઇહાં પ્રત્યાહારોજી."—શ્રી યોગ૦ સજ્ઝાય

૬. **ધારણા**—'देशबन्धश्चित्तस्य धारणा ।' (પા. યો.) ચિત્તનો દેશબંધ તે ધારણા. ચિત્તને અમુક તત્ત્વચિંતનાદિ મર્યાદિત સ્થળે ધારી રાખવું-બાંધી રાખવું, રોકી રાખવું તે ધારણા.

૭. **ધ્યાન**—'तत्र प्रत्ययैकतानता ध्यानं ।' તેમાં પ્રત્યયની એકતાનતા તે ધ્યાન. એકાગ્ર ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તે ધ્યાન. તત્ત્વસ્વરૂપને એકાગ્રપણે ધ્યાવવું તે ધ્યાન.

૮. **સમાધિ**—આત્મતત્ત્વરૂપ જ થઇ જવું, તત્ત્વને પામવું, તત્ત્વમાં લીન થઇ જવું તે સમાધિ. જ્યાં ધ્યાતા, ધ્યાન ને ધ્યેયનો ભેદ રહે નહિં, ત્રણેય એકરૂપ થઇ જાય, તે સમાધિ.

"ધ્યાતા ધ્યાન ધ્યેય ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે...."—શ્રી યશોવિજયજી

## —: આઠ આશય દોષ :—

આઠ દોષથી યુક્ત આશયને-ચિત્તના દુષ્ટ અધ્યવસાયને જ્યારે છોડી દીએ, ત્યારે અનુક્રમે તે તે દૃષ્ટિની પ્રાપ્તિ હોય છે. પહેલો દોષ છોડતાં, પહેલી **મિત્રા** દૃષ્ટિ હોય છે, ઇત્યાદિ. મતિમાન્ આત્માર્થી જીવે જેમ બને તેમ સર્વ પ્રયાસથી તે તે દોષો દૂર કરવા આવશ્યક છે, કારણ કે યોગની સિદ્ધિમાં મનના જયની જરૂર છે, ને મનોજયમાં આ આઠ દોષ નડે છે. તે દોષ ટળે તો ગુણ પ્રગટે. તેનું સંક્ષેપ સ્વરૂપ આ પ્રમાણે:—

૧. ખેદ—થાકી જવું તે. શુભ સન્માર્ગે પ્રવર્તતાં થાકવું તે. તે દોષ દૂર થતાં **મિત્રા** દૃષ્ટિ હોય છે.

"ખેદ પ્રવૃત્તિ કરતા થાકીએ રે "—શ્રી આનંદઘનજી

આવા ખેદથી ધર્મક્રિયામા મનની દઢતા રહેતી નથી, કે જે **દઢતા, ખેતીમાં પાણીની જેમ, ધર્મનો મુખ્ય હેતુ છે.**

"ક્રિરિયામા ખેદે કરી રે, દઢતા મનની નાહિ રે,
મુખ્ય હેતુ તે ધર્મનો રે, જેમ પાણી કૃષિમાહિ રે....પ્રભુ તુજ વાણી મીઠડી રે"
—શ્રી યશોવિજયજીકૃત સા. ત્ર. ગા. સ્ત.

૨ **ઉદ્વેગ**—સન્માર્ગસાધક ક્રિયા પ્રત્યે માનસિક કંટાળો-અણગમો ઉપજવો, સન્માર્ગથી ઉદ્‌ભગ્ન થવું-ઉભગવું તે એટલે બેઠા બેઠા પણ ક્રિયામા ઉદ્વેગ-અણગમો ઉપજે છે આમ યોગના દ્વેષને લીધે તે ક્રિયા કરે તો પણ, રાજવેઠની જેમ ઝપાટાબંધ આટોપી લે છે-જેમ તેમ પતાવી દે છે!

"બેઠા પણ જે ઉપજે રે, કિરિયામા ઉદ્વેગરે;
યોગદ્વેષથી તે ક્રિયારે, રાજવેઠ સમ વેગ રે....પ્રભુ તુજ."

૩ **ક્ષેપ**—ચિત્તનો વિક્ષેપ, અસમાધાન ડામાડાળ વૃત્તિ અમુક ક્રિયામાથી વચ્ચે વચ્ચે બીજી ક્રિયામાં મનનુ ફેંકાવું-ચાલ્યા જવુ, ઝાવા-ઉધામા તે ક્ષેપ. જેમ શાલિને ઊખણતા-વારંવાર ઊખેડી ઊખેડીને વાવે તો ફલ ન થાય, તેમ આવી ક્ષેપવાળી ક્રિયાનું નિર્મલ ફળ મળતું નથી

"વિચે વિચે બીજા કાજમાં રે, જાયે મન તે ખેપ રે;
ઊખણતા જિમ શાલિનુ રે, ફલ નહિ તિહા નિર્લેપ રે... પ્રભુ તુજ"

૪. **ઉત્થાન**—ઊઠી જવું તે ઉત્થાન. સન્માર્ગમાથી એટલે કે મોક્ષસાધક યોગમાર્ગ ક્રિયામાથી ચિત્તનું ઊઠી જવુ તે ઉત્થાન આમ થવાનું કારણ **શાંતવાહિતાનો** એટલે કે ચિત્તના એક અખંડ શાત પ્રવાહનો અભાવ છે. આવા ઠરેલપણાના અભાવે જ્યાથી મન ઊઠી ગયું છે એવી તે યોગક્રિયા છોડી દેવા યોગ્ય છે, પણ લોકલજ્જાદિથી છોડી શકાતી નથી આ ઉત્થાન દોષ છે મમતથી તે પકડી રાખે, આ ઉત્થાન દોષ છે

"શાંતવાહિતા વિણ હોવે રે, જે યોગે ઉત્થાન રે;
ત્યાગયોગ છે તેહથી રે, અણછંડાતુ ધ્યાન રે...પ્રભુ તુજ."

૫. **ભ્રાંતિ**—ભમવુ તે, ભ્રમ ઉપજવો તે પ્રસ્તુત યોગક્રિયાને છોડી ચિત્તનુ ચારે કોર ભ્રમણ-ભ્રામક વૃત્તિ, તે ભ્રાતિ અથવા છીપમા રૂપાની જેમ ભ્રમણા થવી, તત્ત્વને અતત્ત્વ માનવારૂપ વિપર્યાસ થવો તે ભ્રાતિ અથવા અમુક ક્રિયા કરી કે ન કરી એ ભ્રમથી ન સાભરે, એટલે એવી શુભ ક્રિયાથકી પણ અર્થવિરોધી એવું અકાજ થાય, ઇષ્ટ ફલરૂપ પરમાર્થકાર્ય ન થાય આમ ભ્રાતિનું સ્વરૂપ છે

"ભ્રમથી જેહ ન સાંભરે રે, કાંઇ અકૃત કૃત કાજ રે;
તેહથી શુભ કિરિયાથકી રે, અર્થવિરોધી અકાજ રે....પ્રભુ તુજ."

૬. અન્યમુદ્—બીજે ઠેકાણે આનંદ-મોદ પામવો તે. આત્મતત્ત્વ કરતાં અન્ય-સ્થળે આનંદિત થવું તે અન્યમુદ્. અથવા આમ માંડેલી યોગક્રિયા અવગણીને બીજે ઠામે હર્ષ ધરવો, તે પરમાર્થરૂપ ઇષ્ટ કાર્યમાં અંગારાના વરસાદ જેવો છે.

"માંડી કિરિયા અવગણી રે, બીજે ઠામે હર્ષ રે;
ઇષ્ટ અર્થમાં જાણીયે રે, અંગારાનો વર્ષ રે....પ્રભુ તુજ."

૭. રુગ્—રોગ, રાગ-દ્વેષ-મોહ એ ત્રિદોષરૂપ મહારોગ-ભાવરોગ અથવા સાચી સમજણ વિના ક્રિયા કરવામાં આવે, તો શુદ્ધ ક્રિયાનો ઉચ્છેદ થાય, એટલે શુદ્ધ ક્રિયાને પીડારૂપ અથવા ભંગરૂપ એવો 'રોગ' ઉપજે. આવી રોગિષ્ટ અશુદ્ધ ક્રિયાનું ફલ વાંઝિયું છે.

"રોગ હોયે સમજણ વિના રે, પીડા-ભંગ સુરૂપ રે;
શુદ્ધ ક્રિયા ઉચ્છેદથી રે, તેહ વંધ્ય ફલરૂપ રે....પ્રભુ તુજ."

૮. આસંગ—આસક્તિ. પરદ્રવ્ય તથા પરભાવના સંગમાં આસક્તિ ઉપજવી તે. અથવા અમુક એક જ યોગક્રિયાના સ્થાનમાં રંગ લાગવાથી, તે સ્થાનમાં જ—તે જ ક્રિયામાં આસક્તિ થઇ જવી તે આસંગ છે. જે ક્રિયા કરતો હોય, તેમાં 'ઇદમેવ સુંદર' આજ સુંદર છે—રૂડું છે, એવો જે રંગ લાગવો, તેમાં જ ગુંદરીઆ થઇને ચોંટ્યા રહેવું, તે આસંગ દોષ છે, કારણ કે એમ એક જ સ્થળે જીવ જો ચોંટી રહે-મંડ્યો રહે, તો પછી ત્યાં જ ગુણઠાણે સ્થિતિ રહે, આગળ ન વધે, પ્રગતિ ( Progress ) ન થાય. તેથી પરમાર્થરૂપ સુંદર ફળ( મોક્ષ ) ન મળે.

"એક જ ઠામે રંગથી રે, કિરિયામાં આસંગ રે;
તેહ જ ગુણઠાણે થિતિ રે, તેહથી ફલ નહીં ચંગ રે....પ્રભુ તુજ."

**આઠ દોષની સંકલના**

આમ સન્માર્ગરૂપ યોગમાર્ગની સાધનામાં ચિત્તને પ્રથમ ખેદ ઉપજે, થાક લાગે, દૃઢતા ન રહે, એટલે તેમાં ઉદ્વેગ ઉપજે—અણગમો આવે, વેઠીઆની જેમ પરાણે કરે. એથી કરીને ચિત્તવિક્ષેપ થાય, ડામાંડોળ વૃત્તિ ઉપજે, મન બીજે બીજે દોડ્યા કરે. એટલે ચાલુ કામમાંથી મન ઊઠી જાય, ઉત્થાન થાય, ને ચારે કોર ભમ્યા કરે, ભ્રાંતિ ઉપજે. એમ ભમતાં ભમતાં કોઈ અન્ય સ્થળે તેને લીજ્જત આવે—અન્યમુદ્ થાય. એટલે શુદ્ધ ક્રિયાનો ઉચ્છેદ થાય, પીડારૂપ-ભંગરૂપ રોગ લાગુ પડે, ક્રિયા માંદી પડે, ને તે અમુક સ્થળે આસંગ-આસક્તિ ઉપજે, 'અઠેહી દ્વારકા' જ થઈ જાય! આમ આ આઠ આશય-દોષનો પૂર્વાપર સંબંધરૂપ સંકલના ઘટાવી શકાય છે. તે દોષ જેમ જેમ છોડાય, તેમ તેમ અનુક્રમે આઠ દૃષ્ટિરૂપ આત્મગુણનો અવિર્ભાવ થતો જાય છે, પ્રગટપણું થતું જાય છે.

અથવા બીજી રીતે અધ્યાત્મ પરિભાષામાં આ દોષ ઘટાવીએ તો-(૧) આત્મતત્ત્વની સાધનામાં જીવની દૃઢતા ન રહે-ખેદ ઉપજે, (૨) તે સાધનામાં ઉદ્વેગ-અણગમો આવે, (૩) એટલે ચિત્તવિક્ષેપ પામી પરવસ્તુમાં-પરભાવમાં દોડ્યા કરે, ઉધામા નાખે, (૪) અને આત્મભાવમાંથી ઉઠી જાય (ઉત્થાન), (૫) એટલે પછી ભ્રાંતિ-વિપર્યાસ પામી ચારે કોર પરભાવમાં ભમ્યા કરે, (૬) ને એમ કરતાં તેમાં આનંદ પામે-રમણતા અનુભવે (અન્યમુદ્), (૭) એટલે રાગ-દ્વેષ-મોહરૂપ ત્રિદોષ-સન્નિપાત (રોગ) લાગુ પડે, (૮) અને પરવસ્તુમાં-પરભાવમાં આસંગો-આસક્તિ ઉપજે. ઈત્યાદિ પ્રકારે આની યથામતિ ઘટના કરી શકાય છે અને આ દોષ દૂર થવાનો ક્રમ પણ પરસ્પર સંકળાયેલો છે, તે આ પ્રમાણે:—

(૧) ધર્મક્રિયામાં પ્રથમ તો મનની દૃઢતા રહે, 'ખેદ' ન થાય, (૨) તો ઉદ્વેગ-અણગમો ન ઉપજે, વેઠરૂપ ન લાગે; (૩) એટલે વિક્ષેપ ન ઉપજે, (૪) અને ચિત્ત તેમાંથી ઊઠી ન જાય; (૫) એટલે ચારે કોર ભમે નહિં, (૬) અને અન્ય સ્થળે આનંદનો પ્રસંગ બને નહિં; (૭) એટલે પછી ક્રિયાને રોગ લાગુ પડે નહિં, (૮) અને અમુક સ્થળે આસક્તિ-આસંગો પણ ઉપજે નહિં.

## —: આઠ ગુણનું સ્વરૂપ :—

૧. અદ્વેષ—દ્વેષ ન હોવો તે અદ્વેષ. સત્ તત્ત્વ પ્રત્યે દ્વેષ-મત્સરનો અભાવ એ પ્રથમ ગુણ છે, સન્માર્ગશ્રેણીનું પ્રથમ પગથિયું છે, પ્રથમ ભૂમિકા છે.

"સેવન કારણ પ્હેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ."

"દ્વેષ અરોચક ભાવ." — અવધૂત શ્રી આનંદઘનજી

આમ 'સત્' પ્રત્યે અરુચિભાવ-અણગમો તે દ્વેષ, અને તેવી અરુચિનો-અણગમાનો અભાવ તે અદ્વેષ. આ નકારાત્મક (Negative) પણ ગુણ છે. તે ઉપજે તો પછી—

૨. જિજ્ઞાસા—સત્ તત્ત્વને જાણવાની અંતરંગ ઈચ્છા, ઉત્કંઠા, તાલાવેલી, તમન્ના ઉપજે. એટલે પછી—

૩. શુશ્રૂષા—તત્ત્વને સાંભળવાની ઉત્કટ ઇચ્છા પ્રગટે, એટલે પછી—

૪. શ્રવણ—સતત્ત્વને સાંભળવાનું બને. એટલે પછી—

૫. બોધ—તત્ત્વનો બોધ-જ્ઞાન થાય, ઉપદેશ લાગે-ચોટે, પ્રતિબોધ પામે-બૂઝે એટલે પછી—

૬. મીમાંસા—થયેલા તત્ત્વબોધનું મીમાંસન-સૂક્ષ્મ વિચારણા-ચિંતન-ઊહાપોહ થાય હેય, ઉપાદેય આદિનો સૂક્ષ્મ વિવેક પ્રગટે એટલે પછી—

૭. પ્રતિપત્તિ—આદેય તત્ત્વનું અવગાઢ ગ્રહણ-અંગીકરણ થાય, અંતરાત્માથી તત્ત્વ-વિનિશ્ચયરૂપ માન્યપણું થાય, અનુભવન થાય એટલે પછી—

૮. **પ્રવૃત્તિ**—તત્ત્વરૂપ પ્રવૃત્તિ, તદ્રૂપ પ્રવૃત્તિ, આચરણ, અનુષ્ઠાન, ચારિત્ર, રમણ થાય. આત્મા સ્વસ્વરૂપમાં રમણ કરે.

"આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ."—શ્રી યોગ૦ સજ્ઝાય

"તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે,
નામ ચારિત્ર તે અણલિંગ....મૂળ મારગ." —શ્રીમદ્ રાજચંદ્રજી

આમ આ આઠ ગુણોનો ઉત્તરોત્તર ક્રમ છે, અને તે આઠ દૃષ્ટિમાં અનુક્રમે એકેક-પણે પ્રગટે છે.

## સારાંશ-( Summary )

–: દોહરા :–

( ૮ યોગાંગ )—યોગ અંગ–યમ નિયમ ને, આસન પ્રાણાયામ;
પ્રત્યાહાર ને ધારણા, ધ્યાન સમાધિ—આમ.

( ૮ દોષ ) — દોષ–ખેદ ઉદ્વેગ ને, ક્ષેપ તેમ ઉત્થાન;
ભ્રાંતિ અન્યમુદ્ રોગ ને, આસંગો ઇમ જાણ.

( ૮ ગુણ ) — અદ્વેષ જિજ્ઞાસા અને, શુશ્રૂષા શ્રવણ બોધ;
મીમાંસા પ્રતિપત્તિ ને, પ્રવૃત્તિ ગુણ શોધ.

( ૮ દૃષ્ટિ ) — મિત્રા તારા ને બલા, દીપ્રા સ્થિરા તેમ;
કાંતા પ્રભા અને પરા, દૃષ્ટિ આઠ છે એમ.
પ્રથમ દૃષ્ટિમાં યોગનું, અંગ પ્રથમ યમ હોય;
પ્રથમ દોષનો ત્યાગ ને, પ્રથમ ગુણ પણ જોય.
આઠ દૃષ્ટિમાં એ ક્રમે, અંગ યોજવા આઠ;
દોષ આઠ પરિવર્જવા, ગુણ જોડવા આઠ,

હવે 'દૃષ્ટિ' શબ્દનો અર્થ બતાવવા માટે કહે છે:—

**सच्छ्रद्धासंगतो बोधो दृष्टिरित्यभिधीयते ।**
**असत्प्रवृत्तिव्याघातात्सत्प्रवृत्तिपदावहः ॥ १७ ॥**

---

**वृत्तिः-सच्छ्रद्धासंगतो बोधः**—સત્શ્રદ્ધાસંયુક્ત બોધ આ ઉપરથી અસત્ શ્રદ્ધાનો વ્યવચ્છેદ-અપવાદ કહ્યો. અને અહીં અસત્ શ્રદ્ધા એટલે શાસ્ત્રબાહ્ય એવી, પોતાના અભિપ્રાયથી તથાપ્રકારનાં અસદ્ ઊહરૂપ–વિકલ્પરૂપ શ્રદ્ધા ગ્રહવામાં આવી છે. એવી તે અસત્ શ્રદ્ધાના વિકલપણાથી–રહિતપણાથી 'સત્ શ્રદ્ધાસંગત' એવા પ્રકારનો જે બોધ-અવગમ (સમજણ) તે શું? તો કે–**दृष्टिरित्यभिधीयते**–'દૃષ્ટિ' કહેવાય છે,–દર્શન તે દૃષ્ટિ એમ જાણીને-નિષ્પ્રત્યપાયપણાએ કરીને, (તેમાં કોઈ અપાય અવલ આવતી નથી એથી કરીને). ફલથી આ જ કહે છે—

સત્ શ્રદ્ધાયુત બોધ જે, તે 'દૃષ્ટિ' કહેવાય;
અસત્ પ્રવૃત્તિ બાધથી, સત્પ્રવૃત્તિ પદદાય. ૧૭.

**અર્થ:**—સત્શ્રદ્ધાથી સંગત એવો જે બોધ તે 'દૃષ્ટિ' કહેવાય છે. અને તે અસત્ પ્રવૃત્તિના વ્યાઘાતથી ( અટકવાથી ) સત્પ્રવૃત્તિપદાવહ એટલે સત્પ્રવૃત્તિપદ પમાડનારો એવો હોય છે.

## વિવેચન

અહીં 'દૃષ્ટિ' એટલે શું ? તેની સ્પષ્ટ વ્યાખ્યા કહી છે. **સત્શ્રદ્ધાથી યુક્ત** એવો જે બોધ તેનું નામ 'દૃષ્ટિ' છે. અહીં 'સત્ શ્રદ્ધા' એમ ખાસ કરીને કહ્યું, તે અસત્ શ્રદ્ધાનો અપવાદ-નિષેધ કરવા માટે છે. સત્શાસ્ત્રનો આધાર છોડી પોતાના અભિપ્રાયે કરીને-પોતાના સ્વચ્છંદે કરીને, પોતાની મતિકલ્પના પ્રમાણે જ્યાં અસત્ ખોટા તર્કવિતર્ક-વિકલ્પ કરવામાં આવે છે, એવી શાસ્ત્રબાહ્ય જે શ્રદ્ધા તે અસત્શ્રદ્ધા છે. આવી અસત્ શ્રદ્ધા આ 'દૃષ્ટિ'-માં હોતી નથી. એમાં તો સત્શાસ્ત્રના આધારવાળી, સત્શાસ્ત્રને અનુકૂળ, આપ્ત પુરુષની આગમરૂપ આજ્ઞાને અનુસરનારી, એવી સત્શ્રદ્ધા-સાચી શ્રદ્ધા જ હોય છે. આવી સત્ શ્રદ્ધા હોય તો જ તે બોધને 'દૃષ્ટિ' નામ ઘટે છે.

**સત્શ્રદ્ધાયુક્ત બોધ તે દૃષ્ટિ**

'દૃષ્ટિ' એટલે દર્શન-દેખવું તે છે. આમાં નિષ્પ્રત્યપાયપણું હોય છે, કોઇ પણ આડખીલી હોતી નથી, એટલા માટે તે 'દર્શન' અથવા 'દૃષ્ટિ' કહેવાય છે. પછી ભલે આ થોડી ઉઘડી હોય કે ઝાઝી ઉઘડી હોય, પણ તે ખૂલતાં જે કાંઇ દેખાય છે તે દેખાય છે, દીઠું એટલે બસ દીઠું, તેમાં કોઇ પ્રત્યવાય નડતો નથી. આમ 'દૃષ્ટિ' એટલે 'દર્શન' એમ કહ્યું તે યથાર્થ છે આ બરાબર સમજવા આંખનો-ચર્મચક્ષુનો દાખલો લઇએ:—

**દૃષ્ટિ એટલે દર્શન**

આંખ બંધ હોય તો કાંઇ દેખાતું નથી, પછી આંખ જરાક ઉઘડે તો પાસેનો પદાર્થ ઝાંખો ઝાંખો દેખાય છે, પછી વધારે ઉઘડે તો તેથી વધારે દેખાય છે, એમ જેમ જેમ આખ ખૂલતી જાય છે, તેમ તેમ વધારે ને વધારે દેખાતું જાય છે, છેવટે સંપૂર્ણ આંખ

---

**असत्प्रवृत्तिव्याघातात्**—અસત્ પ્રવૃત્તિના વ્યાઘાતથી ( અટકી જવાપણાથી ) એટલે કે તેવા પ્રકારની શ્રાદ્ધતાથી-શ્રદ્ધાવંતપણાથી શાસ્ત્રવિરુદ્ધ પ્રવૃત્તિના વ્યાઘાતથી-અટકી જવાપણાને લીધે, શું ? તો કે-

**सत्प्रवृत्तिपदावहः**—સત્પ્રવૃત્તિપદને આણનારો, લાવનારો એટલે શાસ્ત્રથી અવિરુદ્ધ એવા પ્રવૃત્તિપદને આણી આપનારો. **અવેદ્યસંવેદ્યપદના** પરિત્યાગવડે કરીને **વેદ્યસંવેદ્યપદ** પમાડનારો એમ અર્થ છે. **સ્થિરા** આદિ દૃષ્ટિનું વેદ્યપદરૂપપણું છતાં આના સામાન્ય લક્ષણપણાને લીધે એમ પણ અદોષ છે. અથવા **સત્ પ્રવૃત્તિપદ** એટલે પરમાર્થથી **શૈલેશીપદ** છે એટલે આ દૃષ્ટિના તત્પદાવહપણામાં-તે પદ પમાડવાપણામા કોઇ દોષ નથી.

ખૂલતાં અનંત આકાશ પણ તે નાની સરખી આંખથી દેખાય છે! તેમ આ આંતરચક્ષુ-રૂપ 'યોગદૃષ્ટિ' પણ જેમ જેમ ઉઘડતી જાય છે, ઉન્મીલન પામતી જાય છે, ખૂલતી જાય છે, તેમ તેમ તેમ તેની દૃષ્ટિમર્યાદાનું ક્ષેત્ર વધતું જાય છે, વધારે ને વધારે વિશાળ 'દર્શન' થતું જાય છે, ને છેવટે સંપૂર્ણ 'દૃષ્ટિ' ખૂલતાં અનંત 'દર્શન' થાય છે. પણ આ થોડું કે ઝાઝું જે કાંઇ દેખાય છે, તે બધુંય 'દર્શન' અથવા 'દૃષ્ટિ' કહેવાય છે; એમાં માત્ર માત્રાનો-અંશનો ભેદ (Difference of degree) છે, દર્શનભેદ નથી આ દર્શનની જાતિ એક છે. એટલા માટે 'जातौ एकवचनं' એ સૂત્ર પ્રમાણે 'દૃષ્ટિ' એમ એકવચની પ્રયોગ કર્યો છે આમ યોગદૃષ્ટિ અથવા દર્શન એક છે, છતાં તેના ઉન્મીલન અંશ પ્રમાણે-ઉઘડવા પ્રમાણે તેના વિભાગ પાડ્યા છે. આવું દર્શન કે દૃષ્ટિ કયારે ઉઘડી કહેવાય? તેની અત્રે સ્પષ્ટ મર્યાદા બતાવી છે કે-'જ્યારે સત્‌શાસ્ત્રની શ્રદ્ધા-વાળો બોધ હોય ત્યારે'

**દૃષ્ટિઅંધપણું**

આથી ઊલટું, સત્‌શ્રદ્ધા વિનાનો જે બોધ છે, અથવા સ્વચ્છંદ કલ્પનારૂપ અસત શ્રદ્ધાવાળો જે બોધ છે, તે 'દૃષ્ટિ' અથવા 'દર્શન' કહી શકાય નહિં, કારણ કે આંખ ઉઘડી ન હોય ત્યાંસુધી જેમ અંધપણું જ છે, દેખવાપણું નથી, દર્શન નથી, તેમ **સત્‌શાસ્ત્ર શ્રદ્ધાથી** જ્યાં લગી આંતરદૃષ્ટિ ઉઘડી નથી, ઉન્મીલન પામી નથી, ત્યાંસુધી દૃષ્ટિઅંધપણું જ છે, દેખવાપણું નથી, દર્શન નથી

**નેત્રરોગીનું દૃષ્ટાંત**

આ જીવને નેત્રરોગીની ઉપમા ઘટે છે. નેત્રરોગી એટલે કે જેને આંખનો રોગ છે, એવો પુરુષ આંખ ઉઘાડી શકતો નથી, આંખ મીંચી જ રાખે છે, તેને ઉજાસ પણ ગમતો નથી તેની જો કોઇ નિષ્ણાત નેત્રવૈદ્ય (Eye specialist) બરાબર ચિકિત્સા કરી યથા-યોગ્ય અંજન વગેરે આંજીને દવા (Treatment) કરે, તો ધીરે ધીરે તેનો રોગ મટવાનો સંભવ છે તે સદ્વૈદ્યનો ને તેને આધીન ઔષધનો જોગ ન બને ત્યાંસુધી તેનો રોગ કેમે કરીને મટે નહિં. તેમ આ જીવને દૃષ્ટિઅંધપણાનો-મિથ્યાદૃષ્ટિપણાનો ગાઢ રોગ લાગુ પડ્યો છે તે આંખ મીંચીને જ પડ્યો છે. તેનાથી જ્ઞાન-પ્રકાશ પણ દેખી શકાતો નથી! હવે તેને કોઇ મહાપુણ્યના જોગાનુજોગે કોઇ તેવા સદ્‌ગુરુરૂપ નિષ્ણાત સદ્વૈદ્યનો જોગ મળે, ને તે તેના રોગનું બરાબર નિદાન કરી, યોગ્ય ચિકિત્સા કરે, જ્ઞાનરૂપ અંજન આંજે, તો ધીરે ધીરે તે દૃષ્ટિઅંધની દૃષ્ટિ ખૂલતી જાય, ને છેવટે તે નેત્રરોગ સાવ મટી જાય પણ આમાં માત્ર શરત એટલી જ છે કે-સદ્વૈદ્યરૂપ સદ્‌ગુરુને શોધી કાઢી, તેની દવા દૃઢ શ્રદ્ધાથી, યથાવિધિ પથ્ય અનુપાન સાથે કરવામા આવે, તો જ તે આત્મભ્રાંતિરૂપ મોટામાં મોટો રોગ જાય. તે આ પ્રમાણે—

"આત્મભ્રાંતિ સમ રોગ નહિં, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિં, ઔષધ વિચાર ધ્યાન."
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

"अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै सद्गुरवे नमः ॥"

"પ્રવચન અંજન જો સદ્‌ગુરુ કરે, દેખે પરમ નિધાન;
હૃદય નયન નિહાળે જગધણી, મહિમા મેરુ સમાન" —શ્રી આનંદઘનજી

અત્રે સત્‌શાસ્ત્રની શ્રદ્ધા કહી છે, તેમાં તે શાસ્ત્રના મૂળ પ્રણેતા આપ્ત પુરુષની, તેમજ તે શાસ્ત્રનો આશય સમજાવનારા સદ્‌ગુરુની શ્રદ્ધા પણ ગર્ભિતપણે સમાઈ જાય છે, કારણ કે જાગતી જ્યોત જેવા સદ્‌ગુરુ વિના તે શાસ્ત્ર સમજાવશે કોણ? શાસ્ત્ર કાંઈ એની મેળે સમજાઈ જતું નથી! તે તો જેને જ્ઞાનદૃષ્ટિ ઉઘડી છે એવા પ્રગટ યોગિસ્વરૂપ જ્ઞાની સદ્‌ગુરુમુખેથી સમજવામાં આવે, તો જ સમજાય; તેવા ગુરુગમ વિના તે આગમ તો અગમ થઈ પડે છે! કારણ કે 'બિના નયનકી બાત', 'બિના નયન'—સદ્‌ગુરુની દોરવણી વિના સમજાય નહિં; ને તે 'દિવ્ય નયન' તો સદ્‌ગુરુના ચરણ સેવે તો સાક્ષાત્ ખૂલે

**આપ્તની-સદ્‌ગુરુની શ્રદ્ધા**

"બિના નયન પાવે નહિં, બિના નયનકી બાત;
સેવે સદ્‌ગુરુકે ચરન, સો પાવે સાક્ષાત
બૂઝી ચહત જો પ્યાસકી, હૈ બૂઝનકી રીત;
પાવે નહિં ગુરુગમ બિના, યેહી અનાદિ સ્થિત."—શ્રીમદ્ રાજચંદ્રજી

"ચરમ નયન કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સંસાર;
જિણે નયણે કરી મારગ જોઈએ રે, નયન તે દિવ્ય વિચાર.
પંથડો નિહાળું રે"—શ્રી આનંદઘનજી

આમ અત્રે શાસ્ત્રકાર ભગવંતે અર્થાપત્તિ-ન્યાયથી બોધ કર્યો કે-આ યોગદૃષ્ટિમાં પ્રવેશ કરવાનું પ્રથમ દ્વાર **સત્‌શાસ્ત્રની શ્રદ્ધા** છે. શાસ્ત્ર એટલે આપ્તપુરુષનું વચન. તેની આજ્ઞાને શ્રદ્ધાથી અનુસરવું એ જ યોગમાર્ગનું પ્રથમ પગથિયું છે, તો જ 'દૃષ્ટિ' ખૂલશે, નહિં તો અંધપણું જ છે, માટે જીવે સ્વચ્છંદરૂપ અસત્‌શ્રદ્ધાનો ત્યાગ કરી, પોતાની સ્વચ્છંદ મતિકલ્પના છોડી દઈ, સતશાસ્ત્રને-સત્પુરુષ સદ્‌ગુરુની આજ્ઞાને પ્રધાનપણે અનુસરી, સત્‌શ્રદ્ધાથી આ યોગમાર્ગની આરાધના કરવી, એમ ઉપદેશનો ધ્વનિ છે.

"રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ"—શ્રીમદ્ રાજચંદ્રજીકૃત શ્રીઆત્મસિદ્ધિ

"દાન તપ શીલ વ્રત નાથ આણા વિના,
થઇ બાધક કરે ભવ ઉપાધિ."—શ્રી દેવચંદ્રજી

અને આવા સતશ્રદ્ધાવાળા બોધનું એટલે દૃષ્ટિનું ફલ શું છે? તે માટે કહ્યું કે—

(૧) **અસત્ પ્રવૃત્તિનો વ્યાઘાત**, (૨) અને તેથી કરીને **સત્પ્રવૃત્તિ પદની પ્રાપ્તિ.** તે આ પ્રકારે:—

**અસત્પ્રવૃત્તિ વ્યાઘાત**

૧. **અસત્ પ્રવૃત્તિ વ્યાઘાત**—સતશ્રદ્ધાવાળો બોધ જો ઉપજ્યો, તો પછી તથા-પ્રકારે પ્રવૃત્તિ થવાનો પ્રત્યેક સંભવ છે. એટલે સતશાસ્ત્રના બોધથી પ્રતિકૂળ-વિરુદ્ધ આચરણાનો વ્યાઘાત થાય છે-અંત આવે છે, અસત્ પ્રવૃત્તિ અટકી પડે છે, થંભી જાય છે. અસતપ્રવૃત્તિને એટલો બધો આઘાત લાગે છે કે તે બિચારી તમ્મર ખાઇને પડી જાય છે! મૂર્છાવશ થાય છે! કારણ કે-'આ શ્રદ્ધાધનવાળો* આસન્નભવ્ય (નિકટ મોક્ષગામી) મતિમાન્ પુરુષ પરલોકવિધિમાં શાસ્ત્ર કરતાં બીજાની પ્રાયે અપેક્ષા રાખતો નથી.' તેને જ પ્રમાણ ગણી અસત્ પ્રવૃત્તિ છોડી દીએ છે, કારણ કે 'આ મોહાંધકારભર્યા લોકમાં શાસ્ત્રપ્રકાશ જ સન્માર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર છે.' અને આમ અસત્ પ્રવૃત્તિ અટકી પડે છે, એટલા માટે જ આ બોધ—

**સત્પ્રવૃત્તિપદ પ્રાપ્તિ**

૨. **સત્પ્રવૃત્તિપદાવહ**—હોય છે. સત્પ્રવૃત્તિપદને લાવી આપનારો-પમાડનારો હોય છે. જેમ જેમ અસત્ પ્રવૃત્તિ અટકતી જાય છે, તેમ તેમ સત્પ્રવૃત્તિપદ નિકટ આવતું જાય છે, પાસે ને પાસે ખેંચાતું જાય છે. અહીં 'આવહ' એટલે લાવી આપનાર એ શબ્દ યોજ્યો છે તે અત્યંત સૂચક છે. આ યોગદૃષ્ટિનું આકર્ષણ જ એવું પ્રબળ છે કે તે 'પદ' એની મેળે ખેંચાતું ખેંચાતું સમીપ પ્રાપ્ત થાય છે. જાણે નજરબંધીનું અજબ જાદુ કર્યું હોયની! એમ આ યોગદૃષ્ટિ તે 'પદ'ને ખેંચી લાવે છે! લોહચુંબકની જેમ અદ્ભુત આકર્ષણશક્તિથી આકર્ષે છે! એક વખત આ યોગદૃષ્ટિરૂપ દિવ્ય નયનનો સ્પર્શ કર્યો કે બેડો પાર!

અત્રે સત્પ્રવૃત્તિપદ એટલે '**વેદ્યસંવેદ્ય પદ**' (સમ્યક્ત્વ) સમજવું. આ દૃષ્ટિના

---

* "परलोकविधौ शास्त्रात् प्रायो नान्यदपेक्षते ।
आसन्नभव्यो मतिमान् श्रद्धाधनसमन्वितः ॥
तस्मात्सदैव धर्मार्थी शास्त्रयत्नः प्रशस्यते ।
लोके मोहान्धकारेऽस्मिन्शास्त्रालोकः प्रवर्तकः ॥"
—મહર્ષિ હરિભદ્રાચાર્યજીકૃત શ્રીયોગબિંદુ

પ્રતાપે 'અવેદ્યસંવેદ્ય પદ' (મિથ્યાત્વ) છૂટી જઈ, 'વેદ્યસંવેદ્ય પદ' પ્રાપ્ત થાય છે. જો કે 'વેદ્યસંવેદ્ય પદ' પાંચમી **સ્થિરા** દૃષ્ટિથી શરૂ થાય છે, તોપણ અહીં દૃષ્ટિનું-બોધનું સામાન્યથી કથન હોઈ, આ કહ્યું છે એમાં દોષ નથી. અથવા તો સત્પ્રવૃત્તિપદ એટલે **શૈલેશીપદ** ગણીએ તોપણ વિરોધ નથી, કારણ કે પરમાર્થથી તો તેની પ્રાપ્તિ થવી એ જ પરમાર્થ કાર્યરૂપ સત્પ્રવૃત્તિપદ છે. '**પદ**' એટલે કદી પણ ન ખસે એવું સ્થિર નિશ્ચલ સ્થાન. આમ અવશ્ય કરીને આ 'દૃષ્ટિ'ના પ્રભાવે 'વેદ્યસંવેદ્યપદ' કે શૈલેશીપદરૂપ નિશ્ચલ સ્થાનની પ્રાપ્તિ થાય છે. આ દૃષ્ટિરૂપ પારસમણિના જાદૂઈ સ્પર્શથી આ જીવરૂપ લોહ શુદ્ધ સુવર્ણ બની જાય છે!

"નિયમા કાંચનતા લહે રે....મન મોહના રે લાલ.
લોહ જર્યું પારસ પામ રે....ભવિ બોહનારે લાલ."—શ્રી દેવચંદ્રજી

અને આ દૃષ્ટિ પરિસ્થૂલ ભેદથી આઠ પ્રકારની છે, નહિં તો બહુ ભેદવાળી છે, એમ બતાવવા માટે કહે છે—

**इयं चावरणापायभेदादष्टविधा स्मृता ।**
**सामान्येन विशेषास्तु भूयांसः सूक्ष्मभेदतः ॥ १८ ॥**

આવરણ અપાય ભેદથી, છ આ આઠ પ્રકાર;
સામાન્યથી—વિશેષ તો, સૂક્ષ્મ ભેદ બહુ ધાર. ૧૮

**અર્થ:**—અને આ દૃષ્ટિ,-આવરણ અપાયના એટલે કે આવરણ ટળવાના ભેદને લીધે,-સામાન્યથી આઠ પ્રકારની કહી છે. અને વિશેષ ભેદો તો સૂક્ષ્મભેદથી ઘણા ઘણા છે.

### વિવેચન

ઉપરમાં જે 'દૃષ્ટિ' એમ એકવચની પ્રયોગ કર્યો તે દૃષ્ટિ, આવરણ ટળવાના ભેદને

---

**वृत्तिः-इयं च**—અને આ એટલે હમણાં જ કહ્યા તે લક્ષણવાળી દૃષ્ટિ, **आवरणापायभेदतः**-આવરણ અપાયના ભેદથકી, આવરણ દૂર થવાના ભેદને લીધે,-પરિસ્થૂલ નીતિથી, **अष्टविधा स्मृता**-પૂર્વાચાર્યોએ આઠ પ્રકારની કહી છે.

**सामान्येन**—સામાન્યથી,-સૂક્ષ્મેક્ષિકાનો, સૂક્ષ્મદૃષ્ટિનો અનાદર કરીને (બારીકાઈથી જોયા વિના). **विशेषास्तु**-વિશેષો તો, સદ્દૃષ્ટિના વિશેષ ભેદો તો, **भूयांसो**-અતિ બહુ, ઘણા ઘણા છે, **सूक्ष्मभेदत**-સૂક્ષ્મભેદને લીધે,-દર્શન આદિના અનંતભેદપણાને લીધે, કારણ કે પરસ્પર પટ્સ્થાનપતિતપણાએ કરીને તેઓનું કથન છે.

લીધે, આઠ પ્રકારની સામાન્યથી કહી છે; અને તે પણ અત્યંત સ્થૂલ ભેદની અપેક્ષાએ કહેલ છે. દાખલા તરીકે—

આંખ આડેનો પડદો જેમ જેમ દૂર થતો જાય, તેમ તેમ વધારે ને વધારે ચોકખું દેખાતું જાય છે, છેવટે સંપૂર્ણ પડદો ટળી જતાં પૂરેપૂરું દેખાય છે. આમ પડદો દૂર થવાની અપેક્ષાએ એક જ દૃષ્ટિના-દર્શનના જૂદા જૂદા ભેદ પડે છે.

**આવરણ અપાય** તે જ પ્રકારે કર્મપ્રકૃતિઓના ઉપશમ, ક્ષયોપશમ, ક્ષય આદિ પ્રમાણે જેમ જેમ કર્મનું આવરણ ખસતું જાય છે, પડદો દૂર થતો જાય છે, તેમ તેમ વધારે ને વધારે સ્પષ્ટ નિર્મલ દર્શન થતું જાય છે, ને છેવટે સંપૂર્ણ આવરણ-પડદો ટળી જતાં સંપૂર્ણ દર્શન થાય છે. આમ આવરણ ટળવાના ભેદથી, આ દૃષ્ટિના આઠ સ્થૂલ ભેદ સામાન્યથી પડ્યા છે.

પણ સૂક્ષ્મભેદની અપેક્ષાએ જો બારીકીથી જોઇએ, તો તેના વિશેષ ભેદ ઘણા ઘણા છે, અનંત છે, કે જેનો કહેતાં પાર ન આવે. કારણ કે મિત્રાથી માંડી પરાદૃષ્ટિ સુધી, કર્મના ક્ષયોપશમ આદિ પ્રમાણે, દર્શનના પ્રકાર અનંત છે. ષટ્સ્થાન-

**અનંત ભેદ** પતિત-ષડ્ગુણવૃદ્ધિનો નિયમ અહીં લાગુ પડે છે. જેમકે-(૧) અનંત-ભાગવૃદ્ધિ, (૨) અસખ્યાતભાગવૃદ્ધિ, (૩) સંખ્યાતભાગવૃદ્ધિ, (૪) સંખ્યાત-ગુણવૃદ્ધિ, (૫) અસખ્યાતગુણવૃદ્ધિ, (૬) અનંતગુણવૃદ્ધિ આમ મિત્રાના કનિષ્ઠમાં કનિષ્ઠ પ્રકારમાં ઓછામાં ઓછું (Minimum) એક અંશ (Unit) દર્શન માનીએ, તો પછી તેમાં આ નિયમ પ્રમાણે વૃદ્ધિના અનત સંયોગો (Permutations & Combinations) થતાં, અનત ભેદ થાય. આમ યોગના સ્થાન પણ અસખ્ય છે.

> "અલ્પવીર્ય ક્ષયોપશમ અછે, અવિભાગ વર્ગણારૂપ રે;
> ષડ્ગુણ એમ અસંખ્યથી, થાયે યોગસ્થાન સ્વરૂપ રે....
> મન મોહ્યું અમારૂં પ્રભુગુણે
> સુહૂમ નિગોદી જીવથી, જાવ સન્ની વર પજ્જત્ત રે;
> યોગના ઠાણ અસંખ્ય છે, તરતમ મોહે પરાયત્તરે મન૦"—શ્રી દેવચંદ્રજી

આકૃતિ — ૪





દૃષ્ટિ આવરણ અપાય

અને અહીં દૃષ્ટિસમુચ્ચયમાં—

**प्रतिपातयुताश्चाद्याश्चतस्रो नोत्तरास्तथा ।**
**सापाया अपि चैतास्तत्प्रतिपातेन नेतराः ॥ १९ ॥**

પ્રથમ ચાર પ્રતિપાતિ છે, બીજી ચાર ન તેમ;
અપાયયુત પ્રતિપાતથી, આ પણ-અન્ય ન એમ. ૧૯

અર્થ:—પહેલી ચાર દૃષ્ટિઓ પ્રતિપાતયુક્ત (પડી જાય એવી) છે, પાછલી ચાર દૃષ્ટિઓ તેમ નથી; અને તેના પ્રતિપાતે કરીને આ પહેલી ચાર દૃષ્ટિ અપાયવાળી પણ હોય છે,—બીજી તેમ નથી.

## વિવેચન

**પહેલી ચાર પ્રતિ-પાતી પણ હોય**

આ જે આઠ દૃષ્ટિ કહી, તેમાંની **મિત્રા** આદિ પહેલી ચાર **પ્રતિપાતી પણ** હોયછે, આવીને પાછી પડી જાય એવી 'પણ' હોય એટલે કે પડી જાય જ એમ નહિ, પણ પડે પણ ખરી, એવી હોય છે અને સ્થિરા વગેરે જે પાછલી ચાર દૃષ્ટિ છે, તે તો અપ્રતિપાતી જ છે, આવ્યા પછી પડે જ નહિં, ભ્રષ્ટ થાય જ નહિં, સ્થિર જ રહે એવી હોય છે.

અને જે પહેલી ચાર કહી, તેમાં જો કદાચ પ્રતિપાત થાય-ભ્રંશ થાય, એટલે કે તે દૃષ્ટિ આવીને જો પાછી ચાલી જાય, તો **અપાય** એટલે નરકાદિ દુઃખરૂપ બાધા-હાનિ

---

વૃત્તિ:-**प्रतिपातयुता**—પ્રતિપાત યુક્ત, ભ્રંશયુક્ત (પાછી પડી જાય એવી), **आद्याश्चतस्रो**-આદ્ય ચાર, મિત્રા આદિ પહેલી ચાર દૃષ્ટિઓ. આ પણ તથાપ્રકારના કર્મવૈચિત્ર્યને લીધે, પ્રતિપાતયુક્ત પણ હોય છે, પરંતુ પ્રતિપાતયુક્ત જ હોય એમ નથી. તેઓથી—તેના ઉત્તર ભાવથી—**न उत्तरास्तथा**-ઉત્તર એટલે પાછળની ચાર દૃષ્ટિ તેમ નથી એટલે સ્થિરા આદિ ચાર તે પ્રકારે પ્રતિપાતયુક્ત નથી (પડતી નથી) કારણ કે આમ છે, તેથી કરીને—**सापाया अपि**-અપાયયુક્ત પણ છે,—દુર્ગતિના હેતુ પણાએ કરીને, **एताः**-તે આ જ (પહેલી ચાર દૃષ્ટિ) છે. કેવી રીતે? તો કે-**प्रतिपातेन**-પ્રતિપાતથી, ભ્રંશવડે કરીને, **नेतराः**-ઇતર તેમ નથી, એટલે સ્થિરા આદિ બીજી દૃષ્ટિઓ અપાયયુક્ત નથી.

શંકા—શ્રેણિક આદિને આનો અપ્રતિપાત છતાં, અપાય કેમ થયો?

સમાધાન—આ દૃષ્ટિના અભાવમાં (પૂર્વે) ઉપાર્જેલા કર્મના સામર્થ્યથી. એટલા માટે જ પ્રતિપાતવડે કરીને સંભવમાત્રને અપેક્ષીને 'સાપાય પણ' એમ કહ્યું તથાપિ પ્રાયોવૃત્તિના વિષયપણાથી—ઘણું કરીને આમ હોય છે, એટલા માટે સૂત્રનો એમ ઉપન્યાસ—ગોઠવણી છે

અથવા સદ્દૃષ્ટિનો અઘાત હોતાં અપાય પણ અનપાય જ છે, કારણ કે પાકવડે કરીને વજ્રતંદુલની જેમ તેના આશયને કાયદુઃખના સદ્ભાવમાં પણ, ક્રિયાની ઉપપત્તિ હોતી નથી. એટલા માટે એમ ઉપન્યાસ (રજૂઆત) છે યોગાચાર્યો જ અત્ર પ્રમાણ છે (પાકથી વજ્રતંદુલ ન પાકે, તેમ તેના ચિત્તને-આશયને દુઃખ ઉપજતું નથી) એટલે પ્રતિપાતવડે કરીને બીજી ચાર દૃષ્ટિ અપાયયુક્ત નથી એમ સ્થિત થયું.

**પ્રતિપાતી હોય તો જ સપાય**

પણ ઉપજે. જો પ્રતિપાત ન થાય, આવ્યા પછી પડે નહિં, તો નરકાદિ દુઃખરૂપ અપાય-બાધા પણ ન હોય. આમ પહેલી ચાર દૃષ્ટિમાં બે વિકલ્પ છે-કાં તો તે પ્રતિપાતી હોય, કાં તો અપ્રતિપાતી હોય, અને પ્રતિપાતી હોય, તો જ સાપાય-અપાયવાળી હોય; અપ્રતિપાતી તો નિરપાય જ-અપાય રહિત જ, નરકાદિ બાધા રહિત જ હોય.

**શંકા-સમાધાન**

અત્રે કોઇ પ્રશ્ન કરે કે-શ્રેણિક મહારાજા ક્ષાયિક સમ્યક્ત્વના ધણી છતાં, સ્થિરારૂપ અપ્રતિપાતી દૃષ્ટિમાં વર્ત્તતાં છતાં, નરક વગેરે દુઃખરૂપ અપાય-બાધા કેમ પામ્યા? તો તેનો ઉત્તર એ છે કે-પ્રસ્તુત દૃષ્ટિના અભાવમાં પૂર્વે તેમણે તેવા પ્રકારે કર્મ ઉપાર્જ્યા હતા, તેના વિપાક વશે તેવા તે સમ્યગ્દૃષ્ટિ મહાત્માને તેવી નરકાદિ દુઃખરૂપ અપાયની પ્રાપ્તિ થઈ. અને આમ સ્થિરાદિ દૃષ્ટિવાળાને કવચિત્ તેવો અપાય હોય, તો પણ તે કાંઇ પ્રતિપાતથકી હોતો નથી, પણ અપ્રતિપાત છતાં પૂર્વે બાંધેલા કર્મને લીધે હોય છે. વળી અત્રે જે અપાય ન હોય એમ કહ્યું છે તે પ્રાયે-ઘણું કરીને અપાય ન હોય, એ દૃષ્ટિએ કહ્યું છે; એટલે કવચિત્ અપવાદવિશેષે તેમ હોય પણ ખરૂં. પણ કોઇ પણ સંજોગોમાં સ્થિરાદિ દૃષ્ટિનો પ્રતિપાત તો ન જ હોય.

**અપ્રતિપાતી નિરપાય જ**

અથવા તો બીજી રીતે જોઈએ તો તેવા શ્રેણિકાદિ જેવા મહાનુભાવોને આ અપાયબાધા તે અનપાય જ છે, અપાય જ નથી, બાધારૂપ જ નથી. કારણ કે વજ્રના ચોખાને પકાવવાથી કાંઇ તેના પર પાકરૂપ અસર થાય નહિં, તે પાકે નહિં; તેમ શરીરદુઃખરૂપ પાક હોવા છતાં, તેવા મહાજનોના ચિત્તને-આશયને કંઈ પણ દુઃખરૂપ અસર પહોંચતી નથી. તે અવધૂતો તો 'સદા મગનમાં' રહે છે! એટલે પરમાર્થથી તેવા સમ્યગ્દૃષ્ટિ સમતાવંત જોગીજનોને તેવો કોઇ પણ અપાય સ્પર્શતો નથી, જલમાં કમલની જેમ તેઓ નિર્લેપ જ રહે છે. કારણ કે તેઓ સર્વ અપાયથી-બાધાથી પર 'ઉદાસીન' એવી આત્મદશાની ઉચ્ચ કક્ષાએ બિરાજમાન હોય છે, કે તેવો અપાયરૂપ દુઃખભાવ તેમને પહોંચી શકતો નથી.

"સુખકી સહેલી હૈ, અકેલી ઉદાસીનતા,
અધ્યાત્મકી જનની, અકેલી ઉદાસીનતા"—શ્રીમદ્ રાજચંદ્રજી
"સુખ દુઃખરૂપ કરમ ફલ જાણો,
નિશ્ચય એક આનંદો રે."—શ્રી આનંદઘનજી

આમ જે દૃષ્ટિ પ્રતિપાતી નથી, આવ્યા પછી પડતી નથી, અપ્રતિપાતી જ રહે છે, તે તો અપાયરહિત, હાનિ-બાધારહિત, દુઃખરહિત જ હોય, એમાં કંઇ પ્રશ્ન જ રહેતો નથી, એમ સાબીત થયું. આ આકૃતિ ઉપરથી સમજાશે.

આકૃતિ — ૫




અહીં પણ—

प्रयाणभङ्गाभावेन निशि स्वापसमः पुनः ।
विघातो दिव्यभावतश्चरणस्योपजायते ॥ २० ॥

પ્રયાણ ભંગ અભાવથી, રાત્રે શયન સમાન;
વિઘાત ઉપજે ચરણનો, સુરભવ ભાવ નિદાન. ૨૦

વૃત્તિઃ-प्रयाणभङ्गाभावेन—પ્રયાણ ભંગના અભાવથી, કન્યકુબ્જ વગેરે પ્રત્યે ગમનમાં અન
રત-નિરંતર પ્રયાણથી ( અખંડ-અભંગ પ્રયાણ કરતાં ), આથી વળી निशि-નિશામાં, રાત્રિને વિષે,
ાપસમઃ-નિદ્રા, શયન સમાન શું ? તો કે-विघातः-વિઘાત, પ્રતિબંધ ( રોકાણ, અટકાયત ),
દેવ્યભાવતઃ-દિવ્યભાવ થકી-જન્મને લીધે, चरणस्य-ચરણનો, ચારિત્રનો, उपजायते-ઉપજે છે,-
થાપ્રકારના ઔદયિક ભાવના યોગથી. તેના અભાવે તો पुनः-ફરીથી તેમાં જ પ્રવૃત્તિ હોય છે.
જેમ નિદ્રા દૂર થતાં, કન્યકુબ્જે જનારની નિરંતર પ્રયાણમાં ગમનપ્રવૃત્તિ હોય છે તેમ, ( નિદ્રા ઊડી
જતાં તે પાછો આગળ ચાલવા માંડે છે તેમ )

અર્થ:—પ્રયાણભંગના અભાવને લીધે, રાત્રે નિદ્રા જેવો ચરણનો વિઘાત, દિવ્ય-ભાવથી-દેવજન્મના કારણે, ઉપજે છે.

## વિવેચન

અને અપ્રતિપાતી–નહિં પડતી એવી દૃષ્ટિ પ્રાપ્ત થયે, મુક્તિમાર્ગ પ્રત્યેનું પ્રયાણ-ગમન તો અખંડપણે અભંગપણે ચાલ્યા જ કરે છે, યાવત્ મુક્તિની પ્રાપ્તિ હોય છે. પણ જો કર્મનો ભોગવટો કંઈ બાકી હોય, તો તે ભોગવી લેવા માટે વચમાં વિસામારૂપ દેવ–મનુષ્યના ભવ કદાચ ધરવા પણ પડે, આમ ચારિત્રમાં વિઘાત–વિઘ્નરૂપ પ્રતિબંધ આવી પડે; પરંતુ તે તે ભવનો તે તે કર્મ-ઉદય વ્યતીત થતાં, પુનઃ મુક્તિમાર્ગે પ્રયાણ આગળ ધપે છે.

**અભંગ પ્રયાણ**

જેમ કોઈ એક મનુષ્ય કનોજ જવા નિકળ્યો હોય, તેને લાંબું છેટું હોઇ વચમાં બે, ચાર કે વધારે વિસામા કરવા પડે, રાત્રિવાસ કરવો પડે, અને તે રાતવાસાથી તેનો માર્ગશ્રમ પણ દૂર થઈ જાય, પાછું સ્હવારે પ્રયાણ ચાલુ થાય, અને એમ અખંડ–અભંગ પ્રયાણ કરતાં કરતાં તે છેવટે કનોજ પ્હોંચે; તેમ **અપ્રતિપાતી** એવી આ **સ્થિરા** આદિ દૃષ્ટિમાં વર્ત્તતો યોગી મુક્તિ-નગરે જવા નીકળ્યો છે; તેને કદાચ કર્મનો ભોગ અવશેષ–બાકી રહ્યો હોય, તો દેવ–મનુષ્યના બે–ચાર કે વધારે ભવ કરવારૂપ શયનવડે. રાત્રિવાસ કરવો પડે; પાછો તે કર્મનો ઉદય દૂર થતાં, મુક્તિમાર્ગે પ્રયાણ પુનઃ ચાલુ થાય, અને એમ અખંડ-અભંગ ગમન કરતાં તે છેવટે મુક્તિપુરે પ્હોંચે, 'સ્વરૂપ સ્વદેશે જાય જ.'

**રાતવાસા જેવા ભવ**

"જાશું સ્વરૂપ સ્વદેશ રે"—મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી

"એ સાચી સમજ (સમ્યક્ત્વ) ઉપજ્યા પછી, **સ્થિરા** દૃષ્ટિ પામ્યા પછી જીવ ભવ ભલે કરે, પણ તે ભવ 'તેને મુક્તિ પ્રતિ જતાં ન જ રોકે; તે ભવ બીજા ભાવી ભવની પરિપાટી ન જ ઉપજાવે. સાચી સમજ ન થઇ હોય, સમ્યગ્દૃષ્ટિ ન થઇ હોય ત્યાં-સુધી પ્રત્યેક ભવ બીજા નવા ભવ કરવાનાં કારણ થાય જ; અનંત અનુબંધ થયા જ કરે. પણ સાચી સમજ આવ્યે એ અનંત અનુબંધ નાશ પામે; અને પૂર્વે ઉપાર્જેલાં કર્મ સમ્યક્પ્રકારે સાધ્યદૃષ્ટિએ, ભોગવી લેવા, ખેરવી નાંખવા, આગલું કર્મ પુદ્ગલનું લીધેલું પાછું સર્વથા ચુકાવી આપવા, તેના દેણાથી મોકળા થવા, એકાદ બે કે વધારેમાં વધારે પંદર ભવ કરવા પડે તે ભલે, પણ તેથી મુક્તિની અટકાયત ન જ થાય. મુક્તિના રસ્તે તો તે પડી ચૂકયો છે. સાચી સમજ આવ્યે, સત્નું સત્યરૂપે ભાન થયે, અસત્યનું અસત્ય-રૂપે ભાન થયે, તેને લાઇનકલીઅર (Line-clear) મળી જ ચૂકી છે."

શ્રી મનઃસુખભાઇ કીરતચંદ્રકૃત શાંતસુધારસ વિવેચન

"દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાંજે રે;
રયણીશયન જિમ શ્રમ હરે, સુરનર સુખ તિમ છાજે રે....વીર૦"
—શ્રી યોગ૦ સજ્ઝાય, ૧-૫

## સારસમુચ્ચય-( Summary )

પ્રારંભમાં જે ઇચ્છાયોગ આદિ ત્રણ યોગ કહ્યા, તેમાં અંતર્ભાવ-સમાવેશ પામતી સામાન્યથી આ આઠ દૃષ્ટિ છે: **મિત્રા, તારા, બલા, દીપ્રા; સ્થિરા, કાંતા, પ્રભા, પરા.** તેમાં ઉત્તરોત્તર વધતો જતો બોધ,-તૃણ અગ્નિ, ગોમયઅગ્નિ; કાષ્ઠઅગ્નિ, દીપક, રત્ન, તારા, સૂર્ય અને ચંદ્રના પ્રકાશ સાથે,-અનુક્રમે સરખાવી શકાય છે. આ આઠમાં પહેલી ચાર સુધી મિથ્યાત્વ હોય છે, પાંચમી **સ્થિરા** દૃષ્ટિથી સમ્યક્ત્વનો પ્રારંભ થાય છે.

**મિત્રા** આદિ ચારમાં મિથ્યાત્વ હોવા છતાં તેને સદ્દૃષ્ટિમાં ગણી, તેનું કારણ એ છે કે તે સમ્યક્ત્વના કારણરૂપ થાય છે, એટલે કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવ્યો છે. જેમ શુદ્ધ સાકરની બનાવટમાં શેરડી વગેરે અવસ્થાઓ આવશ્યક છે, તેમ શુદ્ધ આત્માની નિષ્પત્તિમાં-સિદ્ધિમાં **મિત્રા** વગેરે અવસ્થાઓ-આત્મદશાઓ અવશ્ય ઉપયોગી હોય છે. **મિત્રા** આદિ દૃષ્ટિ શેરડી જેવી છે, કારણ કે તેમાંથી સંવેગરૂપ માધુર્યની-મીઠાશની પ્રાપ્તિ થાય છે.

આ આઠ દૃષ્ટિમાં, યમ-નિયમ વગેરે યોગના આઠ અંગની અનુક્રમે એકેક એમ પ્રાપ્તિ હોય છે; ખેદ-ઉદ્વેગ વગેરે આઠ પ્રકારના ચિત્ત-આશય દોષનો ત્યાગ થતાં, અનુક્રમે આ આઠ દૃષ્ટિ સાંપડે છે; અને અદ્વેષ-જિજ્ઞાસા વગેરે આઠ ગુણમાંથી એકેક અનુક્રમે આ આઠ દૃષ્ટિમાં આવિર્ભાવ પામે છે-પ્રગટે છે.

અત્રે 'દૃષ્ટિ' શબ્દનો અર્થ સત્શાસ્ત્ર શ્રદ્ધાથી યુક્ત, સદાગમની આજ્ઞાને અનુકૂલ એવો બોધ છે; અને તેના ફળરૂપે અસત્પ્રવૃત્તિ અટકે છે, ને સત્પ્રવૃત્તિપદ પ્રગટે છે.

આ દૃષ્ટિ આઠ કહી, તે તો કર્મના આવરણ ટળવાની અપેક્ષાએ, સ્થૂલ દૃષ્ટિબિન્દુથી કહી છે. બાકી સૂક્ષ્મ રીતે જોઇએ તો યોગના સ્થાન અસંખ્ય છે.

આ આઠ દૃષ્ટિમાંથી **મિત્રા** આદિ જે પહેલી ચાર છે, તેનો પ્રતિપાત-ભ્રંશ થાય પણ ખરો; આવીને ચાલી પણ જાય, અને જો તેમ થાય તો નરકાદિ અપાય પણ ઉપજે. આમ પહેલી ચાર દૃષ્ટિ પ્રતિપાતી-પાછી પડનારી કે અપ્રતિપાતી-પાછી ન પડનારી હોય. એમ વિકલ્પરૂપ ભજના છે. પણ છેલ્લી ચાર **સ્થિરા** આદિ દૃષ્ટિ તો અપ્રતિપાતી જ હોય-આવ્યા પછી પાછી પડે જ નહિં એવી હોય, અને તેથી તેમાં નરકાદિ અપાય પણ હોય નહિં.

અને આવી અપ્રતિપાતી-પાછી નહિં પડતી દૃષ્ટિ સાંપડ્યા પછી, મુક્તિનગર પ્રત્યેનું પ્રયાણ-ગમન અખંડ અસંગપણે ચાલ્યા કરે. વચ્ચમાં કદાચ કર્મનો ભોગ બાકી હોય તો ઉત્તમ દેવ-મનુષ્યના અલ્પ ભવ કરવારૂપ રાતવાસો કરવો પડે તો ભલે, પણ છેવટે તો મુક્તિપુરે પહોંચે જ, 'સ્વરૂપ સ્વદેશે' જાય જ.

## કળશકાવ્ય

—ઃ મંદાક્રાંતા ઃ—

મિત્રામાંહિ ત્રિભુવનસખા યોગની મૈત્રી પાવે,
ને તારા તે બળવતી કરી દીપતો સ્થિર થાવે;
કાંતા જેવી પર પ્રીતિ ધરી, ભાનુ શું તેજ ધારી,
શોભે યોગી શશિ શું શીતલો સૌમ્ય ને શાંતિકારી. ૬

પામી ઇક્ષુ સમ સરસ સદ્દૃષ્ટિ મિત્રા અનૂપી,
ભવ્યો પામે રસ સુમધુરો મિષ્ટ સંવેગરૂપી;
શુદ્ધિ તેની થઇ જઇ પરા શર્કરા શુદ્ધ પાવે,
ને આસ્વાદે અનુભવ સુધા નિત્ય આનંદ ભાવે. ૭

આત્મામાંહી યમ-નિયમ આસંન તો સ્થિર સાધે,
પ્રાણાયામે પરરૂપ ત્યજી આત્મનો ભાવ વાધે;
પ્રત્યાહારે વિષયથી હઠી ધારણા ધીર સાધી,
આત્મધ્યાને અચલ ભગવાન્ પૂર્ણ પામે સમાધિ. ૮

ખેદ ત્યાગી મન દૃઢ ધરે, યોગ ઉદ્વેગ ત્યાગે,
વિક્ષેપે ના ખળભળી ઉઠે, ભ્રાંતિ તો દૂર ભાગે;
અન્ય સ્થાને મુદ નવ લહે, રોગનો અંત આવે,
ને આસંગા વિણ પ્રગતિથી મોક્ષ નિઃસંગ પાવે. ૯

અદ્વેષી તો પ્રથમ સુણવા જાણવા તત્ત્વ ઇચ્છે,
શ્રોતા સાચો શ્રવણથી બુઝી ચિંતને તત્ત્વ ઓચ્છે;
સર્વાત્માથી શરણ ભજતો તત્ત્વનું પૂર્ણ ભાવે,
તેમાં નિત્યે પ્રવૃત્તિ કરતાં તત્ત્વ તદ્રૂપ થાવે. ૧૦

યોગદૃષ્ટિ નયન ખુલતાં યોગનો માર્ગ ભાળે,
સત્શ્રદ્ધાથી યુત થઈ અતિ બોધ સાચો નિહાળે;

ખોટી સર્વે પ્રવૃત્તિ અટકી સત્પ્રવૃત્તિ જ થાવે,
આકર્ષાતું શિવપદ સ્વયં પાસ ને પાસ આવે ૧૧

મુક્તિમાર્ગે ગમન કરવા ઇચ્છી યોગી પ્રવાસી,
આઠે મિત્રામહિં મજલ તે શુદ્ધ ભાવે ઉલાસી,
વચ્ચે વચ્ચે કવચિત કરતો દિવ્ય જન્મે વિસામા,
પ્હોંચે છે તે પ્રગતિ કરતો સચ્ચિદાનંદ ધામા ૧૨

અનુષ્ટુપ્

દૃષ્ટિ પામી ગુણે જામી, વામી સ્વદોષ શામને,
આત્મારામી મુનિ પામે, મુનીનંદન ધામને ૧૩

બીજના ચંદ્રમા જેવી, યોગદૃષ્ટિ ખુલે ક્રમે,
પૂર્ણ યોગકલા પામી, ભગવાન્ સ્વરૂપે રમે ૧૪






# યોગદૃષ્ટિનું વિશેષ કથન

## ૧. મિત્રા દૃષ્ટિ:

હવે પ્રત્યેક દૃષ્ટિએ યોગ-યોજના ઉપદર્શિત કરતા કહે છે:—

**मित्रायां दर्शनं मन्दं यम इच्छादिकस्तथा ।**
**अखेदो देवकार्यादावद्वेषश्चापरत्र तु ॥ २१ ॥**

દર્શન મંદ મિત્રામહીં, યમ ઇચ્છાદિક અત્ર;
અખેદ દેવકાર્યાદિમાં, ને અદ્વેષ અન્યત્ર. ૨૧

અર્થ:—મિત્રા દૃષ્ટિમાં (૧) મંદ દર્શન, (૨) ઇચ્છા આદિક યમ, (૩) દેવકાર્ય વગેરેમાં અખેદ, (૪) અને અન્યત્ર-અન્ય સ્થળે અદ્વેષ હોય છે

ખરેખરી વૃત્તિ અત્ર હોય છે. આ મિત્રા નામની પહેલી દૃષ્ટિમાં જે

**મંદ દર્શન** દર્શન–સત્શ્રદ્ધાવાળો બોધ હોય છે, તે મંદ-સ્વલ્પ શક્તિવાળો હોઇ, એને **તૃણ અગ્નિકણની ઉપમા** ઘટે છે: જેમ તૃણ અગ્નિકણનો પ્રકાશ ઇષ્ટ પદાર્થનું દર્શન કરાવવા સમર્થ થતો નથી, તેમ આ દૃષ્ટિનો બોધ તત્ત્વથી–પરમાર્થથી ઇષ્ટ પદાર્થનું દર્શન કરાવી શકતો નથી. કારણ કે જેમ તૃણઅગ્નિનો પ્રકાશ પદાર્થની કંઇક બરાબર સૂઝ પડે તેટલો વખત ટકતો નથી, જોતજોતામાં વિલય પામી જાય છે, તેમ આ દૃષ્ટિનો બોધ પણ તેનો સમ્યક્પણે પ્રયોગ કરી શકાય એટલો વખત સ્થિતિ કરતો નથી–ઝાઝીવાર ટકતો નથી. જેમ તૃણ અગ્નિનો પ્રકાશ અલ્પ–મંદ–ઝાંખો હોય છે, તેમ આ દૃષ્ટિનો બોધ મંદ વીર્યવાળો–અલ્પ સામર્થ્યવાળો હોય છે. જેમ તૃણ અગ્નિ-પ્રકાશ ચમકીને ચાલ્યો જાય છે, દૃઢ સ્મૃતિસંસ્કાર રહેતો નથી, તેમ અત્રે પણ બોધ અલ્પજીવી ને અલ્પવીર્ય હોવાથી તેનો પટુ સ્મૃતિસંસ્કાર રહેવા પામતો નથી. અને આમ તૃણ અગ્નિપ્રકાશ સર્વથા વિકલ–પાંગળો હોઇ તેનાથી કંઇ ખરૂં કાર્ય બનતું સંભવતું નથી, તેમ આ દૃષ્ટિમાં બોધનું વિકલપણું–અપૂર્ણપણું હોઇ અત્રે ભાવથી વંદન આદિ કાર્ય બનતાં નથી,–**દ્રવ્ય વંદનાદિ** હોય છે.

"એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દૃષ્ટિ હવે કહીએ રે;
જિહાં મિત્રા તિહાં બોધ જે, તૃણ અગનિસો લહીએ રે...વીર...."

—શ્રી યોગ૦ દૃ. સજ્ઝાય ૧–૫

અને આ **મિત્રા** પ્રથમ દૃષ્ટિ છે, એટલે એમાં પૂર્વે કહેલા નિયમ પ્રમાણે (૧) યોગનું પ્રથમ અંગ–**યમ**, (૨) ખેદ નામના પ્રથમ દોષનો ત્યાગ–**અખેદ**, (૩) અને **અદ્વેષ** નામનો પ્રથમ ગુણ પ્રાપ્ત થાય છે. તે આ પ્રકારે:—

## ૧. પહેલું યોગાંગ : યમ

યમનું બીજું નામ **વ્રત** છે. તે પાંચ છે–અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ; અને તે પ્રત્યેકના વળી તરતમતાના કારણે–વધતા ઓછા દશાભેદને લીધે ચાર ચાર પ્રકાર છે: **ઇચ્છાયમ, પ્રવૃત્તિયમ, સ્થિરયમ, ને સિદ્ધિયમ.** (આનું સ્વરૂપ આગળ ઉપર ગ્રંથના છેડે મહાત્મા ગ્રંથકાર કહેવાના છે.) પ્રથમ દૃષ્ટિવાળો યોગી દેશથી કે સર્વથી આ અહિંસાદિ યમનું અવશ્ય પાલન કરનારો હોય, અણુવ્રતી કે મહાવ્રતી હોય. તે ખરેખરો અહિંસક, સત્યવાદી, અસ્તેયવંત, બ્રહ્મચર્યધારક અને નિષ્પરિગ્રહી હોય. આ અહિંસાદિ યમસંપન્ન યોગીના અહિંસાદિ યમ કેવા હોય, તેનું સ્વરૂપ સમજવા માટે તેનું શાસ્ત્રીય લક્ષણ અવશ્ય જાણવું જોઇએ. એટલે અત્રે પ્રસંગથી પ્રથમ **પાતંજલ યોગસૂત્ર** અનુસાર તેની કંઇક વ્યાખ્યા કરવામાં આવે છે:—

પ્રાણવિયોગના પ્રયોજનરૂપ વ્યાપાર તે હિંસા, તેનો અભાવ તે **અહિંસા.** મન-વચનનું યથાર્થપણું તે **સત્ય.** પરધનનું અપહરણ તે સ્તેય-ચોરી, તેનો અભાવ તે **અસ્તેય.** ઉપસ્થનો સંયમ તે **બ્રહ્મચર્ય.** ભોગસાધનોનો અસ્વીકાર-અગ્રહણ તે **અપરિગ્રહ**-અકિંચનતા આ પાંચ વ્રત દિશા, કાળ, જાતિ આદિથી અનવચ્છિન્ન-અમર્યાદિત (Undemarcated) ને સાર્વભૌમ (Universal & absolute) હોય તો તે **મહાવ્રત**× કહેવાય છે.

**યમનું યોગાંગપણું શી રીતે?**

આ યમને યોગનું અંગ શી રીતે કહ્યું? તો કે-હિંસાદિ જે છે તે યોગના વિરોધી છે, અને આ હિંસાદિ તેનાથી વિરુદ્ધ પ્રતિપક્ષી એવા અહિંસાદિના ભાવનથી+ બાધા પામે છે, એટલે કે અહિંસાદિ હિંસાદિને ઊઠવા દેતા નથી અથવા ઊઠે તો તેનો ઉપઘાત કરે છે-નાશ કરે છે. આ પ્રકારે અહિંસાદિવડે કરીને હિંસાદિનું બાધન થાય છે, તેથી કરીને યોગસામગ્રીની પ્રાપ્તિનું સુગમપણું હોય છે, અર્થાત્ એવી ચિત્તશુદ્ધિરૂપ યોગ્યતા ઉપજે છે કે જેથી યોગસામગ્રી પામવી સુલભ થાય છે આમ આડકતરી રીતે (Indirectly) અહિંસાદિનું યોગાંગપણું છે, પણ ધારણા આદિની જેમ સાક્ષાત્ ઉપકારકપણાથી તેનું સીધેસીધું (Directly) યોગાંગપણું નથી.

આ હિંસાદિ વિતર્કો ૨૭ છે: ક્રોધથી, લોભથી, મોહથી; કૃત, કારિત, અનુમોદિતપણાથી; અને મૃદુ, મધ્યમ અને અધિમાત્રપણાથી, એમ પરસ્પર સંયોગથી હિંસાદિના (૩×૩×૩=૨૭) પ્રકાર થાય છે એવા આ હિંસાદિ વિતર્કોનું દુઃખ-અજ્ઞાનરૂપ અનંત ફલ છે એવું વિભાવન કરતાં, અહિંસાદિ યમો પ્રકર્ષ પામે છે, ઉત્કૃષ્ટ કોટિના બને છે. અને એવા પ્રકૃષ્ટ અહિંસાદિનું ફલ આ પ્રકારે કહ્યું છે: અહિંસાના અભ્યાસવંતની સન્નિધિમાં (હાજરીમાં) વેરનો ત્યાગ હોય છે, સહજ વિરોધી-જન્મવૈરી એવા સાપ-નોળીઆ વગેરેના હિંસપણાનો ત્યાગ હોય છે. 'अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः (પાતં, ૨-૩૫ ઇત્યાદિ*) આમ પાતંજલ યો. સૂ. પ્રમાણે અહિંસાદિનો વિચાર કર્યો.

---

× 'एते तु जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ।' —પાતંજલ યોગ૦ સૂ૦ ૨-૩૧.

+ "वितर्कबाधने प्रतिपक्षभावनम्" —પાતં. યોગ૦ સૂ૦ ૨-૩૩, ઇત્યાદિ.

"बाधनेन वितर्काणां प्रतिपक्षस्य भावनात् ।
योगसौकर्यतोऽमीषां योगाङ्गत्वमुदाहृतम् ॥"—શ્રી યશોવિજયજીકૃત દ્વા. દ્વા. ૨૨-૩.

* "सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् । अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् । ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः । अपरिग्रहस्थैर्ये जन्मकथंतासंबोध. ।"—પા યો. ૨-૩૬-૩૯.

"वैरत्यागोऽन्तिके तस्य फलं चाकृतकर्मणः ।
रत्नोपस्थानसद्वीर्यलाभो जनुरनुस्मृतिः ॥"—દ્વા. દ્વા. ૨-૨૫.

જૈન દર્શનમાં પણ આ અહિંસાદિનો ઘણો સૂક્ષ્મ તાત્ત્વિક વિવેક કરવામાં આવ્યો છે, અને તેની આ વ્યાખ્યા કરી છે:-(૧) પ્રમત્ત યોગથી પ્રાણનું વ્યપરોપણ (હરવું.) તે હિંસા. (૨) અસત્ કથન તે અનૃત-અસત્ય. અસત્ એટલે સદ્ભાવ-પ્રતિષેધ, અર્થાન્તર અને ગર્હા अ. સદ્ભાવપ્રતિષેધ એટલે સદ્ભૂત નિહ્નવ, સત્ વસ્તુ છુપાવવી-ઓળવવી તે; અથવા અભૂતઉદ્ભાવન, અસદ્ભૂત વસ્તુનું ઉદ્ભાવન કરવું અર્થાત્ 'સત્'ને અસત્ કહેવું 'અસત્'ને સત્ કહેવું તે સદ્ભાવપ્રતિષેધ ब એકને બદલે બીજી વસ્તુ કહેવી તે અર્થાન્તર क ગર્હા એટલે હિંસા, પારુષ્ય (કઠોરતા), પૈશુન્ય આદિથી યુક્ત વચન ભલે સત્ય હોય છતાં ગર્હિત-નિંદ્ય હોઈ અસત્ય જ છે. (૩) અદત્તાદાન તે સ્તેય. અર્થાત્ ચોરીની બુદ્ધિથી પારકી અણદીધેલી તૃણાદિ વસ્તુનું પણ આદાન-ગ્રહણ કરવું તે સ્તેય (૪) મૈથુન તે અબ્રહ્મચર્ય. (૫) મૂર્ચ્છા (મમત્વબુદ્ધિ) તે પરિગ્રહ ચેતન કે અચેતન એવા બાહ્ય-અભ્યંતર દ્રવ્યોમાં મૂર્ચ્છા તે પરિગ્રહ. 'मूर्च्छा परिग्रहः'. આવા આ હિંસા, અનૃત, સ્તેય, અબ્રહ્મ ને પરિગ્રહમાંથી મન-વચન-કાયાથી વિરતિ તે વ્રત 'हिंसानृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरतिर्व्रतम्' (ત. સૂ.) આ વિરતિ (વિરમવું તે) દેશથી હોય કે સર્વથી હોય; દેશવિરતિ તે અણુવ્રત અને સર્વવિરતિ તે મહાવ્રત. આ એકેક વ્રતની સ્થિરતા અર્થે પાંચ પાંચ ભાવના કહી છે. આ અહિંસાદિ વ્રત ધરનારો પુરુષ મનથી, વચનથી કે કાયાથી હિંસાદિ કરે નહિં, કરાવે નહિં કે અનુમોદે નહિં; અને તે નિઃશલ્ય હોય, 'निःशल्यो व्रती' (ત. સૂ.), અર્થાત્ માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય અને નિદાનશલ્યથી રહિત હોય; નિર્દંભી, નિષ્કામી અને સમકિતી હોય. (અને એટલા માટે જ આ વ્રતોને સમ્યક્ત્વમૂલ કહ્યા છે, એના મૂલ આધારભૂત (Basis) સમ્યક્ત્વ હોય તો જ એનું ખરેખરૂં વ્રતપણું ઘટે છે.) આ એકેક વ્યાખ્યા કેવી પરમ અર્થગંભીર છે, તેના ઉદાહરણરૂપે અહિંસાની વ્યાખ્યાની મીમાંસા કરીએ:—

**જૈન દર્શનાનુસાર વ્યાખ્યા**

"प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा।"—શ્રી તત્ત્વાર્થસૂત્ર

**અહિંસાની મીમાંસા**

પ્રમત્ત યોગથી પ્રાણનું વ્યપરોપણ-હરવું તે હિંસા, એમ તેની સર્વગ્રાહી વિશાલ વ્યાખ્યા છે. પ્રમત્ત=રાગ, દ્વેષ, કષાયાદિ પ્રમાદથી યુક્ત, યોગ=મન, વચન, કાયાના વ્યાપાર, પ્રાણ=દ્રવ્યપ્રાણ કે ભાવપ્રાણ,—પોતાના કે પરના. ૫ ઇંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, મનબલ, વચનબલ, કાયબલ ને આયુ એ દશ દ્રવ્યપ્રાણ છે. જ્ઞાન, દર્શન આદિ આત્મગુણ તે ભાવપ્રાણ છે. એટલે પ્રમાદ વશે કરીને મન-વચન-કાયાના યોગથી, પોતાના કે પરના, દ્રવ્યપ્રાણનું કે ભાવપ્રાણનું હરવું, તેનું નામ હિંસા છે. દ્રવ્યપ્રાણનું હરવું તે દ્રવ્ય હિંસા ને ભાવપ્રાણનું હરવું તે ભાવહિંસા છે. આમાં મુખ્ય ચાવી આત્મપરિણામના હાથમાં છે. એટલે

આત્મપરિણામનું જો હિંસન થતું હોય, ઘાત થતી હોય, તો આ સર્વ હિંસા છે. દ્રવ્યહિંસા પણ જો ભાવહિંસા થતી હોય તો જ હિંસા છે, નહિં તો નહિં. ભાવહિંસા હોય, તો દ્રવ્યહિંસા હોય કે ન હોય, તોપણ હિંસા જ છે; ભાવહિંસા ન હોય, તો દ્રવ્યહિંસા હોય કે ન હોય, તોપણ અહિંસા જ છે. આત્મપરિણામનું સ્વસ્વરૂપમાં ન હોવું, સ્વસ્વરૂપથી ચ્યુત થવું-ભ્રષ્ટ થવું, પ્રમત્ત થવું, અથવા રાગ-દ્વેષ-મોહ આદિ પ્રમાદથી વિકૃતભાવને પામવું તે **આત્મસ્વરૂપની ઘાત** અથવા **ભાવહિંસા** છે. એટલે અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય, પરિગ્રહ વગેરે પણ આત્માના વિકારભાવના કારણ છે, માટે તે અસત્યાદિ સર્વ પાપસ્થાનક પણ હિંસાના અંગભૂત છે * એથી ઊલટું આત્માનું સ્વસ્વભાવમા વર્ત્તવું, સ્વસ્વરૂપથી ચ્યુત ન થવું, રાગાદિથી વિકૃત ભાવને ન પામવું તે અહિંસા છે, અને સત્ય આદિ પણ તેના અંગરૂપ છે ટૂંકામા રાગાદિનો અપ્રાદુર્ભાવ-ન ઉપજવું તે અહિંસા છે, તેની ઉત્પત્તિ તે હિંસા છે

> "સત્ય શીલ ને સઘળા દાન, દયા હોઇને રહ્યા પ્રમાણ;
> દયા નહિં તો એ નહિ એક, વિના સૂર્ય કિરણ નહિ દેખ."—મોક્ષમાળા
> "આતમભાવ હિંસનથી હિંસા, સઘળાયે પાપસ્થાન;
> તેહ થકી વિપરીત અહિંસા, તાસ વિરહનું ધ્યાન....મન "—સા. ત્ર. ગા૦ ૨ત.

આમ સર્વત્ર આત્મભાવનું પ્રધાનપણું હોવાથી, એ જ હિંસા-અહિંસા નિશ્ચિત કરવાની મુખ્ય કસોટી છે. અને આ ઉપરથી કેટલાક મુદ્દા નીકળે છે:-'યુક્ત× આચરણવાળા યતનાવંતને રાગાદિ ન હોય, તો પ્રાણના વ્યપરોપણ (હરવા) માત્રથી જ હિંસા લાગતી નથી; પણ રાગાદિને વશ એવી પ્રમાદ અવસ્થા હોય, તો જીવ મરે કે ન મરે તોપણ હિંસા ચોક્કસ આગળ દોડે છે; કારણ કે સકષાય હોઇ આત્મા પ્રથમ તો આત્માને (પોતાને) આત્માથી હણે છે, પછી ભલે બીજા પ્રાણીની હિંસા થતી હોય વા ન થતી

---

* "आत्मपरिणामहिंसनहेतुत्वात्सर्वमेव हिंसैतत् ।
अनृतवचनादि केवलमुदाहृतं शिष्यबोधाय ॥
यत् खलु कषाययोगात् प्राणानां द्रव्यभावरूपाणाम् ।
व्यपरोपणस्य करणं सुनिश्चिता भवति सा हिंसा ॥"
—મહર્ષિ શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત પુરુષાર્થસિદ્ધિઉપાય

× "युक्ताचरणस्य सतो रागाद्यावेशमंतरेणापि ।
न हि भवति हिंसा प्राणव्यपरोपणादेव ॥
व्युत्थानावस्थायां रागादीनां वशप्रवृत्तायाम् ।
म्रियतां जीवो मा वा धावत्यग्रे ध्रुवं हिंसा ॥
यस्मात्सकषायः सन्हन्त्यात्मा प्रथममात्मनात्मानम् ।
पश्चाज्जायेत न वा हिंसा प्राण्यंतराणां तु ॥"—પુરુષાર્થસિદ્ધિઉપાય

હોય.' એટલે કે હિંસા કરનારો સૌથી પહેલી પોતાની જ હિંસા કરે છે, પછી બીજાની કરે કે ન કરે. આમ હિંસામાં અવિરમણ કે હિંસામાં પરિણમન તે હિંસા છે. તેથી પ્રમત્ત યોગમાં પ્રાણવ્યપરોપણ સદા હોય છે.

અને આવું હિંસા-અહિંસાનું તાત્વિક સ્વરૂપ સમજાવવા માટે તેના ત્રણ પ્રકાર કહ્યા છે-**હેતુ અહિંસા, સ્વરૂપ અહિંસા, અનુબંધ અહિંસા.** જીવ-યતના-જયણા કરવી, જીવ બચાવવાની કાળજી રાખવી તે અહિંસાનો હેતુ છે, માટે તે હેતુ અહિંસા છે. જીવનો ઘાત ન કરવો, પ્રાણ ન હરવા તે સ્વરૂપ અહિંસા છે. અનુબંધથી અહિંસા ફળરૂપે જે પરિણમે તે અનુબંધ અહિંસા છે. તેમાં હેતુ અહિંસા ને સ્વરૂપ અહિંસા અનુબંધ (પરંપરા) વિનાનું શુભ ફળ આપે છે, પણ દઢ અજ્ઞાનને લીધે હિંસાનો અનુબંધ કરે છે. અને સ્વરૂપથી જે નિરવદ્ય હોય અથવા સાવદ્ય હોય, તે ક્રિયા જ્ઞાનશક્તિવડે કરીને અનુબંધે અહિંસા આપે છે, અર્થાત્ તેથી અહિંસાની પરંપરા ચાલ્યા કરે છે એટલા માટે જ કહ્યું છે કે-'**पढमं नाणं तओ दया**' પહેલું જ્ઞાન ને પછી દયા.

**અહિંસાના ત્રણ પ્રકાર**

"હેતુ અહિંસા જયણારૂપે, જંતુ અઘાત સ્વરૂપ;
ફલરૂપે જે તેહ પરિણમે, તે અનુબંધ સ્વરૂપ....
મનમોહન જિનજી! તુજ વયણે મુજ રંગ."
હેતુ-સ્વરૂપ અહિંસા આપે, શુભ ફલ વિણ અનુબંધ;
દઢ અજ્ઞાન થકી તે આપે, હિંસાનો અનુબંધ....મન૦
સ્વરૂપથી નિરવદ્ય તથા જે, છે કિરિયા સાવદ્ય;
જ્ઞાનશક્તિથી તેહ અહિંસા, દિએ અનુબંધે સદ્ય....મન૦"—સા. ત્ર. ગા. સ્ત.

ઇત્યાદિ પ્રકારે અહિંસા આદિની તલસ્પર્શી મીમાંસા જૈનદર્શનમાં કરવામાં આવી છે. તેમાં **ભાવનું મુખ્યપણું** છે; અને એના ઉપરથી હિંસા-અહિંસાદિ અંગે ઉપજતા અનેક કોયડાનો સરલતાથી નિકાલ થાય છે. વિશેષ જિજ્ઞાસુએ શ્રીપુરુષાર્થસિદ્ધિઉપાય, સાડા ત્રણસો ગાથાનું સ્તવન, તત્ત્વાર્થ સૂત્ર, ઉપદેશપદ વગેરે સ્થળો જોવા.

## ૨. અખેદ

ખેદ નામનો પ્રથમ આશયદોષ અત્રે ટળે છે, એટલે અખેદ હોય છે. પ્રવૃત્તિ કરતાં ન થાકવું તેનું નામ અખેદ છે. અત્રે આવો અખેદ દેવકાર્ય, ગુરુકાર્ય, ધર્મકાર્ય આદિમાં ઘટે છે. સદ્દેવ, સદ્ગુરુ, કે સદ્ધર્મ સંબંધી કંઇ પણ કર્ત્તવ્ય આવી પડે ત્યારે આ દૃષ્ટિવાળો પુરુષ તે તે કર્ત્તવ્યમાં અદમ્ય ઉત્સાહથી, પૂર્ણ ઉલ્લાસથી, અત્યંત ઉછરંગથી પ્રવર્ત્તે છે, અને તેમ પ્રવર્ત્તતાં થાકતો નથી, દઢપણે મંડ્યો જ રહે છે જેમ સંસારમાં

રાચનારો-રચ્યોપચ્યો રહેનારો ભવાભિનંદી જીવ, માથું ભારી હોય-દુઃખતું હોય તોપણ વિષયભોગ વગેરે સાંસારિક પ્રયોજનમાં પ્રવર્ત્તે જ છે; તેમ આ દૃષ્ટિમાં સ્થિતિ કરતો યોગી ધર્મનો દૃઢ અવિહડ રંગ લાગ્યો હોવાથી, ધર્મકાર્યમાં રચ્યોપચ્યો જ રહે છે.

"સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ."
"ખેદ પ્રવૃત્તિ કરતાં થાકીએ રે, દ્વેષ અરોચક ભાવ"—શ્રી આનંદઘનજી

"સાચો રંગ તે ધર્મનો....સાહેલડીઆં, બીજો રંગ પતંગ રે....ગુણવેલડિઆં.
ધર્મ રંગ જીરણ નહિં—સાહે૦ દેહ તે જીરણ થાય રે. ગુણ૦
સોનું તે વિણસે નહિં....સાહે૦ ઘાટ ઘડામણ જાય રે. ગુણ૦"—શ્રીયશોવિજયજી

"જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ."—શ્રીમદ્ રાજચંદ્રજી

## ૩. અદ્વેષ

દેવકાર્ય વગેરેમાં અખેદ છતાં, દેવકાર્ય વગેરે ન હોય તેમાં અહીં અદ્વેષ-અમત્સર હોય છે. એટલે કે બીજો કોઇ દેવ-ગુરુ-ધર્મકાર્યમાં ન પ્રવર્ત્તતો હોય તો તેવા જીવ પ્રત્યે અત્રે દ્વેષ-મત્સર હોતો નથી, તિરસ્કાર હોતો નથી, પણ મધ્યસ્થ એવી ઉપેક્ષા વૃત્તિ હોય છે. જો કે હજુ અહીં તેવા પ્રકારનું તત્ત્વજાણપણું નથી, એટલે માત્સર્ય-દ્વેષનું બીજ નાશ પામ્યું નથી-સત્તામાં છે, તોપણ તે મત્સર-બીજનો અંકુરો-ફણગો ફૂટતો નથી, ઉદય થતો નથી, તે દબાઇ રહે છે. કારણ કે અહીં જીવનું ચિત્ત તો તત્ત્વઅનુષ્ઠાનનો આશ્રય કરી સતકર્મમાં લાગ્યું રહે છે, તે પોતે પોતાના કાર્યમાં સાવધાન-મશગૂલ રહે છે. 'સબ સબકી સંભાળિએ, મૈં મેરી ફોડતા હું' એમ સમજી તે પોતે પોતાની સંભાળે છે, એટલે તેને પારકી પંચાતનો-ચિંતાનો અવકાશ રહેતો નથી; અને જો રહેતો હોય તો તેને બીજા પ્રત્યે દ્વેષ, મત્સર, અસહિષ્ણુતા કે તિરસ્કાર તો ઉપજતો જ નથી, પણ ઊલટો કંઇક કરુણાભાવ સ્ફુરે છે કે-અરે ! આ બિચારા જીવો સન્માર્ગને આદરતા નથી, તેથી અનંત દુઃખપરંપરાને પામશે. એમ તેને 'પરદુઃખ-છેદન ઇચ્છારૂપ કરુણા' ઉપજે છે. અથવા દ્વેષ એટલે અરોચક ભાવ-અરુચિ-અણગમો; સદ્દેવ, સદ્ધર્મ, સન્માર્ગ આદિ પ્રત્યે તેવો દ્વેષ-અરોચક ભાવ-અણગમો ન હોવો તે અદ્વેષ આવો આ નકારાત્મક (Negative) પ્રકારનો પણ 'ગુણ' છે. તે કાંઇ નાનીસૂની વાત નથી. આ અદ્વેષ ગુણ અહીં પ્રગટે છે. અને આમ—

"વ્રત પણ યમ અહીં સંપજે, ખેદ નહીં શુભ કાજે રે;
દ્વેષ નહિં વળી અવરશું, એહ ગુણ અંગ વિરાજેરે ....વીર૦"—શ્રી યોગ૦ સજ્ઝાય, ૧-૭

આ દૃષ્ટિમાં વ્યવસ્થિત યોગી જે સાધે છે, તે બતાવવા માટે કહે છે:—

करोति योगबीजानामुपादानमिहस्थितः ।
अवन्ध्यमोक्षहेतूनामिति योगविदो विदुः ॥ २२ ॥

એહ દૃષ્ટિમાં સ્થિત કરે, યોગ બીજ આદાન;
મોક્ષહેતુ અવધ્ય જે, જાણે યોગ સુજાણ. ૨૨

**અર્થઃ**—અહીં સ્થિતિ કરનારો યોગી યોગના બીજોનું ગ્રહણ કરે છે,—કે જે મોક્ષના અવંધ્ય-અચૂક હેતુ છે, એમ યોગવેત્તાઓ જાણે છે

## વિવેચન

"યોગના બીજ ઇંહા ગ્રહે"—શ્રી યોગ૦ દ. સજ્ઝાય

આ **મિત્રા** દૃષ્ટિમા સ્થિતિ કરતો યોગી, આ નીચે કહ્યા છે તે યોગબીજોનુ ગ્રહણ કરે છે આ **યોગ-બીજો** મોક્ષના અવંધ્ય-અમોઘ કારણ છે જેમ બીજમાથી વૃક્ષ નીપજે ને કાળાંતરે ચોક્કસ ફળની પ્રાપ્તિ થાય, તેમ અહીં એવા યોગબીજો ગ્રહણ કરાય છે, ચિત્તભૂમિમા રોપાય છે, કે જે મોક્ષમાર્ગરૂપ વૃક્ષસ્વરૂપે વિકાસ પામી-ફાલીફૂલી, મોક્ષ-રૂપ ચોક્કસ ફલ આપે,જ છે એક નાનું સરખુ વડનુ બીજ પણ યોગ્ય ભૂમિ-જલ વગેરેનો યોગ પામી, કેવા વિશાલ વટવૃક્ષરૂપે ફાલેફૂલે છે? એક નાની સરખી આંબાની ગોટલી વાવી હોય, તે પણ વખત જતા કેવડા મોટા આમ્રવૃક્ષરૂપે પરિણમી મિષ્ટ આમ્રફળ આપે છે? તેમ અહીં પણ એવા યોગબીજો ગ્રહાય છે, કે જે યોગ્ય ભાવ-જલસિંચન વગેરેવડે આગળ જતા મોક્ષતરુમા પરિણમી પરમ અમૃત ફળ ચોક્કસ આપશે જ આમ આ યોગ-બીજ 'અવંધ્ય' છે—વાંઝિયા નથી, પણ અવશ્ય મોક્ષરૂપ સત્‌ફળ આપનારા થઈ પડે છે

"બીજે વૃક્ષ અનંતતા રે લાલ૦, પસરે ભૂ-જલ યોગ રે,
તિમ મુજ આતમસંપદા રે લાલ૦, પ્રગટે પ્રભુ સંયોગ૦"—શ્રી દેવચંદ્રજી
"વાચક યશ કહે સાંઈશું, ફલશે એ મુજ સાચું રે"—શ્રી યશોવિજયજી

આવા આ યોગબીજના ઉપાદાનરૂપ-ગ્રહણરૂપ નિમિત્ત પામીને, આ યોગીપુરુષનું 'ઉપાદાન'જ સુધરી જાય છે! આત્મભાવ જ પલટી જાય છે! બાધકપણું મટીને સાધક પણું થાય છે અત્યાર સુધી જે ભાવ બાધક થતા હતા, તે હવે આ યોગબીજના પ્રતાપે

---

**वृत्तिः**-करोति—કરે છે,—તત્ત્વકરણવડે, योगबीजानाम्—યોગબીજોનુ,—જેનુ લક્ષણ કહેવામા આવશે તે યોગબીજોનુ, उपादान-ગ્રહણ इहस्थितो-અહીં મિત્રા દૃષ્ટિમા સ્થિત, મૈત્ર યોગી, એમ અર્થ છે કેવા વિશિષ્ટ યોગબીજોનુ? તે માટે કહ્યુ કે-अवन्ध्यमोक्षहेतूनाम्-અવંધ્ય મોક્ષહેતુઓનુ મોક્ષના જે અમોઘ-અચૂક કારણ છે તેનુ કારણ કે યોગ-બીજ યોગ ફળવાળુ નથી એમ નથી (અપિતુ યોગફળવાળુ છે જ) અને જે યોગ છે તેનુ ફળ મોક્ષ છે इति योगविदो-એમ યોગવિદો, યોગના જાણકાર એવા વિશિષ્ટ જ યોગાચાર્યો, विदुः-જાણે છે

સાધક થઈ જાય છે. કારણ કે આ યોગીને 'દૃષ્ટિ' પ્રાપ્ત થઈ છે, અને તે જો કે મંદપણે ઉઘડી છે, તોપણ 'દૃષ્ટિ'ના કહેલા લક્ષણ પ્રમાણે તેને 'સતશ્રદ્ધાસંગત બોધ' હોય છે. એટલે તેને સત્પુરુષની, સદ્ગુરુની, સત્શાસ્ત્રની શ્રદ્ધા અવશ્ય હોય છે; તેની આજ્ઞાને પ્રધાન ગણી તેને અનુકૂળ પ્રવૃત્તિ તે કરે છે, અસત્પ્રવૃત્તિ છોડી દીએ છે, કે જેથી સત્-પ્રવૃત્તિપદ નિકટ ખેંચાતું જાય છે.

"સબળા સાહિબ ઓળગે, આતમ સબળો થાય રે;
બાધક પરિણુતિ સવિ ટળે, સાધક સિદ્ધિ કહાય રે....જગતારક પ્રભુ વિનવું."
—શ્રી દેવચંદ્રજી

આમ આ યોગબીજના રોપણથી આ જીવનો અવતાર જ જાણે ફરી જાય છે! અવળી પાટ સવળી થાય છે! ઊલટું ચક્ર સૂલટું થાય છે. આ બીજથી તે 'દ્વિજ' બને છે! સંસ્કારરૂપ નવો જન્મ ધારણ કરે છે! અને તારક એવા તીર્થરૂપ યોગબીજના સેવનથી છેવટે આ '**જોગીજન**' તરી જાય છે, ને તીર્થનું સારભૂત તત્ત્વરૂપ ફળ પામે છે.

"ચક્રી ધરમ તીરથ તણો, તીરથ ફલ તત્ત સાર રે;
તીરથ સેવે તે લહે, **આનંદઘન** નિરધાર રે....
ધરમ પરમ અરનાથનો."—શ્રી આનંદઘનજી

હવે **યોગબીજનો** ઉપન્યાસ-રજૂઆત કરતાં કહે છેઃ—

**जिनेषु कुशलं चित्तं तन्नमस्कार एव च ।**
**प्रणामादि च संशुद्धं योगबीजमनुत्तमम् ॥ २३ ॥**

જિન પ્રતિ ચિત્ત કુશલ અને, તેહને નમસ્કાર;
પ્રણામાદિ સંશુદ્ધ-એ, પરમ યોગબીજ સાર. ૨૩

**અર્થઃ**—જિનો પ્રત્યે કુશલ-શુભભાવવાળું ચિત્ત, તેમના પ્રત્યે નમસ્કાર, અને સંશુદ્ધ એવા પ્રણામઆદિ-એ અનુત્તમ (પરમ) યોગબીજ છે.

---

**वृत्तिः-जिनेषु**—જિનો પ્રત્યે, ભગવાન્ અર્હંતો પ્રત્યે, **कुशलं चित्तं**-કુશલ ચિત્ત, દ્વેષ આદિના અભાવથી પ્રીતિ આદિવાળું ચિત્ત આ ઉપરથી મનોયોગની વૃત્તિ કહી. **तन्नमस्कार एव च**-અને તે જિનો પ્રત્યે નમસ્કાર, તથાપ્રકારના મનોયોગથી પ્રેરિત એવો નમસ્કાર. આ ઉપરથી વચનયોગની વૃત્તિ કહી. **प्रणामादि च**—અને પ્રણામ આદિ. પંચાંગ પ્રણામ આદિ લક્ષણવાળા. આદિ શબ્દથી મંડલ-પ્રદક્ષિણા આદિનું ગ્રહણ છે. **संशुद्धं**-સંશુદ્ધ,-આ અસંશુદ્ધના વ્યવચ્છેદ અર્થે કહેલ છે, કારણ કે તે અસંશુદ્ધ તો સામાન્યથી યથાપ્રવૃત્તિકરણના ભેદરૂપ હોઇ, તેના યોગબીજપણાની અનુપપત્તિ-અઘટમાનપણું છે,-તેનું યોગબીજપણું ઘટતું નથી. (અસંશુદ્ધ પ્રણામાદિ યોગબીજ નથી) આ સર્વ જ સમસ્તપણે કે પ્રત્યેક ભાવપણે-**योगबीजं**-યોગબીજ, મોક્ષયોજક અનુષ્ઠાનનું કારણ, **अनुत्तमं**-અનુત્તમ-સર્વ પ્રધાન છે,-વિષયના પ્રાધાન્યને લીધે. (જેનાથી ઉત્તમ કોઈ નથી તે અનુત્તમ, શ્રેષ્ઠ.)

## વિવેચન

"જિનવર શુદ્ધ પ્રણામો રે"—શ્રી યોગ૦ સજ્ઝાય

રાગ-દ્વેષ-મોહ વગેરે અંતરંગ વૈરીઓનો જેણે સર્વથા જય કર્યો છે, એવા વીતરાગ જિન ભગવંત, સર્વ જગતની પૂજાના પરમપાત્ર-પરમપૂજનીય 'અર્હંત' છે. એવા જિન ભગવંત પ્રત્યે કુશલ એટલે શુભભાવસંપન્ન ચિત્ત રાખવું, લેશ પણ દ્વેષ-અરોચક ભાવ રાખ્યા વિના અંતરંગ પ્રીતિ-ભક્તિ આદિ ધારણ કરવા, ચિત્તપ્રસન્નતાથી તેમની ભક્તિ-આરાધના-સેવના-ઉપાસના કરવી,—એ ઉત્તમ **યોગબીજ** છે. જેમકે—

"ઉપાસના જિન ચરણની, અતિશય ભક્તિ સહિત"
"પર પ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમભેદ સુઉર બસે"—શ્રીમદ્ રાજચંદ્રજી
"ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત;
રીઝ્યો સાહિબ સંગ ન પરિહરે રે, ભાગે સાદિ અનંત.
ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ."—શ્રીઆનંદઘનજી
"અજિત જિણંદ શું પ્રીતડી, મને ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફૂલે મોહિઓ, કિમ બેસે હો બાવળ તરુ ભૃંગ કે."
"શ્રી શીતલ જિન ભેટિએ, કરી ભક્તે ચોકખું ચિત્ત હો;
તેહશું કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યા તન મન વિત્ત હો."—શ્રી યશોવિજયજી
"પ્રીતિ અનંતી પરથકી, જે તોડે તે જોડે એહ;
પરમ પુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ....
ઋષભ જિણંદ શું પ્રીતડી."—શ્રી દેવચંદ્રજી

અને તેવા ઉત્તમ ભક્તિભાવભર્યા મનની પ્રેરણાને લીધે, જિનોને નમસ્કાર હો, સત્પુરુષોને નમસ્કાર હો, 'नमो अरिहंताणं' 'नमो जिणाणं जिदभवाणं'-એવા જે સહજ સ્વાભાવિક વચનોદ્ગાર નીકળી પડે તે પણ યોગબીજ સૂચવે છે અને **મન વચન કાયા**-કાયાએ કરીને પંચાંગ પ્રણિપાત, સાષ્ટાંગ દંડવત્, દ્વાદશાવર્ત વંદન થી **સંશુદ્ધભક્તિ** વગેરે જે ભક્તિભાવ સૂચવનારા વંદનપ્રકારો છે, તે યોગબીજ છે, કારણ કે તે અંતરગ ભક્તિના બાહ્ય આવિષ્કારો-સૂચનો છે. આ પ્રણામ વગેરે '**સંશુદ્ધ**' હોય તો જ યોગબીજ છે અસંશુદ્ધને અહીં સ્થાન નથી, કારણ કે તે તો સામાન્યથી **યથાપ્રવૃત્તિકરણ**ના ભેદરૂપ હોઈ, તેને યોગબીજપણું ઘટતું નથી. આમ (૧) મનથી જિન પ્રત્યે શુભ ભક્તિભાવવાળું સંશુદ્ધ ચિત્ત, (૨) વચનથી તેમને નમસ્કાર, (૩) અને કાયાથી શુદ્ધ પ્રણામ વગેરે,—એ અનુત્તમ-સર્વોત્કૃષ્ટ યોગબીજ છે. આને સર્વમાં પ્રધાન-ઉત્કૃષ્ટ કહેવાનું કારણ એ છે કે-જેના પ્રત્યે તે ભક્તિ-નમસ્કાર આદિ

કરાય છે, તે જિન અર્હંત સર્વ જગતમાં પરમ પ્રધાન-ઉત્કૃષ્ટ વ્યક્તિ છે, વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિ છે. એટલે ઉત્તમ પુરુષની ભક્તિ ઉત્તમ યોગબીજ થઈ પડે છે, કારણ કે તે મોક્ષ સાથે યોજનાર-જોડનાર અનુષ્ઠાનનું કારણ થાય છે. કહ્યું છે કેઃ—

"ઉત્તમ ગુણ અનુરાગથી સાહેo, લહીએ ઉત્તમ ઠાણ રે....ગુણo
ઉત્તમ નિજ મહિમા વધે સાહેo, દીપે ઉત્તમ ધામ રે....ગુણo"—શ્રી યશોવિજયજી

"ઉત્તમ સંગે રે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી;"
નીરાગીથી રે રાગનું જોડવું, લહીએ ભવનો પારોજી "—
"નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી."—શ્રી દેવચંદ્રજી

આમ અત્રે યોગમાર્ગમાં-મોક્ષમાર્ગમાં ભગવાન શાસ્ત્રકારે **પ્રભુભક્તિને પ્રથમ સ્થાન** આપ્યું છે. જેણે પરમ આત્મસ્વરૂપને પ્રગટપણે પ્રાપ્ત કર્યું છે; જેને પરમ પૂજ્ય એવો શુદ્ધ આત્મસ્વભાવ પ્રગટ્યો છે, એવા ગુણનિધાન વીતરાગ પરમાત્માની યથાશક્તિ ભક્તિ કરવી, એ યોગ-પ્રાસાદનું પ્રથમ પગથિયું છે, મોક્ષવૃક્ષનું ઉત્તમ બીજ છે. જે શુદ્ધ ભાવે પ્રભુભક્તિ કરે છે, તે અવશ્ય મોક્ષફળ પામે જ છે.

"જિનપતિ ભક્તિ મુક્તિનો મારગ, અનુપમ શિવસુખ કંદો રે."—શ્રી દેવચંદ્રજી
"ભક્તિ વિના નવિ મુક્તિ હુવે કો ભક્તને,
રૂપી વિના તો તે ન હુવે કોઈ વ્યક્તને."—શ્રી રૂપવિજયજી

**'જિનપદ નિજ-પદ એકતા'**

કારણ કે પ્રભુને ભજવાથી, પ્રભુનું નામ જપવાથી, પ્રભુના ગુણનું સ્મરણ કરવાથી, પ્રભુનું સ્તવન કરવાથી, પ્રભુના ચરિત્રનું સંકીર્ત્તન કરવાથી, પ્રભુનું સ્વરૂપ ચિંતવવાથી, પ્રભુનું ધ્યાન ધરવાથી, ને પ્રભુ સાથે અભેદપણું ભાવવાથી, ભજનાર ભક્તજનને પોતાના **આત્મસ્વરૂપનું ભાન** થાય છે ઘેટાના ટોળામાં રહેલો સિંહશિશુ પોતાનું સ્વરૂપ ભૂલી ગયો હોય છે, પણ જેવો તે સિંહને દેખે છે કે તરત તેને પોતાના સાચા સ્વરૂપનું ભાન થાય છે. તેમ ભક્તજનને પ્રભુ સાથે તન્મયતા સાધતા પોતાનું મૂળ શુદ્ધ સહજ આત્મસ્વરૂપ સ્મૃતિમાં આવે છે. એટલે ખરી રીતે પરમાર્થથી પ્રભુની ભક્તિ-આરાધના તે પોતાના **આત્મસ્વરૂપની ભક્તિ-આરાધના** છે. આ અંગે મહાત્માઓના સુભાષિત છે કેઃ—

"વ્યવહારસે દેવ જિન, નિહચેસે હૈ આપ;
યેહી બચનસે સમજ લે, જિન પ્રવચનકી છાપ.
"જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિં કાંઇ,
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઇ"—શ્રીમદ્ રાજચંદ્રજી

"જિનવર પૂજા રે તે નિજ પૂજના રે."
"અજકુલગત કેસરી લહે રે, નિજ પદ સિંહ નિહાળ;
તિમ પ્રભુભક્તે ભવિ લહે રે, આતમ શક્તિ સંભાળ."
"દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો રે,
ભાસ્યો આત્મસ્વરૂપ અનાદિનો વિસર્યો રે."—શ્રી દેવચંદ્રજી

પ્રભુએ શુદ્ધ આત્મસ્વરૂપ વ્યક્તપણે પ્રગટ કર્યું છે, અને અન્ય જીવોને તે શક્તિરૂપે રહ્યું છે. એટલે પ્રગટ વ્યક્ત સ્વરૂપી પરમાત્મા **પ્રતિછંદ સ્થાને** છે, આદર્શરૂપ છે, (Ideal). જેમ કુશલ શિલ્પી પ્રતિછંદ-આદર્શ (Model) દેખી, તે પ્રમાણે પોતાની કલાકૃતિ બનાવે છે; તેમ ભક્તિ-કલામાં કુશલ ભક્તજન પ્રતિછંદરૂપ પ્રભુનો આદર્શ નિરંતર દૃષ્ટિ સમક્ષ રાખી, પોતાના શુદ્ધ આત્માની સાંગોપાંગ સકલ કલાપૂર્ણ નિષ્પત્તિ થાય એમ કરવા મથે છે.

"પ્રતિછંદે પ્રતિછંદે જિનરાજને હોજી, કરતાં સાધક ભાવ;
દેવચંદ્ર દેવચંદ્ર પદ અનુભવે હોજી, શુદ્ધાતમ પ્રાગ્ભાવ."—શ્રી દેવચંદ્રજી

**ભક્તિ પ્રકાર**

ભક્તજન પ્રભુની ભક્તિ અનેક પ્રકારે કરે છે. પ્રભુનું શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, ચરણ-સેવન, અર્ચન, વંદન, દાસ્ય (દાસપણું), સખ્ય (સખા-મિત્રભાવ), અને આત્મનિવેદન—એમ **નવધા ભક્તિ** અન્ય શાસ્ત્રોમાં કહી છે. જૈનશાસ્ત્રમાં દ્રવ્ય ને ભાવ એમ બે મુખ્ય વિશાળ ભેદોમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો છે. વંદન, નમન, અર્ચન, પૂજન, ગુણગ્રામ વગેરે **દ્રવ્યભક્તિ** છે. પ્રભુ સાથે અભેદ થવાની ઇચ્છા, પરભાવમાં નિષ્કામપણું, પોતાના આત્મામાં તથારૂપ આત્મગુણ-ભાવનું પરિણમવું-પ્રગટપણું થવું તે **ભાવભક્તિ** છે. દ્રવ્યભક્તિ ભાવભક્તિનું કારણ થાય છે, માટે અવશ્ય કર્ત્તવ્ય છે. અત્રે **મિત્રા** દૃષ્ટિમાં મુખ્યપણે દ્રવ્યભક્તિ હોય છે.

"દ્રવ્ય સેવ વંદન નમનાદિક, અર્ચન વળી ગુણ ગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઇહા, પરભાવે નિઃકામોજી-શ્રી ચંદ્રપ્રભ૦"—શ્રી દેવચંદ્રજી

પ્રભુની આરાધનાનો શ્રેષ્ઠ ઉપાય તો તેની **આજ્ઞાનું આરાધન** કરવું એ જ છે, એ જ એની મોટામાં મોટી પૂજા છે. પ્રભુની આજ્ઞા* પાળવી એ જ એની ઉત્તમ સેવા છે

* "यस्य चाराधनोपायः सदाज्ञाभ्यास एव हि ।
यथाशक्ति विधानेन नियमात्स फलप्रदः ॥
अहिंसासत्यमस्तेयं ब्रह्मचर्यमसङ्गता ।
गुरुभक्तिस्तपो ज्ञानं सत्पुष्पाणि प्रचक्षते ॥"—શ્રી હરિભદ્રસૂરિકૃત અષ્ટક

**આજ્ઞારાધન: સેવા દોહલી**

કોઇ નોકર હોય તે શેઠની આજ્ઞા ન પાળે, ને કહે કે હું તેનો સેવક છુ, એ કેમ બને? આ તો 'ચાકર તેરા, કહ્યા નહિ કરું' એના જેવો ઘાટ થયો! સાચો સેવક હોય, તે તો ખડે પગે શેઠની સેવામાં-ખીજમતમાં હાજર રહી, તેની આજ્ઞા કદી ઉત્થાપે નહિં. તેમ સાચો ભક્ત સેવક પણ પ્રભુની આજ્ઞાનું પાલન કરવા સદા તત્પર રહે છે; ને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અસંગતા, ગુરુભક્તિ, તપ, જ્ઞાન એ સત્પુષ્પોથી પ્રભુની પૂજા કરે છે.

"સારી વિધિ સેવા સારંતાં, આણુ ન કાંઇ ભાંજે;
હુકમ હાજર ખીજમતી કરતાં, સહેજે નાથ નિવાજે."—શ્રી દેવચંદ્રજી

બાકી મુગધ ભોળા જન તો એમ માને છે કે પ્રભુની સેવા સ્હેલી છે, સોહલી છે, સુગમ છે. 'જે જે, જે જે' કર્યા કે ટીલાં ટપકાં કે ચાંદલા કર્યા, કે નૈવેદ્ય ભોગ ધર્યા એટલે બસ પત્યું! પ્રભુ પ્રસન્ન! પણ પ્રભુ કાઇ એવા ભોળા નથી, ને એની સેવા પણ એવી સ્હેલી નથી, સોહલી નથી, પણ ઘણી જ દોહલી છે. કારણ કે—

"મુગધ સુગમ કરી સેવન આદરે, સેવન અગમ અનૂપ;
દેજો કદાચિત સેવક યાચના, આનંદઘન રસરૂપ....સંભવ.—શ્રી આનંદઘનજી

"શિવગતિ જિનવર દેવ, સેવ આ દોહલી હો લાલ૦,
પરપરિણુતિ પરિત્યાગ કરે, તસુ સોહલી હો લાલ૦
આશ્રવ સર્વ નિવારી, જેહ સંવર ધરે હો લાલ૦,
જે જિન આણા લીન, પીન સેવન કરે હો લાલ૦"—શ્રી દેવચંદ્રજી

આવી આ ભગવંતની ભક્તિ-ઉપાસના એ સૌથી મોટી વસ્તુ છે, એટલા માટે **ભક્તિનો અપૂર્વ મહિમા** સર્વ ધર્મોમાં ઘણો ગાવામાં આવ્યો છે. **ગીતામાં** કહ્યું છે કે-'સર્વ યોગીઓમાં× પણ મને પામેલા-મ્હારામાં રહેલા અંતરાત્માથી જે શ્રદ્ધાવાન મને ભજે છે, તે મ્હારે મન યુક્તતમ છે.' અને પરમ ધર્મધુરંધર ન્યાયાચાર્ય શ્રીમાન્ **યશોવિજયજીએ** તો એટલે સુધી કહ્યુ છે કે:-'મેં શાસ્ત્રસમુદ્રનું×× અવગાહન કર્યું, તેમાંથી મને આટલો જ સાર મળ્યો છે કે-ભગવંતની ભક્તિ એ જ પરમાનંદ સંપદાઓનું બીજ છે.'

---

× "योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥"—ગીતા

×× "सारमेतन्मया लब्धं श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं परमानंदसंपदाम् ॥"—શ્રી યશોવિજયજીકૃત દ્વા૦ દ્વા૦

જ્યારે આ હોય છે, તેનો સમય કથવા માટે કહે છે—

**चरमे पुद्गलावर्तें तथाभव्यत्वपाकतः ।**
**संशुद्धमेतन्नियमान्नान्यदापीति तद्विदः ॥ २४ ॥**

ચરમાવર્ત્ત વિષે થયે, તથાભવ્યતા પાક;
સંશુદ્ધ એહ–ન અન્યદા, તજ્જ્ઞોની એ વાક. ૨૪

**અર્થ:**—છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં, તથાભવ્યત્વના પાકથકી, આ (કુશલ ચિત્તાદિ) નિયમથી સંશુદ્ધ હોય છે,–નહિં કે અન્ય વખતે પણ,–એમ તેના જાણકારો કહે છે.

## વિવેચન

ઉપરમાં જે જિન પ્રત્યે સંશુદ્ધ કુશલ ચિત્ત વગેરે યોગબીજ કહ્યું, તે ક્યારે નીપજે છે, તેનો સમય અહીં બતાવ્યો છે. એ સંશુદ્ધ ચિત્ત આદિ ચરમ–છેલ્લા પુદ્‌ગલપરાવર્તમાં પ્રાપ્ત થાય છે. તે આ પ્રકારે:—

જ્યારે જીવથી ગ્રહણ–ત્યાગવડે, લેવા–મૂકવાવડે કરીને, લોકમાં રહેલા સમસ્ત પુદ્‌ગલો એક વાર સ્પર્શાઇ ચૂકે છે, ભોગવાઇ જાય છે, ત્યારે એક **પુદ્‌ગલપરાવર્ત્ત** થયું કહેવાય છે. પુદ્‌ગલપરાવર્ત્ત એટલે પુદ્‌ગલનો ફેરો–ચકાવો (Revolution of Pudgala cycle). આમ એક પુદ્‌ગલપરાવર્ત્તમાં અનંત દુઃખથી ભરેલા એવા અસંખ્ય જન્મમરણ થઇ ચૂકે છે; અને આ અનાદિ સંસારમાં જૂદી જૂદી ગતિમાં પરિભ્રમણ કરતાં, ચક્રભ્રમણ ન્યાયે, આ જીવે એવા અનંત પુદ્‌ગલપરાવર્ત્તો વ્યતીત કર્યા છે. કહ્યું છે કે:—

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત."
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

---

વૃત્તિઃ–**चरमे पुद्गलावर्ते**—ચરમ એટલે છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં. તેવા પ્રકારે તેના તેના ગ્રહણ–ત્યાગથી પુદ્‌ગલાવર્ત્તો (પુદ્‌ગલના ફેરા) હોય છે. અને "**एते चानादौ संसारे तथाभव्यत्वाक्षिप्ताः कस्यचित्कियन्तोऽपि**"–આ અનાદિ સંસારમાં તથાભવ્યત્વથી આક્ષિપ્ત થયેલા આ પુદ્‌ગલાવર્ત્તો કોઇને કેટલાક હોય છે,' એવા વચનનાં પ્રામાણ્યથી. ચરમ પદમાં ચરમાવર્ત્તનું નામ ઘટે છે. અત્રે પણ કારણ કહ્યું–**तथाभव्यत्वपाकतः**–તથાભવ્યત્વના પાકથી. એટલે તેમાંથી મિથ્યાત્વરૂપ કટુતાની નિવૃત્તિથી (કડવાશ દૂર થતાં) જરાક માધુર્યની સિદ્ધિ થાય છે તેથી કરીને, **संशुद्धमेतत्**–સશુદ્ધ એવું આ,–જિનો પ્રત્યે કુશલ ચિત્ત આદિ,–હોય છે. **नियमात्**–નિયમથી,–તથાપ્રકારે કર્મોના તથાભવ્યત્વપાકના ભાવે કરીને;–અન્ય સમયે સંશુદ્ધની જેમ, અત્રે અસંશુદ્ધની અનુપપત્તિને લીધે. (એટલે કે બીજે વખતે જેમ સંશુદ્ધ ન ઘટે, તેમ અહીં ચરમાવર્ત્તમાં અસંશુદ્ધ ન ઘટે; સંશુદ્ધ જ ઘટે.) એટલા માટે જ કહ્યું–**नान्यदापि**–નહિં કે અન્ય કાળે પણ,–પૂર્વે કે પછી પણ નહિં. કારણ કે પૂર્વે ક્લિષ્ટ આશયનો અને પછી વિશુદ્ધતર આશયનો યોગ હોય છે **इति तद्विदो**–એમ. તેના જ્ઞાતાઓ–તજ્જ્ઞો કહે છે, યોગવેત્તાઓ કહે છે.

"તુજ દરિસણ વિણુ હું ભમ્યો, કાળ અનંત અપાર રે;
સૂક્ષ્મ નિગોદ ભવે વસ્યો, પુદ્ગલ પરિઅટ્ટ અનંત* રે;
અવ્યવહારપણે ભમ્યો, ક્ષુલ્લક ભવ અત્યંત રે."—શ્રી દેવચંદ્રજી

"એમ અનેક થલ જાણીએ....સખી! દેખણ દે!
ચતુર ન ચઢિયો હાથ રે....સખી."—શ્રી આનંદઘનજી

આમ પુદ્ગલાવર્ત્ત કરતાં કરતાં તથાભવ્યત્વના પાકથી કોઇ જીવને ગણત્રીમાં આવે તેમ કેટલાક બાકી રહે છે; અને તે કેટલાકમાં પણ જે છેલ્લો પરાવર્ત–ફેરો છે, તે **ચરમ પુદ્ગલાવર્ત્ત** કહેવાય છે. અને આ છેલ્લા પરાવર્ત્તનું કારણ પણ **તથાભવ્યત્વનો પરિપાક**, ભવપરિણતિનો પરિપાક છે; એટલે કે જ્યારે જીવમાં તથાપ્રકારની ભવ્યતા પાકે, તેવા પ્રકારની યોગ્યતા–પાત્રતા પરિપક્વ થાય, ત્યારે મિથ્યાત્વરૂપ વિષની કડવાશ દૂર થાય અને કંઇક માધુર્યની–મીઠાશની સિદ્ધિ સાંપડે. કહ્યું છે કે:—

"योग्यता चेह विज्ञेया बीजसिद्ध्याद्यपेक्षया ।
आत्मनः सहजा चित्रा तथाभव्यत्वमित्यतः ॥"—શ્રી યોગબિન્દુ, ૨૭૮

અર્થાત્–બીજસિદ્ધિ વગેરેની અપેક્ષાએ આત્માની જે સહજ એવી નાના પ્રકારની યોગ્યતા, તે **તથાભવ્યત્વ** કહેવાય છે. જીવોની તેવા તેવા પ્રકારની યોગ્યતા તેનું નામ તથાભવ્યત્વ.

આમ તેવી યોગ્યતાના–તથાભવ્યતાના પાકથી જ્યારે છેલ્લો પુદ્ગલપરાવર્ત્ત વર્ત્તતો હોય, ત્યારે જિન પ્રત્યે આ સંશુદ્ધ ચિત્ત આદિ પ્રાપ્ત થાય, એવો નિયમ છે. તે સિવાયના બીજા સમયે, તેની પૂર્વે કે તેની પાછળ, આ સંશુદ્ધ ચિત્તાદિ ન હોય. કારણ કે તેની પૂર્વે ક્લિષ્ટ આશય હોય છે, અને તેની પાછળમાં વધારે વિશુદ્ધ આશય હોય છે,–એમ યોગના જાણકારોનું કથન છે. યથાયોગ્ય યોગ્યતા–પાત્રતા વિના કોઇ કાર્ય બનવું સંભવતું નથી. એટલે જ્યાંલગી જીવમાં તેવા પ્રકારની તથારૂપ યોગ્યતા–પાત્રતા ન આવી હોય, ત્યાંલગી જીવને ગુણની પ્રાપ્તિ થવી શક્ય નથી. પ્રભુભક્તિ વગેરે ઉત્તમ યોગબીજની પ્રાપ્તિ થવી, એ કાંઇ જેવી તેવી કે નાની સૂની વાત નથી, પણ જીવના મોટા ભાગ્યની વાત છે. એવો ભાગ્યોદય તો જીવનો જ્યારે છેલ્લો ભવ–ફેરો હોય, ત્યારે સાંપડે છે; કારણ કે ત્યારે જીવની તથાપ્રકારની ભવ્યતા–યોગ્યતા પરિપક્વ થાય છે, એટલે મિથ્યાત્વરૂપ ઝેરની કડવાશનું પ્રમાણ ઓછું થાય છે, અને પરિણામની કંઇક મીઠાશ નીપજે છે, જેથી કરીને પ્રભુ પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ સ્ફુરે છે.

* "अनादिरेष संसारो नानागतिसमाश्रयः ।
पुद्गलानां परावर्त्ता अत्रानन्तास्तथा गताः ॥"—શ્રી યોગબિન્દુ, ૭૪.

"ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા રે, ભવ પરિણતિ પરિપાક;
દોષ ટળે વળી દૃષ્ટિ ખૂલે ભલી રે, પ્રાપતિ પ્રવચન વાક."—શ્રી આનંદઘનજી
"દેવચંદ્ર પ્રભુની હો કે, પુણ્યે ભક્તિ સધે;
આતમ અનુભવની હો કે, નિત નિત શક્તિ વધે."—શ્રી દેવચંદ્રજી

એમ આ સમસ્તનો સમય કહી દેખાડી, આ કથવાની ઇચ્છાથી કહે છે:—

**उपादेयधियात्यन्तं संज्ञाविष्कम्भणान्वितम् ।**
**फलाभिसन्धिरहितं संशुद्धं ह्येतदीदृशम् ॥ २५ ॥**

**ઉપાદેય મતિથી અતિ, સંજ્ઞા સ્થંભન સાથ;**
**ફલ અભિસંધિ રહિત આ, સશુદ્ધ એવું યથાર્થ. ૨૫**

---

**वृत्तिः—उपादेयधिया**—ઉપાદેય બુદ્ધિથી, ગ્રહણ કરવા યોગ્ય-આદરવા યોગ્ય એવી બુદ્ધિવડે કરીને, **अत्यन्तं**—અત્યંતપણે, સર્વના અપોહથી-ત્યાગથી (બીજા બધાને એક કોર મૂકી દઇને, ગૌણ ગણીને) તથાપ્રકારના પરિપાક થકી, સમ્યગ્જ્ઞાનના પૂર્વરૂપપણાએ કરીને.

**संज्ञाविष्कम्भणान्वितं**—સંજ્ઞાના વિષ્કંભણથી યુક્ત, સંજ્ઞાના સ્થંભનથી-નિરોધથી યુક્ત, ક્ષયોપશમની વિચિત્રતાથી આહારઆદિ સંજ્ઞાના ઉદય અભાવથી યુક્ત. સંજ્ઞા આહાર આદિ ભેદથી દશ છે. અને તેવા પ્રકારે આર્ષ વચન છે—

"**कइविहा णं भंते सन्ना पन्नत्ता । गोयमा दसविहा । आहारसन्ना, भयसन्ना, मेहुणसन्ना, परिग्गहसन्ना, कोहसन्ना, माणसन्ना, मायासन्ना, लोभसन्ना, ओहसन्ना, लोगसन्ना ।**"

"હે ભગવત ! સંજ્ઞા કેટલા પ્રકારની કહી છે ? 'હે ગૌતમ ! દશ પ્રકારની: આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા, ક્રોધસંજ્ઞા, માનસંજ્ઞા, માયાસંજ્ઞા, લોભસંજ્ઞા, ઓઘસંજ્ઞા, લોકસંજ્ઞા."

આ સંજ્ઞાથી સંયુક્ત આશયવાળું અનુષ્ઠાન સુંદર છતાં અભ્યુદય (પુણ્યોદય) અર્થે થાય, પણ નિઃશ્રેયસ-મોક્ષ પ્રાપ્તિ અર્થે ન થાય,-પરિશુદ્ધિના અભાવને લીધે. આ નિઃશ્રેયસ-મોક્ષ તો ભવભોગમાં નિઃસ્પૃહ આશય થકી જન્મે છે-નીપજે છે, એમ યોગીઓ કહે છે.

**फलाभिसंधिरहितं**—ફલની અભિસંધિથી રહિત,-ભવાન્તર્ગત (સાંસારિક) ફલની અભિસંધિના-અભિપ્રાયના અભાવે કરીને, ફલની કામના વિનાનું (નિષ્કામ).

પ્રશ્ન—સંજ્ઞાનું વિષ્કંભન-સ્થંભન થયે પૂર્વોક્ત ફલની અભિસંધિ અસંભવિત જ છે.

ઉત્તર—તદ્‌ભવઅંતર્ગત એટલે કે તે ભવસંબંધી ફલની અપેક્ષાએ આ સત્ય છે; પણ અહીં તો તેનાથી અન્ય ભવ-તર્ગત (બીજા ભવ સંબંધી) એવા સામાનિક દેવ આદિ લક્ષણવાળા ફળને પણ અપેક્ષીને ગ્રહ્યું છે. કારણ કે તેની અભિસંધિના-કામનાના અસુંદરપણાને લીધે, તેનાથી ઉપાર્જન થયેલા આ ફલનું પણ સ્વતઃ-આપોઆપ પ્રતિબંધપ્રધાનપણું છે.

અને એ અભિસંધિથી રહિત એવું આ સંશુદ્ધ કુશલચિત્ત આદિ અપવર્ગ-મોક્ષનું સાધન છે; પણ સ્વપ્રતિબંધસાર એવું તે તો તથાસ્વભાવપણાએ કરીને તે સ્થાનમાં જ સ્થિતિ કરાવનારૂં હોય છે,-ગૌતમસ્વામીના ભગવાન્ પ્રત્યેના બહુમાનની જેમ;-એવું હોય તેનું જ યોગનિષ્પાદકપણું છે-યોગસાધકપણું છે એટલા માટે. ખરેખર ! શાલિબીજ ન હોય તેમાંથી કાળે કરીને પણ શાલિનો અંકુર હોય નહિં.

અર્થ:—અત્યંતપણે ઉપાદેય બુદ્ધિવડે કરીને, સંજ્ઞાના વિષ્કંભન-નિરોધ સહિત, અને ફલની અભિસંધિથી-કામનાથી રહિત,-એવું આ સંશુદ્ધ આવું હોય છે.

## વિવેચન

ઉપરમાં જે **સંશુદ્ધ** ચિત્ત વગેરેની વાત કહી, તેમાં સંશુદ્ધ કેવું હોવું જોઇએ, તે અહીં સ્પષ્ટ કર્યું છે. સંશુદ્ધ હોવામાં આ ત્રણ મુખ્ય લક્ષણ છે:-(૧) અત્યંત ઉપાદેય બુદ્ધિ, (૨) સંજ્ઞાનિરોધ, (૩) ફલાભિસંધિ રહિતપણું-નિષ્કામપણું.

### ૧. પરમ ઉપાદેય બુદ્ધિ

પ્રથમ તો પ્રભુ પ્રત્યે અત્યંત ઉપાદેય બુદ્ધિ હોવી જોઇએ. એટલે કે શ્રી જિનેશ્વર દેવ-વીતરાગ પરમાત્મા આખા જગત્‌માં બીજા બધાય કરતાં વધારે આદરવા યોગ્ય છે, ગ્રહણ કરવા યોગ્ય છે, આરાધવા-ઉપાસવા યોગ્ય છે,-એવી **પરમ ઉપાદેય બુદ્ધિ** ઉપજવી જોઇએ; આખા જગત્ કરતાં પણ જેનું ગુણગૌરવ અનંતગુણ અધિક છે એવા તે પરમ જગદ્‌ગુરુ પરમેષ્ઠિ પરમ ઇષ્ટ લાગવા જોઇએ; અને તેમના પ્રત્યે પરમ આદર પ્રગટવો જોઇએ. આવી ઉપાદેયબુદ્ધિ-પરમ આદરભાવવાળી પ્રભુભક્તિ અહીં ચરમાવર્ત્તમાં ઉપજે છે, કારણ કે તેવી ભવ્યતા-યોગ્યતાના પાકને લીધે અહીં સમ્યગ્જ્ઞાનનું પૂર્વરૂપ-પૂર્વ અવસ્થા હોય છે. અને તેથી કરીને જ આ દૃષ્ટિવાળા ભક્ત જોગીજનને ભગવાન આવા પરમપ્રિય-પ્રિયતમ, પરમ વ્હાલા લાગે છે.

"ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત."
"બીજો મન મંદિર આણું નહિં, એ અમ કુલવટ રીત."—શ્રી આનંદઘનજી
"પરમ ઇષ્ટ વાલ્હા ત્રિભુવન ધણી રે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ"—શ્રી દેવચંદ્રજી
"સુમતિનાથ ગુણ શું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલ બિન્દુ જયમ વિસ્તરેજી, જલમાંહે ભલી રીતિ....
સોભાગી જિન શું લાગ્યો અવિહડ રંગ"—શ્રી યશોવિજયજી

---

પરંતુ આ-અભિસંધિ રહિત કુશલચિત્તાદિ તો અભિન્નગ્રંથિને પણ ત્યારે **ચરમ યથાપ્રવૃત્તિકરણ**ના સામર્થ્યથી તથાપ્રકારના ક્ષયોપશમસારપણાને લીધે, એવું હોય છે;-આ સરાગ એવા અપ્રમત્ત યતિના વીતરાગ ભાવ જેવું છે.-જે પ્રકારે યોગાચાર્યોએ કહ્યું છે.—

"योगबीजचित्तं भवसमुद्रनिमग्नस्येषदुन्मज्जनाभोगः तत्सत्त्वतिशयशैथिल्यकारी प्रकृतेः प्रथमविप्रियेक्षा तदाकूतकारिणी समुच्छ्वासनागमोपायनं च इतस्तदुचितचिन्तासमा· घेराकृद्ग्रन्थिपर्वतपरमवज्रं नियमात्तच्छेदकारि भावचारकपलायनकालघण्टा तदपसारकारिणी।"

ઇત્યાદિ સંક્ષેપથી છે. (અર્થ માટે જુઓ વિવેચન)

એટલા માટે **संशुद्धं ह्येतदीदृशम्**—આ જિન પ્રત્યે કુશલ ચિત્તાદિ સંશુદ્ધ આવું હોય છે. અને આ તેવા પ્રકારના કાલ આદિ ભાવથી તે તે સ્વભાવપણાએ કરીને, ફલપાકના આરંભ સરખું છે. (ફલ પાકવાની શરૂઆત જેવું છે)

બીજા બધાં કામ એક કોરે મૂકી દઈ-પડતા મૂકી, પ્રભુભક્તિને પરમ આદરવા યોગ્ય માની, શુદ્ધ આશયથી પ્રભુભક્તિમાં લીન થવાની બુદ્ધિ રાખવી, તેનું નામ ઉપાદેય બુદ્ધિ છે. સાચા ભક્તના હૃદયમાં બીજાં બધાં કાર્ય કરતાં પ્રભુભક્તિનું સ્થાન ઊંચામાં ઊંચું હોઈ, આવી પરમ ઉપાદેય બુદ્ધિ પ્રગટે છે.

"શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુમ નામજી;
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃતરસ ધામજી....શીતલ૦"—શ્રી દેવચંદ્રજી

## ૨. સંજ્ઞા નિરોધ

સંશુદ્ધનું બીજું લક્ષણ એ છે કે તેમાં દશ પ્રકારની સંજ્ઞાનો નિરોધ-ઉદય અભાવ હોવો જોઈએ. દશ સંજ્ઞા આ છે—આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા, ક્રોધસંજ્ઞા, માયાસંજ્ઞા, લોભસંજ્ઞા, ઓઘસંજ્ઞા અને લોકસંજ્ઞા. આમાંની કોઈ પણ સંજ્ઞાનો ઉદય ભક્તિ આદિ કાર્યમાં ન જ થાય, તો જ તે ભક્તિ આદિ સંશુદ્ધ ગણાય છે. તે સંજ્ઞા ટાળવાની ભાવના આ પ્રકારે:—

**આહારસંજ્ઞા**—ભક્તિમાં એવી તલ્લીનતા, તન્મયતા થઈ જાય કે આહાર વગેરે પણ ભૂલાઈ જાય, ખાવા-પીવાનું પણ ભાન ન રહે, એવી પ્રભુભક્તિની ધૂન આ ભક્ત જોગીજનને લાગે છે.

"પિયુ પિયુ કરી તુમને જપું રે, હું ચાતક તુમ મેહ"—શ્રી યશોવિજયજી

**ભયસંજ્ઞા**—ભક્તિમાં તો ભયને જ ભય લાગી તે ભાગી જાય! દૂરથી જ પલાયન કરી જાય! તો પછી પરમ સમર્થ પરમાત્મા જેવાનું જેણે પરમ નિર્ભય ચરણ-શરણ ગ્રહ્યું છે, એવા ભક્તરાજને ભય શાનો? કારણ કે—

"દુઃખ દોહગ દૂરે ટળ્યા રે, સુખ સંપદ શું ભેટ;
"ધીંગ ધણી માથે કિયો રે, કુણ ગંજે નર ખેટ?....વિમલજિન૦
સાહિબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર;
મનવિશરામી વાલહો રે, આતમચો આધાર....વિમલજિન૦"
"સપ્ત-મહાભય ટાળતો રે, સપ્તમ જિનવર દેવ"—શ્રી આનંદઘનજી

"જસુ ભગતે નિરભય પદ લહીએ, તેહની સેવામાં થિર રહીએ....દીઠો૦"—શ્રી દેવચંદ્રજી

"भीतामयप्रदमनिन्दितमङ्घ्रिपद्मम्।"—શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર.

"तस्याशु नाशमुपयाति भयं भियेव।"—શ્રી ભક્તામર સ્તોત્ર.

**મૈથુનસંજ્ઞા**—તુચ્છ કામવિકારનો તો ભક્તિ વેળાએ ઉદ્ભવ ઘટે જ નહિં. કારણ કે નિષ્કામ એવા પરમાત્માનું નામસ્મરણ પણ કામનો નાશ કરનારૂં છે, એટલે એ યોગી પુરુષ તે કામનું સ્મરણ પણ કરે નહિં.

"પરમાતમ પદ કામના, કામનાશન એહ."
"જોતાં પણ જગીજંતુને, ન વધે વિષયવિરામ."—શ્રી દેવચંદ્રજી
"જિહાં કામ ત્યાં રામ ના, રામ તિહાં નહિં કામ."

**પરિગ્રહસંજ્ઞા**—પરિગ્રહની મૂર્ચ્છા, પરવસ્તુને પોતાની માનવારૂપ મમત્વબુદ્ધિ અત્રે દૂર થઈ જાય, કારણ કે પરવસ્તુ પ્રત્યેની—પુદ્ગલાદિ પ્રત્યેની પ્રીતિ છોડ્યા વિના, પ્રભુ સાથે પ્રીતિ જોડાય નહિં. અને સાચો ભક્તજન તો પ્રભુને નિરંતર પ્રાર્થે છે કે—હે પરમકૃપાળુ દેવ! આપ મને આ પરપરિણતિરંગમાંથી ઉગારો! આ પરવસ્તુની જાલમાંથી છોડાવો! આવા પુરુષને ભક્તિકાર્યમાં પરિગ્રહ સાંભરે પણ શેનો?

"એ પરપરિણતિ રંગથી રે, મુજને નાથ ઉગાર રે....દયાલરાય!"
"પ્રીતિ અનંતી પર થકી, જે તોડે તે જોડે એહ....ઋષભ—શ્રી દેવચંદ્રજી

**ક્રોધસંજ્ઞા**—ક્રોધનો ઉદય અહીં હોય નહિં. કારણ કે ક્રોધ અને પરમ શાંત-સુધારસમાં નિમજ્જનરૂપ ભક્તિને બને નહિં. પ્રશમરસનિમગ્ન પરમાત્માના દર્શનથી જ ક્રોધ શમી જાય, ને આત્મા શાંત અમૃતરસમાં ઝીલે.

"અમિયભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નીરખત તૃપતિ ન હોય....વિમલ૦"—શ્રી આનંદઘનજી
"ઉપશમરસભરી, સર્વજનશંકરી, મૂર્ત્તિ જિનરાજની આજ ભેટી"—શ્રી દેવચંદ્રજી

**માનસંજ્ઞા**—લૌકિક માન-મોટાઈની કે કીર્ત્તિ-પૂજા વગેરેની સ્પૃહા અહીં સંશુદ્ધ ભક્તિ આદિમાં ઘટે નહિં. જો લોકમાં મનાવા-પૂજાવાની કામનાએ તે કરવામાં આવે, અથવા હું કેવી ભક્તિ કરૂં છું એવું દુષ્ટ અભિમાન ધરવામાં આવે, તો તે ચિંતામણિ-રત્નને* કાણી કોડી જેવું કરી મૂકે છે! કારણ કે અમૂલ્ય એવા ઉત્તમ ભક્તિકર્ત્તવ્યને ગૌણ કરી તે પામર, તુચ્છ નિર્માલ્ય માનની પાછળ દોડે છે; એટલે કે પરમ મહત્ એવા ભક્તિ આદિ ધર્મકાર્યનું ખુલ્લું અપમાન કરી આશાતના કરે છે. પણ સાચો ભક્તજન તો કેવલ એક આત્માર્થે જ—આત્મકલ્યાણને માટે જ પ્રભુભક્તિ આદિ કરે+ છે.

"લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન;
ગ્રહે નહિં પરમાર્થને, લેવા લૌકિક માન"—શ્રી આત્મસિદ્ધિ

**માયાસંજ્ઞા**—શુદ્ધ ભક્તિમાં માયા-કપટ ન હોય, બગલા ભગત જેવી કુટિલતા-માયાચાર ન હોય, દંભ ન હોય, પોતાના દોષના આચ્છાદનરૂપે-ઢાંકણરૂપે ધર્મનો ડોળ-

---

* "साम्यं विना यस्य तपः क्रियादेर्निष्ठा प्रतिष्ठार्जनमात्र एव ।
स्वर्धेनुचिंतामणिकामकुंभान् करोत्यसौ काणकपर्दीमूल्यान् ॥"—શ્રીઅધ્યાત્મોપનિષદ્

+ "भवाभिनन्दिनो लोकपंक्त्या धर्मक्रियामपि ।
महतो हीनदृष्ट्योच्चैर्दुरन्तां तद्विदो विदुः ॥"—શ્રી યોગબિન્દુ, ૮૯.

ઢોંગીપણું ન હોય, દાંભિક, છેતરપીંડીવાળી ઠગબાજી ન હોય, પોતાને ને પરને વંચવારૂપ આત્મવંચના ન હોય, 'હાથમાં માળા ને મનમાં લાળા' એવી વંચક વૃત્તિ ન હોય, ટીલાં ટપકાં તાણી જગતને છેતરવાની ચાલબાજી ન હોય સાચો ભક્ત જોગીજન તો ચોકખા ચિત્તે, નિખાલસ સરળ હૃદયે, શુદ્ધ અંતઃકરણથી, નિષ્કપટપણે, પ્રભુચરણ પ્રત્યે આત્માર્પણ કરવાની ભાવના ભાવે, ને તેમ કરવા પ્રવર્ત્તે.

"અવગુણ ઢાંકણ કાજ, કરૂં જિનમત ક્રિયા!
છંડું ન અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા!....વિહરમાન૦"—શ્રી દેવચંદ્રજી

"કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘનપદ રેહ."—શ્રી આનંદઘનજી

"જ્યાંસુધી ચિત્તમાં બીજો ભાવ હોય ત્યાંસુધી તમારા સિવાય બીજામાં મારે કંઈ પણ ભાવ નથી એમ દેખાડીએ તો તે વૃથા જ છે અને કપટ છે; અને જ્યાંસુધી કપટ છે ત્યાંસુધી ભગવાનના ચરણમાં આત્માનું અર્પણ ક્યાંથી થાય? જેથી સર્વ જગતના ભાવ પ્રત્યે વિરામ પમાડી, વૃત્તિને શુદ્ધ ચૈતન્યવાળી કરવાથી જ તે વૃત્તિમાં અન્યભાવ રહ્યો ન હોવાથી શુદ્ધ કહેવાય અને તે નિષ્કપટ કહેવાય. એવી ચૈતન્યવૃત્તિ ભગવાનમાં લીન કરવામાં આવે તે જ આત્મઅર્પણતા કહેવાય. × × × જે પોતે બીજે સ્થળે લીન છે, તેના અર્પણ થયેલા બીજા જડ પદાર્થ ભગવાનમાં અર્પણ ક્યાંથી થઈ શકે? માટે ભગવાનમાં ચિત્તવૃત્તિની લીનતા એ જ આત્મઅર્પણતા છે."—શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક, ૧૯૨.

"પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય? હારા દિલનું કપટ નવ જાય."—શ્રી નરસિંહ મહેતા

**લોભસંજ્ઞા**—મને આ ભક્તિ આદિથી આ સાંસારિક લાભ હો, એવી લોભવૃત્તિ-લાલચ સંશુદ્ધ અનુષ્ઠાનમાં ઘટે નહિં કારણ કે જો એવા તુચ્છ ક્ષણિક નમાલા ફલની ઈચ્છા રાખે, તો તે અનંતગણું મોટું ફલ હારી જાય છે, ચિંતામણિ વેચી કાંકરો ખરીદે છે! તે તો ભક્તિ નહિં, પણ ભાડાયત જ છે! પણ સાચો ભક્તજન તો તેવી કોઈ પણ લાલચ રાખે નહિં, તે તો અનાસક્તપણે કોઈ પણ ફળની× આશા વિના ભક્તિ આદિ કર્ત્તવ્ય કર્યા કરે. "ભક્તિ નહિં તે તો ભાડાયત, જે સેવા ફળ જાચે"—(શ્રી દેવચંદ્રજી)

**ઓઘસંજ્ઞા**—સામાન્ય પ્રાકૃત જનપ્રવાહને અનુસરવારૂપ ગાડરીઆ પ્રવાહ જેવી વૃત્તિ અત્ર ન હોય, ગતાનુગતિકપણું ન હોય, આંધળાની પાછળ આંધળો દોડ્યો જાય એવું અંધશ્રદ્ધાળુપણું ન હોય; પરંતુ સાચી તત્ત્વસમજણપૂર્વકની ભક્તિ હોય. "નિર્મળ તત્ત્વરુચિ થઈ રે, કરજો જિનપતિ ભક્તિ"—(શ્રી દેવચંદ્રજી)

**લોકસંજ્ઞા**—લોકને રીઝવવા માટે, લોકના રંજન-આરાધન અર્થે ક્રિયા કરવી તે

× "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।"—શ્રી ભગવદ્ગીતા

લોકસંજ્ઞા છે. તેવી લોકસંજ્ઞા-લોકૈષણા આ શુદ્ધ ભક્તિ આદિમાં ઘટે નહિં. કારણ કે લોકૈષણારૂપ લોકપંક્તિ* અને લોકોત્તર એવું આત્મકલ્યાણ એ બેને કદી મળતી પણ આવે નહિં. જો આત્માર્થ જોઈતો હોય તો માનાર્થ છોડવો જોઇએ, ને માનાર્થ જોઇતો હોય તો આત્માર્થ છોડવો જોઇએ. એક મ્યાનમાં જેમ બે તલવાર સમાય નહિં, 'ભસવું ને લોટ ફાકવો' એ બન્ને ક્રિયા જેમ સાથે બને નહિં, તેમ આત્માર્થ ને માનાર્થનો કદી મેળ ખાય નહિં. અને પરમાર્થ વિચારીએ તો આત્માર્થ પાસે લોકૈષણાનું મૂલ્ય બે બદામનું પણ નથી. તેમ જ લોક પણ દુરારાધ્ય છે-રીઝવવો મુશ્કેલ છે. જે એક વાર પ્રશંસાના પુષ્પ વેરે છે, તે જ નિંદાના ચાબખા મારે છે! માટે પ્રભુને રીઝવવા હોય-શુદ્ધ ભક્તિ કરવી હોય તો લોકને રીઝવવાનો પ્રયાસ છોડી દેવો જોઇએ, લોકોત્તર દેવને લૌકિક ભાવથી ભજવાનો ત્યાગ કરવો જોઈએ. આમ સમજીને આ યોગીપુરુષ લોકસંજ્ઞાનો સ્પર્શ પણ કરતો નથી.

"જનમનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ"—શ્રી ચિદાનંદજી
"મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરી."
"લોક લોકોત્તર વાત, રીઝ છે દોય જુઈરી,
તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હુઈરી."—શ્રી યશોવિજયજી
"જેહ લોકોત્તર દેવ, નમું લૌકિકથી!"

"આદર્યો આચરણ લોક ઉપચારથી, શાસ્ત્રઅભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબ વિણુ, તેહવો કાર્ય તિણે કો ન સીધો."—શ્રીદેવચંદ્રજી
"લોકસંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી"

**"જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું; તેથી રૂડું થયું નથી. કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે; એમ હું લઘુત્વભાવે સમજ્યો છઉં."**—મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી

આમ આ દશ પ્રકારની સંજ્ઞાને થંભાવી દેવામાં આવે, તો જ સંશુદ્ધ ભક્તિ આદિ ગણાય નહિં તો તે અનુષ્ઠાન સુંદર છતાં ભલે પુણ્ય-અભ્યુદયરૂપ દેવાદિ ગતિ આપે, પણ મોક્ષનું કારણ તો ન જ થાય, કારણ કે પરિશુદ્ધિનો અભાવ છે મોક્ષની પ્રાપ્તિ તો સાંસારિક ભોગોમાં નિઃસ્પૃહ એવા શુદ્ધ આશયમાંથી ઉપજે છે, એમ યોગીજનો કહે છે. અને એટલા માટે જ,-જ્યાં ખાવાપીવાનું પણ ભૂલાઇ જાય, ભય ભાગી જાય, કામ નકામો થઈ પડે, મમતા મરી જાય, ક્રોધ શમી જાય, માનનું માન ન રહે, કપટનું કપટ ચાલે

* "लोकाराधनहेतोर्या मलिनेनान्तरात्मना ।
क्रियते सत्क्रिया सात्र लोकपंक्तिरुदाहृता ॥"—શ્રીયોગબિન્દુ, ૮૮

નહિં, લોભનો લોભ થાય નહિં, અંધશ્રદ્ધા ટળીને સાચી સમજણ હોય, અને લોકની વાહવાહની કે લૌકિક રીતની બીલકુલ પરવા ન હોય,—એવી **સંશુદ્ધ ભક્તિ** જ આ યોગદૃષ્ટિવાળા ખરેખરા વૈરાગી જોગીજનો કરે છે. 'શ્રી શીતલ જિન ભેટિયે, કરી ભક્તે ચોકખું ચિત્ત હો '—(શ્રી યશોવિજયજી)

## ૩. નિષ્કામપણું

સંશુદ્ધનું ત્રીજું લક્ષણ **ફલ અભિસંધિ રહિતપણું** છે. સંશુદ્ધ અનુષ્ઠાન ફલની કામના વિનાનું હોય ભક્તિ વગેરે નિદાન રહિત, **નિષ્કામ** હોય, તો જ સંશુદ્ધ લેખાય. ઉપરમાં સંજ્ઞાનિરોધ કહ્યો, તેમાં લોભસંજ્ઞાના અભાવે ફલકામનાનો અભાવ છે, તો પછી આ જૂદું ફલગ્રહણ કેમ કર્યું ? તેનો ઉત્તર એ છે કે-પહેલાં જે કહ્યું હતું, તે તે ભવ-સંબંધી ફલની અપેક્ષાએ કહ્યું હતું, અને આ જે કહ્યું તે પરભવ સંબંધી ફલની અપેક્ષાએ કહ્યું છે એટલે કે-' પરભવમાં મને આ ભક્તિ વગેરેના પ્રભાવે, સામાનિક દેવ વગેરેની ઋદ્ધિ સાંપડો '-ઇત્યાદિ પરભવ સંબંધી ફલની કામના, નિદાન, નિયાણું ન હોય, તો જ સંશુદ્ધ ભક્તિ આદિ કહેવાય; ફલની કામના-દાનત હોય, તો સંશુદ્ધ ન કહેવાય. કારણ કે તેવી કામના સારી નથી, તેથી તેનાથી પ્રાપ્ત થતું ફલ પણ સારૂં નથી, અને તે મોક્ષ-પ્રાપ્તિમાં આડા પ્રતિબંધરૂપ-અટકાયતરૂપ થઇ પડે છે. કોઇ પણ પ્રકારની કામના વિનાનું-ફળની આશા વિનાનું, એવું જે નિષ્કામ ભક્તિ આદિ અનુષ્ઠાન છે, તે જ મોક્ષનું સાધન છે.

પણ તેમાં જો સ્વપ્રતિબંધ હોય, એટલે કે પ્રભુભક્તિના કુશલ ચિત્ત આદિમાં જ પ્રતિબંધ કરાય, ત્યાં જ આસંગો-આસક્તિ રખાય, તો તે કુશલચિત્તાદિ પણ તે જ સ્થાને સ્થિતિ કરાવનાર થઇ પડે, ત્યાં જ અટકાવી દે, જીવની આત્મદશા વધવા ન દે અત્રે શ્રી **ગૌતમસ્વામીજી**નું પ્રસિદ્ધ દૃષ્ટાંત છે.× તેમને ભગવાન **મહાવીર** પ્રત્યે અત્યંત કુશલ ચિત્ત, બહુમાન, પ્રશસ્ત રાગ હતા પણ તે રાગ જ ઉલટો તેમને મુક્તિ પ્રાપ્તિમાં અવ-રોધરૂપ-પ્રતિબંધરૂપ થઇ પડ્યો ! જ્યાંલગી તેમનો તે રાગ ગયો નહિં, ત્યાંલગી તેમને કેવળજ્ઞાન થયું નહિં. જેવો રાગ ગયો કે તરત કેવળજ્ઞાન થયું. આ ઉપરથી સાર એ સમજવાનો છે કે-પ્રભુપ્રત્યે પણ પ્રશસ્ત રાગ માત્રથી અટકી જવાનું નથી, પણ નીગગીને સેવી નીરાગિતા પ્રાપ્ત કરવાનો સતત લક્ષ રાખી આગળ વધવાનું છે 'વીતરાગ શું હો જે રાગ વિશુદ્ધ કે, તેહી જ ભવ ભય વારશે '—(શ્રી દેવચંદ્રજી)

આમ આવું નિષ્કામ ભક્તિ આદિ અનુષ્ઠાન જ યોગસિદ્ધિનું સાધક થાય છે કારણ કે જે શાલિનું બીજ ન હોય તેમાથી કોઇ કાળે શાલિનો અંકુરો ફૂટે નહિ; અને શાલિ-

---

× " प्रतिबन्धैकनिष्ठं तु स्वतः सुन्दरमप्यदः ।
तत्स्थानस्थितिकार्येव वीरे गौतमरागवत् ॥ "—શ્રી યશોવિજયજીકૃત દ્વા૦ દ્વા૦

બીજ હોય તેમાંથી શાલિનો અંકુરો ફૂટ્યા વિના રહે નહિં. તેમ યોગબીજ ન હોય તેમાંથી યોગનો અંકુર ફૂટે નહિ; અને યોગબીજ હોય તેમાંથી યોગ-અંકુર ફૂટ્યા વિના રહે નહિં.

"ભક્તિપ્રધાન દશાએ વર્ત્તવાથી જીવના સ્વચ્છંદાદિ દોષ સુગમપણે વિલય થાય છે; એવો પ્રધાન આશય જ્ઞાની પુરુષોનો છે. તે ભક્તિને વિષે નિષ્કામ એવી અલ્પ પણ ભક્તિ જો જીવને ઉત્પન્ન થઈ હોય છે, તો તે ઘણા દોષથી નિવૃત્ત કરવાને યોગ્ય એવી હોય છે." —શ્રીમદ્ રાજચંદ્રજી

"આત્મજ્ઞાનવડે જે પૂર્ણ ભરાયેલો છે, અને જેને કર્મફળનો સર્વથા કંટાળો આવી ગયેલો છે, તેને આ જગત્‌માં ઘેર બેઠાં જ શાંતિ આવીને વરે છે, પરંતુ હે અર્જુન! બીજો જે સંસારી હોય છે, તે કર્મબંધનવડે બંધાઇને અભિલાષાની ગાંઠથી ફળભોગના ખીલા સાથે જકડાઈ જાય છે+ × × તેઓ સ્વર્ગની ઇચ્છા મનમાં રાખે છે, યજ્ઞભોક્તા જે ઈશ્વર તેને વિસરી જાય છે. જેમ કપૂરનો ઢગલો કરી તેમાં અગ્નિ લાવી મૂકવો, અથવા મિષ્ટાન્નમાં કાળકૂટનો સંચાર કરવો, અથવા દૈવયોગે અમૃતકુંભ મળે અને તેને લાત મારી ઊંધો વાળી નાંખવો, તેમ ફળપ્રાપ્તિના હેતુથી પ્રાપ્ત થયેલા ધર્મને લોકો હાથે કરીને નષ્ટ કરી નાંખે છે."—શ્રી જ્ઞાનેશ્વરી ગીતા.

આમ આ સંશુદ્ધ ભક્તિમાં-(૧) પરમાત્મા પ્રત્યે પરમ ઉપાદેય બુદ્ધિ, (૨) સંજ્ઞા અનુદય, (૩) અને નિષ્કામપણું હોય છે. અને આવું સંશુદ્ધ કુશલ ચિત્ત આદિ અહીં છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં, ગ્રંથિભેદ હજુ નહિં થયા છતાં, હોય છે. કારણ

**સંશુદ્ધ ભકિત કે** છેલ્લા યથાપ્રવૃત્તિકરણના સામર્થ્યથી-પ્રભાવથી અહીં તેવા પ્રકારનો ક્ષયોપશમ હોય છે. જેમ સરાગ એવા અપ્રમત્ત સંયમીનો વીતરાગભાવ ઘટે છે, તેમ અહીં ગ્રંથિભેદ વિના પણ સંશુદ્ધભાવ ઘટે છે, યોગબીજવાળું કુશલ ચિત્તાદિ ઘટે છે. અને તેથી કરીને જ આ મિત્રા દૃષ્ટિમાં વર્ત્તતો યોગીપુરુષ અનન્યભાવે, અતિશય ભક્તિ સહિત, શ્રી જિનેશ્વર ભગવાનની નિષ્કામ ઉપાસના કરે છે. 'ઉપાસના જિન ચરણની, અતિશય ભક્તિ સહિત'—(શ્રીમદ્ રાજચંદ્રજી)

## યોગબીજ ચિત્ત

યોગબીજવાળું જે ચિત્ત છે તે કેવું છે? તે અંગે યોગાચાર્યોએ કહ્યું છે કેઃ—

(૧) તે **સંસારસમુદ્રમાં નિમગ્નનો-ડૂબેલાનો જરા** ઉન્મજ્જન **વિલાસ**-છે, જરા ઉપર સપાટીએ આવવારૂપ પ્રયાસ છે; અને તે આ ઉન્મજ્જન સંસારની

+ "युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥"—ગીતા, અ. ૫.

અતિશય× આસક્તિને શિથિલ-ઢીલી કરી નાંખે એવું છે, મોળી પાડી નાંખે એવું છે. જેમ કોઇ દરીઆમાં ડૂબ્યો હોય તે જરા ઉપર સપાટીએ આવે, તો તેને ડૂબેલી અવસ્થા ને ઉપરની અવસ્થા એ બન્નેનો સ્પષ્ટ તફાવત જણાય, રાહત અનુભવાય, એટલે ડૂબેલી અવસ્થાના તેના મોહની પકડ ઢીલી પડે; તેમ સંસાર-સાગરમાં ડૂબેલો જીવ જ્યારે યોગબીજને પામે છે, ત્યારે તે ઉપર કંઇક ઉચ્ચદશાએ આવવારૂપ રાહત અનુભવે છે, અને તેની સંસાર સંબંધી આસક્તિ મંદ-શિથિલ-ઢીલી બની જાય છે.

(૨) તે યોગબીજ ચિત્ત **પ્રકૃતિનું પ્રથમ વિપ્રિય દર્શન** છે. જ્યારે યોગબીજની પ્રાપ્તિ થાય છે ત્યારે પ્રકૃતિનું-માયાજાલનું-સંસારનું પ્રથમ અપ્રિય દર્શન થાય છે; જે સંસાર પહેલાં મીઠો લાગતો હતો, તે જ હવે કડવો-ખારો-અકારો લાગવા માંડે છે. જેમ સમુદ્રમાં ડૂબેલા માણસને ડૂબ્યો હોય ત્યાંસુધી આસપાસનું કંઇ પણ ભાન હોય નહિં, પણ ઉન્મજ્જન થતાં જેવો ઉપર સપાટી પર આવે કે તરત તેને આસપાસની પ્રકૃતિનું કંઇક દર્શન થવા લાગે; તેમ અહીં પણ આ જીવ જ્યાંસુધી સંસારસમુદ્રની અંદર ડૂબેલો હોય, ત્યાંસુધી તો તેને વસ્તુસ્થિતિનું કંઇ પણ ભાન નથી હોતું, પણ યોગબીજની પ્રાપ્તિ થતાં જેવો તે સંસારસાગરની સપાટી પર જરા ઊંચો આવે કે તરત તેને પ્રકૃતિનું-વિષમ કર્મવિપાકરૂપ સંસારનું અકારૂં દર્શન થવા માંડે છે; અને તે દર્શન થતાં, તે તે સંબંધી ઊહાપોહમાં-વિચારમાં પડી જાય છે કે આ બધું ચિત્ર-વિચિત્ર સંસારસ્વરૂપ શું હશે? આમ તેની વિચારદશા જાગ્રત થાય છે.

(૩) તે યોગબીજ ચિત્ત પછી તે **સંસારનો સમુચ્છેદ જાણવા-પામવાના** ઉપાયનો **આશ્રય** કરે છે. જે સંસારસમુદ્રનું પાણી મીઠું જાણી તેણે અત્યાર સુધી હોંસે હોંસે પીધું હતું, તે હવે ખારૂં ઝેર જેવું લાગતાં, તે સંસારનો ઉચ્છેદ કેમ થાય? તેનો ઉપાય જાણવા માટે તે પ્રવર્ત્તે છે, અને તેને યોગ્ય એવા તત્ત્વચિંતનમાં પડે છે. '**તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફા**'ના દર્શન કરવા તે પ્રેરાય છે. જેમકે—

"હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મ્હારૂં ખરૂં?
કોના સંબંધી વળગણાં છે? રાખું કે એ પરિહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનના સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યા."
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી મોક્ષમાળા

(૪) એટલે પછી તે યોગબીજવાળું ચિત્ત રાગ-દ્વેષ-મોહની ગાઢ **ગ્રંથિરૂપ પર્વત પ્રત્યે પરમ વજ્ર** જેવું બને છે, અને નિયમથી તે ગ્રંથિપર્વતને ભેદે છે-ચૂરી નાંખે છે. આમ તેને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે. એટલે—

× પાઠાંતર—શક્ત્યતિશય પાઠ હોય, ત્યાં સંસારના શક્તિ અતિશયની શિથિલતા કરે એમ અર્થ કરવો એટલે સંસારની શક્તિ મોળી પડી જાય, એનું ઝાઝું જોર ન ચાલે.

"મોહાદિની ઘૂમિ અનાદિની ઉતરે હો લાલ૦
અમલ અખંડ અલિપ્ત, સ્વભાવ જ સાંભરે હો લાલ૦
તત્ત્વરમણ શુચિ ધ્યાન, ભણી જે આદરે હો લાલ૦
તે સમતારસ ધામ, સ્વામી મુદ્રા વરે હો લાલ....
દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો હો લાલ૦"—મુનિવર્ય શ્રી દેવચંદ્રજી

"દર્શન દીઠે જિનતણો રે, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પ્રસરતાં રે, અંધકાર પ્રતિષેધ....વિમલ જિન૦
મુજ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદર ધરા રે, ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર....વિમલ જિન૦"-યોગીરાજ આનંદઘનજી

આવું નિર્મલ આત્મદર્શન અત્ર થાય છે

(૫) અને પછી તે યોગબીજવાળુ ચિત્ત **ભવરૂપ ભાવ કારાગૃહને પલાયનની કાલઘંટા** બને છે સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું, એટલે પછી ભવરૂપ કારાગૃહને-બંદીખાનાને દૂર કરનારી નાશની કાલઘંટા વાગી એમ સમજવું, સંસારનું આવી બન્યું એમ જાણવું કારણ કે:—

"તરસ ન આવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિશન કાજ,
દરિશન દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ."
"તુજ મુજ અંતર અંતર ભાંજશે, વાજશે મંગલ તૂર;
જીવ સરોવર અતિશય વાધશે, આનંદઘન રસપૂર."—શ્રી આનંદઘનજી
"આતમ ઘર આતમ રમે રે, નિજ ઘર મંગલમાલ રે....દયાલરાય!"—શ્રી દેવચંદ્રજી

આવા સંશુદ્ધ યોગબીજ ચિત્તનો અત્રે **ચરમાવર્ત્ત**માં પ્રારંભ થાય છે કારણ કે તેવા પ્રકારની કાળલબ્ધિ વગેરેનો પરિપાક થયો હોય છે, તેથી તેના તે સ્વભાવપણાએ કરીને આ સંશુદ્ધ ચિત્ત આદિ ફળ પાકવાની શરૂઆત જેવા છે જેમ આમ્રફળ તેનો કાળપરિપાક થતાં પાકવા માંડે છે, તેમ મોક્ષરૂપ ફળ અહીં છેલ્લા પુદ્ગલાવર્તમાં પાકવાની શરૂઆત થાય છે.

"કાળલબ્ધિ લહી પંથ નિહાળશું રે, એ આશા અવલંબ;
એ જન જીવે રે જિનજી! જાણજો રે, આનંદઘન મત અંબ....પંથડો૦"
—શ્રી આનંદઘનજી

આવી કાળલબ્ધિનો પાક અત્રે પ્રારભાઈ ચૂકયો છે, એટલે **આનંદઘનમતરૂપ** આંબાને હવે મોક્ષરૂપ ફલ પાકવાનો ઝઝી વાર નથી એ કાળલબ્ધિનું ગમે તેમ હો, પણ ભક્તજન તો ભક્તિના આવેશમાં ગાય છે કે—

કે-જે આત્મજ્ઞાની સમદર્શી વીતરાગ પુરુષ હોય, જે પૂર્વ પ્રારબ્ધ પ્રમાણે સર્વથા ઇચ્છારહિતપણે અપ્રતિબંધ ભાવથી વિચરતા હોય, અને પરમશ્રુત એવા જે પુરુષની વાણી કદી પૂર્વે ન સાંભળી હોય એવી અપૂર્વ હોય, તે જ સાચા સદ્ગુરુ છે. 'छत्तीस गुणो गुरु मज्झ।'* તે જાણે છે કે-જે આત્મજ્ઞાની આત્માનુભવી હોય, જે નિરંતર આત્મભાવમાં રમણ કરનારા, આત્મારામી હોય, જે વસ્તુગતે વસ્તુનું સ્વરૂપ પ્રકાશનારા હોય, જ્ઞાની સત્પુરુષોના સનાતન સંપ્રદાયને અનુસરનારા જે સદા અવંચક હોય, અને જે સમકિતી પુરુષ સારભૂત એવી સંવર ક્રિયાના આચરનારા હોય, તે જ સાચા શ્રમણ છે, તે જ સાચા સાધુ છે, તે જ સાચા મુનિ× છે, તે જ સાચા નિર્ગ્રંથ છે, બાકી બીજા તો 'દ્રવ્યલિંગી' વેષધારીઓ છે. આમ તે જાણતા હોઈ, તેવા સાચા ભાવયોગીઓને જ, ભાવાચાર્ય આદિને જ તે માને છે, તેમના આદર-ભક્તિ કરે છે. તે નથી જોવા બેસતા કે આણે સફેદ કપડા પહેર્યા છે કે પીળા? પીતાંબર છે કે શ્વેતાંબર? લંગોટી છે કે દિગંબર છે? કારણ કે ધર્મ કાંઈ કપડામાં સંતાઈ ગયો નથી! એટલે તેમાં તે ખોળવા જતા નથી! તેઓ તો ગમે ત્યાં સાચું ભાવ-સાધુપણું દેખે ત્યાં નમી પડે છે અને **આવા ભાવયોગીને જ મુખ્યપણે આ યોગમાર્ગમાં સ્થાન છે.** ભાવયોગીનો જ 'ભાવ' અહીં પૂછાય છે; દ્રવ્યાચાર્ય આદિનું કંઈ 'દ્રવ્ય' અહીં ઉપજતું નથી! કારણ કે—

"આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત સંગી રે....વાસુપૂજ્ય."
"સયલ સંસારી ઇંદ્રિયરામી, મુનિ ગુણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી, તે કહિયે નિષ્કામી રે.....શ્રી શ્રેયાંસ૦"
"આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવ આધાર રે શાંતિજિન૦"-શ્રીઆનંદઘનજી
"આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;
અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય."
"આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુલગુરુ કલ્પના, આત્માર્થી નહિં જોય."—શ્રી આત્મસિદ્ધિ
"जं संमंति पासह, तं मोणंति पासहं।"—શ્રી આચારાંગ સૂત્ર
"કારજ સિદ્ધ ભયો તિનકો જિણે, અંતર મુંડ મુંડાય લિયા રે."—શ્રી ચિદાનંદજી

× "परमट्ठो खलु समओ सुद्धो जो केवली मुणी णाणी।
तह्मि ट्ठिदा सहावे मुणिणो पावंति णिव्वाणं॥"—શ્રી કુંદકુંદાચાર્યજીકૃત સમયસાર
* "पणविहसम्मचरणवयववहारायारसमिइसज्झाए।
इगसंवेगो अ रओ, छत्तीसगुणो गुरू जयउ॥"
—શ્રી વજ્રસ્વામીપ્રશિષ્યકૃત ગુરુગુણછત્તીસી.

કરનારા, વેષધારી-નામધારી એવા દ્રવ્યઆચાર્ય, દ્રવ્યઉપાધ્યાય, દ્રવ્યસાધુ, દ્રવ્યતપસ્વી વગેરે **ભાવાચાર્ય વગેરેની ભક્તિ કરવી એ જ યોગબીજ છે, નહિં કે દ્રવ્યાચાર્ય વગેરેની.** દ્રવ્યાચાર્ય-દ્રવ્યસાધુ વગેરે તો ખોટા રૂપીઆ જેવા છે, તેને માનવા તે તો કૂડાને રૂડા માનવા જેવું છે, અને તે રૂડું નથી માટે ભાવાચાર્ય આદિનું જ માન્યપણું છે. બાહ્યદૃષ્ટિવાળા પ્રાકૃત જનો તો બાહ્ય વેષાદિ દેખીને સાધુપણું કલ્પે છે, મુગ્ધ હોઇ ઉપર ઉપરના દેખાવથી ભોળવાઇ જાય છે, અને જ્ઞાનરહિત એવા **દ્રવ્યલિંગીઓને** ગુરુ માની બેસી આરાધે છે! **ખોટા રૂપીઆને** વટાવવા જતાં કોડીની કિંમત ઉપજતી નથી! કારણ કે-'ભાવ જ× પ્રથમ લિંગ છે, દ્રવ્યલિંગ પરમાર્થરૂપ નથી, ગુણ-દોષનું કારણ ભાવ છે એમ જિન ભગવાન કહે છે. ભાવની વિશુદ્ધિ નિમિત્તે બાહ્ય ગ્રંથનો ત્યાગ કરાય છે, પણ અભ્યંતર એવા રાગદ્વેષાદિ ગ્રંથ યુક્તનો બાહ્ય ત્યાગ નિષ્ફલ છે.'

**ભાવલિંગનું જ પ્રધાનપણું**

પણ જે યોગદૃષ્ટિવાળા જોગીજનો છે તેઓ તો ભાવવિહીન દ્રવ્યલિંગને કંઇ પણ વજૂદ આપતા નથી, તેઓ તો ભાવ-આત્મપરિણામ પ્રત્યે જ દૃષ્ટિ કરે છે, ભાવિતાત્મા એવા ***ભાવલિંગીને** જ મહત્ત્વ આપે છે, દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ આદિ આત્મભાવના પ્રગટપણાના માપ ઉપરથી મૂલ્યાંકન કરે છે, સાચા નગદ રૂપીઆને જ સ્વીકારે છે કારણ કે તે સારી પેઠે જાણે છે કે-ધાતુ ખોટી અને છાપ ખોટી, અથવા ધાતુ ખોટી અને છાપ સાચી, એ બે પ્રકાર કલઇના રૂપીઆ જેવા બનાવટી (Counterfeit) મૂલ્યહીન દ્રવ્યલિંગી સાધુઓના છે, તે તો સર્વથા અમાન્ય-અસ્વીકાર્ય છે; અને ધાતુ સાચી પણ છાપ ખોટી, અથવા ધાતુ સાચી અને છાપ પણ સાચી, એ બે પ્રકાર ચાંદીના રૂપીઆ જેવા સાચા મૂલ્યવાન્ ભાવલિંગી સાધુજનોના છે, અને તે જ સર્વથા માન્ય છે. એટલે દ્રવ્યથી તેમ જ ભાવથી જે સાધુ છે, અથવા દ્રવ્યથી નહિં છતાં ભાવથી જે સાધુ છે,-એ બન્ને પ્રકારના **ભાવસાધુને** જ તે માન્ય કરે છે. અમુક પુરુષમાં કેટલો આત્મગુણ પ્રગટ્યો છે? તે યોગમાર્ગે કેટલો આગળ વધ્યો છે? તે કેવી યોગદશામાં વર્તે છે? તેનું ગુણસ્થાન કેવું છે? તેની અંદરની મુંડ (કષાય મુંડનરૂપ) મુંડાઇ છે કે નહિં? તેનો આત્મા પરમાર્થે 'સાધુ' 'મુનિ' બન્યો છે કે નહિં? ઇત્યાદિ તે તપાસી જુએ છે. કારણ કે તેના લક્ષણનું તેને બરાબર ભાન છે તે જાણે છે

---

× "भावो हि पढमलिंगं ण दव्वलिंगं च जाण परमत्थं ।
भावो कारणभूदो गुणदोसाणं जिणा विंति ॥"
—ઇત્યાદિશ્રી કુંદકુંદાચાર્યજીકૃત ભાવપ્રાભૃત

* "तत्र बालो रतो लिंगे वृत्तान्वेषी तु मध्यमः । पंडितः सर्वयत्नेन शास्त्रतत्त्वं परीक्षते ।
गृहत्यागादिकं लिंगं बाह्यं शुद्धिं विना वृथा । न भेषजं विनारोग्यं वैद्यवेषेण रोगिणः ॥"
શ્રી યશોવિજયજીકૃત દ્વા૦ દ્વા૦

કે-જે આત્મજ્ઞાની સમદર્શી વીતરાગ પુરુષ હોય, જે પૂર્વ પ્રારબ્ધ પ્રમાણે સર્વથા ઇચ્છા-રહિતપણે અપ્રતિબંધ ભાવથી વિચરતા હોય, અને પરમશ્રુત એવા જે પુરુષની વાણી કદી પૂર્વે ન સાંભળી હોય એવી અપૂર્વ હોય, તે જ સાચા સદ્ગુરુ છે. 'छत्तीस गुणो गुरु मज्झ।'* તે જાણે છે કે-જે આત્મજ્ઞાની આત્માનુભવી હોય, જે નિરંતર આત્મભાવમાં રમણ કરનારા, આત્મારામી હોય, જે વસ્તુગતે વસ્તુનું સ્વરૂપ પ્રકાશનારા હોય, જ્ઞાની સત્પુરુષોના સનાતન સંપ્રદાયને અનુસરનારા જે સદા અવંચક હોય, અને જે સમકિતી પુરુષ સારભૂત એવી સંવર ક્રિયાના આચરનારા હોય, તે જ સાચા શ્રમણ છે, તે જ સાચા સાધુ છે, તે જ સાચા મુનિ× છે, તે જ સાચા નિર્ગ્રંથ છે, બાકી બીજા તો 'દ્રવ્યલિંગી' વેષધારીઓ છે. આમ તે જાણતા હોઈ, તેવા સાચા ભાવયોગીઓને જ, ભાવાચાર્ય આદિને જ તે માને છે, તેમના આદર-ભક્તિ કરે છે. તે નથી જોવા બેસતા કે આણે સફેદ કપડા પહેર્યા છે કે પીળા ? પીતાંબર છે કે શ્વેતાંબર ? લંગોટી છે કે દિગંબર છે ? કારણ કે ધર્મ કાંઈ કપડામાં સંતાઈ ગયો નથી ! એટલે તેમાં તે ખોળવા જતા નથી ! તેઓ તો ગમે ત્યાં સાચું ભાવ-સાધુપણું દેખે ત્યાં નમી પડે છે અને આવા **ભાવયોગીને** જ **મુખ્યપણે આ યોગમાર્ગમાં સ્થાન છે.** ભાવયોગીનો જ 'ભાવ' અહીં પૂછાય છે; દ્રવ્યાચાર્ય આદિનું કંઇ 'દ્રવ્ય' અહીં ઉપજતું નથી ! કારણ કે—

"આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત સંગી રે....વાસુપૂજ્ય."
"સયલ સંસારી ઇંદ્રિયરામી, મુનિ ગુણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી, તે કહિયે નિષ્કામી રે.....શ્રી શ્રેયાંસ૦"
"આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવ આધાર રે શાંતિજિન૦"-શ્રીઆનંદઘનજી
"આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;
અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય."
"આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુલગુરુ કલ્પના, આત્માર્થી નહિં જોય."—શ્રી આત્મસિદ્ધિ

"जं संमंति पासह, तं मोणंति पासहं।"—શ્રી આચારાંગ સૂત્ર

"કારજ સિદ્ધ ભયો તિનકો જિણે, અંતર મુંડ મુંડાય લિયા રે."—શ્રીચિદાનંદજી

---

× "परमट्ठो खलु समओ सुद्धो जो केवली मुणी णाणी।
तह्मि ट्ठिदा सहावे मुणिणो पावंति णिव्वाणं ॥"—શ્રી કુંદકુંદાચાર્યજીકૃત સમયસાર

* "पणविहसम्मचरणवयववहारायारसमिइसज्झाए।
इगसंवेगो अ रओ, छत्तीसगुणो गुरू जयउ॥"
—શ્રી વજ્રસ્વામીપ્રશિષ્યકૃત ગુરુગુણછત્તીસી.

આમ જેનામાં ભાવ-દીવો પ્રગટ્યો છે, એવા જાગતી જ્યોત જેવા સાક્ષાત્ યોગી-સ્વરૂપ ભાવઆચાર્યાદિ પ્રત્યે સંશુદ્ધ એવું કુશલ ચિત્ત રાખવું, તેમને ભાવથી નમન વગેરે કરવું, એ ઉત્તમ **યોગબીજ** છે. જેમ જિનભક્તિ ઉત્તમ યોગબીજ **સદ્ગુરુ-ભક્તિ** છે, તેમ સદ્ગુરુભક્તિ પણ ઉત્તમ યોગબીજ છે, એમ મહાત્મા ગ્રંથ-**પરમ યોગબીજ** કારનો આશય છે આ **સદ્ગુરુભક્તિનો મહિમા** શાસ્ત્રકારોએ અત્યંત અત્યંત ગાયો છે, તે એટલે સુધી કે શ્રી સદ્ગુરુને જિન તુલ્ય કહ્યા છે—'तित्थयरसमो सूरी सम्मं जो जिणमयं भणइ' (શ્રી ગચ્છાચાર પયન્ના), ને કોઈ અપેક્ષાએ જિનનું સ્વરૂપ સમજાવનાર પણ શ્રી સદ્ગુરુ છે, એટલે તેનો ઉપકાર અધિક છે એમ સમજીને તેથી પણ અધિક કહ્યા છે પંચપરમેષ્ઠિમાં અરિહંતપદ સિદ્ધ પહેલાં મૂક્યું, તે પણ પ્રત્યક્ષ સદ્ગુરુનો મહિમા સૂચવે છે. કારણ કે જીવને આત્મકલ્યાણનો મુખ્ય ધોરી રાજમાર્ગ એ જ છે, જીવના સ્વચ્છંદ આદિ અનેક મહાદોષ સદ્ગુરુશરણમાં જતાં અલ્પ પ્રયાસે જાય છે, માન આદિ જે આત્માના પરમ વૈરી છે તે પણ તેથી સહેજે ટળે છે; સંતચરણના આશ્રય વિના, અનંત સાધન કરતાં છતાં, જે અનંત ભવભ્રમણ અટકતું નથી, તેનો સતચરણ આશ્રયથી અલ્પ સમયમાં અંત આવે છે. આવો જ્ઞાની પુરુષોનો દૃઢ નિર્ધાર હોવાથી, તેઓએ સદ્ગુરુભક્તિને પરમ યોગબીજ ગણ્યું છે. કારણ કે—

"સેવે સદ્ગુરુ ચરણને, ત્યાગી દઈ નિજ પક્ષ;
તે પામે પરમાર્થને, નિજ પદનો લે લક્ષ.
પ્રત્યક્ષ સદ્ગુરુ સમ નહિં, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષ થયા વિના, ઊગે ન આત્મ વિચાર.
સદ્ગુરુના ઉપદેશ વિણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વિણ ઉપકાર શ્યો ? સમજ્યે જિનસ્વરૂપ
પ્રત્યક્ષ સદ્ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય;
અન્ય ઉપાય કર્યાથકી, પ્રાયે બમણો થાય
સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ;
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ.
માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય;
જાતાં સદ્ગુરુ શરણમા, અલ્પ પ્રયાસે જાય."

—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રીઆત્મસિદ્ધિ

અને આવા મહામહિમાવંત પરમ ઉપકારી ભાવાચાર્ય, ભાવમુનિ વગેરેનું વૈયાવૃત્ય કરવું, વૈયાવચ્ચ-સેવાશુશ્રૂષા કરવી, તે પણ ઉત્તમ **યોગબીજ** છે, એમ સહેજે સમજી

શકાય છે. એવી સેવાનો સુઅવસર મળવો એ પરમ અહોભાગ્યની વાત છે. વ્યાવૃત્ત ભાવ એ વૈયાવૃત્યનું લક્ષણ છે. વ્યાવૃત્તભાવ એટલે જેમાંથી અહંત્વ-મમત્વ આદિ ભાવો વ્યાવૃત્ત-નિવૃત્ત થયા છે, પાછાં હઠી ગયા છે તે વૈયાવચ્ચ-સેવાધર્મ એવો હોવો જોઈએ કે તેમાં અહંકાર, મમકાર, આશંસા (ફલ-આશા) વગેરે દુષ્ટ ભાવો દૂર થઈ ગયા હોય. અથવા તો 'તેઓને વ્યાધિ* વગેરે આવી પડ્યે, તેનો પોતાની શક્તિ પ્રમાણે સમ્યક્ પ્રતીકાર કરવો, નિવારણ કરવું, તેનું નામ વૈયાવૃત્ય-વૈયાવચ્ચ છે.' આવું વૈયાવચ્ચ સદ્‌ગુરુ-સત્‌સાધુ આદિ પ્રત્યે આહાર-ઔષધદાન વગેરેવડે શાસ્ત્રમાં કહેલ વિધિ પ્રમાણે કરવા યોગ્ય છે. આ વિધિમાં ખાસ કરીને નીચેના મુદ્દા વિવેકપૂર્વક લક્ષમાં રાખવા યોગ્ય છે:—

**વૈયાવચ્ચ પણ યોગબીજ**

(૧) એક તો **પુરુષવિશેષ**—જે પુરુષ પ્રત્યે વૈયાવચ્ચ કરવાનું છે, તેની વય, શરીર-પ્રકૃતિ, અવસ્થા-દશા વગેરે ધ્યાનમાં રાખવા જોઈએ. (૨) બીજું **તેનો ઉપકાર** કેવા પ્રકારે થઈ શકે? કેમ કર્યું હોય તો આ સત્પુરુષ આત્મસાધનમાં નિરાબાધપણે પ્રવર્તી શકે? ઇત્યાદિ અપેક્ષા પણ લક્ષમાં લેવી જોઈએ. (૩) તે પ્રકારે પરમ નિરપેક્ષ, દેહાદિમાં પણ સર્વથા નિઃસ્પૃહ-નિરીહ મુનિ આદિ પ્રત્યે ઉપકાર કરતાં વાસ્તવિક રીતે હું આ મ્હારા પોતાના આત્માનો જ ઉપકાર કરૂં છું, હું આ વડે કરીને મ્હારા આત્માનો જ આ સંસાર-સમુદ્રમાંથી ઉદ્ધાર કરૂં છું; હું ધન્ય છું કે આજે મને આવા પરમ સુપાત્ર મહાત્મા સત્-પુરુષની સેવા કરવાનો પરમ સુઅવસર સાંપડ્યો,-ઇત્યાદિ પ્રકારે પોતાના જ **આત્માનો ઉપકાર** ચિંતવવો જોઈએ. (૪) આ જે વૈયાવચ્ચ-સેવા હું કરૂં છું, તે ભગવાનની **આજ્ઞાનું પાલન** કરૂં છું, એમ ભાવવું જોઈએ (૫) આ વૈયાવચ્ચ સર્વથા **નિરાશંસપણે** કોઈ પણ જાતની આ લોક-પરલોકની કામના સિવાય, ફલની અભિસંધિ વિના, ફલ તાકયા વગર, કરવું જોઈએ. હું સેવા કરીશ તો આ મુનિ આદિ મને કંઈ લબ્ધિ-સિદ્ધિ બતાવી આપશે, મને કોઈ જ્યોતિષ્-મંત્ર-તંત્ર વગેરે ચમત્કાર દેખાડશે, મને એવો કોઈ રૂડો આશીર્વાદ આપશે કે-'જા બચ્ચા! ત્હારૂં કલ્યાણ થશે,'-કે જેથી કરીને હું ધન-પુત્ર આદિ ઐહિક સિદ્ધિ પામીશ, અથવા પરલોકમાં મને આથી કરીને આવું આવું ફલ પ્રાપ્ત થશે;-ઇત્યાદિ પ્રકારે આ ભવ-પરભવ સંબંધી આશંસા, દુષ્ટ ખોટી આશા વૈયાવચ્ચમાં-સેવાધર્મમાં ન હોવી ઘટે. અને એટલા માટે જ અહીં કહ્યું કે આમાં ખાસ કરીને **શુદ્ધ આશય** હોવો જોઈએ, શુદ્ધ ચિત્તવૃત્તિ જ હોવી જોઈએ

**વિધિ પ્રમાણે એટલે શું?**

આ સદ્‌ગુરુના સેવા-ભક્તિ અંગે સંત **જ્ઞાનેશ્વરજી** કહે છે કે-"એ ગુરુસેવા તે સર્વ ભાગ્યોની જન્મભૂમિ જ છે. કારણ કે શોકવડે ગ્રસાયેલા જીવને એ બ્રહ્મસ્વરૂપ

* "व्याध्याद्युपनिपातेऽपि तेषां सम्यग् विधीयते ।
स्वशक्त्या यत्प्रतीकारो वैयावृत्त्यं तदुच्यते ॥"
—શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત તત્ત્વાર્થસાર.

**ગુરુસેવાની પ્રશંસા**

બનાવે છે. જેવી રીતે પોતાના સમગ્ર જળરાશિને લઇ ગંગા સમુદ્રમાં મળે છે, કિંવા શ્રુતિ બ્રહ્મપદમાં પ્રવિષ્ટ થાય છે, અથવા પતિવ્રતા સ્ત્રી પોતાનું જીવિત અને પોતાના ગુણાવગુણ સર્વ પોતાના પ્રિયતમ પતિને સમર્પી દે છે, તે જ પ્રમાણે પોતાનું અંતઃકરણ આંતર્બાહ્ય, ગુરુકુળમાં અર્પણ કરી દીધું છે, અને પોતાના શરીરને ગુરુકુળના આગારરૂપ બનાવ્યું છે.—ગુરુકુળમાં જેની એવી અનન્ય પ્રીતિ રહેલી તારા જોવામાં આવે, તેની આગળ જ્ઞાન તેની સેવા કરતું ઉભેલું હોય છે. ગુરુકૃપા જ અમૃતની વૃષ્ટિ છે, અને આપણે ગુરુસેવા વૃત્તિરૂપ રોપા છીએ." ઇત્યાદિ.

"આવા પવિત્ર સત્પાત્રની આપણે શોધી શોધી અન્ન-પાન-વસ્ત્ર-પાત્ર-ઔષધ-આવાસ આદિવડે સંભાળ લેવી જોઇએ; તેઓની ભક્તિ-શુશ્રૂષા કરવી જોઇએ. એવા સુપાત્ર જીવો, જેઓ કેવળ પોતાના અને પારકા જીવોના હિતમાં જ પ્રવર્ત્તી રહ્યા છે, અને જેઓ પોતાના દેહની પણ અપેક્ષા નથી રાખતા, તેવા મહાપુરુષોને દાન દઇ તેઓની ભક્તિ કરી, તેઓનો યોગ મેળવી, મારી શક્તિઓનો લાભ તેઓને આપી અહો! હું ક્યારે કૃતાર્થ થઇશ? એવી સદ્ભાવના આપણે સદા ભાવવી ઘટે છે."

શ્રી મનઃસુખભાઇ કીરતચંદકૃત દાનધર્મ-પંચાચાર.

**શું પ્રભુચરણ કને ધરૂં?**

આમ આ શ્રીમદ્ સદ્ગુરુ ભગવાનનો અનંત અપાર ઉપકાર જાણી, આ દૃષ્ટિવાળો યોગીપુરુષ તેની અનન્યભાવે સેવા-ભક્તિ કરે છે. તે ચિંતવે છે કે આ પરમ કૃપાળુ-કરુણાસિંધુ સદ્ગુરુ ભગવાને આ હું પામર પર પરમ આશ્ચર્યકારક ઉપકાર કર્યો છે! હું તે ઉપકારનો બદલો વાળવા સર્વથા અસમર્થ છું, તો પછી હું આ પ્રભુને ચરણે શું ધરૂં? કારણ કે આત્માથી બીજી બધી વસ્તુ ઉતરતી છે અને તે આત્મા તો આ પ્રભુએ જ મને આપ્યો છે, માટે એમના ચરણાધીનપણે વર્તું એ જ એક ઉપાય છે. એમ ચિંતવી તે સદ્ગુરુ-ચરણે આત્માર્પણ કરે છે-આત્મનિવેદન કરે છે, આજ્ઞાધીન થઇ રહે છે, દાસાનુદાસ ચરણરેણુ બની જાય છે.

"અહો! અહો! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;<br>
આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર.<br>
શું પ્રભુ ચરણ કને ધરૂં? આત્માથી સૌ હીન;<br>
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન.<br>
આ દેહાદિ આજથી, વર્ત્તો પ્રભુ આધીન;<br>
દાસ, દાસ, હું દાસ છું, તેહ પ્રભુનો દીન."—શ્રી આત્મસિદ્ધિ

અને આ શુદ્ધ આશયવિશેષ તથાપ્રકારના કાલભાવથી હોય છે, એટલા માટે લગભગ કહેવાઇ ચૂકેલું બીજાન્તર કહે છે:—

**भवोद्वेगश्च सहजो द्रव्याभिग्रहपालनम् ।**
**तथा सिद्धान्तमाश्रित्य विधिना लेखनादि च ॥ २७ ॥**

ભવઉદ્વેગ સહજ અને, દ્રવ્ય અભિગ્રહ તેમ;
સિદ્ધાન્ત આશ્રી વિધિવડે, લેખનાદિ પણ એમ. ૨૭

**અર્થ:**—અને સહજ એવો ભવઉદ્વેગ (સંસાર પ્રત્યે વૈરાગ્ય), દ્રવ્ય અભિગ્રહનું પાલન, તથા સિદ્ધાન્તને આશ્રીને વિધિથી લેખન આદિ પણ યોગબીજ છે.

## વિવેચન

"ભવ ઉદ્વેગ સુઠામોરે."—શ્રી યોગ૦ દ. સજ્ઝાય

ઉપરમાં જે પ્રભુભક્તિ ને સદ્ગુરુભક્તિ એ **યોગબીજ** બતાવ્યા, તે ઉપરાંત બીજા પણ યોગબીજ છે: (૧) સહજ ભવઉદ્વેગ, (૨) દ્રવ્ય અભિગ્રહપાલન, (૩) વિધિથી સિદ્ધાંતના લેખનાદિ.

### ૧. સહજ ભવઉદ્વેગ

સંસાર પ્રત્યે ઉદ્વેગ, અત્યંત કંટાળો, અંતરંગ વૈરાગ્ય ઉપજવો એ પણ ઉત્તમ યોગબીજ છે. અને આ વૈરાગ્ય પણ **સહજ** એટલે કે સ્વાભાવિક હોવો જોઇએ,–નહિં કે ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ, રોગઆપત્તિ વગેરે દુઃખના કારણોથી ઉપજતો દુઃખગર્ભિત વૈરાગ્ય. તે તો એક પ્રકારનો દ્વેષ છે. એવા દુઃખગર્ભિત 'મસાણીઆ' વૈરાગ્યને 'વૈરાગ્ય' નામ જ ઘટતું નથી. કારણ કે તેવો દુઃખજન્ય વૈરાગ્ય તો આર્ત્તધ્યાનનો પ્રકાર છે, માટે તેવા કંટાળારૂપ વૈરાગ્યને યોગબીજપણું ઘટતું નથી. પણ જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોક

---

**वृत्तिः-भवोद्वेगश्च**—સંસાર પ્રત્યે ઉદ્વેગ, કંટાળો, અણગમો,–આના (સંસારના) જન્માદિરૂપપણાએ કરીને,–હોય છે. **सहजो**–સહજ, નહિં કે ઇષ્ટવિયોગ આદિ નિમિત્તવાળો, કારણ કે તેનું તો આર્ત્તધ્યાનરૂપપણું છે, (ઇષ્ટવિયોગ વગેરે કારણે ઉપજતો વૈરાગ્ય આર્ત્તધ્યાનરૂપ છે). કહ્યું છે કે– "प्रत्युत्पन्नात्तु दुःखान्निर्वेदो द्वेष ईदृशः । न वैराग्यम्" ઇત્યાદિ, 'પ્રત્યુત્પન્ન દુઃખ થકી નિર્વેદ, કંટાળો તે તો દ્વેષ છે, વૈરાગ્ય નથી.' સહજ ભવોદ્વેગ એ યોગબીજ છે, એમ સબંધ ચાલ્યો આવે છે. તથા **द्रव्याभिग्रहपालनम्**–દ્રવ્ય અભિગ્રહનું પાલન,–ઔષધ વગેરેના સંપ્રદાનને આશ્રીને. વિશિષ્ટ ક્ષયોપશમભાવરૂપ ભાવ અભિગ્રહનો અભિગ્રહ વિષે અસંભવ છે, તેથી દ્રવ્ય અભિગ્રહનું ગ્રહણ છે. આ પણ યોગબીજ છે. **तथा सिद्धान्तमाश्रित्य**–તથા સિદ્ધાન્તરૂપ અર્થને-વિષયને આશ્રીને,–નહિં કે કામ આદિ શાસ્ત્રોને, શું? તો કે-**विधिना**-વિધિથી, ન્યાયોપાર્જિત ધનના સત્પ્રયોગ આદિ લક્ષણવાળા વિધિવડે કરીને; શું? તો કે-**लेखनादि च**-લેખન આદિ પણ અનુત્તમ યોગબીજ છે.

આદિ દુઃખમય સંસારનું સાચું યથાતથ્ય સ્વરૂપ વિચારતાં, જે સહજ—સ્વાભાવિક ભવોદ્વેગ—સંસાર પ્રત્યે અણગમો ઉપજે, ખરો વૈરાગ્ય જન્મે, તેને જ યોગબીજ કહેવા યોગ્ય છે; અને તે જ અત્રે પ્રસ્તુત છે. કારણ કે આ યોગદૃષ્ટિવાળા વિવેકીને મન સંસારનું આવું સ્વરૂપ સ્પષ્ટપણે સંવેદાય છે:—

"જન્મ જરા મરણે કરી એ, એ સંસાર અસાર તો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો."
—શ્રી વિનયવિજયજીકૃત પુણ્યપ્રકાશ સ્તવન.

"પુહવીને જે છત્ર પરે કરે, મેરુનો કરે દંડ રે;
તે પણ ગયા હાથ ઘસંતા, મૂકી સર્વ અખંડ....માયાજાલ રે."—શ્રીપદ્મવિજયજી
"શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય, તે કોઇ અન્યે લઇ ના શકાય;
તે ભોગવે એક સ્વ આત્મ પોતે, એકત્વ એથી નય સુજ્ઞ ગોતે.
વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જળના તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ, શું રાચિયે ત્યાં ક્ષણનો પ્રસંગ?"—શ્રીમદ્ રાજચંદ્રજી

**વૈરાગ્ય ભાવના**

આમ સંસાર સ્વરૂપને વેદી રહેલો તે મહાનુભાવ પોતાના આત્માને સંબોધીને ભાવે છે કે—હે જીવ! તેં અનંત જન્મોની અંદર જૂદી જૂદી જનનીઓનું એટલું ધાવણ* પીધું છે કે તે ભેગું કરીએ તો સમુદ્રના જલ કરતાં પણ વધી જાય! ત્હારે મરણ થતાં જૂદી જૂદી માતાઓની આંખોમાંથી એટલું પાણી વછૂટયું છે કે તે એકઠું કરીએ તો સાગરજલ કરતાં પણ વધી જાય! આમ હે જીવ! ત્હારા અનંત જન્મ—મરણ થયા છે. તેમાં કોનો પુત્ર ને કોનો પિતા? કોની

* "पीओसि थणच्छीरं अणंतजम्मंतराइ जणणीणं ।
अण्णाण्णाण महाजस ! सायरसलिलाहु अहिययरं ॥
तुह मरणे दुक्खेण अण्णण्णाणं अणेयजणणीणं ।
रुण्णाण णयणणीरं सायरसलिला हु अहिययरं ॥"—શ્રી કુંદકુંદાચાર્યજીકૃત ભાવપ્રાભૃત
"कस्यापत्यं पिता कस्य कस्याम्बा कस्य गेहिनी ।
एक एव भवाम्भोधौ जीवो भ्रमति दुस्तरे ॥"
—શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત શ્રી તત્ત્વાર્થસાર
"भवाब्धिप्रभवाः सर्वे संबंधा विपदास्पदम् ।
संभवंति मनुष्याणां तथाऽन्ते सुष्ठु नीरसाः ॥
गगननगरकल्पं सङ्गमं वल्लभानाम्, जलदपटलतुल्यं यौवनं वा धनं वा ।
स्वजनसुतशरीरादीनि विद्युच्चलानि, क्षणिकमिति समस्तं विद्धि संसारवृत्तम् ॥"
—શ્રી શુભચંદ્રાચાર્યજીરચિત શ્રી જ્ઞાનાર્ણવ.
"जन्मतालद्रुमाज्जन्तुफलानि प्रच्युतान्यधः ।
अप्राप्य मृत्युभूभागमन्तरे स्युः कियच्चिरम् ॥"—શ્રી આત્માનુશાસન,

માતા ને કોની સ્ત્રી? આ દુસ્તર સંસાર-સાગરમાં આ જીવ એકલો જ ભમે છે. આ સંસારસમુદ્રમાં ઉપજતા સર્વ સંબંધો મનુષ્યોને વિપત્તિના સ્થાન થઇ પડે છે, ને અંતે અત્યંત નીરસ નિવડે છે, એમ હે જીવ! તું ત્હારા રોજના અનુભવો પરથી નજરે નથી જોતો? આ જગત્‌માં જે પ્રીત-સગાઈ છે તે પણ કેટલી બધી જૂઠી, માયાવી, ને સ્વાર્થ પ્રપંચમય છે, એનો કડવો અનુભવ શું તને નથી થયો? પ્રિયજનોનો સંગમ ગગનનગર જેવો છે, યૌવન ને ધન વાદળા જેવા છે, સ્વજન-પુત્ર-શરીર વગેરે વિજળી જેવા ચંચલ છે, આમ આખું સંસારચરિત્ર ક્ષણિક છે, એમ હે જીવ! તું જાણે છે, છતાં આ ત્હારો તુચ્છ વૈભવ ને પરિવાર દેખીને તું મનમાં શાનો મલકાય છે? **ડાભની અણી પર રહેલા જલબિન્દુ** જેવું આ ત્હારૂં જીવન ક્ષણિક છે. જન્મરૂપ તાડ-વૃક્ષમાંથી ભ્રષ્ટ થયેલાં આ ત્હારા જીવન-ફલને મૃત્યુ-ભૂમિએ પહોંચતાં કેટલો વખત લાગશે? માટે હે મૂઢ જીવ! મોહ મ પામ! મોહ મ પામ! હવે તો આ અનંત ખેદમય સંસારથી વિરામ પામ! વિરામ પામ!

"मूढ मुह्यसि मुधा, मूढ मुह्यसि मुधा, विभवमनुचिंत्य सपरिवारम् ।
कुशशिरसि नीरमिव गलदनिलकंपितं, विनय जानीहि जीवितमसारम् ॥ मूढ० ॥"

—શ્રી શાંતસુધારસ.

ઇત્યાદિ પ્રકારે ભાવના ભાવતાં તેને **સહજ વૈરાગ્ય**ની સ્ફુરણા થાય છે, તે ભવથી ખેદ પામે છે-થાકી જાય છે, ને આ જન્મમરણ પરંપરાની જાળમાથી છૂટવાની તીવ્ર ઇચ્છા કરે છે-મોક્ષની અભિલાષા કરે છે, ને સાચો 'મુમુક્ષુ' બને છે. એટલે પછી તે મોક્ષનો ઉપાય જાણવા માટે ઘણા પ્રયાસથી સાચા સદ્‌ગુરુની શોધ કરે છે; અને પરમ દુર્લભ એવા તેની પ્રાપ્તિ થયે, તેનો પરમ ઉપકાર ગણી મન-વચન-કાયાની એકાગ્રતાથી તેના આજ્ઞાધીનપણે વર્તે છે. એટલે સદ્‌ગુરુનો બોધ તેવા વૈરાગ્યવાસિત જીવને લાગતાં, તેને સમ્યગ્‌જ્ઞાન આદિ કલ્યાણપરંપરાની પ્રાપ્તિ થાય છે; કારણ કે વૈરાગ્ય-જલથી તેની ચિત્ત-ભૂમિ પોચી થઈ હોવાથી તેમાં બોધ ઊગી નીકળે છે. આમ સાચો અંતરંગ વૈરાગ્ય તેને ઉત્તમ યોગબીજરૂપ થઇ પડે છે. અને તેવા અંતરંગ વૈરાગ્યનો રંગ જ્યાંલગી ચિત્તમાં ન લાગ્યો હોય, ત્યાંલગી જીવમાં જ્ઞાન પામવાની યોગ્યતા પણ આવતી નથી. જ્યાંલગી ચિત્ત-ભૂમિ કઠણ હોય ત્યાંલગી સિદ્ધાંતજ્ઞાન તેમાં પ્રવેશી શકતું નથી, ઉપરછલું ઘઇને ચાલ્યું જાય છે પણ જ્યારે વૈરાગ્યજલના સિંચનવડે તે ચિત્ત-ભૂમિ આર્દ્ર થઈ પોચી બને છે, ત્યારે જ તેમાં સમ્યગ્‌જ્ઞાન-બીજનો પ્રક્ષેપ થઈ શકે છે. સ્વ. શ્રી **મનઃસુખભાઇ**એ (આ વિવેચકના પૂ. પિતાશ્રી) **શાંતસુધારસ** પ્રસ્તાવનામાં યથાર્થ જ કહ્યું છે કે—

**વૈરાગ્યથી ચિત્તભૂમિની આર્દ્રતા**

"જ્યાંસુધી વૈરાગ્યરૂપી રેચક દ્રવ્યથી ચિત્તવૃત્તિનો મલિન વાસનારૂપ મળ સાફ થયો નથી, ત્યાંસુધી જીવને સિદ્ધાંત બોધરૂપ-રસાયણરૂપ પોષ્ટિક ઔષધ ગુણ ન કરે, નિષ્ફળ

જાય, અથવા ચિત્તચંચળતારૂપ વિકાર ઉપજાવે. જ્યાંસુધી વૈરાગ્યજળના સિંચનથી ચિત્ત-ભૂમિ યથેચ્છ ભીંજાઈ ન હોય, ત્યાંસુધી તત્ત્વજ્ઞાનરૂપ સિદ્ધાંત બોધનું બીજ તેમાં કયાંથી વાવી શકાય? ન જ વાવી શકાય; છતાં તે ત્યાં પ્રક્ષેપવામાં આવે તો તે ઠરે નહિં, વ્યર્થ જાય.”

“ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન.
વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન;
તેમ જ આતમજ્ઞાનની, પ્રાપ્તિ તણાં નિદાન.”—શ્રી આત્મસિદ્ધિ

એટલા માટે આ સહજ ભવ ઉદ્વેગને–સાચા અંતરંગ વૈરાગ્યને પણ ઉત્તમ યોગબીજ કહ્યું તે યથાર્થ છે. અને આમ અત્યારસુધી જે યોગબીજ કહ્યા તે આ પ્રમાણે—

“યોગના બીજ ઇહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે;
ભાવાચારજ સેવના, ભવ ઉદ્વેગ સુઠામો રે....વીર૦”—શ્રી યોગ૦ સજ્ઝાય ૧-૮

## ૨. દ્રવ્ય અભિગ્રહ પાલન

તથા દ્રવ્ય અભિગ્રહનું પાલન–સેવન એ પણ ઉત્તમ યોગબીજ છે. નિર્દોષ આહાર, ઔષધ, શાસ્ત્ર, ઉપકરણ આદિનું મુનિ વગેરે સત્પાત્રને સંપ્રદાન કરવું, સમ્યક્પ્રકારે વિધિ પ્રમાણે દાન કરવું, ઇત્યાદિ દ્રવ્ય અભિગ્રહ છે, શુભ સંકલ્પ છે. ભાવ અભિગ્રહ તો ગ્રંથિભેદ થયા પછી વિશિષ્ટ ક્ષયોપશમવંતને હોય છે, અને આ દૃષ્ટિવાળાને હજુ ગ્રંથિભેદ થયો નથી, એટલે તેને ભાવ અભિગ્રહ સંભવતો નથી, તેથી અહીં દ્રવ્ય અભિગ્રહનું ગ્રહણ કર્યું છે.

**સુપાત્ર-ક્ષેત્રે દાન-બીજ**

આત્મધ્યાનમાં નિમગ્ન, દેહમાં પણ કિંચિત્ મૂર્છા નહિં ધરાવનારા, અને સંયમના હેતુથી જ દેહયાત્રામાત્ર નિર્દોષ વૃત્તિ ધરાવનારા, એવા એકાંત આત્માર્થને જ સાધનારા સાચા સાધુ મુનિવરોને, યથાશક્તિ વિધિપૂર્વક યોગ્ય દાન વગેરે દેવું, તેનો અત્યંત મહિમા શાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યો છે. જેમ પૃથ્વીમાં પડેલું નાનું સરખું વડનું બીજ કાળે કરીને, છાયાથી શોભતું ને ઘણા ફળથી મીઠું એવું મોટું ઝાડ બની જાય છે; તેમ સુપાત્ર સત્પુરુષને યોગ્યકાળે ભક્તિથી આપેલું અલ્પ દાનરૂપ બીજ પણ કાળે કરીને, મોટા વૈભવ-રૂપ છાયાથી શોભતા તથા ઘણા ફળથી મીઠા, એવા મહા મોક્ષમાર્ગરૂપ વૃક્ષમાં પરિણમી મોક્ષ ફલ આપે છે.×

× “क्षितिगतमिव वटबीजं पात्रगतं दानमल्पमपि काले ।
फलति च्छायाविभवं बहुफलमिष्टं शरीरभृताम् ॥”
—શ્રી સમંતભદ્રાચાર્યજીકૃત રત્નકરંડશ્રાવકાચાર

"જેમ સારા ક્ષેત્રમાં વાવેલું એક બીજ ઊગી નીકળી અસંખ્ય ફળ આપી, અનંતા બીજ પેદા કરી, તે તે બીજોમાં પાછી અનંતા બીજ પેદા કરવાની, એમ પરંપરાએ અનંતાનંત ફળની યોગ્યતા આપે છે, તેમ સુપાત્રને આપેલું દાન અનંત કલ્યાણનું કારણ થાય છે. એક સુપાત્ર મહર્ષિને ખાનપાનનું ભક્તિપૂર્વક દાન દીધું હોય, તો તે સુપાત્રના દેહનો યથેચ્છ નિર્વાહ થાય છે; અને તે સુપાત્ર પછી જીવોને કલ્યાણમય ઉપદેશ આપી બીજા અનેક સુપાત્રો બનાવે છે; જે પાછા પ્રત્યેક અનેક અનેક કરી, ઘણા જીવોને સુપાત્ર થવાનાં કારણિક થાય છે. આમ એક સુપાત્રને દાન આપવાથી પરંપરાએ અનેક સુપાત્રો નીપજે છે,–જે જીવોનાં અમોઘ કલ્યાણનાં કારણરૂપ જ છે."

—શ્રી મનઃસુખભાઇ કિરતચંદ મહેતાકૃત દાનધર્મ-પંચાચાર

એક રીતે જોઇએ તો મોક્ષમાર્ગનું પ્રવર્ત્તન દાનથી જ થાય છે. કારણ કે મોક્ષમાર્ગ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ છે, તેને ધારણ કરનારા મહામુનીશ્વરો છે, અને દેહવડે કરીને તેઓ તે ધર્મમાર્ગને આરાધે છે. દેહ પણ આહાર હોય તો ટકે છે, માટે નિર્દોષ આહાર-પાન-ઔષધ-શાસ્ત્ર આદિનું દાન જે સત્પાત્ર મુનિ આદિને કરે છે, તે મોક્ષમાર્ગને ધારી રાખે છે–ટકાવે છે, એમ **પદ્મનંદિપંચવિંશતિકામાં** દાન અધિકારે મહાનિર્ગ્રંથ મુનીશ્વર **પદ્મનંદિજીએ** કહ્યું છે. અને આવું સત્પાત્ર પ્રત્યે દેવામાં આવતું દાનાદિ આત્મામાં તેવા પ્રકારની યોગ્યતાનું રોપણ કરે છે, તેથી તેને **યોગબીજ** કહ્યું છે. સુપાત્ર દાનના પ્રભાવે ઘણા જીવો સંસારસાગર તરી ગયા છે, એના પુષ્કળ દૃષ્ટાંતો શાસ્ત્રમાં મળી આવે છે. જેમકે–શ્રી **શ્રેયાંસકુમાર**, શ્રી **શાલિભદ્રજી** મહામુનિ આદિ.

**સાર્વજનિક દાનાદિ**

અથવા તો સાર્વજનિક ઉપયોગને માટે દાનાદિ કર્મ કરવું, તેનો પણ અત્ર સમાવેશ થાય છે. દીન-દુઃખી જનતા માટે વિવેકપૂર્વક પોતાના દ્રવ્યનો યથાશક્તિ વ્યય કરવો, દાન દેવું, નિર્દોષ ઔષધ આદિનો પ્રબંધ કરવો, દેશ-કાલને અનુસરી દવાખાના-ઇસ્પિતાલ વગેરે કરાવવા, આહાર-પાણીની જોગવાઇ કરી આપવી, દાનશાલા ઉઘાડવી; તેમજ રોગચાળો ફાટી નીકળે ત્યારે અથવા કુદરતી કોપ થાય ત્યારે, સંકટસમયે પોતાના તન-મન-ધનની સર્વ શક્તિ ખર્ચીને જનતાની-દરિદ્રનારાયણની જેટલી બને તેટલી સેવા કરવી;–આ બધું ય પ્રશસ્ત હોઇ પરંપરાએ યોગબીજનું કારણ થાય છે. કારણ કે પુષ્ટ આલંબનને આશ્રીને કરવામાં આવેલા તે દાનાદિ કર્મને લીધે પ્રવચનની ઉન્નતિ થાય છે, અને તેથી કરીને લોકોને બીજાધાન આદિ ભાવની પ્રાપ્તિ થાય છે. આમ ઘણા જીવોના ઉપકારથી અનુકંપાનું નિમિત્ત બને છે, તેથી અત્રે મુખ્ય એવો શુભાશયરૂપ હેતુ હોય છે* અને આ

* "पुष्टालम्बनमाश्रित्य दानशालादिकर्म यत्। तत्तु प्रवचनोन्नत्या बीजाधानादिभावतः॥
बहूनामुपकारेण नानुकंपानिमित्तताम्। अतिक्रामति तेनात्र मुख्यो हेतुः शुभाशयः॥"
—શ્રી યશોવિજયજીકૃત દ્વા૦

દાનનું ધર્માંગપણું સ્ફુટ કરવાને ભગવાને પોતે પણ પ્રવ્રજ્યા પૂર્વે સંવત્સર દાન દીધું હતું. અરે! દીક્ષા લીધા પછી પણ તે પરમકૃપાળુ **મહાવીર** દેવે અનુકંપાવિશેષથી બ્રાહ્મણને દેવદૂષ્ય વસ્ત્ર આપી દીધું હતું! ×

## ૩. વિધિથી સિદ્ધાન્ત લેખનાદિ

સિદ્ધાન્ત, સદાગમ, સત્શાસ્ત્રરૂપ વિષયને આશ્રીને લેખન આદિ કરવા, કરાવવા તે પણ ઉત્તમ **યોગબીજ** છે; પણ કામશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે અસત્શાસ્ત્રને આશ્રીને લખવું-લખાવવું વગેરે તે યોગબીજ નથી, એટલા માટે '**સિદ્ધાન્તને આશ્રી**' એમ કહ્યું. 'અસત્શાસ્ત્ર તો મનને વ્યામોહ પમાડી એકદમ મોહસાગરમાં ફેંકી દે છે, તે ક્ષણભર કાનને મીઠું લાગે છે, પણ પછી તો અવિદ્યાનું ઝેર ફેલાવી જીવને મૂર્છિત કરે છે; એવા અસત્શાસ્ત્રનું આત્માર્થીને શું પ્રયોજન? જગત્પૂજ્ય એવું સત્શાસ્ત્ર વિદ્યમાન સતે કયો સુબુદ્ધિ પુરુષ કુશાસ્ત્રોથી પોતાના આત્માની વિડંબના કરે?' એમ **શુભચંદ્રાચાર્યજી**એ શ્રી **જ્ઞાનાર્ણવ**માં કહ્યું છે. એટલા માટે અત્રે તે અસત્શાસ્ત્રનો નિષેધ કર્યો. આત્માર્થી તો સત્શાસ્ત્રના જ લેખનાદિવડે તેના ભક્તિ-બહુમાન કરે.

આ સિદ્ધાન્તના લેખનાદિ પણ **વિધિથી** હોવા જોઇએ. વિધિથી એટલે ન્યાયોપાર્જિત-ન્યાયથી સાચી પ્રમાણિક નીતિથી કમાયેલા ધનનો જ આવા સત્કાર્યમાં સદુપયોગ થવો જોઇએ. લોકોને લૂંટીને, ચૂંસીને, છેતરીને, કાળા બજાર કરીને, અનેક પ્રકારના કૂટવટાવ-અપ્રમાણિકતા આચરીને કમાયેલા ધનને આવા સત્કાર્યમાં સ્થાન જ નથી. કોઇ એમ જાણતો હોય કે હું અનેક પ્રકારે છળપ્રપંચ કરી હમણાં તો પૈસો ભેગો કરૂં, અને પછી આવા ધર્મકાર્યમાં વાપરીશ, તો તે ભ્રાંતિમાં જ રમે છે, મૂર્ખના સ્વર્ગમાં જ (Fool's paradise) વસે છે! કારણ કે **ન્યાયોપાર્જિત ધન** એ તો સન્માર્ગને અનુસરનાર માર્ગાનુસારીનું પ્રાથમિકમાં પ્રાથમિક લક્ષણ છે, પ્રથમ પગથિયું છે, પ્રથમ ભૂમિકા છે, કક્કાનો પહેલો અક્ષર છે. એ જ અત્રે વિધિ કહ્યો છે. અને તે ધનનો પણ વિવેકપૂર્વક **સત્પ્રયોગ-ઉત્તમ સદુપયોગ** થવો જોઇએ. જે જે પ્રકારે તે સિદ્ધાંત-શાસ્ત્રનું બહુમાન, ભક્તિ, ગૌરવ, માહાત્મ્ય વધે, જે જે પ્રકારે આત્મામાં તેમજ જગતમાં તેની **પ્રભાવના** થાય, તે તે પ્રકારે તે તે સદ્ગ્રંથોને અનુરૂપ-છાજે એવા બાહ્ય-અભ્યંતર સર્વાંગસુંદર સાધનો, લેખનાદિમાં યોજવાનો વિવેક વાપરવો જોઇએ;-એ વિધિ છે. આ અંગે શ્રી **મનઃસુખભાઇ**એ બહુ મનનીય શબ્દો કહ્યા છેઃ—

**વિધિથી એટલે?**

---

× "धर्माङ्गत्वं स्फुटीकर्तुं दानस्य भगवानपि। अत एव व्रतं ग्रहन् ददौ संवत्सरं वसु ॥"
—શ્રી દ્વા૦ દ્વા૦

"ज्ञापकं चात्र भगवान्निष्क्रान्तोऽपि द्विजन्मने। देवदूष्यं ददद्धीमाननुकंपाविशेषतः ॥"
—શ્રી હરિભદ્રસૂરિજીકૃત અષ્ટક.

"આપણા પુણ્ય મુજબ આપણને પ્રાપ્ત થયેલ શણગાર, ઘરેણાં, પૈસા, મણિ, માણિક્યાદિ જવાહીર સાચવવા આપણે શોભીતા કબાટ, પેટી, પટારા કે તેજુરી વસાવીએ છીએ, તો **ચિંતામણિરત્ન સમાન શબ્દો** જેમાં રહેલા છે, તે ગ્રંથ અર્થને જાળવી રાખવા કેવા સુંદર કાગળ, છાપ, પુંઠા, બાઈંડીંગ આદિ સાધન જોઇએ ? બહુ સુંદર, શોભનીક, ટકાઉ, મનહર, ગ્રંથનું ગૌરવ જાળવે-વધારે એવાં, જ્ઞાનના બહુમાન-ભક્તિભાવસૂચક-આવાં કાગળ, છાપ પુંઠાં આદિ જોઇએ. જીવ ગ્રંથમાં પ્રવેશ કરી બોધ પામે તે પહેલાં આ બહારના દેખાવથી જ બોધ પામી, ઠરી જાય છે હાલ પવિત્ર ગ્રંથોની ખરાબ કાગળ, ખરાબ શાહી-છાપ, નમાલાં પુંઠાં એ વગેરેથી પરિણામે ઠેર ઠેર આશાતના થતી દેખાય છે. × × × સુવર્ણ અક્ષરે હજારો બદલે લાખો રૂપિઆ ખર્ચી સૂત્રની એક પ્રત પૂર્વના કોઇ ભાગ્યશાળી પુરુષે (સંગ્રામ સોનીએ) લખાવી આપણે સાંભળીએ છીએ, એ શું સૂચવે છે ? જ્ઞાન-બહુમાન."—શ્રી શાંતસુધારસ પ્રસ્તાવના.

આમ સિદ્ધાંત-શાસ્ત્રનું ગૌરવ-બહુમાન-ભક્તિ વધે, પ્રભાવના થાય, એવી સુંદર વિધિથી સિદ્ધાંત લખાવવા વગેરે પણ ઉત્તમ યોગબીજ છે.

"દ્રવ્ય અભિગ્રહ પાળવા, ઓષધ પ્રમુખને દાને રે;
આદર આગમ આસરો, લિખનાદિક બહુમાને રે. વીર૦"—શ્રી યોગ૦ સજ્ઝાય, ૧-૯

'આદિ' શબ્દનો અર્થ કહે છે—

**लेखना पूजना दानं श्रवणं वाचनोद्ग्रहः ।**
**प्रकाशनाथ स्वाध्यायश्चिन्तना भावनेति च ॥ २८ ॥**

લેખન પૂજન દાન ને, શ્રુતિ વાંચન ઉદ્ગ્રાહ;
પ્રકાશના સ્વાધ્યાય ને, ચિંતન ભાવન ચાહ. ૨૮

**અર્થ**:—લેખના, પૂજના, દાન, શ્રવણ, વાંચન, ઉદ્ગ્રહણ, પ્રકાશના, સ્વાધ્યાય, ચિંતના અને ભાવના-એમ લેખનાદિથી સમજવું.

## વિવેચન

સિદ્ધાન્તને આશ્રીને, પરમ શ્રુતજ્ઞાનના વિષયમાં, શું શું કર્યું હોય ? તો યોગબીજ ગણાય, તે અહીં સ્ફુટ કર્યું છે:—

---

**वृत्तिः**-लेखना—લેખના, સત્ પુસ્તકોમાં લખાવવું તે; पूजना-પુષ્પ વસ્ત્રાદિથી પૂજન કરવું તે પૂજના. दानं-દાન-પુસ્તક આદિનું. श्रवणं-શ્રવણ,-વ્યાખ્યાનનું; वाचना-વાચના, સ્વયમેવ વાંચવું તે; આનો उद्ग्रहः-ઉદ્ગ્રહ, વિધિથી ગ્રહણ. આની જ प्रकाशना-પ્રકાશના, ગ્રહણ કરેલા સિદ્ધાંતોનું ભવ્યો સમક્ષ પ્રકાશવું તે. अथ स्वाध्यायः અને સ્વાધ્યાય, વાચના આદિ. આની જ चिन्तना-ચિંતના-ગ્રંથના અર્થથી; આની જ-भावनेति च-ભાવના, આ જ સિદ્ધાંત સંબંધી ભાવના, આ યોગબીજ છે, એમ સંબંધ છે.

**લેખના**—સત્ પુસ્તકોમાં, સુંદર ગ્રંથોમાં તે સતશાસ્ત્રો લખાવવા. તે તે સિદ્ધાન્તોને છાજે એવા અનુરૂપ કાગળ, શાહી, છાપ, પુંઠાં વગેરે, શાસ્ત્રનું ગૌરવ દીપાવે એવા બાહ્ય આકર્ષણરૂપ ગુણોથી; તેમ જ અક્ષર, વર્ણ, શબ્દ, અર્થ આદિની શુદ્ધિ-સુસંકલના વગેરે આભ્યંતર ગુણોથી યુક્ત, એવા **સર્વાંગસુંદર સદ્ગ્રંથોમાં** સતશાસ્ત્રોનું લખવું-લખાવવું તે લેખના. અને આ યોગદૃષ્ટિ પામેલો મુમુક્ષુજન તો સત્શ્રુતનો પરમ ઉપકાર ગણી જેમ બને તેમ તેની **પ્રભાવના** કરવા ઇચ્છે છે, એટલે તે લેખનાદિમાં યથાશક્તિ પ્રવર્ત્તે છે. કારણ કે તે સારી પેઠે સમજે છે કે–'પાપ વ્યાધિનું ઓષધ શાસ્ત્ર છે, પુણ્યનું નિબંધન શાસ્ત્ર છે, સર્વત્ર ગમન કરનારૂં ચક્ષુ શાસ્ત્ર છે, સર્વ અર્થનું સાધન શાસ્ત્ર છે.'

"पापामयौषधं शास्त्रं शास्त्रं पुण्यनिबन्धनम् ।
चक्षुः सर्वत्रगं शास्त्रं शास्त्रं सर्वार्थसाधनम् ॥ "—શ્રી યોગબિન્દુ, ૨૫૫.

**પૂજના**—પુષ્પ, વસ્ત્ર, ધૂપ, દીપ આદિવડે સત્શાસ્ત્રની-પરમશ્રુતની પૂજા કરવી તે પૂજના. આ બાહ્ય પૂજના અંતરંગ બહુમાન-ભક્તિની સૂચક છે, કારણ કે મુમુક્ષુ જોગીજનના મનમાં એવો ભાવ ઉપજે છે કે–આ સત્પુરુષના વચનામૃતને માટે હું મ્હારૂં **સર્વસ્વ** ઓવારી નાંખું તોપણ ઓછું છે, આ સત્પુરુષના વચનામૃત મ્હારા હૃદયમાં અખંડ જ્ઞાન-દીપક પ્રગટાવો! આમ નિર્મલ અંતઃકરણથી સત્શાસ્ત્રના ગુણગ્રામ કરવા તે પણ પૂજાનો પ્રકાર છે. જેમકે—

"અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી, અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકલ જગત હિતકારિણી હારિણી મોહ, તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે;
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ, આપવાથી નિજ મતિ મપાઇ મેં માની છે;
અહો **રાજચંદ્ર**! બાલ ખ્યાલ નથી પામતા એ, જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રીમોક્ષમાળા.

**દાન**—અન્ય આત્માર્થી મુમુક્ષુને અથવા સત્પાત્ર નિર્ગ્રંથ મુનીશ્વર આદિને સત્શાસ્ત્ર આપવું તે દાન. સતશાસ્ત્રનો નિઃસ્વાર્થપણે પ્રચાર કરવો, **પરમશ્રુત**ની એકાંત આત્મકલ્યાણાર્થે **પ્રભાવના** કરવી, તે આમાં સમાય છે. આમ જ્ઞાનનું તો દાન કરવાનું છે, તો પછી જ્ઞાન વેચીને દ્રવ્ય ઉપાર્જન કરવાની અધમ વૃત્તિની વાત તો ક્યાંય દૂર રહી!

**વાંચના**—સતશાસ્ત્રનું પોતે વાંચન કરવું તે. આ પણ આશાતના ટાળી, વિનયવિવેકપૂર્વક, દ્રવ્ય-ભાવ શુદ્ધિ જાળવી થવું જોઇએ. સદ્ગુરુના વિરહે સત્શાસ્ત્રનો અભ્યાસ સુપાત્ર મુમુક્ષુ જીવને પરમ આલંબનભૂત થાય છે. કારણ કે—

"તે પુરુષનાં વચનો આગમસ્વરૂપ છે, તોપણ વારંવાર પોતાથી વચનયોગની પ્રવૃત્તિ ન થાય તેથી, તથા નિરંતર સમાગમનો યોગ ન બને તેથી, તથા તે વચનનું શ્રવણ

તાદશ્ય સ્મરણુમા ન રહે તેથી, તેમ જ કેટલાક ભાવોનું સ્વરૂપ જાણુવામાં પરાવર્ત્તનની જરૂર હોય છે તેથી, અને અનુપ્રેક્ષાનું બળ વૃદ્ધિ પામવાને અર્થે વીતરાગશ્રુત-વીતરાગ શાસ્ત્ર એક બળવાન ઉપકારી સાધન છે "—શ્રીમદ્ રાજચદ્ર, પત્રાંક ૬૯૪.

ઉદ્ગ્રહ—વિધિપૂર્વક શાસ્ત્ર-સિદ્ધાંતનુ ઉદ્ગ્રહણુ આમાં ઉપધાન ક્રિયાનો સમાવેશ થાય છે. તે તે શાસ્ત્રના અધિકારી થવા માટે, આત્મશુદ્ધિ અર્થે કરવામાં આવની તે જ્ઞાનપૂર્વકની શુદ્ધ ક્રિયા છે તેમાં સિદ્ધાંતના બહુમાનપૂર્વક જ્ઞાનારાધનનો પરમ ઉદાર હેતુ રહેલો છે. પણુ જો માત્ર બાહ્ય આડબર ને ક્રિયાજડપણુામા જ તેની પર્યાપ્તતા માનવામાં આવતી હોય, તો તેનો મૂળ ઇષ્ટ ઉદ્દેશ વિસરાઇ જાય છે, ને 'સાપ ગયા ને લીસોટા રહ્યા' તેના જેવું થાય છે! 'ધામધૂમે ધમાધમ ચલી, મોક્ષમારગ રહ્યો દૂર રે', (શ્રી યશોવિજયજી)-તેના જેવી કરુણુ સ્થિતિ થઇ પડે છે!

પ્રકાશના—પોતાને જે સિદ્ધાંતનો બોધ થયો હોય, તે બીજા સુપાત્ર જિજ્ઞાસુ, મુમુક્ષુ, આત્માર્થી જીવ પાસે પ્રકાશવો, કહી દેખાડવો-પ્રગટ કરવો તે કોઈ જીવનો ક્ષયોપશમ પ્રબળ હોય, સમજણુ સારી હોય, તો નિરભિમાનપણે **ઊંચેથી સ્વાધ્યાય કરતો હોય એવી રીતે** તે તેના અર્થનું વિવેચનાદિરૂપે પ્રકાશન કરે, તો વક્તા-શ્રોતા બન્નેને લાભકર્ત્તા થાય છે, સ્વ પરને ઉપકારી થાય છે.* શ્રોતાને લાભ થાય કે ન થાય, પણુ વક્તાને તો થાય જ છે; આ ગ્રથના અર્થનું પ્રકાશન એ જ એને પરમાર્થલાભનું કારણુ છે.

સ્વાધ્યાય—એટલે સજ્ઝાય તેના વાચના આદિ આ ચાર પ્રકાર છે:—

"(૧) **વાંચના**—એટલે વિનય સહિત નિર્જરા તથા જ્ઞાન પામવાને માટે સૂત્ર સિદ્ધાતના મર્મના જાણુનાર ગુરુ કે સત્પુરુષ સમીપે સૂત્ર તત્ત્વનું વાચન લઈએ, તેનું નામ વાચના આલંબન (૨) **પૃચ્છના**—અપૂર્વ જ્ઞાન પામવા માટે, જિનેશ્વર ભગવતનો માર્ગ દીપાવવાને તથા શકાશલ્ય નિવારવાને માટે, તેમ જ અન્યના તત્ત્વની મધ્યસ્થ પરીક્ષા માટે, યથાયોગ્ય વિનય સહિત ગુર્વાદિકને પ્રશ્ન પૂછીએ તેને પૃચ્છના કહીએ (૩) **પરાવર્ત્તના**—પૂર્વે જિનભાષિત સૂત્રાર્થ જે ભણ્યા હોઇએ તે સ્મરણુમા રહેવા માટે, નિર્જરાને અર્થે, શુદ્ધ ઉપયોગ સહિત શુદ્ધ સૂત્રાર્થની વારંવાર સજ્ઝાય કરીએ, તેનું નામ પરાવર્ત્તનાલંબન. (૪) **ધર્મકથા**—વીતરાગ ભગવાને જે ભાવ જેવા પ્રણીત કર્યા છે, તે ભાવ તેવા લઇને, ગ્રહીને, વિશેષે કરીને, નિશ્ચય કરીને, શકા, કંખા અને વિતિગિચ્છા રહિતપણે, પોતાની નિર્જરાને અર્થે સભા મધ્યે તે ભાવ તેવા પ્રણીત કરીએ, કે જેથી સાંભળનાર, સદ્દહનાર બન્ને ભગવંતની આજ્ઞાના આરાધક થાય, એ ધર્મકથાલંબન કહીએ "-શ્રી મોક્ષમાળા, પાઠ ૭૫.

---

* "न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात् ।
ब्रुवतोऽनुग्रहबुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति ॥"—શ્રી ઉમાસ્વાતિ મહારાજ

**ચિંતના**—જે સિદ્ધાંત વાંચ્યા હોય, શ્રવણ કર્યા હોય, ગ્રહણ કર્યા હોય, તેનું તત્ત્વચિંતન કરવું, સૂક્ષ્મ વિચારણા કરવી, ઊહાપોહ કરવો, હેયોપાદેય વિવેક વિચારવો તે ચિંતના.

**ભાવના**—તે ને તે સિદ્ધાંતનું પુનઃ પુનઃ ભાવન કરવું, રટણ કરવું, ફરી ફરી ફેરવવું, ધૂન લગાવવી, કે જેથી કરીને તેના સંસ્કારની દૃઢ છાપ આત્મામાં પડે, તેનો દૃઢ ભાવ-અવિહડ રંગ **આત્મામાં** લાગી જાય.

"ભાવના એટલે પુટ જેમ સુવર્ણને સાવ ચોકખું કરવું હોય તો સંપુટમાં, કુલડીમાં મૂકી, ફરી ફરી તપાવવારૂપ ભાવના-પુટ દેતાં તે શુદ્ધ થાય છે, અથવા સુંઠ આદિને શુદ્ધ કરવા, કમાવવા, નિમક અને લિંબુના રસના ફરી ફરી પુટ આપી ફરી ફરી સુકવવારૂપ ભાવના દેતાં શુદ્ધ થાય છે; × × × તેમ આ જીવને પણ જૂદી જૂદી રીતે વસ્તુ વિચારતાં જ્ઞાનનિર્મળતા થાય છે, વસ્તુસ્થિતિ યથાર્થ સમજાય છે."

—શ્રી મનઃસુખભાઈ કિરતચંદકૃત શાંતસુધારસ વિવેચન.

આમ ભાવના એ આત્મશુદ્ધિનો ઉત્તમ પ્રયોગ છે. તે એટલે સુધી કે તેથી સંપૂર્ણ આત્મસિદ્ધિ સાંપડે છે, આત્મભાવના ભાવતાં જીવ કેવલજ્ઞાન પામે છે: તે માટે પરમ અદ્ભુત મંત્રરૂપ સૂત્રવચન છે—

**"આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે."**

આમ સિદ્ધાંતના લેખન, વાંચનાદિ પણ ઉત્તમ યોગબીજ છે.

"લેખન પૂજન આપવું, શ્રુત વાચના ઉદ્‌ગ્રાહો રે;
ધ્યાન વિસ્તાર સજ્ઝાયથી, ચિંતન ભાવન ચાહો રે....વીર૦"—શ્રી યોગ૦ સજ્ઝાય, ૧-૧૦

તથા—

**बीजश्रुतौ च संवेगात्प्रतिपत्तिः स्थिराशया ।**
**तदुपादेयभावश्च परिशुद्धो महोदयः ॥ २९ ॥**

બીજ શ્રવણે સંવેગથી, સ્થિરઆશય શ્રદ્ધાન;
ઉપાદેય તસ ભાવ જે, શુદ્ધ મહોદયવાન. ૨૯

---

**વૃત્તિઃ—बीजश्रुतौ च**-અને બીજશ્રુતિ થતાં, યથોક્ત યોગબીજ સંબંધી શ્રવણ થતાં, **संवेगात्**-સંવેગથકી, શ્રદ્ધાવિશેષને લીધે, **प्रतिपत्तिः**-'આ એમ છે' એવા રૂપે પ્રતિપત્તિ-માન્યતા; **स्थिराशया**-સ્થિર આશયવાળી,-તથાપ્રકારના ચિત્તપ્રબંધની વિસ્રોતસિકાના (ઉલટા વહેણના) અભાવથી કરીને. **तदुपादेयभावश्च**-અને તેનો ઉપાદેય ભાવ,-એ બીજશ્રુતિનો ઉપાદેયતા ભાવ, (આ બીજશ્રુતિ ગ્રહણ કરવા યોગ્ય-આદરવા યોગ્ય છે એવો ભાવ), **परिशुद्धः**-પરિશુદ્ધ,-ફલ ઔત્સુક્યના, ફલની ઉત્સુકતાના અભાવથી, **महोदयः**-તે જ મહા ઉદયવાળો હોય છે; આનુષંગિક એવા અભ્યુદયથકી,-નિ:શ્રેયસના (મોક્ષના) સાધનને લીધે.

અર્થ:—અને યોગબીજનું શ્રવણ થતાં, સંવેગધકી સ્થિર આશયવાળી પ્રતિપત્તિ-માન્યતા; અને તેનો પરિશુદ્ધ એવો મહોદયવાળો ઉપાદેયભાવ;-(આ પણ યોગબીજ છે.)

## વિવેચન

"બીજકથા ભલી સાંભળી, રોમાંચિત હોય દેહ રે;
એહ અવંચક યોગથી, લહિએ ધરમ સનેહ રે....વીર૦"—શ્રી યો૦, ૨-૨૧

ઉપરમાં જે યોગબીજ કહ્યા, તે **યોગબીજનું** શ્રવણ થતાં, તે યોગ વિષયની કથા વાર્તા સાંભળતાં, સંવેગથી-પરમ ભાવોલ્લાસથી 'આ એમ જ છે' એવી જે માન્યતા થવી, પ્રતિપત્તિ થવી. તે પણ યોગબીજ છે. તે કથા સાંભળતાં એવો સંવેગ-

**બીજકથાનો પ્રેમ** **શુદ્ધ શ્રદ્ધા**

ભાવાવેશરૂપ શ્રદ્ધાવિશેષ ઉપજે, એવો પ્રેમ સ્ફુરે કે-'આ મેં જે શ્રવણ કર્યું તે એમ જ છે, તહત્તિ છે,' એવા સહજ ઉદ્ગાર નીકળી પડે આવી પ્રતિપત્તિ, માન્યતા, સદ્દહણા, અંતરાત્માથી સ્વીકાર થવો, તે પણ યોગબીજ છે. અને આ પ્રતિપત્તિ-શ્રદ્ધા પણ સ્થિર આશયવાળી હોય. કારણ કે આ યોગ-દૃષ્ટિમાં વર્તનારા મુમુક્ષુના ચિત્તની સ્થિતિ એવી હોય છે કે તેમાં **વિસ્રોતસિકાનો** એટલે કે ઉપર કહ્યુ તેથી ઊલટા પ્રવાહનો અભાવ-અસંભવ હોય છે; તેના ચિત્તનું વ્હેણ એક-ધારૂં પ્રસ્તુત માન્યતા ભણી સ્થિરપણે વહ્યા કરે છે; તેથી ઉલટું-ઊંધું વ્હેણ થતું નથી.

અને એટલા માટે જ આ મુમુક્ષુ જોગીજન,-જ્યારે ક્યાંય પણ પ્રભુભક્તિની, ગુરુ-ભક્તિની કે શ્રુતભક્તિની વાર્તા ચાલતી હોય, ત્યારે તે પ્રેમમય ભક્તિરસમાં નિમગ્ન થાય છે, પરમ ભાવોલ્લાસમાં આવી જાય છે, તેના શરીરમાં રોમાંચ ઉલ્લસે છે-રૂંવાંડા ખડા થાય છે, અને સંવેગમાં-અત્યંત આવેગમાં આવી જઇને તે બોલી ઊઠે છે-આ જે કહેવામાં આવે છે તે બધું ય એમ જ છે. પ્રભુભક્તિ આદિનો ખરેખર! એવો જ અતુલ અચિંત્ય પ્રભાવ છે. અને આમ તે સાચા અંતઃકરણથી માને છે, શ્રદ્ધે છે. આવી અંતરંગ શ્રદ્ધા-સદ્દહણા અત્યંત આવશ્યક છે. કારણ કે તેવી શ્રદ્ધા વિનાનું યોગબીજનું સેવન શું ફળ આપે? શુદ્ધ શ્રદ્ધા વિનાની જે કંઇ ક્રિયા કરવામાં આવે છે તે તો 'છાર પણ લિંપણા' જેવું છે, 'એકડા વિનાના મીંડા' જેવું છે. **યોગિરાજ આનંદઘનજીએ** ગર્જના કરી છે કે-

"દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે? કિમ રહે? શુદ્ધ શ્રદ્ધાન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણ જેહ કિરિયા કરે, છાર પર લિંપણો તેહ જાણો....ધાર તરવારની૦"

ગ્રંથકાર મહર્ષિ તો હજુ એક ડગલું આગળ વધીને કહે છે કે બીજશ્રુતિમાં શ્રદ્ધાની વાત તો દૂર રહી, પણ તેના પ્રત્યે ઉપાદેય ભાવ થવો-આ ગ્રહણ કરવા યોગ્ય છે એવો

**ઉપાદેય ભાવ પણ યોગબીજ** આદરભાવ ઉપજવો, એ પણ **યોગબીજ** છે, એ પણ મોટી વાત છે. એટલે કે યોગબીજનું શ્રવણ કરવા યોગ્ય છે, યોગબીજની કથા-વાર્ત્તા સાંભળવા યોગ્ય છે, એવી પણ જે આદરબુદ્ધિ ઉપજવી તે પણ પ્રશસ્ત છે. જિનભક્તિની કથા કે સદ્ગુરુ-સત્શાસ્ત્રનો મહિમા સાંભળવા પ્રત્યે આદરભાવ પ્રગટવો, તે પણ યોગબીજ છે. કારણ કે સંવેગરંગથી જ્યારે આવો ઉપાદેયભાવ ઉપજે છે, ત્યારે ભાવથી અત્રે સાચી ઇચ્છા ઉત્પન્ન થાય છે, એટલે પછી તે પોતાની શક્તિનો દૃઢ વિચાર કરીને તેના ગ્રહણમા પ્રવર્ત્તે છે. ×

આ ઉપાદેયભાવ **પરિશુદ્ધ**-સર્વથા શુદ્ધ હોવો જોઇએ એટલે કે આ લોક-પરલોક સંબંધી કોઈ પણ પ્રકારના ફલની ઉત્સુકતા વિનાનો, ઉતાવળે ફળપ્રાપ્તિની આકાંક્ષા-ઇચ્છા વિનાનો, નિષ્કામ હોવો જોઇએ કારણ કે સર્વ કાર્યમા ધીરજની પ્રથમ જરૂર છે 'ઉતાવળે આંબા પાકતા નથી' અને આવા નિરુત્સુક નિષ્કામ શુદ્ધ ઉપાદેયભાવનું ફલ પણ **મહોદય**-રૂપ અવશ્ય હોય છે, મોટા અભ્યુદયનું કારણ હોય છે. કારણ કે તે મોક્ષના સાધનરૂપ છે, એટલે આનુષંગિકપણે-સાથે સાથે પુણ્યોપાર્જનના ફળરૂપે ઉત્તમ દેવાદિ ગતિરૂપ અભ્યુદયની પ્રાપ્તિ પણ થાય, એ કાંઇ મોટી નવાઇની વાત નથી. જેમ જારની પાછળ સાંઠા તો હોય જ, તેમ ઇંદ્રપણું-ચક્રવર્ત્તિપણું એ વગેરે પુણ્યોદય, મોક્ષસાધનના આનુષંગિક ફળરૂપે સાંપડે છે આમ આ યોગબીજના શ્રવણ પ્રત્યેનો ઉપાદેયભાવ પણ છેવટે પરમ કલ્યાણકારી થાય છે, તો પછી શ્રી સત્પુરુષની, સદ્ગુરુની, ને તેમણે બોધેલા સન્માર્ગની ભક્તિ તો કેટલી બધી કલ્યાણકારી થાય?

"ગુણ અનંત હો પ્રભુ! ગુણ અનંતનો વૃંદ, નાથ હો પ્રભુ! નાથ અનંતને આદરે જી,
દેવચંદ્ર હો પ્રભુ! દેવચંદ્રને આનંદ, પરમ હો પ્રભુ! પરમ મહોદય તે વરે જી."
"નિર્મળ તત્ત્વરુચિ થઈ રે, મનમોહના રે લાલ૦ કરજો જિનપતિ ભક્તિ રે ભવિબોહના રે લાલ.
દેવચંદ્ર પદ પામશો રે....મન૦ પરમ મહોદય યુક્તિ રે ભવિ૦"—શ્રી દેવચંદ્રજી

આમ આ **મિત્રાદૃષ્ટિ**માં આટલા **ઉત્તમ યોગબીજ**ની પ્રાપ્તિ થાય છે: (૧) જિનો પ્રત્યે કુશલચિત્ત, નમસ્કાર, સંશુદ્ધ પ્રણામાદિ (૨) ભાવયોગી એવા **ભાવાચાર્ય-ભાવસાધુ** આદિ પ્રત્યે કુશલચિત્તાદિ. (૩) ભાવાચાર્ય-ભાવસાધુ આદિની વૈયાવચ્ચ-સેવા. (૪) સહજ એવો ભવઉદ્વેગ-અંતરંગ વૈરાગ્ય. (૫) દ્રવ્ય અભિગ્રહ પાલન (૬) (અ) સિદ્ધાન્તના લેખનાદિ-લેખન, પૂજન, દાન, શ્રવણ, વાચના, ઉદ્ગ્રહણ, પ્રકાશના, સ્વાધ્યાય, ચિંતના, ભાવના. (ब) બીજકથાના શ્રવણપ્રતિ સ્થિર માન્યપણું (क) તેનો શુદ્ધ ઉપાદેયભાવ.

આમાનું એકેક **યોગબીજ** પણ પરમ ઉત્તમ છે, તો પછી તે સમસ્ત સાથે મળ્યા

× "धर्मोपादेयतां ज्ञात्वा सजातेच्छोऽत्र भावतः। दृढं स्वशक्तिमालोच्य ग्रहणे संप्रवर्तते ॥"
—શ્રી હરિભદ્રાચાર્યજીકૃત ધર્મબિન્દુ

હોય તો પૂછવું જ શું ? અત્રે ભક્તિ ઉપર શાસ્ત્રકાર ભગવાને સૌથી વિશેષ ભાર મૂકયો છે, કારણ કે પ્રારંભકને-શરૂઆત કરનારને માર્ગસન્મુખ કરવાનો એ જ શ્રેષ્ઠ ઉપાય છે. પ્રભુભક્તિ, સદ્ગુરુભક્તિ, ને શ્રુતભક્તિ એ યોગમાર્ગ પામવાના મુખ્ય સાધન છે કારણ કે પૂર્ણ સિદ્ધસ્વરૂપ પ્રભુ આદર્શ-સ્થાને હોઇ, જીવને ઇષ્ઠ લક્ષ્યનું નિરંતર ભાન કરાવે છે. સદ્ગુરુ, સન્માર્ગના પરમ સાધક સાધુપુરુષ સાક્ષાત્ જીવંતમૂર્ત્તિ પ્રત્યક્ષ જીવતા જાગતા જોગી હોઇ, જીવને પરમ અવલંબનરૂપ થઈ પડી પ્રેરણાબલ આપે છે અને તેમના વિરહે અથવા તેમની આજ્ઞાએ સતશાસ્ત્ર પણ પરમ આલંબનરૂપ બની પરમ ઉપકારી થાય છે.

**ભક્તિનો મહિમા**

એમ આ યોગબીજનું ઉપાદાન-ગ્રહણ જેવા પ્રકારે ઉપજે છે, તેવા પ્રકારે કહી બતાવવા માટે કહે છે:—

**एतद्भावमले क्षीणे प्रभूते जायते नृणाम् ।**
**करोत्यव्यक्तचैतन्यो महत्कार्यं न यत्क्वचित् ।३०॥**

ભાવમલ બહુ ક્ષીણ થયે, નરને આ ઉપજંત;
કાર્ય મહત્ ન કરે કદી, અવ્યક્ત ચેતનવંત. ૩૦

**અર્થ:**—આ યોગબીજ ગ્રહણ, ઘણો ઘણો ભાવમલ ક્ષીણ થઈ ગયે, મનુષ્યોને ઉપજે છે; કારણ કે અવ્યક્ત ચેતનવાળો હોય, તે કદી પણ મહત્ કાર્ય કરે નહિં

## વિવેચન

ઉપરમા જે **યોગબીજ**-શુદ્ધ દેવ ગુરુની ભક્તિ વગેરે કહી દેખાડ્યા, તેનું ગ્રહણ કયારે થાય, તે અહીં બતાવ્યું છે:-જ્યારે આત્માનો **ભાવમલ**, અંદરનો મેલ ઘણો ઘણો ક્ષીણ થયો હોય, ધોવાઈ ગયો હોય ત્યારે આ યોગબીજનું ગ્રહણ-ચિત્તભૂમિમા રોપણ થાય છે,-નહિ કે થોડો ક્ષીણ થયો હોય ત્યારે તે તે પુદ્ગલ કર્મ વગેરે સાથે સંબંધની યોગ્યતા તે સહજ એવો 'ભાવમલ' કહેવાય છે. જીવની આ કર્મ સંબંધ-યોગ્યતા અનાદિ ને સ્વાભાવિક જ છે, અને

**બહુ ભાવમલ ક્ષીણતા**

---

वृत्ति -**एतद्**—આ, હમણા જ કહ્યું તે યોગબીજનું ગ્રહણ, **भावमले**-તે તે પુદ્ગલાદિના સંબંધની યોગ્યતારૂપ લક્ષણવાળો ભાવમલ, **क्षीणे**-ક્ષીણ થયે, તે થોડો નહિ પરંતુ **प्रभूते**-પુષ્કળ, ઘણા પુદ્ગલ પરાવર્તનો આક્ષેપક એવો. **जायते**-ઉપજે છે, પ્રાદુર્ભાવ-પ્રગટપણું પામે છે, **नृणाम्**-નરોને, પુરુષોને, પ્રાયે એઓ અધિકારી છે, એટલા માટે નરનું ગ્રહણ છે, નહિ તો આ ચારે ગતિમા હોય છે ઘણો ભાવમલ ક્ષીણ થયે,-નહિ કે અલ્પ, એટલા માટે કહ્યું-**करोत्यव्यक्तचैतन्यः**-ચૈતન્ય અવ્યક્ત છે એવો હિતાહિત વિવેકશૂન્ય બાલ કરે **न**-નહિં, **महत् कार्यं**-મહત્ કાર્ય, અર્થાત્ જ્ઞાન આદિ મોટું કામ, **यत्क्वचित्**-કારણ કે ક્વચિત્; પરંતુ વ્યક્ત ચૈતન્યવાળો જ કરે છે,-કે જ્યારે આનો (ઘણા ભાવમલનો) ક્ષય અભિમત છે.

તે આત્મસ્વભાવનું મલન-સ્થંભન કરે છે, એટલા માટે તે '**મલ**' કહેવાય છે.* તેમાં પણ ઘણા પુદ્‌ગલપરાવર્તો કરાવે એટલો ભાવમલ દૂર થયો હોય ત્યારે જ આ યોગબીજની પ્રાપ્તિ થાય છે. આવો આ આત્મમલિનતારૂપ ભાવમલ જ્યારે ઘણો ઘણો ક્ષીણ થઇ ગયો હોય, ને ચિત્તભૂમિ ચોકખી થઈ હોય, ત્યારે જ પ્રાયે મનુષ્યોને આ યોગબીજ સાંપડે છે. અહીં '**મનુષ્યોને**' એમ કહ્યું, તેનું કારણ-ઘણું કરીને તેઓ જ આના મુખ્ય અધિકારી હોય છે,-એ છે. બાકી તો ચારે ગતિમાં આ ભાવમલની ક્ષીણતા સંભવે છે. એટલે ચારે ગતિમાં યોગબીજનું ગ્રહણ હોઇ શકે છે.

અને આમ આત્માનો અંદરનો મેલ ઘણો ઘણો સાફ થઇ ગયે, ચિત્ત-ભૂમિમાં યોગબીજનું વાવેતર થાય છે; એટલા માટે જ અહીં કહ્યું કે-'**અવ્યક્ત ચૈતન્ય મહત્ કાર્ય કરે નહિં**'; અર્થાત્ જેનું ચૈતન્ય હજુ અવ્યક્ત છે-પ્રગટયું નથી, એવો બાલ જીવ કયારે ય પણ આ યોગબીજ ગ્રહણ કરવા જેવું મોટું કાર્ય કરવા સમર્થ થાય નહિં. કારણ કે જેનામાં હજુ ચૈતન્યની સ્પષ્ટ સ્ફુરણા-જાગ્રતિ થઇ નથી, જેનામાં હિત-અહિતના વિવેકનું ભાન આવ્યું નથી, જેનો આત્મા હજુ ગાઢ મોહનિદ્રામાં પડ્યો છે, જેનો આત્મા જાગ્યો નથી,-એવો બાલ અજ્ઞાની જીવ કયારે ય મોટું કામ કેમ કરી શકે? આહાર-નિદ્રા-ભય-મૈથુન આદિ સંજ્ઞાને પરવશ તે બિચારો પોતામાંથી જ પરવારતો ન હોય, તો બીજું શું કરી શકે? તે આ પ્રકારે—

**જિનદર્શનાદિ યોગબીજની દુર્લભતા**

**નિગોદમાં** તેમ જ એકેંદ્રિયમાં જીવ અત્યંત મૂર્છિત અવસ્થામાં હોય છે બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય એ વિકલ અવસ્થામાં પણ ચૈતન્યની અવ્યક્ત દશા હોય છે. અસંજ્ઞી પંચેંદ્રિયમાં પણ તે જ સંમૂર્છિમ જેવી સ્થિતિ હોય છે. **સંજ્ઞી પંચેંદ્રિયમાં** જલચર, સ્થલચર, ને ખેચર વગેરે તિર્યંચ પર્યાયોને વિષે પણ હિતાહિતનું ભાન પ્રાયે હોતું નથી, પામર ગમારપણું હોય છે. **દેવમાં** સુખવિલાસનિમગ્નતા-સુખમાં ગરકાવપણું હોય છે; અને **નરકમાં** દુઃખનિવાસનિમગ્નતા-દુઃખમાં ડૂબવાપણું હોય છે; એટલે એ આડે બીજું કાંઇ સૂઝતું નથી, તેમ જ ધર્મપ્રાપ્તિના ઉત્તમ નિમિત્તો પણ ત્યાં મળવા દુર્લભ છે. **મનુષ્યમાં** પણ અનાર્યજાતિને વિષે તેની પ્રાપ્તિ અસંભવિત છે. આર્યજાતિમાં પણ ઊંચું ધર્મસંસ્કારસંપન્ન કુલ પામવું દુર્લભ છે તે મળે તો પણ સત્ય ધર્મનું શ્રવણ પ્રાપ્ત થવું મહાદુર્લભ છે શ્રવણ થાય તો પણ તે પ્રત્યે શ્રદ્ધા ચોંટવી ઘણી ઘણી દુર્લભ છે. શ્રદ્ધા ચોંટે તો પણ તે પ્રમાણે સંયમમાં વીર્યની સ્ફુરણા થવી પરમ દુર્લભ છે. આમ ઉત્તરોત્તર દુર્લભતા છે. તેમાં ઘણો ભાવમલ ક્ષીણ થયો હોય, પરમ પુણ્યોદય પ્રગટ્યો હોય,

---

*. "सहजं तु मलं विद्यात्कर्मसंबन्धयोग्यताम् । आत्मनोऽनादिमत्त्वेऽपि नायमेनां विना यतः ॥
तस्मादवश्यमेष्टव्या स्वाभाविक्येव योग्यता । तस्यानादिमती सा च मलनान्मल उच्यते ॥"
—શ્રી યોગબિન્દુ, શ્લોક ૧૬૪-૧૭૦.

ત્યારે જ આ ઉત્તમ યોગબીજની પ્રાપ્તિ સંભવે છે; ત્યારે જ પરમ દુર્લભ એવું જિન ભગવાનનું દર્શન સાંપડે છે; ત્યારે જ સદ્ગુરુનો યોગ વગેરે સામગ્રી મળે છે. આમ સર્વત્ર જિનદર્શન-જિનભક્તિ આદિ યોગબીજની પરમ દુર્લભતા છે, એટલા માટે જ જાગતી જ્યોત જેવા શ્રીમાન્ આનંદઘનજી, શ્રીમાન્ દેવચંદ્રજી, શ્રીમાન્ યશોવિજયજી, શ્રીમદ્ રાજચંદ્રજી આદિ પરમ સંતો-પરમ ભક્ત યોગિરાજો પરમ ભક્તિ ઉલ્લાસથી ગાઇ ગયા છે કે—

"સુહુમ નિગોદ ન દેખિયો....સખી! દેખણ દે! બાદર અતિહિ વિશેષ....સખી૦
પુઢવી આઉ ન લેખિયો....સખી૦ તેઉ વાઉ ન લેશ....સખી૦
વનસપતિ અતિ ઘણ દિહા....સખી૦ દીઠો નહિ ય દીદાર....સખી૦
બિ તિ ચઉરિંદી જલ લિહા....સખી૦ ગતિ સન્નિ પણ ધાર....સખી૦
સુર તિરિ નિરય નિવાસમાં....સખી૦ મનુજ અનારજ સાથ....સખી૦
અપજજતા પ્રતિભાસમાં....સખી૦ ચતુર ન ચઢિયો હાથ....સખી૦
એમ અનેક થલ જાણિયે....સખી૦ દરિસણ વિણ જિન દેવ....સખી૦
આગમથી મતિ આણિયે....સખી૦ કીજે નિર્મલ સેવ....સખી૦—શ્રી આનંદઘનજી

"જગતારક પ્રભુ વિનવું, વિનતડી અવધારે રે;
તુજ દરિસણ વિણ હું ભમ્યો, કાળ અનંત અપાર રે....જગ૦
આયર ભમ્યો પ્રભુ નવિ મળ્યા, મિથ્યા અવિરતિ જોડી રે....જગ૦
પરપરિણતિ રાગીપણે, પરરસરંગે રક્ત રે;
પરગ્રાહક રક્ષકપણે, પરભોગે આસક્ત રે....જગ૦"—શ્રીદેવચંદ્રજી

"જિનપેં ભાવ વિના કબૂ, છૂટત નહિં દુઃખદાવ."
"જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ."—શ્રીમદ્ રાજચંદ્રજી

"દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ, મૂરતિ હો પ્રભુ મૂરતિ મોહનવેલડી જી;
કલિયુગે હો પ્રભુ કલિયુગે દુલહો તુજ, દરિશણ હો પ્રભુ દરિશણ લહ્યું આશા ફલીજી."
—શ્રી યશોવિજયજી

**મનુષ્ય જન્મની મહત્વતા—**

આમ સર્વત્ર જિનદર્શન-ભક્તિ આદિ ઉત્તમ યોગબીજની અત્યંત દુર્લભતા હોવા છતાં, તેની પ્રાપ્તિનો સંભવ મુખ્ય કરીને મનુષ્ય ગતિમાં હોય છે. એટલા માટે જ જ્ઞાની-પુરુષોએ **મનુષ્ય જન્મને સર્વશ્રેષ્ઠ** કહ્યો છે. કારણ કે—

"એ મોક્ષ બીજા કોઇ દેહથી મળતો નથી. દેવ, તિર્યંચ, કે નરક એ અકે ગતિથી મોક્ષ નથી, માત્ર માનવ દેહથી મોક્ષ છે. × × કોઈ પણ અન્ય દેહમાં પૂર્ણ સદ્વિવેકનો ઉદય થતો નથી, અને મોક્ષના રાજમાર્ગમાં પ્રવેશ થઇ શકતો નથી, એથી આપણને

ગળેલો આ બહુ દુર્લભ માનવદેહ સફળ કરી લેવો એ અવશ્યનું છે. કેટલાક મૂર્ખો દુરાચારમાં, અજ્ઞાનમાં, વિષયમાં, અને અનેક પ્રકારના મદમાં આવો માનવદેહ વૃથા ગુમાવે છે, અમૂલ્ય કૌસ્તુભ હારી બેસે છે, આ નામના માનવ ગણાય, બાકી તો વાનરરૂપ જ છે."

"બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો આંટો નહિં એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો! રાચી રહો?"—શ્રી મોક્ષમાળા

અને આમ પરમ દુર્લભ ને પરમ અમૂલ્ય એવા મનુષ્ય જન્મમાં જ પ્રાયે યોગબીજરૂપ સન્માર્ગની પ્રાપ્તિનો સુઅવસર સાંપડે છે, એમ જાણી મુમુક્ષુ જીવે પ્રભુભક્તિ—સદ્‌ગુરુસેવા આદિ સાધનોની પરમ ભક્તિથી ઉપાસના કરી, જેમ બને તેમ ઉતાવળે આ માનવદેહની સાર્થકતા કરી લેવી,—એવો ધ્વનિરૂપ આડકતરો **સાર બોધ** અત્રે મહાત્મા શાસ્ત્રકારે આપ્યો છે.

તે ઉપદર્શાવતાં કહે છે—

**चरमे पुद्गलावर्त्ते क्षयश्चास्योपपद्यते ।**
**जीवानां लक्षणं तत्र यत एतदुदाहृतम् ॥ ३१ ॥**

ચરમ પુદ્‌ગલાવર્તમાં, ક્ષય તો એનો હોય;
કારણ જીવોનું તિહાં, લક્ષણ આવું જોય:—૩૧

**અર્થ**:—અને છેલ્લા પુદ્‌ગલાવર્તમાં આ ભાવમલનો આવો ક્ષય ઉપજે છે; કારણ કે તેમાં વર્ત્તતા જીવોનું લક્ષણ આ (નીચે કહેવામાં આવતું) કહ્યું છે:—

જે કહ્યું છે, તે બતાવવા માટે કહે છે—

**दुःखितेषु दयात्यन्तमद्वेषो गुणवत्सु च ।**
**औचित्यात्सेवनं चैव सर्वत्रैवाविशेषतः ॥ ३२ ॥**

---

**वृत्तिः-चरमे पुद्गलावर्त्ते**—ચરમ પુદ્‌ગલાવર્તમાં, યથોક્ત લક્ષણવાળા છેલ્લા પુદ્‌ગલાવર્તમાં, **क्षयश्चास्योपपद्यते**—આ ભાવમલનો ક્ષય ઉપજે છે. **जीवानां लक्षणं तत्र**—ત્યાં છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં જીવોનું લક્ષણ, **यत एतदुदाहृतम्**—કારણ કે આ (કહેવામાં આવે છે તે) કહ્યું છે.

**वृत्तिः-दुःखितेषु**—શરીરઆદિ દુઃખથી. દુઃખીઓ પ્રત્યે, **दयात्यन्तं**—અત્યંતપણે દયા. સાનુકંપપણું, અનુકંપાભાવ; **अद्वेषः**—અદ્વેષ, અમત્સર. કોના પ્રત્યે? તો કે **गुणवत्सु च**—વિદ્યા વગેરે ગુણોથી યુક્ત એવા ગુણવંતો પ્રત્યે. **औचित्यात्सेवनं चैव**—તેમજ ઔચિત્યથકી સેવન, શાસ્ત્ર અનુસારે ઉચિતપણાએ કરીને સેવન; **सर्वत्रैव**—સર્વત્ર જ, દીન વગેરે પ્રત્યે, **अविशेषतः**—અવિશેષથી, સામાન્યથી.

દુઃખિઆ પ્રતિ દયા અતિ, ગુણવત્ પ્રતિ અદ્વેષ;
ઉચિતપણે સેવન વળી, સર્વત્ર જ અવિશેષ. ૩૨

અર્થ:—દુખીઆઓ પ્રત્યે અત્યંત દયા, અને ગુણવંતો પ્રત્યે અદ્વેષ, અને સર્વત્ર જ અવિશેષથી ઔચિત્ય પ્રમાણે સેવન,-આ છેલ્લા પુદ્ગલાવર્ત્તનું લક્ષણ છે.

## વિવેચન

છેલ્લા પુદ્ગલાવર્ત્તમાં-પુદ્ગલફેરામાં વર્તતા જીવના મુખ્ય લક્ષણ આ છે:-(૧) દુઃખીઆ પ્રત્યે અત્યંત દયા, (૨) ગુણવાન્ જનો પ્રત્યે અદ્વેષ, (૩) અને સર્વત્ર ઔચિત્યથી સેવન તે આ પ્રમાણે:—

### ૧. દુઃખીઆ પ્રત્યે અત્યંત દયા

રોગ વગેરે શારીરિક દુઃખથી, તેમ જ દરિદ્રતા-દૌર્ભાગ્ય વગેરેથી ઉપજતા માનસિક દુઃખથી,-આધિ-વ્યાધિ-ઉપાધિથી જે જીવો બિચારા દુઃખીઆ હોય, પરિતાપ પામી આકુલ-વ્યાકુલ થતા હોય, તેઓ પ્રત્યે અત્યંત દયા-અનુકંપા કરવી, તે અત્રે પ્રથમ લક્ષણ છે એટલે કે તે તે દુઃખથી તે જીવને જેવો કંપ-આત્મપ્રદેશપરિસ્પંદ થતો હોય, તેવો તેને અનુસરતો કંપ પોતાના આત્માને વિષે થાય, તેનું નામ 'અનુકંપા' છે. તે દુઃખ જાણે પોતાનુ જ હોય એવી ભાવના ઉપજે, જેમ શરીરના એક ભાગને દુઃખ થતાં બીજા ભાગમા પણ અનુકંપ ઊઠે છે, તેમ બીજાના દુઃખે પોતે દુઃખી થવું તે અનુકંપા છે અને પોતાનું દુઃખ દૂર કરવાને જેમ પોતે સદા તત્પર હોય, તેમ પરદુઃખભંજન કરવાને સદા તત્પર હોવું, તે જ ખરી અનુકંપા અથવા દયા છે કારણ કે પરદુઃખ છેદવાની જે ઇચ્છા તેનુ નામ જ કરુણા-દયા છે.

"પરદુઃખ છેદન ઇચ્છા કરુણા"—શ્રી આનંદઘનજી
"વૈષ્ણવ જન તો તેને કહીએ, પીડ પરાઇ જાણે રે.—શ્રી નરસિંહ મહેતા

આવી ઉત્તમ દયા જે પાળવા ઇચ્છતો હોય, તે પર જીવને દુઃખ કેમ આપી શકે? પીડા કેમ ઉપજાવી શકે? સૂક્ષ્મમા સૂક્ષ્મ જીવને પણ જે દૂભવવા ઇચ્છે નહિં, તે નાના-મોટા કોઇ પણ જીવને કેમ હણી શકે? તેની લાગણી પણ કેમ દૂભવી શકે? તે તો કયારે ય પણ કોઇ પણ જીવની મન-વચન-કાયાથી હિંસા કરવાથી જેમ બને તેમ દૂર જ રહે. એટલુ જ નહિં પણ જેમ બને તેમ સર્વ પ્રયત્નથી તેની રક્ષામાં જ પ્રવર્તે

આ દયા ધર્મવૃક્ષનું મૂળ છે, સર્વ સિદ્ધાન્તનો સાર છે, સર્વ દર્શનને સંમત છે, સર્વ મતમા પ્રથમ છે, સર્વ સુખસપદાની જનની છે, સર્વ પ્રાણીનુ હિત કરનારી છે. એના જેવો બીજો એકે ધર્મ નથી 'अहिंसा परमो धर्म.'-અહિંસા પરમ ધર્મ છે.

સત્ય, શીલ, દાન વગેરે પણ દયાની રક્ષા કરનારા અંગરક્ષક જેવા છે, દયા વિના એ બધા અપ્રમાણ છે. મહાત્મા સત્પુરુષો કહી ગયા છે કે—

"ધર્મતત્ત્વ જો પૂછ્યું મને, તો સંભળાવું સ્નેહે તને,
જે સિદ્ધાંત સકળનો સાર, સર્વ માન્ય સહુને હિતકાર.
ભાખ્યું ભાષણમાં ભગવાન, ધર્મ ન બીજો દયા સમાન,
અભયદાન સાથે સંતોષ, દ્યો પ્રાણીને દળવા દોષ.
સત્ય શીલ ને સઘળાં દાન, દયા હોઇને રહ્યા પ્રમાણ;
દયા નહિં તો એ નહિં એક, વિના સૂર્ય કિરણ નહિં દેખ."—શ્રી મોક્ષમાળા

"જિસકે હિરદે હય ભૂતદયા, વાને સાધન ઓર કિયો ન કિયો."—મહાત્મા કબીરજી

"તુલસી દયા ન છાંડિએ, જબ લગ ઘટમેં પ્રાન"—શ્રી તુલસીદાસજી

## ૨. ગુણવંત પ્રત્યે અદ્વેષ

ગુણવાન્ જન પ્રત્યે અદ્વેષ-અમત્સર હોવો, ઈર્ષ્યા રહિતપણું હોવું, તે આ છેલ્લા પુદ્ગલાવર્ત્તનું બીજું લક્ષણ છે. ગુણનો દ્વેષ તે મત્સર કહેવાય છે, તે અહીં ન હોય. વિદ્યા, વિનય, વિવેક, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ વગેરે ગુણોથી જો કોઇ પણ પોતાના કરતાં અધિક-ચઢીયાતો દેખાય, તો તેના પ્રત્યે અદેખાઇ ન કરે; પરંતુ તે તે ગુણ જોઇ ઊલટો મનમાં પ્રસન્ન થાય, રાજી થાય, પ્રમોદભાવ ધરે કે-'ધન્ય છે આને! આનામાં વિદ્યા-વિનય-વિવેકનો કેવો વિકાસ છે! આ કેવો જ્ઞાનવાન્, કેવો ચારિત્રવાન્ છે!' આમ પરના પરમાણુ જેવડા ગુણને પણ પર્વત જેવો ગણી પોતાના હૃદયમાં સદાય વિકાસ પામે, પ્રફુલ્લ થાય, સાચો **સદ્ગુણાનુરાગી** બને, તો સમજવું કે આ છેલ્લા પુદ્ગલાવર્ત્તનું ચિહ્ન છે.

"परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं,
निजहृदि विकसतः सति संतः कियन्तः।"—શ્રી ભર્તૃહરિ

"ગુણ પ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ."—શ્રીમદ્ રાજચંદ્રજી

પરગુણ દેખી **પ્રમોદ** પામવો, ખુશી થવું, રાજી થવું એ જ સજ્જનનું લક્ષણ છે. સજ્જન તો પ્રમોદભાવથી કેવી ભાવના કરે છે, તેનું સુંદર શબ્દચિત્ર× અત્ર આપ્યું છે—

× "जिह्वे प्रह्वीभव त्वं सुकृतिसुचरितोच्चारणे सुप्रसन्ना,
भूयास्तामन्यकीर्त्तिश्रुतिरसिकतया मेऽद्य कर्णौ सुकर्णौ।
वीक्ष्यान्यप्रौढलक्ष्मीं द्रुतमुपचिनुतां लोचने रोचनत्वं,
संसारेऽस्मिन्नसारे फलमिति भवतां जन्मनो मुख्यमेव॥"—શ્રી શાંતસુધારસ.

"હે જીભ! તું પુણ્યશાળી જીવોનાં સુચરિત્રો ઉચ્ચારી પવિત્ર થા, સુપ્રસન્ન થા! બીજાની કીર્તિ સાંભળવાનો રસ પામી મારા બંને કાનો આજે સુકર્ણ અર્થાત્ સફળ થાઓ! અહો! બીજાની ઉત્તમ લક્ષ્મી, બીજાનું ઐશ્વર્ય દેખી મારાં લોચનો ઠરો, દ્રવો, એમાંથી હર્ષાશ્રુ આવો! હે જીભ! હે કાન! હે ચક્ષુ! અસાર સંસારમાં આવી ભાવના એ જ તમારા જન્મનું પરમ સાર્થક છે."

—શ્રી મનઃસુખભાઇ કીરતચંદકૃત શાંતસુધારસ વિવેચન.

"ધન્ય ધન્ય તે જીવ પ્રભુ પદ સેવી હો, જે દેશના સુણે;
જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ, અનુભવયોગે હો નિજ સાધકપણે, સેવો ઇશ્વર દેવ"—શ્રી દેવચંદ્રજી

"મૈત્રી ભૂતોમાં, ગુણીમાં પ્રમોદ, દુઃખી જીવોમાં કરુણા પ્રયોગ;
માધ્યસ્થ્ય વૃત્તિ વિપરીત પ્રત્યે, હે દેવ! ધારો મુજ આત્મ નિત્યે."

—શ્રી અમિતગતિ આચાર્યકૃત *સામાયિક પાઠ (ડૉ. ભગવાનદાસ અનુવાદિત)

## ૩. ઔચિત્યથી સર્વત્ર અવિશેષપણે સેવન

શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે ઔચિત્યથી, ઉચિતપણાથી, જ્યાં જેમ ઘટે તેમ સેવા કરવી તે ત્રીજું લક્ષણ છે. 'ઉચિતપણાને અનુસરવાથી અસત્પ્રવૃત્તિ દૂર થાય છે, ને સત્પ્રવૃત્તિમાં પ્રવર્ત્તન થાય છે, તેથી કરીને ચોક્કસ કર્મક્ષય થાય છે.' × માટે જ આત્માર્થી હોય તે જ્યાં જ્યાં જે જે કરવું ઘટે છે, તે તે કરે, અને જ્યાં જ્યાં જે જે સમજવું ઘટે છે, તે તે સમજે.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તિહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."—શ્રી આત્મસિદ્ધિ

અને તેમાં પણ અવિશેષથી—કોઇ પણ જાતના ભેદભાવ વિના, સામાન્યપણે દીન-દુઃખી વગેરે સર્વ કોઇની પણ યથાયોગ્ય સેવા કરવી, એ ઉચિત સેવા છે. અત્રે ઉચિતપણું, યથાયોગ્યપણું આમ સમજવું; મુનિ—સાચા સાધુગુણથી યુક્ત એવા સત્પાત્ર સત્પુરુષ પ્રત્યે જે સેવા કરવામાં આવે, ત્યાં ભક્તિભાવનું પ્રધાનપણું ઉચિત છે. દુઃખી, દીન, અપંગ વગેરે પ્રત્યે કંઇ સેવા કરવામાં આવે તેમાં અનુકંપા ભાવનું પ્રધાનપણું ઉચિત છે.* આ

---

(મૂળ શ્લોક)* "सत्त्वेषु मैत्रीं गुणिषु प्रमोदं, क्लिष्टेषु जीवेषु कृपापरत्वं।
माध्यस्थ्यवृत्तिं विपरीतवृत्तौ, सदा ममात्मा विदधातु देव॥"

× "अस्यौचित्यानुसारित्वात्प्रवृत्तिर्नासती भवेत्।
सत्प्रवृत्तिश्च नियमाद्ध्रुवः कर्मक्षयो यतः॥"—શ્રી યોગબિન્દુ.

* "अनुकंपाऽनुकंप्ये स्याद्भक्तिः पात्रे तु सङ्गता।
अन्यथाधीस्तु दातृणामतिचारप्रसञ्जिका॥"—શ્રી યશોવિજયજીકૃત દ્વા૦ દ્વા૦

દીન-દુઃખી વગેરે ગમે તે હોય, ગમે તે મતસંપ્રદાયનો હોય, ગમે તે જાતિનો હોય, તો પણ અભેદભાવે સાચી અનુકંપાથી સેવા કરવા યોગ્ય છે. આ અનુકંપા દાનનો જિનેશ્વર ભગવાને કદી પણ નિષેધ નથી કર્યો. દીન, દુઃખી, રોગી આદિની સેવા-શુશ્રૂષાર્થે દાનશાલા, ઔષધાલય, ઇસ્પિતાલ વગેરેનો પ્રબંધ કરવો, તે ઘણા જીવોને ઉપકારી થઇ પડી, અનુકંપાનો હેતુ છે, શુભ આશયનું કારણ છે. પુષ્ટ આલંબનને આશ્રી આવી દાનાદિ સેવાથી પ્રવચનની ઉન્નતિ થાય છે, અને તે કલ્યાણનું કારણ થઇ પડે છે.

**દાનાદિમાં ઉચિતપણું**

આ દાનાદિ કાર્યમાં પણ ઉચિતપણું જાળવવાની બહુ બહુ જરૂર છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ વગેરે બરાબર જોઇ વિચારીને જેમ ઘટે તેમ કરવા યોગ્ય છે. દાન આપવું તે પણ-'લે રાંકા! લેતો જા!' એવા તુચ્છ ભાવથી, અથવા 'ઉપર હાથ રાખવા'ના ભાવથી આપવું,-એ ઉચિત નથી, પણ અનુચિત છે. યથા-**યોગ્ય પાત્રને યોગ્ય દાન યોગ્ય રીતે આદરથી આપવું**, તે પાત્રને પોતાનું દીન-લાચારપણું ન લાગે-ન વેદાય, ઓશીઆળાપણું ન લાગે, એમ **'જમણો હાથ આપે ને ડાબો હાથ ન જાણે'** એવી રીતે આપવું, તે ઉચિતપણું છે. ઇસ્પિતાલ-ઔષધાલય વગેરેમાં પણ દીન-દુઃખી દરદીઓ પ્રત્યે અનાદર બતાવવામાં આવે, 'આ તો મફતીઆ છે' એમ જાણી તેની બરાબર કાળજી ન લેવામાં આવે, એ ઔચિત્ય નથી. પણ ગરીબ દરદીઓ પ્રત્યે તો ખાસ હમદર્દી બતાવી, તેની ઓર વિશેષ કાળજી લેવી, નિઃસ્વાર્થ સેવા બજાવવી, એ જ ખરૂં ઉચિતપણું છે. આવું ઉચિતપણું જાળવવું એ દાતા સદ્‌ગૃહસ્થની ફરજ છે, અને તે જાળવશે તો જ સાચો સેવાધર્મ બજાવી શકશે. તેમાં પણ યોગ્ય દ્રવ્ય-ક્ષેત્ર-ભાવમાં **યોગ્યકાળે** કરેલી થોડી દાનાદિ સેવા પણ, જેટલી લાભકારી થાય છે, જેટલી ઉગી નીકળે છે, તેટલી અકાળે કરેલી ઘણી સેવા પણ થતી નથી. વરસાદમાં એક દાણાની પણ અનેકગણી વૃદ્ધિ થાય છે, વરસાદ વગર કરોડો દાણા નકામા જાય છે.* માટે સેવાધર્મમાં પણ યોગ્ય અવસર જાળવવો, એ ઉચિત છે. આ બધા સ્થૂળ દૃષ્ટાંત છે. આમ સર્વત્ર યથાયોગ્યપણે જેમ ઘટે તેમ સેવાધર્મ આદરવો, **યથાશક્તિ જનતાની સેવા** કરવી, એ પણ ચરમાવર્ત્તનું ચિહ્ન છે.

"દીન કહ્યા વિણ દાનથી, દાતાની વાધે મામ;
જલ દીએ ચાતક ખીજવી રે, મેઘ હુઓ તિણે શ્યામ....ચંદ્રપ્રભ."—શ્રી યશોવિજયજી

આમ અત્રે ત્રણ મુખ્ય લક્ષણ કહ્યા,-દુઃખીઆની દયા, ગુણી પ્રત્યે અદ્વેષ, સર્વની અભેદપણે ઉચિત સેવા. આ લક્ષણ જેનામાં વર્ત્તે છે, તે ચરમ આવર્ત્તમાં વર્તે છે, તેને

* "कालेऽल्पमपि लाभाय नाकाले कर्म बह्वपि ।
वृष्टौ वृद्धिः कणस्यापि कणकोटिर्वृथान्यथा ॥"—શ્રી યશોવિજયજીકૃત દ્વા૦ દ્વા૦

"धर्माङ्गख्यापनार्थं च दानस्यापि महामतिः ।
अवस्थौचित्ययोगेन सर्वस्यैवानुकम्पया ॥"—શ્રી હરિભદ્રસૂરિકૃત અષ્ટક.

**સાર બોધ**

ભવચક્રનો છેલ્લો આંટો છે, એમ જાણવું. આ બાહ્ય ચિહ્નો પરથી ભવચક્રનો છેલ્લો ફેરો બાકી છે, એવું અનુમાન થઈ શકે છે. બાકી વિશેષ તો અતીંદ્રિય એવા યોગીજ્ઞાનને ગમ્ય છે, માટે ચરમાવર્ત્તમાં આવવું હોય, ભવનો છેલ્લો ફેરો કરવો હોય, ને યોગબીજની વાવણી કરવી હોય, તો આ લક્ષણો ગુણો આત્મામાં પરિણમાવવા જોઈએ; દુઃખીની અત્યંત દયાથી હૃદયને કોમળ-આર્દ્ર કરવું જોઈએ; ગુણ-અદ્વેષથી ચિત્તભૂમિ ચોકખી કરવી જોઈએ, ને સર્વ જીવની યથોચિત સેવા કરી વિશ્વવત્સલ બનવું જોઈએ. એમ આ ઉપરથી મહાત્મા શાસ્ત્રકારે બોધ આપ્યો.

અને આ ઉપરથી એટલું પણ ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે કે-કાળસ્થિતિ પાકશે, ભવપરિણતિ પરિપાક થશે, ભવની મુદત પૂરી થશે, ત્યારે આપણે માર્ગ પામશું, માટે આપણે તો તેની રાહ જોયા કરશું,-એવું ખોટું આલંબન પકડી આળસુ-પ્રમાદી થવા યોગ્ય નથી, પાદપ્રસારિકા અવલંબવા યોગ્ય નથી, હાથ જોડી બેસી રહી પુરુષાર્થહીન થવા યોગ્ય નથી. જ્ઞાનીપુરુષોએ કાળલબ્ધિપરિપાક વગેરે કહ્યા છે, તેનો ઊલટો અનર્થકારી અર્થ કરવા યોગ્ય નથી. જ્ઞાની પુરુષનો ઉપદેશ કદી પણ પુરુષાર્થહીનતા પ્રેરે જ નહિં; પુરુષાર્થની જાગ્રતિ જ પ્રેરે. માટે **જ્ઞાનીનો આશય** સમજવો જોઈએ.

**પુરુષાર્થ પ્રેરણા**

આપણી પોતાની તથાભવ્યતા કેવી છે, તે આપણે જાણતા નથી પણ તે ભવ્યતાનો પરિપાક કરવાનો પુરુષાર્થ તો આપણા હાથમાં છે. એટલે કે આપણી ભવ્યતા-યોગ્યતા કેમ જલદી પકાવવી તેનો પ્રયાસ આપણે કરી શકીએ એમ છીએ. આપણી પાત્રતા-યોગ્યતા વધારીએ, એટલે એની મુદત એની મેળે પાકશે, આપણે એની ચિંતા કરવાની જરૂર નથી. દાખલા તરીકે-મગમાં પાકવાની યોગ્યતા છે, પણ તે ચૂલે ચડાવીએ તો પાકે, એની મેળે કોઈ કાળે પાકે નહિં. તેમ ભવ્ય એવા આત્મામાં પણ ભવ્યતા-યોગ્યતા આણવાનો પ્રયાસ ન કરીએ, તો એની મેળે યોગ્યતા આવે નહિં. એટલા માટે જો પરમાર્થની ઈચ્છા હોય, તો કાળસ્થિતિ જેમ પાકે, ભવપરિણતિ પરિપાક થાય, આત્મામાં યોગ્યતા-પાત્રતા જેમ આવે તેવા ઉપાય લેવાનો **સત્ય પુરુષાર્થ** કરવો જોઈએ; અને તેવા ઉપાયોમાં પ્રાથમિકમાં પ્રાથમિક જે ઉપાય-દયા વગેરે અહીં સ્પષ્ટ બતાવ્યા છે, તેનો આશ્રય કરી આત્માર્થ સાધવો જોઈએ; શુદ્ધ નિમિત્તકારણના પ્રબળ અવલંબનથી ઉપાદાન પ્રગટાવવું જોઈએ,-કે જેથી કરીને ભવપરિણતિ છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં આવી ઉભી રહે, ભવનો છેલ્લો ફેરો બાકી રહે, ને તેમાં પણ જેમ બંને તેમ ઓછા ભવ કરવા પડે. આમ અત્રે ધ્વનિ છે. આની સાથે સંવાદી એવા પરમ પુરુષાર્થપ્રેરક વીરગર્જનારૂપ સત્ય વચનો વર્તમાનયુગના પરમ સંત-ભાવયોગી **શ્રીમદ્ રાજચંદ્રજી** જેવા જ્ઞાનાવતાર પુરુષે ઉચ્ચાર્યા છે:—

"જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ,
ભવસ્થિતિ આદિ નામ લઇ, છેદો નહિં આત્માર્થ.
દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય ત્યાગ વૈરાગ્ય;
હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય."—શ્રી આત્મસિદ્ધિ

અને કારણ કે એમ છે, એથી કરીને—

**एवंविधस्य जीवस्य भद्रमूर्तेर्महात्मनः ।**
**शुभो निमित्तसंयोगो जायतेऽवञ्चकोदयात् ॥ ३३ ॥**

ભદ્રમૂર્ત્તિ મહાત્મ તે, એવા જીવને જોગ;
અવંચક ઉદયે ઉપજે, શુભ નિમિત્તસંયોગ. ૩૩

**અર્થ**:—એવા પ્રકારના ભદ્રમૂર્ત્તિ મહાત્મા જીવને, અવંચકના ઉદય થકી, શુભ નિમિત્ત સંયોગ ઉપજે છે.

## વિવેચન

"ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતી ભોગી રે;
તિમ ભવિ સહજ ગુણે હોવે, ઉત્તમ નિમિત્ત સંયોગી રે. વીર૦"—શ્રી યો. સ૦ ૧-૧૩

ઉપરમાં જે હમણાં જ દયા વગેરે લક્ષણ કહ્યા તે લક્ષણવંતો યોગી પુરુષ કેવો હોય? તે ભદ્રમૂર્ત્તિ-ભદ્રમૂર્ત્તિવાળો હોય, કલ્યાણરૂપ ભલી આકૃતિવાળો હોય. તેને દેખતાં જ તે ભદ્ર, ભલો, રૂડો જીવ છે એવી સ્વાભાવિક છાપ પડે. તે પ્રિયદર્શન હોય, તેનું દર્શન પ્રિય-વ્હાલું લાગે એવું હોય, તેને દેખતાં જ તેના પ્રત્યે કુદરતી પ્રેમ સ્ફુરે એવો તે પ્રિયદર્શી 'દેવાનાં પ્રિય' હોય. અને તે 'મહાત્મા' કહેવા યોગ્ય છે, કારણ કે સદ્‌વીર્યનો-ઉત્તમ આત્મવીર્યનો તેને યોગ બન્યો છે. આવા ભદ્રમૂર્ત્તિ મહાત્મા જીવને શુભ નિમિત્તનો સંયોગ ઉપજે છે, તેને સદ્‌યોગ વગેરેનો જોગ બાઝે છે. ઉત્તમને ઉત્તમ નિમિત્ત સહેજે મળી આવે છે; તેવું તેવાને ખેંચે, 'Like attracts like' તે ન્યાયે યોગ્ય સુપાત્ર જીવને તેના પુણ્યપ્રાગ્‌ભારથી ખેંચાઇને તથારૂપ યોગ્ય નિમિત્ત સાંપડે છે, અને તે ઉત્તમ નિમિત્તો

**શુભ નિમિત્ત સંયોગ**

---

**વૃત્તિઃ-एवंविधस्य जीवस्य**—એવા પ્રકારના જીવને, હમણાં જ કહેલા લક્ષણવાળા યોગીને, **भद्रमूर्तेः**—ભદ્રમૂર્તિ, પ્રિયદર્શન, જેનું દર્શન પ્રિય-વ્હાલું લાગે એવાને, **महात्मनः**—મહાત્માને-સદ્‌વીર્યના યોગે કરીને, શું? તો કે-**शुभ**—શુભ, પ્રશસ્ત, શું? તો કે-**निमित्तसंयोगः**—નિમિત્ત સંયોગ, સદ્‌યોગ આદિનો સંયોગ,-કારણ કે સદ્‌યોગ આદિનું જ નિઃશ્રેયસસાધનનું-મોક્ષસાધનનું નિમિત્તપણું છે, **जायते**—ઉપજે છે. ક્યાંથી? તે માટે કહ્યું [illegible] ...ચકના ઉદયથકી. કહેવામાં આવતા સમાધિવિશેષના-યોગવિશેષના ઉદયને લીધે,

મોક્ષના અમોઘ સાધનરૂપ થઇ પડે છે. જેમ ચકોર કુદરતી રીતે જ ચંદ્રને ચાહે છે, જેમ ભમરો સ્વભાવથી જ માલતીનો ભોગી બને છે, તેમ ભવ્ય-યોગ્ય સુપાત્ર જીવ પણ સહજ ગુણે કરીને ઉત્તમ નિમિત્તનો સંયોગ પામે છે.

"વ્યસન ઉદય જે જલધિ અનુહરે, શશિને તેજ સંબંધે;
અણુસંબંધે કુમુદ અનુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે....થાશું૦"—શ્રી યશોવિજયજી
"ઉત્તમ સંગે રે ઉત્તમતા વધે, સધે આનંદ અનતોજી."—શ્રી દેવચંદ્રજી

અને આ ઉત્તમ નિમિત્તનો યોગ પણ શા કારણથી થાય છે? તે પણ અહીં સ્પષ્ટ કર્યું છે. ત્રણ અવંચકના ઉદયથી આ નિમિત્ત મળી આવે છે આ અવંચક એક પ્રકારનો યોગવિશેષ છે. તેનું સ્વરૂપ હવે પછી કહે છે. આ અવંચકરૂપ કારણનો યોગ બને તો તેવા નિમિત્તનો યોગ બને છે.

## નિમિત્ત અને ઉપાદાન

"કારણ જોગે હો કારજ નીપજે, એમાં કોઈ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધિયે, એ નિજ મત ઉનમાદ. સંભવ૦"—શ્રી આનંદઘનજી
"કારણથી કારજ સધે હો, એહ અનાદિકી ચાલ....લલના૦
દેવચંદ્ર પદ પાઈયે હો, કરત નિજ ભાવ સભાલ....લલના૦"—શ્રી દેવચંદ્રજી

**કારણ વિના કાર્ય થાય જ નહિં**, આ સનાતન નિયમ છે, પણ એ કારણ વિના કાર્ય સાધવાની જે વાત કરે છે, તે તો કેવળ પોતાના મતનો ઉન્માદ જ છે. છતાં કેટલાક લોકો અસમંજસ ભાવે ઉપાદાન અને નિમિત્તના યથાયોગ્ય વિભાગ-સંબંધની મર્યાદાનું ભાન નહિં હોવાથી, અથવા બાંધી લીધેલા ભ્રામક ખ્યાલને લીધે ઊંધુ વિપર્યસ્ત સમજતા હોવાથી, એકાંતિક પક્ષ ગ્રહીને, ઉપાદાનને નિમિત્ત જાણે એક બીજાના વિરોધી પ્રતિસ્પર્ધી હોય, એમ અર્થવિહીન શુષ્કજ્ઞાનરૂપ વાતોથી પરમ ઉપકારી નિમિત્તનો અપલાપ કરતા રહી, 'ઉપાદાન ઉપાદાન' એમ શબ્દ માત્ર કહેતા ફરે છે, તે શ્રી **આનંદઘનજીના** શબ્દોમાં 'નિજ મત ઉન્માદ'જ છે. કારણ કે એકલા ઉપાદાનનો કે એકલા નિમિત્તનો એકાંતિક પક્ષ-આગ્રહ કરવો તે કેવલ વિપર્યાસરૂપ-ભ્રાંતિરૂપ પ્રગટ મિથ્યાત્વ જ છે જે એવો એકાંતિક પક્ષ ગ્રહે છે, તે ઉપાદાન ને નિમિત્તનો પરસ્પર સાપેક્ષ પૂર્ણ અવિરોધ સહકારરૂપ સંબંધ જાણતો જ નથી, અને એકાંતિક મિથ્યા અસત્ ઉત્સૂત્ર પ્રરૂપણા કરી જ્ઞાનીના સનાતન માર્ગનો લોપ કરે છે-તીર્થનો ઉચ્છેદ કરે છે. કારણ કે ઉપાદાનને ભૂલી એકલા નિમિત્તને પકડ્યાથી જેમ કાંઇ વળતું નથી, તેમ નિમિત્તને છોડી એકલા ઉપાદાનથી પણ કાંઈ વળતું નથી.

योगक्रियाफलाख्यं यच्छ्रूयतेऽवञ्चकत्रयम् ।
साधूनाश्रित्य परममिषुलक्ष्यक्रियोपमम् ॥ ३४ ॥

અવંચકત્રય પરમ જે, યોગ ક્રિયા ફલ નામ;
સાધુ આશ્રી-તે બાણની, લક્ષ્ય ક્રિયા સમ આમ. ૩૪

**અર્થ:**—સાધુઓને—સત્પુરુષોને આશ્રીને, યોગ ક્રિયા ને ફલ નામનું પરમ અવંચકત્રય (ત્રિપુટી) સંભળાય છે, તેને બાણની લક્ષ્યક્રિયાની ઉપમા છે

## વિવેચન

"નિર્મલ સાધુ ભગતિ લહી....સખી૦ યોગ અવંચક હોય....રે સખી૦
કિરિયાવંચક તિમ સહી સખી૦ ફલ અવંચક જોય રે સખી૦ ચંદ્રપ્રભુ૦"—શ્રી આનંદઘનજી

**યોગાવંચક, ક્રિયાવંચક અને ફલાવંચક** એ ત્રણ પ્રકારના અવંચકની ત્રિપુટી શાસ્ત્રમા કહેલ છે. આ **અવંચક** એક પ્રકારનો અવ્યક્ત સમાધિવિશેષ—યોગવિશેષ છે, નાના પ્રકારના ક્ષયોપશમને લીધે ઉપજતો તેવા પ્રકારનો આશયવિશેષ-ચિત્તપરિણામવિશેષ છે.

**ત્રણ અવંચક**

'અવંચક' એટલે શું? અવંચક એટલે વંચે નહિં, છેતરે નહિં તે. જે કદી ખાલી ન જાય, ચૂકે નહિં, આડાઅવળો-વાંકો જાય નહિં, એવો અમોઘ, અચૂક, અવિસંવાદી, રામબાણ તે અવંચક. યોગ એવો કે કદી વંચે નહિં—ચૂકે નહિં—વાંકો જાય નહિ તે **યોગાવંચક.** ક્રિયા એવી કે કદી વંચે નહિં—ફોગટ જાય નહિં—વાંકી જાય નહિ તે **ક્રિયાવંચક.** ફલ એવું કે કદી વંચે નહિં—ખાલી જાય નહિં—વાંકું જાય નહિં, તે **ફલાવંચક.**

**સત્પુરુષોને આશ્રીને**

આ પરમ—ઉત્તમ એવું અવંચકત્રય સાધુઓને એટલે કે સાચા સાધુગુણથી શોભતા સાચા 'મુનિ' એવા જ્ઞાની પુરુષોને અવલંબીને છે, એમ તેનો સંબંધ સમજવાનો છે. એટલે કે સાચા સાધુસ્વરૂપ સત્પુરુષનો—સદ્ગુરુનો યોગ, જોગ, તથારૂપ ઓળખાણ તે **યોગાવંચક** છે; તે યોગ કદી વંચે નહિં, અમોઘ હોય, અવશ્ય

---

વૃત્તિ.-योगक्रियाफलाख्यं यस्माच्छ्रूयतेऽवञ्चकत्रयम्—કારણ કે યોગ, ક્રિયા ને ફલ નામનું અવંચકત્રય આગમમાં સંભળાય છે,—'योगावञ्चकः क्रियावञ्चकः फलावञ्चकः' એ વચન ઉપરથી. આ અવ્યક્ત સમાધિ જ છે,—તેના અધિકારમાં પાઠ છે તેથી. આ ચિત્ર (જૂદા જૂદા) ક્ષયોપશમથકી તથાપ્રકારનો આશયવિશેષ છે. અને આ साधूनाश्रित्य—સાધુઓને આશ્રીને, સાધુઓ એટલે મુનિઓ, परमम्—પરમ એવું અવંચકત્રય સ્વરૂપથી તો આ इषुलक्ष्यक्रियोपमम्—બાણની લક્ષ્યક્રિયાની ઉપમાવાળું છે. બાણની લક્ષ્યક્રિયા, તેની પ્રધાનતાએ કરીને, તેનાથી અવિસંવાદિની જ હોય,—નહિં તો લક્ષ્યક્રિયાપણાનો અયોગ હોય તેટલા માટે. (બાણ બરાબર તાકે એ જ લક્ષ્યક્રિયા, નહિ તો લક્ષ્ય ક્રિયા બને નહિં) એમ સાધુઓને આશ્રીને યોગાવંચક તે, તેના યોગનો અવિસંવાદી હોય છે; એમ તેની વંદનાદિ ક્રિયા અને તેના ફલને આશ્રીને, આ એમ જ, દ્રવ્યથી છે

અવિસંવાદી હોય. અને પછી સત્પુરુષને તેવા સત્પુરુષસ્વરૂપે ઓળખી, તેના પ્રત્યે જે વંદન, નમસ્કાર, વૈયાવચ્ચ વગેરે ક્રિયા કરવામાં આવે તે **ક્રિયાવંચક** કહેવાય; તે ક્રિયા કદી વંચે નહિ-ફોગટ જાય નહિં, અચૂકપણે અવશ્ય ધર્મલાભદાયી થાય જ. અને આમ સત્પુરુષ સદ્‌ગુરુને તથારૂપે ઓળખી, તેના પ્રત્યે જે વંદનાદિ ક્રિયા કરવામાં આવી, તેનું ફલ પણ કદી વંચે નહિં, અમોઘ હોય, અચૂકપણે પ્રાપ્ત થાય, તે **ફલાવંચક** જાણવું. આ ત્રણ અવંચક અહીં આ દૃષ્ટિમાં **દ્રવ્યથી** હોય છે.

"સદ્‌ગુરુ યોગે વંદન ક્રિયા, તેહથી ફલ હોય જેહો રે;
યોગ ક્રિયા ફલ ભેદથી, ત્રિવિધ અવંચક એહો રે....વીર૦"—શ્રી યોગ૦ સજ્ઝાય ૧-૧૨

આ અવંચક ત્રિપુટીને **બાણની લક્ષ્યક્રિયાની ઉપમા** બરાબર ઘટે છે. જેમ લક્ષ્યને-નિશાનને બરાબર તાકીને છોડેલું બાણ લક્ષ્યને અવશ્ય વિંધે, ચૂકે નહિ, ખાલી જાય નહિં-અફળ થાય નહિં, નિજ કાર્યની સિદ્ધિ કરે; તેમ શુદ્ધ આત્મસિદ્ધિરૂપ લક્ષ્યને અનુલક્ષીને-તાકીને કરવામાં આવેલા યોગ, ક્રિયા ને ફળ અવંચક હોય, અવશ્ય પોતાના સાધ્યરૂપ લક્ષ્યને સાધે, અમોઘ અચૂક હોય, અવિસંવાદીપણે સ્વકાર્યની ચોક્કસ સિદ્ધિ કરે. આમાં નિશાનને બરાબર તાકીને બાણનો ધનુષ્ય સાથે યોગ-જોડાણ થવું, અનુસંધાન થવું, તેની બરાબર **યોગાવંચક** છે. આમ બરાબર તાકેલા બાણની નિશાન પ્રત્યે ગમન કરવાની જે ક્રિયા, તેની બરાબર **ક્રિયાવંચક** છે. અને નિશાનને વિંધવારૂપ જે કાર્યસિદ્ધિ થવી, તેની બરાબર **ફલાવંચક** છે. આ દૃષ્ટાંત ઘણું અર્થરહસ્ય ભરેલું છે, ને તેના પરથી નીચેના મુદ્દા તારવી શકાય છે:—

**બાણની લક્ષ્ય-ક્રિયાની ઉપમા**

(૧) બાણનો યોગ-અનુસંધાન બરાબર નિશાનને તાકીને ન હોય, તો નિશાન પ્રત્યેની ગમનક્રિયા પણ આડીઅવળી-વાંકીચૂકી હોય, ને નિશાન ચૂકી જવાય; તેમ આત્મસિદ્ધિનો લક્ષ્ય બરાબર તાકયા વિના જો યોગ વંચક હોય, તો તેની સાધક ક્રિયા પણ વંચક હોય અને ફલ પણ વંચક હોય. (૨) બાણનો યોગ-જોડાણ બરાબર નિશાનને તાકીને કરવામાં આવેલ હોય, તો જ નિશાન પ્રત્યેની તેની ગમનક્રિયા સીધી સડસડાટ હોય, ને નિશાન વિંધાય, ચૂકે નહિં; તેમ આત્મસિદ્ધિનો લક્ષ્ય બરાબર તાકીને જો યોગ અવંચક કરવામાં આવે, તો પછી તેની સાધક ક્રિયા પણ અવંચક હોય, અને સિદ્ધિરૂપ ફળ પણ અવંચક જ હોય. આમ આ ઉપરથી **ચોભંગી** ફલિત થાય છે:-(૧) યોગ અવંચક હોય, તો ક્રિયા-ફલ અવંચક હોય (૨) યોગ અવંચક હોય, તો પછીના ક્રિયા-ફલ વંચક ન હોય (૩) યોગ વંચક હોય, તો ક્રિયા-ફલ પણ વંચક હોય (૪) યોગ વંચક હોય, તો ક્રિયા-ફલ અવંચક ન હોય આ સર્વનો નીચેની આકૃતિ પરથી બરાબર ખ્યાલ આવી શકશે:—

આકૃતિ — ૬




આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે એક ચોગ જ જો બરાબર ન હોય તો બધી બાજી બગડી જાય છે. અને આ ચોગ સદ્ગુરુ સત્પુરુષને આશ્રીને છે; એટલે સાચા સત્પુરુષને, સદ્ગુરુનો જોગ બરાબર ન બને, તો ક્રિયા ને ફલનો ઘાણ પણ બગડી જાય છે તે આ રીતે-(૧) સદ્ગુરુ સત્પુરુષ મળ્યા હોય, પણ તે ઓળખાય નહિં, તો તેનો ચોગ અયોગરૂપ થઈ પડે છે, નિષ્ફળ જાય છે. (૨) અથવા અસદ્ગુરુને સદ્ગુરુ માની લીધા હોય,-તો પણ ચોગ અયોગરૂપ થાય છે, ટેલીફોનમાં ખોટો નંબર જોડાઇ ગયા જેવું થાય

છે ! (૩) અથવા સદ્ગુરુ મળ્યા હોય, પણ પોતાનામાં તેવી યોગ્યતા ન હોય, તો યોગ ન મળ્યા બરાબર થાય છે. 'લગન વેળા ગઈ ઊંઘમાં' તેના જેવું થાય છે !

અને બીજું એ સમજવાનું છે કે બાણનું નિશાન-લક્ષ્ય એક જ હોય છે. તે નિશાનથી આડુંઅવળું-વાંકુંચુંકું, ઉપર નીચે બાણ જાય, તો નિશાન વિંધાતું નથી, ખાલી જાય છે, અફળ જાય છે, અથવા આડા-અવળા અલક્ષ્ય વિંધવારૂપ અનેક ફળ થાય છે, પણ એક ઇષ્ટ લક્ષ્ય પામવારૂપ ફળ મળતું નથી. તેમ પરમાર્થમાં પણ એક જ નિશાન છે, એક જ લક્ષ્ય છે. અને તે શુદ્ધ આત્માની સિદ્ધિ અથવા મોક્ષ એ જ એક લક્ષ્ય છે. એટલે જે યોગ, જે ક્રિયા તે એક મોક્ષ પ્રત્યે લઇ જાય, તે જ સફળ છે, બાકી બીજી બધી અફળ છે અથવા તો એક મોક્ષરૂપ ફળને ચૂકી જઈ, ચારે ગતિમાં રખડવારૂપ અનેક ફળ* આપનારી છે. આમ **અવંચક** એવા યોગ, ક્રિયા ને ફલની એકતા છે, અને **વંચક** એવા યોગ, ક્રિયા ને ફલની અનેકતા છે.

**લક્ષ્ય એક જ**

"એક કહે સાધિયે વિવિધ કિરિયા કરી, ફલ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાંહે લેખે....ધાર તરવારની૦"
—શ્રી આનંદઘનજી

આમ એક જ લક્ષ્યના અનુસંધાન-જોડાણરૂપ જો યોગ બને, તેના જ અનુસંધાનરૂપ ક્રિયા જો કરવામાં આવે, અને તેના જ સંધાનરૂપ એક મોક્ષફળ જો મળે, તો એ ત્રણે **અવંચક** છે. પણ એક જ લક્ષ્યના અનુસંધાનરૂપ યોગ ન હોય, વિવિધલક્ષી અનેકાંત ક્રિયા હોય, અને તેથી કરીને વિવિધ અનેકાંત ફળ-ચારે ગતિમાં રડવડવારૂપ ફળ મળે, તો એ ત્રણે **વંચક** છે. અને આ લક્ષ્યનું ભાન પણ સદ્ગુરુ સત્પુરુષના સમાગમ યોગથી થાય છે, માટે સાચા **સદ્ગુરુનો યોગ-તથારૂપ ઓળખાણ** તે કારણનું પણ કારણ હોવાથી **યોગાવંચક** છે, તે સત્પુરુષ સદ્ગુરુના સેવા ભક્તિ આદિ કરવા તે **ક્રિયાવંચક** છે, અને પરંપરાએ તેના ફલરૂપે મોક્ષની પ્રાપ્તિ થવી તે **ફલાવંચક** છે.

"જીવને જ્ઞાની પુરુષનું ઓળખાણ થયે તથાપ્રકારે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ મોળાં પડવાનો પ્રકાર બનવા યોગ્ય છે, કે જેમ બની અનુક્રમે તે પરિક્ષીણપણાને પામે છે. સત્પુરુષનું ઓળખાણ જેમ જેમ જીવને થાય છે, તેમ તેમ મતાભિગ્રહ, દુરાગ્રહતાદિ ભાવ મોળા પડવા લાગે છે, અને પોતાના દોષ જોવા ભણી ચિત્ત વળી આવે છે. વિકથાદિ ભાવમાં નીરસપણું લાગે છે કે જુગુપ્સા ઉત્પન્ન થાય છે. × × × જીવને

---

* "जे अबुद्धा महाभागा वीरा असमत्तदंसिणो । असुद्धं तेसिं परक्कतं सफलं होइ सव्वसो ॥
जे य बुद्धा महाभागा वीरा सम्मत्तदंसिणो । सुद्धं तेसिं परक्कंतं अफलं होइ सव्वसो " ॥
—શ્રી સૂયગડાંગ સૂત્ર (પરમાર્થ માટે જુઓ-શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક, ૭૯૧)

સત્પુરુષનો યોગ થયે તો એવી ભાવના થાય કે અત્યાર સુધી જે મારાં પ્રયત્ન કલ્યાણને અર્થે હતાં તે સૌ નિષ્ફળ હતાં-લક્ષ વગરના બાણની પેઠે હતા. પણ હવે સત્પુરુષનો અપૂર્વ યોગ થયો છે, તો મારાં સર્વ સાધન સફળ થવાનો હેતુ છે." ઇત્યાદિ.

—શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૪૩૩

"પરિચય પાતક ઘાતક સાધુ શું, અકુશલ અપચય ચેત;
ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી, પરિશીલન નય હેત...સંભવ૦"—શ્રી આનંદઘનજી

"સાધ્યરસી સાધકપણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષ રે."—શ્રી દેવચંદ્રજી

આમ **વંચક-અવંચક** શબ્દના પ્રયોગમાં ભગવાન શાસ્ત્રકારે ઘણો પરમાર્થ સમજાવ્યો છે. વંચક એટલે છેતરનાર, ઠગનાર, છળનાર; અવંચક એટલે નહિં છેતરનાર, નહિં ઠગનાર, નહિં છળનાર. ઠગ જેમ માણસને ભૂલાવામાં નાંખી દઈ, થાપ આપે છે, તેમ આ વંચક યોગાદિ જીવને ભૂલાવામાં-ભ્રમણામાં નાંખી દઈ, ઠગે છે, છેતરે છે, છળે છે! કારણ કે મૂળ લક્ષ્યનું ભાન ન હોવા છતાં, જીવ બિચારો બફમમાં ને બફમમાં એમ માને છે કે હું યોગ સાધું છું, હું ક્રિયા કરૂં છું, મને ફળ મળશે. પણ તે બિચારો ઠગાય છે! ને અનંત યોગ સાધતાં છતાં, અનંત ક્રિયા કરતાં છતાં, તે ઊંધે રવાડે ચડી ગયો હોવાથી અનંત ફળ પામતો રહી, ચારે ગતિમાં રડવડે છે-રખડે છે! આવી ને આવી ભ્રમણામાં આ જીવે વંચક એવા અનંત યોગ-સાધન કરવામાં કાંઇ બાકી રાખી નથી, વંચક એવી અનંત ક્રિયા કરવામાં કાંઇ મણા રાખી નથી, અનંત પરિશ્રમ ઊઠાવવામાં કાંઇ પાછી પાની કરી નથી! પણ તે બાપડાની આ બધી મહેનત પાણીમાં ગઇ છે, 'છાર પર લિંપણા' જેવી નકામી થઇ છે, ને પરમાર્થે તેનું પરિણામ મોટું મીંડું આવ્યું છે!!

**વંચક યોગનું ઠગપણું**

કારણ કે અનંતકાળના પરિભ્રમણમાં આ જીવે અનંતવાર દીક્ષા ગ્રહણ કરી હશે, સાધુ-સંન્યાસી-બાવો બન્યો હશે! મેરુપર્વત જેટલા ઓઘા-મુહપત્તિ વાપર્યા હશે! યમ, નિયમ, સંયમ, ત્યાગ, વૈરાગ્ય વગેરે અથાગ આદર્યા હશે; વનવાસ લઇને, મૌન ધારણ કરી દૃઢ પદ્માસન લગાવીને બેસી ગયો હશે! પ્રાણાયામ વગેરે હઠયોગના પ્રયોગો કરી સમાધિ ચઢાવી ગયો હશે! સ્વરોદય વગેરે જાણી અને મંત્ર-તંત્રાદિના ચમત્કાર બતાવી મુગ્ધજનોને ભોળવ્યા હશે! અનેક પ્રકારના જપ-તપ કર્યા હશે. સર્વ શાસ્ત્રનો પારંગત બની આગમધર, શ્રુતધર, શાસ્ત્રજ્ઞમાં ખપ્યો હશે! સ્વમતના મંડનમાં ને પરમતના ખંડનમાં પાવરધો બની 'દિગ્વિજય' કરવા પણ નીકળી પડ્યો હશે! અરે! પોતાનું કાંઇ પણ ઠેકાણું નહિં છતાં, ઊંચા વ્યાસપીઠ પરથી મોક્ષ સુધીના ઉપદેશરૂપ મોટા મોટા વ્યાખ્યાનો આપી, સાક્ષાત્ વાચસ્પતિના જેવી વક્તાબાજી કરી, વ્યાખ્યાનધરાઓ ધ્રૂજાવીને સભાઓ ગજાવી હશે!

**મોટું મીંડું!**

આટલું બધું એ બિચારાએ અનંતવાર કર્યું હશે! પણ તેના હાથમાં હજુ કાંઇ આવ્યું નહિં! તેના હાથ તો ખાલી ને ખાલી! મોક્ષ તો હતો એટલો જ દૂર પડ્યો છે!

**'તદપિ કછુ હાથ હજુ ન પર્યો'**

કારણ કે એક મૂળભૂત કારણ જે કરવાનું સૌથી પ્રથમ અગત્યનું હતું, તેનો તેને યોગ ન બન્યો; સાચા સદ્‌ગુરુનો તેને યોગ ન મળ્યો, એટલી એક ખામી રહી ગઇ! એટલે એના એ બધાં સાધન સ્વરૂપે સાચા છતા, તેને તો બંધનરૂપ બની એળે ગયા, શૂન્યમાં પરિણમ્યા! હજારો કે લાખો વિજળીની બત્તી ગોઠવી હોય, પણ એક 'મેઇન સ્વીચ' (મુખ્ય ચાવી) ચાલુ ન હોય, તો બત્તી પ્રગટે નહિં, અંધારૂં જ રહે, તેમ અનંત સાધનો કરે, પણ સદ્‌ગુરુનો યોગ ન હોય, તો જ્ઞાન-દીવો પ્રગટે નહિં, અંધારૂં જ રહે. આ અંગે-જાણે સાક્ષાત્ જોગીંદ્ર ગર્જના કરતા હોય, એવો પ્રગટ ભાસ આપતા પરમ વેધક વચનો **શ્રીમદ્ રાજચંદ્રજીએ** પ્રકાશ્યા છે:—

' યમ નિયમ સંયમ આપ કિયો, પુનિ ત્યાગ બિરાગ અથાગ લિયો;
વનવાસ લિયો મુખ મૌન રહ્યો, દઢ આસન પદ્મ લગાય દિયો.
મન-પૌન નિરોધ સ્વબોધ કિયો, હઠ જોગ પ્રયોગ સુતાર ભયો;
જપભેદ જપે તપ ત્યૌંહિ તપે, ઉરસેંહિ ઉદાસિ લહી સબપેં.
સબ શાસ્ત્રન કે નય ધારિ હિયે, મતમંડન ખંડન ભેદ લિયે;
વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો.
અબ ક્યોં ન બિચારત હૈ મનસે, કછુ ઔર રહા ઉન સાધનસેં;
બિન સદ્‌ગુરુ કોય ન ભેદ લહે, મુખ આગલ હૈં કહ બાત કહે?
કરુના હમ પાવત હૈ તુમકી, વહ બાત રહી સુગુરુગમકી;
પલમેં પ્રગટે મુખ આગલસેં, જબ સદ્‌ગુરુચર્ન સુપ્રેમ બસે.
તનસે, મનસેં, ધનસેં, સબસેં, ગુરુદેવકિ આન સ્વઆત્મ બસે;
તબ કારજ સિદ્ધ બને અપનો, રસ અમૃત પાવહિ પ્રેમઘનો."

—શ્રીમદ્ રાજચંદ્રજી

**સંતચરણ આશ્રય વિના વંચક**

આમ સંતચરણના આશ્રય વિના સમસ્ત સાધન-ક્રિયાદિ પરમાર્થે નિષ્ફળ ગયા છે, વંચક બન્યા છે, ઠગનારા બન્યા છે **ભાવયોગી** એવા સાચા સત્પુરુષનો-ભાવસાધુનો આશ્રય કરવામા આવે, તો જ સત્‌સ્વરૂપનો લક્ષ થવાથી અવંચક યોગ, અવંચક ક્રિયા ને અવંચક ફલ થાય એટલા માટે જ અત્રે મહાત્મા શાસ્ત્રકારે **'સાધુને આશ્રીને'-સંતનો આશ્રય કરીને**, એ શબ્દો પર ખાસ ભાર મૂકયો છે. કારણ કે આ અવંચક ત્રિપુટીની પ્રાપ્તિ થયા પૂર્વેના જીવને જે જે યોગ થયા છે, જીવે જે જે ક્રિયા આચરી છે, જીવને જે જે ફળ મળ્યા છે, તે બધાય ઉપર બતાવ્યા પ્રમાણે વંચક-છેતરનારા થયા છે;

મૂળ આત્મલક્ષ્યથી ચુકાવનારા હોઇ લક્ષ્ય વિનાના બાણુ જેવા થયા છે! કારણ કે જીવને કદાચ સત્પુરુષ સદ્ગુરુનો સમાગમ યોગ થયો હશે, પણ તેને તે સ્વરૂપે નહિં ઓળખવાથી, તે વંચક થયો છે, ફોગટ ગયો છે. તેમ જ અનંત સાધન ક્રિયા પણ જીવે અનેક વાર કરી હશે, પણ તે તથારૂપ ઓળખાણ વિના અને સાધ્યરૂપ સ્વરૂપલક્ષ્યને જાણ્યા વિના એટલે તે પણ વંચક થઇ છે, ઇષ્ટ કાર્યસાધક થઇ નથી, ઉલટી બાધક થઇ છે! સાધક હતા તે ઊંધી સમજણને લીધે, અથવા મમત્વને લીધે, અથવા દુષ્ટ અભિમાનને લીધે બંધક થઇ પડ્યા છે! અને આમ ફલ પણ વંચક થયું છે.

"અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિં ગુરુ સંતને, મૂક્યું નહિં અભિમાન.
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક.
સૌ સાધન બંધન થયા, રહ્યો ન કોઇ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિં, ત્યાં બંધન શું જાય?—શ્રીમદ્ રાજચંદ્રજી

આવા વંચક યોગ ક્રિયા ને ફલ દૂર થઇ, અત્રે આ પ્રથમ મિત્રાદષ્ટિમાં વર્તતા મુમુક્ષુ યોગીને અવંચક યોગ-ક્રિયાફલની પ્રાપ્તિ (દ્રવ્યથી) થાય છે,–અને તે પણ સંત ચરણના શરણરૂપ આશ્રયને લઇને, એ મુદ્દો ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે.

આ અવંચકત્રય પણ જેના નિમિત્તે હોય છે, તે કથવા માટે કહે છે:—

**एतच्च सत्प्रणामादिनिमित्तं समये स्थितम् ।**
**अस्य हेतुश्च परमस्तथा भावमलाल्पता ॥ ३५ ॥**

સત્પ્રણામાદિ નિમિત્ત આ, સ્થિત સિદ્ધાંતે કલ્પ;
ને એનો હેતુ પરમ, તથા ભાવમલ અલ્પ. ૩૫

અર્થ:—અને આ અવંચકત્રિપુટી સત્પ્રણામ આદિના નિમિત્તે હોય છે, એમ સમયમાં એટલે સિદ્ધાંતમાં સ્થિત છે; અને આ સત્પ્રણામાદિનો પણ પરમ હેતુ તથાપ્રકારે ભાવમલની અલ્પતા એ છે.

---

વૃત્તિ:-एतच्च—અને આ અવંચકત્રિપુટી, सत्प्रणामादिनिमित्तं-સત્ પ્રણામાદિ નિમિત્તે સાધુઓ પ્રત્યે વન્દનાદિના નિમિત્તે હોય છે, એમ અર્થ છે. समये स्थितं-સમયમાં સ્થિત છે, સિદ્ધાન્તમાં પ્રતિષ્ઠિત છે. अस्य-આનો, સત્ પ્રણામ આદિનો, हेतुश्च परमः-પરમ હેતુ વળી, કયો! તે માટે કહ્યું-तथा भावमलाल्पता-તથાપ્રકારે ભાવમલની અલ્પતા-એ છે. એટલે કર્મસંબંધની યોગ્યતાની અલ્પતા-એ છે. રત્ન વગેરેનો મલ દૂર થયે, જ્યોત્સ્ના-પ્રકાશ વગેરેની પ્રવૃત્તિની જેમ,-એવું યોગાચાર્યો કહે છે.

## વિવેચન

ઉપરમાં જે ત્રણ અવંચક કહ્યા, તેની પ્રાપ્તિ પણ કયા નિમિત્ત કારણથી થાય? તે અહીં બતાવ્યું છે. સત્પુરુષ, સાચા સાધુ ગુણસંપન્ન સાચા સાધુપુરુષ પ્રત્યે વંદન, નમન, વૈયાવચ્ચ, સેવા-શુશ્રૂષા વગેરે નિમિત્તથી તે અવંચકની પ્રાપ્તિ હોય છે.

**અવંચકનું નિમિત્ત સંત ભક્તિ**

પ્રથમ તો સદ્‌ગુરુ સત્પુરુષનો, સાચા સંતનો જોગ થતાં, તેના પ્રત્યે વંદનાદિ કરવામાં આવે. એમ કરતાં કરતાં પરિચયથી તે સત્પુરુષના સ્વરૂપની ઓળખાણ થાય, એટલે યોગાવંચક નીપજે. પછી તેની તથારૂપ ઓળખાણ થયે, જે તેના પ્રત્યે વંદન-નમસ્કાર-વૈયાવચ્ચ વગેરે ક્રિયા કરાય, તે ક્રિયાવંચકરૂપ હોય. અને સત્પુરુષ, સાચા ભાવસાધુ પ્રત્યેની તેવી વંદનાદિ ક્રિયાનું ફળ પણ અમોઘ-અચૂક હોય, એટલે ફલાવંચક હોય. આમ આ બધાનું મૂળ સાચા ભાવાચાર્યરૂપ સદ્‌ગુરુ સત્પુરુષની નિર્મળ ભક્તિ છે.

આ પ્રકારે જ ઉત્તમ નિમિત્તના સંયોગથી ઉપર કહેલા અવંચકત્રયની પ્રાપ્તિ હોય છે, એમ આપ્તપુરુષપ્રણીત સિદ્ધાંતમાં-આગમમાં દઢપણે સ્થાપવામાં આવ્યું છે, એવો સિદ્ધાંત નિશ્ચિતપણે પ્રતિષ્ઠિત છે, એવી શાસ્ત્રમર્યાદા-સમય છે.' એ

**'બિના નયન પાવે નહિં'**

સિદ્ધાંત અખંડ નિશ્ચયરૂપ હોઇ, કોઇ કાળે ફરે નહિં. સાક્ષાત્ સત્પુરુષ સદ્‌ગુરુના યોગે જ જીવનો કલ્યાણમાર્ગમાં-મોક્ષમાર્ગમાં પ્રવેશ થાય, એમ ત્રણે કાળમાં સ્થિતિ છે, એમ ત્રણે કાળમાં પરમાર્થ પામવાનો માર્ગ એક જ છે. કારણ કે 'વિના નયનની વાત' એટલે કે ચર્મચક્ષુને અગમ્ય ને જ્ઞાનરૂપ દિવ્ય ચક્ષુને ગમ્ય એવી જે વાત છે, તે 'વિના નયન'-સદ્‌ગુરુની દોરવણી વિના પ્રાપ્ત થાય નહિં; અને જો સદ્‌ગુરુના ચરણ સેવે, તો સાક્ષાત્ પ્રાપ્ત થાય. જો તરસ છીપાવવાની ઇચ્છા હોય, તો તે છીપાવવાની રીત પણ છે, અને તે પણ ગુરુગમ વિના કદી પ્રાપ્ત થાય નહિં,-એમ અનાદિ સ્થિતિ છે. અને તેવા પ્રકારે પરમ જ્ઞાની સત્પુરુષોએ ભાખ્યું છે:—

> "બિના નયન પાવે નહિં, બિના નયનકી બાત;
> સેવે સદ્‌ગુરુ કે ચરન, સો પાવે સાક્ષાત.
> બુઝી ચહત જો પ્યાસકી, હૈ બુઝનકી રીત;
> પાવે નહિં ગુરુગમ વિના, એહી અનાદિ સ્થિત."—શ્રીમદ્ રાજચંદ્રજી

> "પ્રવચન અંજન જો સદ્‌ગુરુ કરે, દેખે પરમ નિધાન;
> હૃદય નયન નિહાળે જગધણી, મહિમા મેરુ સમાન."—શ્રી આનંદઘનજી

અને એવા ઉત્તમ સાચા સાધુ પુરુષની-ભાવયોગીરૂપ સાચા સદ્‌ગુરુની સંગતિનો લાભ પણ ક્યારે મળે? તેવો ઉત્તમ 'જોગ' ક્યારે બને? તેનું કારણ પણ અહીં કહ્યું

ભાવમલ અલ્પતા

કે-જ્યારે તેવા પ્રકારની ભાવમલની અલ્પતા થાય, ત્યારે તેવો 'જોગ' જીવને બાઝે, જ્યારે અંદરનો મેલ (આત્મમલિનતા) ધોવાઇ જઇને ઓછો થાય, ત્યારે તેવું નિમિત્ત મળી આવે. આવા 'પુણ્ય પંડૂર જ્યારે પ્રકટે', ત્યારે સત્પુરુષનો સમાગમયોગ થાય 'એહવો સાહિબ સેવે તેહ હજૂર, જેહના પ્રગટે રે કીધા પુણ્ય પંડૂર' (યશોવિજયજી). રત્નનો મલ જેમ જેમ દૂર થાય, તેમ તેમ તેની કાંતિ-ચળકાટ ઝળહળી ઊઠે છે; તેમ આત્માનો ભાવમલ-અંદરનો મેલ જેમ જેમ ધોવાતો જાય છે, તેમ તેમ તેની ધર્મપ્રાપ્તિની યોગ્યતારૂપ કાંતિ ઓર ને ઓર ખીલતી જાય છે, આત્મપ્રકાશ ઓર ને ઓર ઝળકતો જાય છે.

"કલ્યાણને વિષે પ્રતિબંધરૂપ જે જે કારણો છે, તે જીવે વારંવાર વિચારવા ઘટે છે તે તે કારણોને વારંવાર વિચારી મટાડવા ઘટે છે, અને એ માર્ગને અનુસર્યા વિના કલ્યાણની પ્રાપ્તિ ઘટતી નથી **મળ, વિક્ષેપ અને અજ્ઞાન** એ અનાદિ જીવના ત્રણ દોષ છે જ્ઞાની પુરુષોના વચનની પ્રાપ્તિ થયે તેનો યથાયોગ્ય વિચાર થવાથી અજ્ઞાનની નિવૃત્તિ હોય છે. × × × સરળપણું, ક્ષમા, પોતાના દોષનું જોવું, અલ્પારંભ, અલ્પપરિગ્રહ એ આદિ મળ મટવાનાં સાધન છે. જ્ઞાની પુરુષની અત્યંત ભક્તિ એ વિક્ષેપ મટવાનું સાધન છે.'
—શ્રીમદ્ રાજચંદ્ર

આમ માંહેનો મલ ધોવાતાં, જેમ જેમ આત્મા નિર્મલ બને, તેમ તેમ તેનામાં સન્માર્ગ પામવાની પાત્રતા આવતી જાય છે, અને તે પાત્રતારૂપ લોહચુંબકથી આકર્ષાઇને તેને સત્પુરુષના જોગરૂપ ઉત્તમ નિમિત્ત સાંપડે છે. તાત્પર્ય કે-આત્મમલિનતા દૂર કરતો રહી જીવ જો પોતાની યોગ્યતા-પાત્રતા વધારે, અને સદ્ગુરુ આદિ ઉત્તમ નિમિત્તનું સેવન-ઉપાસન કરતો રહે, તો માર્ગની પ્રાપ્તિ થાય.

"અશુદ્ધ નિમિત્તે એ સંસરતા, અત્તા કત્તા પરનો,
શુદ્ધ નિમિત્ત રમે જબ ચિદ્ઘન, કર્તા ભોક્તા ઘરનો....શ્રી સીમંધર"—શ્રી દેવચંદ્રજી

પ્રકૃત વસ્તુના સમર્થન અર્થે વ્યતિરેકપ્રધાનપણે કહે છે—

**नास्मिन् घने यतः सत्सु तत्प्रतीतिर्महोदया ।**
**किं सम्यग् रूपमादत्ते कदाचिन्मन्दलोचनः ॥ ३६ ॥**

---

વૃત્તિઃ-नास्मिन्—ન હોય, આ-ભાવમલ, घने-ઘન, પ્રબલ હોતાં, यतः-કારણ કે, सत्सु-સાધુઓ પ્રત્યે, तत्प्रतीतिः-તેની પ્રતીતિ (આ ભાવમલ ઘન-પ્રબલ હોય ત્યારે સાધુઓ પ્રત્યે તેની પ્રતીતિ ન હોય) તે પ્રતીતિ કેવી વિશિષ્ટ હોય ? તે માટે કહ્યું-महोदया-મહોદયવાળી, અભ્યુદય આદિના સાધકપણાએ કરીને મહાઉદયવાળી, પ્રતિવસ્તૂપમાથી આજ અર્થ કહ્યો-किं सम्यग्रूपमादत्ते-શું સમ્યગ્ રૂપ ગ્રહણ કરે ?-લક્ષણ, વ્યંજન વગેરેના સંપૂર્ણપણાએ કરીને कदाचिन्मन्दलोचनः-કદી પણ મંદ લોચનવાળો-દૃષ્ટિવાળો,-ઇંદ્રિયદોષને લીધે, ન જ ગ્રહે એમ અર્થ છે.

આ ઘન હોતાં સત્ પ્રતિ, પ્રતીત મહોદય, ના'ય;
સમ્યગ્ રૂપ શું ગ્રહે કદી, મંદલોચનો કોય? ૩૬

અર્થ:—કારણ કે આ ભાવમલ ઘન-ગાઢ હોય ત્યારે, સત્પુરુષો પ્રત્યે તેની મહોદય-વંતી એવી પ્રતીતિ હોય નહિં. શું મંદ લોચનવાળો કદી પણ બરાબર રૂપ ગ્રહણ કરે ખરો?

## વિવેચન

ઉપરમાં જે કહ્યું કે ભાવમલની અલ્પતા થયે તેવા ઉત્તમ નિમિત્તની પ્રાપ્તિ થાય છે, તે જ વાતને વ્યતિરેકથી એટલે નિષેધાત્મક ઉક્તિથી ( Negative Affirmation) અહીં દૃઢ કરી છે:-આ ભાવમલની જ્યારે ઘનતા હોય, ગાઢપણું-પ્રબલપણું હોય, ત્યારે સત્પુરુષો પ્રત્યે તેવી મહોદયવાળી પ્રતીતિ હોય નહિં, શ્રદ્ધા-આસ્થા ઉપજે નહિં. આત્માનો અંદરનો મેલ જ્યાંસુધી ગાઢ હોય, ત્યાંસુધી સંતની પ્રત્યે વિશ્વાસ બેસે નહિં. જ્યાંસુધી જીવ ગુરુકર્મી-ભારેકર્મી હોય ત્યાંસુધી સત્પુરુષની તેવી પીછાન, ઓળખાણ થાય નહિં. તેવી પ્રતીતિ-અંતર્ આસ્થા ખરેખર! જીવનો મહા ઉદય કરનારી છે-ઉત્તરોત્તર ચઢતી કળા કરનારી છે. આ વાતનું તુલ્ય ઉપમા દ્વારા સમર્થન કરે છે કે-જેની આંખનું તેજ ઓછું છે. મંદ છે, જે દૃષ્ટિદોષથી ઝાંખું ઝાંખું દેખે છે, એવો પુરુષ શું બરાબર વસ્તુ સ્વરૂપ દેખી શકે ખરો? ન જ દેખી શકે. તેમ ભાવમલ ઘણો હોવાથી જેના ભાવચક્ષુ ઉઘડ્યા નથી, તે સત્પુરુષના સ્વરૂપને બરાબર ન ઓળખી શકે, ન પીછાની શકે; ને ઓળખે નહિં તો પ્રતીતિ પણ ક્યાંથી કરે? આમ 'સત્પુરુષો પ્રત્યે સત્પણાની બુદ્ધિ તીવ્ર મલ હોય ત્યાંસુધી ઉપજે નહિં કારણ કે ઘણા ઊંચા ઝાડની શાખાને પાંગળો કદી આંગળીથી સ્પર્શી શકે નહિં.'*

હવે અન્વયપ્રધાનપણે અધિકૃત વસ્તુના સમર્થન અર્થે જ કહે છે:—

**अल्पव्याधिर्यथा लोके तद्विकारैर्न बाध्यते ।**
**चेष्टते चेष्टसिद्ध्यर्थं वृत्त्यैवायं तथा हिते ॥ ३७ ॥**

वृत्तिः-अल्पव्याधिः—અલ્પ વ્યાધિવાળો, જેનો રોગ ક્ષીણપ્રાય-લગભગ ક્ષીણ જેવો થઇ ગયો છે એવો કોઈ, यथा लोके-જેમ લોકમાં, तद्विकारैः-તેના વિકારોથી, કંડુ-ખજવાળ વગેરેથી, न बाध्यते-વ્યાધિના અલ્પપણાએ કરીને બાધિત થતો નથી. તેમ જ શું? તો કે-चेष्टते च-અને ચેષ્ટા કરે છે, રાજસેવા આદિમાં પ્રવૃત્તિ કરેછે, इष्टसिद्ध्यर्थं-ઇષ્ટ સિદ્ધિને અર્થે, કુટુંબ વગેરેના પાલન અર્થે. આ દૃષ્ટાંત છે. આ એનો અર્થોપનય છે એટલા માટે કહ્યું—

वृत्त्यैव—વૃત્તિથી જ, ધર્મયોનિરૂપ વૃત્તિવડે કરીને જ. અને આ-"धृतिः श्रद्धा सुविविदिषा विज्ञप्तिरिति धर्मयोनयः"-એ વચન ઉપરથી છે. એટલે ધૃતિ, શ્રદ્ધા, સુવિવિદિષા ( જાણવાની ઉત્કટ ઇચ્છા-જિજ્ઞાસા), અને વિજ્ઞપ્તિ એ ધર્મયોનિઓ છે ( ધર્મની જન્મભૂમિઓ છે, ધર્મના ઉદ્ભવસ્થાનો છે). તેથી આ હેતુભૂત એવી વૃત્તિવડે કરીને જ अयं-આ યોગી, તેવા અલ્પવ્યાધિવાળા પુરુષની જેમ, સ્થિર એવા અકાર્ય વૃત્તિના નિરોધથી, हिते-હિતમાં, દાન આદિ હિત વિષયમાં ચેષ્ટા કરે છે, ( પ્રવર્તે છે)

* "सत्सु सत्त्वधियं हन्त मले तीव्रे लभेत कः ।
अङ्गुल्या न स्पृशेत् पङ्गुः शाखां सुमहतस्तरोः ॥ "—શ્રી યશોવિજયજીકૃત દ્વા૦ દ્વા૦

સાજો રોગવિકારથી, બાધિત થાય ન જેમ;
ઇષ્ટાર્થે પ્રવર્તે-વૃત્તિથી, હિતમાં આ પણ તેમ. ૩૭

અર્થ:—અલ્પવ્યાધિવાળો પુરુષ જેમ લોકમાં તેના વિકારોથી બાધા પામતો નથી, અને ઇષ્ટ સિદ્ધિને અર્થે પ્રવૃત્તિ કરે છે, તેમ આ (યોગી) વૃત્તિથી જ હિતમાં પ્રવૃત્તિ કરે છે.

## વિવેચન

ઉપરમાં જે ઘણા ભાવમલની ક્ષીણતા થયે, અવંચક પ્રાપ્તિની વાત કહી, તેનું અહીં **અન્વયથી** એટલે કે વિધિરૂપ પ્રતિપાદનપદ્ધતિથી ( Positive Affirmation ) સમર્થન કર્યું છે. તેમાં પ્રથમ આ દૃષ્ટાંત રજૂ કર્યું છે:-કોઇ એક મનુષ્ય છે. તે મોટી બિમારીમાંથી ઊઠ્યો છે. તેનો રોગ લગભગ નષ્ટ થયો છે તે લગભગ સાજો થઇ ગયો છે. માત્ર ખૂજલી વગેરે નાનાસૂના ક્ષુદ્ર-નજીવા મામૂલી વિકારો બાકી છે, પણ તે રહ્યાસહ્યા તુચ્છ વિકારો તેને ઝાઝી બાધા કરતા નથી, બહુ હેરાન કરતા નથી, તેમ જ તેના રોજના કામમાં આડખીલી-અટકાયત કરતા નથી. અને આવો અલ્પ વ્યાધિવાળો, લગભગ સાજો થઇ ગયેલો પુરુષ પોતાના કુટુંબના ભરણપોષણ ખાતર રાજસેવા, વેપાર વગેરે ઇષ્ટ કાર્યની સિદ્ધિ અર્થે પ્રવર્તે છે.

તે જ પ્રકારે આ મિત્રા દૃષ્ટિમાં વર્ત્તતો યોગી વૃત્તિવડી જ ઇષ્ટ સિદ્ધિ અર્થે પ્રવર્ત્તે છે. આ વૃત્તિ ધર્મયોનિ-ધર્મના જન્મસ્થાનરૂપ છે, ધર્મની જન્મદાત્રી જનનીઓ છે. અને તે **વૃત્તિ** ચાર છે:-(૧) ધૃતિ, (૨) શ્રદ્ધા, (૩) સુવિવિદિષા, (૪) વિજ્ઞપ્તિ.

**વૃત્તિ ચાર**

આવી ચાર પ્રકારની વૃત્તિનો આ મિત્રા દૃષ્ટિવાળા યોગીને સંભવ હોય છે. એટલે એને પ્રથમ તો ધર્મકાર્યમાં **ધૃતિ** હોય છે, ધીરજ હોય છે. પ્રભુના 'ચરણ શરણે' તે 'મરણ સુધીની છેક' દૃઢ ધીરજ ધારણ કરે છે; ફળની તાત્કાલિક અપ્રાપ્તિથી પણ તે નિરાશ થઇ અધીરજ ધરતો નથી, કારણ કે તેને દૃઢ **શ્રદ્ધા** છે કે આ પ્રભુભક્તિ આદિ ધર્મકૃત્યનું ફળ અવશ્યમેવ મોક્ષ છે, માટે એની સાધનાનો પુરુષાર્થ કર્યા કરવો એ જ ઉચિત છે. એવી શ્રદ્ધાવાળો હોવાથી તે ધર્મનું વિશેષ ને વિશેષ સત્સ્વરૂપ જાણવાની ઉત્કંઠા ધરાવે છે, **વિવિદિષા** રાખે છે. અને તેવી જિજ્ઞાસાથી પ્રેરિત થઇને તે જાણવા માટે સદ્ગુરુને **વિજ્ઞપ્તિ**-વિનંતિ કરે છે, અને તેથી કરીને તેને **વિજ્ઞપ્તિ**-વિશેષ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આમ ધર્મની માતા જેવી ઉત્તરોત્તર શુભ વૃત્તિઓ આ મહાત્મા મુમુક્ષુ યોગીજનને ઉદ્ભવે છે.

આ શુભ વૃત્તિઓનો અહીં સંભવ હોવાથી, અલ્પ વ્યાધિવાળા પુરુષની જેમ આ યોગી અકાર્યવૃત્તિઓનો દૃઢ નિરોધ કરે છે, દુષ્ટ અશુભ વૃત્તિઓને રોકે છે, ને શિષ્ટ વૃત્તિઓના પ્રભાવે કરી સ્વરસથી જ હિતકાર્યમાં પ્રવર્ત્તે છે, આત્માનું કલ્યાણ થાય એવા શુભ કાર્ય કરે છે. તે યથાશક્તિ દાન દીએ છે, સદાચાર આદિરૂપ શીલ પાળે છે, અને 'સર્વ જગતનું કલ્યાણ

**શુભ પ્રવૃત્તિ**

થાઓ !× સર્વ પ્રાણીગણો પરહિત નિરત થાઓ ! સર્વ દોષો નાશ પામો ! સર્વત્ર લોકો સુખી થાઓ !' ઇત્યાદિ શુભ ભાવના તે ભાવે છે. કારણ કે આ જોગીજનનો ભાવરોગરૂપ **ભાવ-મલ** ઘણોખરો **ક્ષીણ** થઇ ગયો છે, લગભગ ધોવાઈ જવા આવ્યો છે, તેથી કરીને માંદગીમાંથી ઊઠેલા, લગભગ સાજા થઇ ગયેલા પુરુષને જેમ રહી સહી ઝીણી ઝીણી દરિયાદો હરકત કરતી નથી, તેના રોજીંદા કામની આડે આવતી નથી; તેમ આ થોડાં ભાવમલવાળા જોગીજનને રહ્યા સહ્યા વિકારો ઝાઝી બાધા ઉપજાવતા નથી; ને આત્મહિત-રૂપ કાર્યમાં પ્રવર્ત્તતાં અટકાવતાં નથી, રોકતા નથી. એટલે તે અવશ્ય અહિત પ્રવૃત્તિ-માંથી નિવર્ત્તે છે, અને હિત પ્રવૃત્તિમાં પ્રવર્ત્તે છે. આમ અન્વય-વ્યતિરેકવડે, હકાર-નકા-રાત્મક દલીલથી, ભાવમલની અલ્પતા થયે, અવંચકત્રયની પ્રાપ્તિ હોય છે,-એ સિદ્ધાંતને અત્યંત દૃઢ કર્યો.

આ જે હમણાં કહ્યું તે બધું ય જ્યારે ઉપજે છે, તે દર્શાવવા માટે કહે છે—

**यथाप्रवृत्तिकरणे चरमेऽल्पमलत्वतः ।**
**आसन्नग्रन्थिभेदस्य समस्तं जायते ह्यदः ॥ ३८ ॥**

ચરમ યથાપ્રવૃત્તિમાં, અલ્પમલત્વ પ્રભાવ;
ગ્રંથિભેદની નિકટને, ઉપજે આ સહુ ભાવ. ૩૮

**અર્થ:**—છેલ્લા યથાપ્રવૃત્તિ કરણમાં, અલ્પમલપણાને લીધે, જેનો ગ્રંથિભેદ નિકટમાં છે, એવા પુરુષને આ સમસ્ત નિશ્ચયે ઉપજે છે.

## વિવેચન

"એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્ત્તે રે;
સાધુને સિદ્ધદશા સમું, બીજનું ચિત્ત પ્રવર્તે રે....વીર૦"—શ્રી યોગ૦ સજ્ઝાય ૧-૧૪

ઉપરમાં જે આ બધું ય કહેવામાં આવ્યું તે ક્યારે ઉપજે છે? **છેલ્લા યથાપ્રવૃત્તિ-કરણમાં** ઉપજે છે. કયા કારણથી ઉપજે છે? ભાવમલના અલ્પપણારૂપ કારણથી. કોને ઉપજે છે? **ગ્રંથિભેદ** નિકટ છે-પાસેમાં છે, એવા સંત જોગીજનને. આમ છેલ્લા યથા-પ્રવૃત્તિકરણમાં, આત્માનો મેલ ઘણો ઘણો ધોવાઈ ગયો હોય ત્યારે ગ્રંથિભેદ પાસે આવેલા જીવને, આ ઉપરમાં કહેલું બધું ય પ્રાપ્ત થાય છે તેનો **પ્રાપ્તિક્રમ** આ પ્રકારે:—

---

**वृत्तिः-यथाप्रवृत्तिकरणे**—પૂર્વે જેનું સ્વરૂપ વર્ણવવામાં આવ્યું છે એવા **યથાપ્રવૃત્તિકરણમાં**, **चरमे**-ચરમ, છેલ્લા, પર્યંતવર્તી એવા, **अल्पमलत्वतः**-અલ્પમલપણારૂપ કારણને લીધે, **आसन्नग्रंथि-भेदस्य**-જેનો ગ્રંથિભેદ નિકટ છે એવા સંતને, **समस्तम्**-સમસ્ત હમણા જ જે કહ્યું તે, **जायते ह्यद**-આ નિશ્ચય ઉપજે છે.

---

× "शिवमस्तु सर्वजगतः परहितनिरता भवंतु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं सर्वत्र सुखिनो भवंतु लोकाः ॥"—શ્રી બૃહત્ શાંતિસ્તોત્ર

(૧) ભાવમલની ક્ષીણતા થતાં થતાં, **તથાભવ્યત્વનો**—આત્માની યોગ્યતાનો પરિપાક થયે, જીવ **છેલ્લા પુદ્‌ગલાવર્ત્ત**માં આવે, ત્યારે યોગબીજનું ગ્રહણ થાય છે. (૨) ચરમ છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં વર્ત્તતા જીવને, તે યોગબીજ પ્રાપ્ત થવાના શુભ નિમિત્તરૂપ ત્રણ **અવંચકની** પ્રાપ્તિ થાય છે,—યોગાવંચક, ક્રિયાવંચક, ફલાવંચક. (૩) તે અવંચકત્રય પણ સત્પુરુષ સદ્‌ગુરુ પ્રત્યે પ્રણામ આદિથી પ્રાપ્ત થાય છે (૪) તે પ્રણામાદિનો હેતુ પણ ભાવમલની ક્ષીણતા છે. (૫) તે ભાવમલની ક્ષીણતાથી **છેલ્લું યથાપ્રવૃત્તિકરણ** પ્રાપ્ત થાય છે. (૬) અને છેલ્લું યથાપ્રવૃત્તિકરણ પ્રાપ્ત થયે, જીવ **ગ્રંથિભેદની** પાસે આવે છે.

આમ જીવનો અંદરનો મેલ—ભાવમલ ક્ષીણ થતાં થતાં, તથાભવ્યતા પાકે છે, એટલે તે છેલ્લા ભવ-ફેરામાં આવે છે. ત્યારે વળી તેનો અંદરનો મેલ ઓર ને ઓર ધોવાતો જાય છે, અને છેલ્લું યથાપ્રવૃત્તિકરણ પામી તે ગ્રંથિભેદની પાસે પહોંચે છે; અને આમ મલ દૂર થતાં, સાચા સંતપુરુષનો જોગ મળ્યે તે તેના પ્રત્યે પ્રણામાદિ કરે છે એથી કરીને એને યોગાવચક, ક્રિયાવચક, ને ફલાવંચકરૂપ શુભ નિમિત્તનો યોગ બને છે. આમ માંહેનો મેલ ધોવાતા ધોવાતાં તેની યોગ્યતા—પાત્રતા વધતી જાય છે, દોષ દૂર થાય છે, ને તેની ચિત્તભૂમિ ચોકખી થતી જઇ યોગબીજના ગ્રહણ માટે—વાવેતર માટે તૈયાર થાય છે, એટલે તે યોગબીજ ગ્રહે છે, ને તેની ભલી એવી 'દૃષ્ટિ' ખુલ્લે છે, ઉઘડે છે **યોગીરાજ આનંદઘનજી**ના અનુભવોદ્‌ગાર છે કે—

> "ચરમાવર્ત હો ચરમ કરણ તથા રે, ભવપરિણતિ પરિપાક;
> દોષ ટળે વળી દૃષ્ટિ ખુલે ભલી રે, પ્રાપતિ પ્રવચન વાક....સંભવ૦"

## આકૃતિ — ૭




અથવા આ **ચરમ** (છેલ્લું) યથાપ્રવૃત્ત 'અપૂર્વ'જ છે, એટલા માટે કહે છે-

अपूर्वासन्नभावेन व्यभिचारवियोगतः ।
तत्त्वतोऽपूर्वमेवेदमिति योगविदो विदुः ॥ ३९ ॥

અપૂર્વના નિકટ ભાવથી, વળી વિના વ્યભિચાર;
એહ અપૂર્વ જ તત્ત્વથી, જાણે યોગજ્ઞાતાર. ૩૯

**અર્થ**:—અપૂર્વકરણના નિકટભાવથી, તથા વ્યભિચારના અભાવને લીધે, તત્ત્વથી આ–છેલ્લું યથાપ્રવૃત્તકરણ 'અપૂર્વ'જ છે, એમ યોગવેત્તાઓ જાણે છે.

## વિવેચન

અને આ જે છેલ્લું યથાપ્રવૃત્તકરણ કહ્યું, તે અપૂર્વકરણની નિકટમાં–પાસેમાં વર્તે છે તેથી કરીને, તે 'અપૂર્વ'જ છે એમ યોગના જાણકાર પુરુષો કહે છે. કારણ કે આમાં કદી વ્યભિચાર થતો નથી, આડો–અવળો ફેરફાર થતો નથી, એટલે કે તે છેલ્લા યથાપ્રવૃત્તકરણ પછી અપૂર્વકરણ નિયમથી આવે જ છે, એટલા માટે પરમાર્થથી તે 'અપૂર્વ'જ એટલે કે પૂર્વે કદી પ્રાપ્ત નહિં થયેલું એવું કહેવા યોગ્ય છે કારણમાં કાર્યનો ઉપચાર કરવો એ ન્યાયની રીતિ છે. આવું 'અપૂર્વ' યથાપ્રવૃત્તકરણ અનાદિ કાળથી આ જીવને પૂર્વે કદી પણ પ્રાપ્ત થયું નથી, આવો અપૂર્વ આત્મવીર્યોલ્લાસ પૂર્વે કદી આવ્યો નથી, આવો 'અપૂર્વ અવસર' કદી પણ સાંપડ્યો નથી, પણ હમણાં આ દૃષ્ટિમાં આવતાં સાંપડ્યો છે. માટે આ છેલ્લા યથાપ્રવૃત્તકરણને 'અપૂર્વ' નામ આપ્યું તે સાર્થક છે.

અહીં જ ગુણસ્થાનનું યોજન કહે છે:—

प्रथमं यद्गुणस्थानं सामान्येनोपवर्णितम् ।
अस्यां तु तदवस्थायां मुख्यमन्वर्थयोगतः ॥ ४० ॥

સામાન્યથકી વર્ણવ્યું, જેહ પ્રથમ ગુણસ્થાન;
અન્વર્થ યોગથી મુખ્ય તે, એહ અવસ્થા સ્થાન. ૪૦

---

वृत्तिः–अपूर्वासन्नभावेन—અપૂર્વકરણના નિકટભાવરૂપ હેતુવડે, તથા व्यभिचारवियोगतः–વ્યભિચારના વિયોગરૂપ કારણને લીધે, (વ્યભિચાર ન થતો હોવાથી), तत्त्वतः–તત્ત્વથી, પરમાર્થથી, अपूर्वमेवेदम्–આ છેલ્લું યથાપ્રવૃત્ત અપૂર્વ જ છે, इति योगविदो विदुः–એમ યોગવિદો જાણે છે, એવો ભાવ છે.

वृत्तिः–प्रथमं—પ્રથમ, આદ્ય, પહેલું, यद्गुणस्थानं–જે ગુણસ્થાન, મિથ્યાદષ્ટિ નામનું ગુણસ્થાન, सामान्येनोपवर्णितम्–સામાન્યથી આગમમાં વર્ણવવામાં આવ્યું છે "मिच्छद्दिट्ठी सासायणाइ"–એ વચન ઉપરથી. अस्यां तु तदवस्थायां–તે આ અવસ્થામાં જ, मुख्यं–મુખ્ય, નિરુપચરિત એવું. ક્યા કારણથી? તો કે–अन्वर्थयोगतः–અન્વર્થ યોગથકી, અર્થને અનુસરતા શબ્દના યોગથી, (શબ્દના ખરેખરા અર્થમાં). એવા ગુણના ભાવથી–હોવાપણાએ કરીને 'ગુણસ્થાન'ની ઉપપત્તિ છે એટલા માટે, (ગુણસ્થાન નામ ઘટે છે એટલા માટે). इति मित्रादृष्टिः ॥

**અર્થ**:—સામાન્યથી જે પ્રથમ ગુણસ્થાન વર્ણવવામાં આવ્યું છે, તે આ અવસ્થામાં તો અન્વર્થ યોગથી-શબ્દના બરાબર અર્થ પ્રમાણે, 'મુખ્ય' એવું હોય છે.

## વિવેચન

આ **મિત્રા** નામની પહેલી દૃષ્ટિમાં કયું ગુણસ્થાનક હોય, તેનું અહીં સૂચન કર્યું છે. શાસ્ત્રમાં જે '**મિથ્યાદૃષ્ટિ**' નામનું પ્રથમ '**ગુણસ્થાન**' કહ્યું છે, તે અહીં મુખ્ય **પણે** ઘટે છે એટલે આ મિત્રા દૃષ્ટિની દશામાં સાચેસાચું પ્રથમ '**ગુણસ્થાન**' તે શબ્દના ખરેખરા અર્થમાં-નિરુપચરિતપણે ઘટે છે કારણ કે ગુણોની ઉત્પત્તિનું-પ્રાપ્તિનું સ્થાનક તે 'ગુણસ્થાનક' કહેવાય. અને તેમાં પ્રાથમિક અવસ્થાના ગુણોનું જ્યાં સ્ફુરણ હોય તે 'પ્રથમ ગુણસ્થાન' યથાર્થપણે કહેવાય. આવા તથારૂપ ગુણોની પ્રાપ્તિનું મંડાણ પ્રારંભ પ્રથમ દૃષ્ટિમાં થાય છે, યોગમાર્ગમાં પ્રવેશનું શુભ મુહૂર્ત્ત આ પ્રથમ દૃષ્ટિ છે, સન્માર્ગપ્રાપ્તિની યોગ્યતાનું આ મંગલાચરણ છે, મોક્ષની નીસરણીનું આ પહેલું પગથિયું છે, મહાન્ યોગ-પ્રાસાદની આ પ્રથમ ભૂમિકા છે, યોગ-પર્વત પર ચઢવાનો આ પ્રથમ પ્રયાસ છે આમ મુખ્યપણે અર્થાત્ નિરુપચરિતપણે આ દૃષ્ટિમાં પ્રથમ ગુણસ્થાનક વર્તે છે

આ દૃષ્ટિ પ્રાપ્ત થયા પૂર્વે પણ સર્વ મિથ્યાદૃષ્ટિ જીવોની ગણત્રી પ્રથમ ગુણસ્થાનકમાં કરાય છે, પણ તે **ઉપચરિતપણે**, ગૌણપણે,-મુખ્યપણે નહિં. એઓનું એ 'ગુણસ્થાનક' નામનું હોય છે, ખરેખરૂં નહિં કારણ કે તેમાં ગુણનું પ્રગટપણું નથી, ગુણનું સ્થાનક નથી, એટલે શબ્દના ખરા અર્થ મુજબ તે ગુણસ્થાનક નથી, કહેવા પૂરતું નામ માત્ર ગુણસ્થાન છે. આમ એ બન્ને પ્રકારમાં પ્રગટ ઘણો ફેર છે, આકાશ-પાતાલનું અંતર છે જેમ કોઇ માણસ 'રાજા' કહેવાતો હોય, ને કોઈ ખરેખરો રાજસત્તા ધરાવતો રાજા હોય, તે બેમાં જેટલો તફાવત છે, તેટલો આગલા ગુણવગરના પ્રથમ ગુણસ્થાનમાં ને ગુણ સંપન્ન એવા **મિત્રાદૃષ્ટિવાળા** પ્રથમ ગુણસ્થાનમાં છે

**મિત્રામાં ગુણપ્રાપ્તિ**

અને અત્રે **મિત્રાદૃષ્ટિમાં** જો કે હજુ મિથ્યાત્વ ટળ્યું નથી ને સમ્યક્ત્વ મળ્યું નથી છતાં પણ કેવા અદ્‌ભુત ઉત્તમ ગુણો અત્રે પ્રગટે છે. તે ઉપરમાં વિસ્તારથી વિવેચવામાં આવ્યું છે કારણ કે આપણે જોયું કે-આ જોગીજનની આત્મમલિનતા ઘણી ઘણી દૂર થઇ હોય છે એને સદ્‌ગુરુનો યોગ મળતાં, અવંચક ત્રયની પ્રાપ્તિ થાય છે. એની ચિત્તભૂમિ ચોકખી બને છે, વૈરાગ્યજલના સિંચનથી પોચી થાય છે, ને તેમાં યોગબીજનો નિક્ષેપ થાય છે. પરમાત્મ પ્રત્યે તેને શુદ્ધ ભક્તિ પ્રગટે છે, સદ્‌ગુરુની તે ઉત્તમ ઉપાસના કરે છે, ને સત્‌શાસ્ત્રની વિવિધ આરાધના કરે છે દયા, અદ્વેષ, ગુણાનુરાગ, જનસેવા વગેરે મંગલ ગુણોનું તે ધામ બને છે. અને છેલ્લું **યથાપ્રવૃત્તિકરણ** પામી, તે **ગ્રંથિભેદની નિકટ** આવીને ઉભે છે આમ અનેક ગુણના આવિર્ભાવથી-પ્રગટપણાથી આ જોગીજનને 'સુયશ વિલાસનું ટાણું મળ્યું છે-ઉત્તમ યશપ્રાપ્તિનો '**અપૂર્વ અવસર**' સાંપડ્યો છે.

આ ગુણો ઉપર પુખ્ત વિચાર કરી, પોતાના આત્મામા તેવા તેવા ગુણો પ્રગટ્યા છે કે નહિ, તેનુ જો આત્મનિરીક્ષણ કરવામા આવે, તો પોતાનામા તેવા ગુણ નહિં પ્રગટ્યા છતા, પોતાનું સમકિતીપણું કે છઠ્ઠા ગુણઠાણાપણું માની બેસનારા લોકોના

**આત્મનિરીક્ષણ** કેટલાક ભૂલભરેલા મિથ્યા ભ્રાંત ખ્યાલો દૂર થવાનો સંભવ છે.

**સારબોધ** સમ્યગ્દૃષ્ટિની મંજલ તો હજી ઘણી લાંબી છે, પણ પ્રવાસની શરૂઆત પણ હજુ થઇ છે કે નહિ, 'પાશેરામાં પહેલી પૂણી' પણ કંતાઇ છે કે નહિં, પહેલા ગુણઠાણાનુ પણ ઠેકાણું છે કે નહિ, તે આ મિત્રા દૃષ્ટિના ગુણો ઉપરથી આત્માર્થીએ વિચારવાનું છે, અને તે તે ગુણની પ્રાપ્તિ કરી 'સુયશ વિલાસનું ટાણું' જેમ જલ્દી મળે તેમ કરવાનું છે।

"કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણું રે,
મુખ્યપણે તે ઇહાં હોયે, સુયશ વિલાસનું ટાણું રે...વીર૦"—શ્રી યોગ૦ સજ્ઝાય ૧-૧૫

## મિત્રાદૃષ્ટિનો સાર-( Summary )

સમસ્ત જગત્ પ્રત્યે મિત્રભાવ, અદ્વેષભાવ, નિર્વૈર બુદ્ધિ અહીં પ્રગટે છે, એટલે આને 'મિત્રા' નામ ઘટે છે. અત્રે દર્શન-બોધ તૃણ અગ્નિકણના પ્રકાશ જેવો મંદ હોય છે; યોગનું પ્રથમ અંગ-**યમ** પ્રાપ્ત થાય છે, **ખેદ** નામના પ્રથમ આશયદોષનો ત્યાગ હોય છે; અને **અદ્વેષ** નામનો પ્રથમ ગુણ પ્રગટે છે.

અહીં સ્થિતિ કરતો યોગી પુરુષ ઉત્તમ યોગબીજોનુ ગ્રહણ કરે છે. મુખ્ય **યોગબીજ** આ છેઃ-(૧) વીતરાગ પ્રભુની મન-વચન-કાયાથી શુદ્ધ ભક્તિ, (૨) ભાવયોગી એવા ભાવાચાર્યરૂપ સદ્ગુરુ આદિની ઉપાસના, વૈયાવચ્ચ, (૩) સંસાર પ્રત્યે સહજ એવો અંતરંગ વૈરાગ્ય, (૪) દ્રવ્ય અભિગ્રહનુ પાલન, (૫) લેખનાદિવડે સતશાસ્ત્રની આરાધના, (૬) યોગબીજકથાના શ્રવણ પ્રત્યે સ્થિર આશયવાળી માન્યતા, અને તેનો શુદ્ધ ઉપાદેય ભાવ—આ ઉત્તમ યોગબીજોનુ ગ્રહણ, આત્માનો ઘણો ભાવમલ દૂર થયે, પ્રાયે મનુષ્યોને હોય છે. અને આવો ભાવમલનો ક્ષય **છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં તથાભવ્યતાના પરિપાકથી** ઉપજે છે આ છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમા વર્ત્તતા જીવના મુખ્ય લક્ષણ આ છે-(૧) દુઃખીઆ પ્રત્યે અત્યંત દયા, (૨) ગુણવાન્ પ્રત્યે અદ્વેષ, (૩) સર્વ કોઇની અભેદભાવે યથોચિત સેવા

આવા લક્ષણવાળા ભદ્રમૂર્ત્તિ મહાત્મા જીવને **અવંચકત્રયના** ઉદયરૂપ શુભ નિમિત્ત મળે છે; સદ્ગુરુ સત્પુરુષના યોગથી યોગાવંચક, ક્રિયાવંચક, ને ફલાવંચક પ્રાપ્ત થાય છે આને બાણની લક્ષ્યક્રિયાની ઉપમા બરાબર ઘટે છે આ અવંચકની પ્રાપ્તિ પણ સત્પુરુષ સદ્ગુરુ પ્રત્યે પ્રણામ આદિથી થાય છે. અને તે પ્રણામ આદિનું કારણ પણ ભાવમલની અલ્પતા છે—આમ ભાવમલની અલ્પતાથી સત્પુરુષ પ્રત્યે પ્રણામાદિની પ્રાપ્તિ, તે પ્રણામા-

દૃષ્ટિથી અવંચકપ્રાપ્તિ, અવંચકપ્રાપ્તિથી શુભ નિમિત્તનો સંયોગ, અને તેથી કરીને યોગબીજ વગેરેની પ્રાપ્તિ—એમ અત્ર કારણપરંપરા છે.

અને આ બધુંય છેલ્લા પુદ્‌ગલાવર્ત્તમાં, 'અપૂર્વ' એવા છેલ્લા યથાપ્રવૃત્ત કરણમાં ઉપજે છે,—કે જ્યારે ભાવમલની અલ્પતા હોય છે, અને જીવ ગ્રંથિભેદની નજીકમાં આવ્યો હોય છે. આ છેલ્લું યથાપ્રવૃત્તકરણ અપૂર્વકરણના નિકટપણાને લીધે ખરેખર! પરમાર્થથી 'અપૂર્વ'જ છે. આવી આ મિત્રા દૃષ્ટિમાં 'ગુણસ્થાન' શબ્દના ખરેખરા અર્થ પ્રમાણે, મુખ્ય એવું પહેલું ગુણસ્થાનક વર્ત્તે છે.

## મિત્રાદૃષ્ટિનું કોષ્ટક — ૪

| દર્શન | યોગાંગ | દોષ ત્યાગ | ગુણ પ્રાપ્તિ | યોગબીજગ્રહણ | પ્રાપ્તિક્રમ | સમય | ગુણસ્થાનક |
|---|---|---|---|---|---|---|---|
| તૃણઅગ્નિ જેવું મંદ | યમ | અખેદ | અદ્વેષ | (૧) જિન ભક્તિ (૨) સદ્‌ગુરુસેવા, (૩) ભવ ઉદ્વેગ (૪) દ્રવ્ય અભિગ્રહ પાલન (૫) સિદ્ધાંતના લેખનાદિ, બીજ કથાનું માન્યપણું, ઉપાદેય ભાવ. | ભાવમલઅલ્પતા ↓ સંતને પ્રણામાદિ ↓ અવંચક પ્રાપ્તિ ↓ શુભ નિમિત્ત ↓ યોગબીજ આદિ | છેલ્લા પુદ્. ૫૦માં છેલ્લા યથા પ્ર૦ ક. માં ગ્રંથિભેદ નિકટ હોય ત્યારે | મુખ્ય એવું પહેલું ગુણસ્થાનક (ખરેખરૂં યથાર્થ ગુણઠાણું) |

### કળશ કાવ્ય

—ઃ મંદાક્રાંતા ઃ—

મિત્રામાંહી તૃણ અગનિ શો બોધ તો મંદ દીસે,
ઝાંખું ઝાંખું દરશન થતું, માર્ગ ચોકખો ન ભાસે;
તોયે શ્રદ્ધા શ્રુત પ્રતિ ધરી યોગિ આ ભક્તિભાવે,
મુક્તિમાર્ગે ગમન કરવા તીવ્ર ઇચ્છા ધરાવે. ૧૫.

મિત્રામાંહી પ્રથમ કરીને યોગ સન્મિત્ર મૈત્રી,
નિર્વૈરી આ સકલ જીવની સાથ સાધે સુમૈત્રી;
વિના ખેદે મન દૃઢ ધરે દેવગુર્વાદિ કૃત્યે,
ને અદ્વેષી કદી પણ કરે દ્વેષ ના કોઇ પ્રત્યે ૧૬.

રાગાદિથી જીવ ન હણતો આત્મહિંસા કરે ના,
સાચું બોલે પર નિજ કહી ખોટું તો ઉચ્ચરે ના,
વસ્તુ ચોરે નહિં પર કદી, બ્રહ્મચર્યે ચરે છે,
મૂર્ચ્છાભાવે પર પરિગ્રહે ના પ્રસક્તિ ધરે છે. ૧૭.

મિત્રાયોગી ચિતભૂમિ મહીં યોગના બીજ વાવે,
વૃદ્ધિ પામી ફલ અચૂક જે મોક્ષરૂપી જ લાવે,
જેવી રીતે વડ બીજ વધી વૃક્ષ વિશાલ થાવે,
થાયે ભાવી ત્યમ શિવપ્રદા બીજ આવા સ્વભાવે. ૧૮.

અત્રે યોગી પ્રભુ પ્રતિ પરા પ્રીતિ ભક્તિ ધરાવે,
પૂજે અર્ચે ગુણગણ સ્તવે સ્તોત્ર સંગીત ગાવે;
ચોકખા ચિત્તે પ્રણમન કરે શુદ્ધ નિષ્કામ ભાવે,
સંજ્ઞા સર્વે ભૂલી જઈ પ્રભુ ધ્યાન એકાગ્ર થાવે ૧૯.

આત્મારામી ગુણગણગુરૂ ભાવ આચાર્ય સાચા,
ને સત્સાધુ અવધૂત મુનિ ભાવયોગી જ જાચા;
તે સૌ પ્રત્યે તન મન વચે શુદ્ધ ભક્તિ લહે છે,
ને સેવામાં વિધિયુતપણે તત્પરો થૈ રહે છે. ૨૦.

જન્મ મૃત્યુ દુઃખ ત્યમ જરા રોગ ને શોક દ્વારા,
આ સંસાર સ્વરૂપ સહજે ખૂબ લાગે અકારા;
ને તે કારાગૃહ થકી સદા છૂટવાને ચહે છે,
ઉદ્વેજીને ભવભય થકી મોક્ષ ઈચ્છા વહે છે. ૨૧

દાનાદિના અભિગ્રહ ધરી સાધુસેવા કરે છે,
ને લોકાર્થે તન-મન-ધને શક્તિ સર્વે ધરે છે,
રોગી દુઃખી દીન પ્રમુખને ઓષધાદિ દીએ છે,
સાચા ભાવે સુકૃત કરતાં પુણ્ય લ્હાવો લિએ છે. ૨૨.

સત્શાસ્ત્રોને લખી લખવીને ભક્તિ ભારી લહે છે,
પૂજે અર્ચે શ્રવણ ગ્રહણે અર્થ તેનો ગ્રહે છે;
ભવ્યો પાસે પ્રગટ કરતો તેહ સજ્ઝાય દાવે,
ચિંતે ભાવે પરમશ્રુતને વિશ્વમાંહી પ્રભાવે. ૨૩

જ્યારે તે તે બીજ તણી કથા યોગી આ સાંભળે છે,
　　શ્રદ્ધાવેગે તરત સદહી માન્ય તેને કરે છે;
ને તે પ્રત્યે પરમ ધરતો શુદ્ધ આદેય ભાવ,
　　સંચે છે તે મહતઉદયી ભારી પુણ્ય પ્રભાવ. ૨૪.

પાકી જ્યારે ભવપરિણતિ મંદ મિથ્યાત્વ થાવે,
　　છેલ્લો જ્યારે પુદ્ગલતણો અત્ર આવર્ત આવે;
ત્યારે પ્રાયે મનુજગતિમાં યોગબીજો ગ્રહે આ,
　　બીજા આવું મહત કરવા વ્યક્તિ ક્યાંથી લહે આ? ૨૫.

દુઃખી દેખી દિલ દ્રવી દયાભાવ ધારે દયાળુ,
　　તે પોતાનું દુઃખ ગણી અનુકંપ પામે કૃપાળુ;
રીઝે જોઈ ગુણ ઉચિત તે સેવ સૌની કરે છે,
　　છેલ્લા ફેરા મહિં ભવતણા ભવ્ય આવો ઠરે છે. ૨૬.

ત્યારે તેને શુભ નિમિતનો સાંપડે યોગ સારો,
　　જેથી આશ્રી સદ્ગુરુ લહે યોગ નિર્વંચનારો;
તેના ક્રિયા ફલ પણ પછી વંચનારા ન થાવે,
　　લક્ષ્ય પ્રત્યે અચૂક શરનું જેમ સંધાન પાવે. ૨૭.

અંતર્ મેલ ક્ષીણ બહુ થયે સંત સેવા કરંતા,
　　યોગ ક્રિયા ફલ પરમ એ વંચકાના હવંતા;
પામે આવા સુગુણ ભગવાન્ યોગી અત્ર સ્વભાવે,
　　આકર્ષાતું શિવપદ સ્વયં પાસમાં જેમ આવે. ૨૮.

અનુષ્ટુપ

વાવી યોગબાજો ચિત્તે, ભાવી મોક્ષફલપ્રદા;
લાવે સમ્યક્ત્વને પાસે, **મનોનંદન** સર્વદા. ૨૯.
યોગ-બીજ કલા પામી, આ યોગીરાજ ચંદ્ર શા;
**ભગવાન્** પૂર્ણતા પામે, **હરિભદ્ર** મહાયશા. ૩૦.

॥ इति सुमनोनंदनीबृहट्टीकारूपविवेचनेन सप्रपञ्चं विवेचिते
श्रीयोगदृष्टिसमुच्चयशास्त्रे प्रथमा मित्रादृष्टिः ॥



# ૨

# તારા દૃષ્ટિ

હવે તારા દૃષ્ટિ કહેવામાં આવે છે. તેથી અત્રે કહે છે—

**तारायां तु मनाक् स्पष्टं नियमश्च तथाविधः ।**
**अनुद्वेगो हितारम्भे जिज्ञासा तत्त्वगोचरा ॥ ४१ ॥**

તારા મહિં દર્શન સ્ફુટ કંઈ, નિયમ તેહવો ખાસ;
અનુદ્વેગ હિત કાર્યમાં, તત્ત્વવિષય જિજ્ઞાસ. ૪૧.

**અર્થ:**—તારા દૃષ્ટિમાં દર્શન જરાક સ્પષ્ટ હોય છે; અને તેવા પ્રકારનો નિયમ, હિત પ્રવૃત્તિમાં અનુદ્વેગ, તથા તત્ત્વવિષય સંબંધી જિજ્ઞાસા હોય છે.

## વિવેચન

"દર્શન તારા દૃષ્ટિમાં....મન૦ ગોમય અગ્નિ સમાન.... મન૦"—યો૦ સ૦ ૨-૧

આ બીજી તારા નામની દૃષ્ટિમાં દર્શન—બોધ પહેલી મિત્રા દૃષ્ટિ કરતાં કંઈક વધારે સ્પષ્ટ-ચોકખો હોય છે. એને ગોમયના એટલે છાણાના અગ્નિકણની ઉપમા ઘટે છે

---

વૃત્તિ:-**तारायां तु**—તારા દૃષ્ટિમા તો, શું? તો કે-**मनाक् स्पष्टं**-કંઈક સ્પષ્ટ એવુ દર્શન હોય છે. **नियमश्च तथाविधः**-અને તથાપ્રકારનો નિયમ, શૌચ આદિ; ઇચ્છા આદિ રૂપ જ નિયમ પણ હોય છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ છે. '**शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः**'-એ વચન ઉપરથી. તેથી અત્રે બીજા યોગથકી પ્રતિપાત્ત પણ હોય છે; પણ મિત્રામાં તો આનો અભાવ જ છે,-તથાપ્રકારના ક્ષયોપશમના અભાવને લીધે. તથા **अनुद्वेगो हितारम्भे**-પારલૌકિક હિત આરંભમા અનુદ્વેગ. પરલોક સંબંધી હિત કાર્યના આરંભમા-પ્રવૃત્તિમાં અનુદ્વેગ, ઉદ્વેગ રહિતપણું. આ અખેદ સહિત હોય, એથી કરીને જ તેની સિદ્ધિ થાય છે. તથા **जिज्ञासा तत्त्वगोचरा**-તત્ત્વગોચર જિજ્ઞાસા. તત્ત્વવિષય સંબંધી જિજ્ઞાસા-જાણવાની ઇચ્છા,-અદ્વેષથકી જ તેની પ્રતિપત્તિનુ આનુગુણ્ય છે (અદ્વેષ ગુણ પહેલાં આવ્યો છે, એટલે તેના અનુગુણપણે-તેના પછીનો જિજ્ઞાસા ગુણ આવે છે)

છાણાનો અગ્નિ તણખલાના અગ્નિ કરતાં કંઇક વધારે પ્રકાશવંત, વધારે સ્થિતિવાળો, વધારે સ્પષ્ટ હોય છે, તેમ આ દૃષ્ટિનો બોધ પણ પ્રથમ કરતાં કંઈક વધારે વિશદ–ચોકખો હોય છે. તોપણ તે લગભગ મિત્રા દૃષ્ટિ જેવો જ છે, માત્ર માત્રાનો જ ફેર છે. એટલે જેમ છાણાના અગ્નિકણનો પ્રકાશ ઇષ્ટ પદાર્થનું બરાબર દર્શન કરાવી શકતો નથી, તેમ આ દૃષ્ટિનો બોધ તત્ત્વથી–પરમાર્થથી ઇષ્ટ એવા આત્મતત્ત્વાદિનું દર્શન કરાવી શકતો નથી, ઝાંખો ખ્યાલ માત્ર આપે છે; કારણ કે છાણાનો અગ્નિ લાંબો વખત ટકતો નથી, થોડી વારમાં બૂઝાઇ જાય છે, તેમ આ દૃષ્ટિનો બોધ પણ તેનો સમ્યક્ બરાબર પ્રયોગ કરી શકાય એટલો વખત સ્થિતિ કરતો નથી–ઝાઝીવાર ટકતો નથી. છાણાના અગ્નિનો પ્રકાશ મંદ–ઝાંખો હોય છે, તેમ આ દૃષ્ટિનો બોધપ્રકાશ પણ અલ્પ–મંદ વીર્યવાળો હોય છે. છાણાનો અગ્નિ જોતજોતામાં ઓલવાઈ જાય છે, તેની દૃઢ સ્થિતિ રહેવા પામતી નથી, તેમ અત્રે પણ અલ્પ વીર્ય–સ્થિતિવાળા બોધનો દૃઢ સ્મૃતિસંસ્કાર રહેતો નથી, એટલે જીવનમાં આચરણરૂપ પ્રયોગ વેળાએ પટુ–નિપુણ એવી સ્મૃતિ હોતી નથી. અને આમ છાણાના અગ્નિનો પ્રકાશ સાવ પાંગળો હોવાથી, તેનાવડે કરીને કંઇ ખરૂં પદાર્થ દર્શનરૂપ કાર્ય બનવું સંભવતું નથી, તેમ આ દૃષ્ટિમાં બોધનું વિકલપણું–હીનપણું હોવાથી, અત્રે ભાવથી વંદનાદિ કાર્ય બનતા નથી, **દ્રવ્ય વંદનાદિ** હોય છે.

તેમ જ આ બીજી યોગદૃષ્ટિ છે, એટલે આગળ કહેલા નિયમ પ્રમાણે, તેમાં- (૧) યોગનું બીજુ અંગ **નિયમ**, (૨) તથા બીજા દોષના ત્યાગરૂપ અનુદ્વેગ, (૩) અને બીજા **જિજ્ઞાસા** નામના ગુણની પ્રાપ્તિ થાય છે.

## ૧. યોગનું બીજું અંગ: નિયમ

"શૌચ સંતોષ ને તપ ભલું....મન૦ સજ્ઝાય ઇશ્વર ધ્યાન રે....મન૦
નિયમ પંચ ઇહાં સંપજે.......મન૦"—યોગ૦ દ૦ સજ્ઝાય-૨,-૨

યમ નામનું યોગનું પ્રથમ અંગ પ્રાપ્ત થયા પછી, ક્રમ પ્રમાણે, તેનું બીજું અંગ **નિયમ** અહીં સાંપડે છે. અહિંસા વગેરે જે યમ છે, તે યાવજ્જીવ–જીવે ત્યાંલગી ધારણ કરવાના હોય છે; અને જે નિયમ છે તે પરિમિત–મર્યાદિત કાલ પર્યંતના, અમુક મુકરર નિયત વખત માટેના હોય છે 'नियमः परिमितकालो यावज्जीवं यमो ध्रियते ।' (રત્નકરંડ શ્રાવકાચાર). જેમકે–સ્વાધ્યાય, તપ વગેરે અમુક ચોક્કસ અવધારિત સમય માટે હોય છે, યાવજ્જીવ હોતા નથી, માટે તે નિયમ કહેવાય છે. તે નિયમ મુખ્ય એવા પાંચ છે: (૧) શૌચ, (૨) સંતોષ, (૩) તપ, (૪) સ્વાધ્યાય, (૫) ઈશ્વર પ્રણિધાન. અને તેના વળી તરતમતાના કારણે, કક્ષાભેદે કરીને, ઇચ્છા વગેરે ચાર પ્રકાર છે–ઇચ્છાનિયમ પ્રવૃત્તિનિયમ, સ્થિરનિયમ, સિદ્ધિનિયમ.

૧. **શૌચ**—એટલે શુચિપણું, શુદ્ધિ, પવિત્રપણું; મનનો મેલ સાફ કરવો "

અંતઃશુદ્ધિ કરવી, આત્મમલિનતા દૂર કરવી, તે જ ખરૂં શૌચ છે. કેટલાક લોકો જલથી જ શૌચ માને છે, તે યુક્ત નથી. તેથી તો કદાચ શરીરનો મેલ સાફ થાય, અને તે પણ ખરેખરી રીતે બનવા યોગ્ય નથી; કારણ કે શરીર પોતે જ અશુચિની ખાણ છે, અશુચિનો ઉકરડો છે. તે હજારો વર્ષ સુધી સાગર જેટલાં જલથી પણ સ્નાન કરતાં શુદ્ધ ન થાય! એમ તો માછલાં પણ બિચારા ચોવીસે કલાક પાણીમાં પડ્યા રહે છે! તેમ ગમે તેટલા તીર્થસ્નાન કર્યે પણ શૌચ થતું નથી. આ બાહ્ય શૌચ અહીં પ્રસ્તુત નથી, પણ અંતરંગ શૌચ જ વિવક્ષિત છે. ભાવશુદ્ધિરૂપ આધ્યાત્મિક× શૌચને છોડી, જે જલ આદિ શૌચ છે, તે ભલે મૂઢ જનને વિસ્મય પમાડે, પણ બુધ જનને નહિં. કારણ કે—

**શૌચ=અંતઃશુદ્ધિ**

"અહો! મૂઢ જીવો એક વાર સ્નાહ્યા, બીજી વાર નાહ્યા, ત્રીજી વાર નાહ્યા, એમ ફરી ફરી શુદ્ધ જળવડે નહાય છે; અને મલના સ્થાનરૂપ આ શરીરને ચંદન-સુખડથી ચર્ચે છે; અને હવે અમે પવિત્ર છીએ એમ ગણી એના પર પ્રીતિ-મોહ ધરે છે; પણ વાસ્તવિક રીતે એમ નથી. એ શરીર કદી શુદ્ધ નથી થતું. ઉકરડો કદી શુદ્ધ થાય ખરો? ન જ થાય."
—શ્રી મનઃસુખભાઈ કી. કૃત શાંતસુધારસ વિવેચન

બુધજનો તો આવા બાહ્ય શૌચને તેની ક્વચિત્ યોગ્યતા કરતાં ઝાઝું મહત્વ આપતા નથી. તેઓની દૃષ્ટિ તો મુખ્યપણે અંતરંગ શુદ્ધિ ભણી જ હોય છે. તેઓ તો ધ્યાનરૂપ જલવડે, કર્મમલની શુદ્ધિ કરવારૂપ ભાવસ્નાન કરે છે. 'ધર્મરૂપ+ દ્રહની અંદર બ્રહ્મચર્યરૂપ નિર્મલ શાંતિતીર્થમાં તેઓ સ્નાન કરી વિમલ વિશુદ્ધ થાય છે, દોષનો ત્યાગ કરી શીતલ થાય છે.'

"ध्यानांभसा तु जीवस्य सदा यच्छुद्धिकारणम् ।
मलं कर्म समाश्रित्य भावस्नानं तदुच्यते ॥"—શ્રી હરિભદ્રસૂરિકૃત અષ્ટક.

"ધર્મ જગનાથનો ધર્મ શુચિ ગાઈએ, આપણો આતમા તેહવો ભાવીએ."
"પરપરિણતિ રજ ધોય કે, નિર્મલ સિદ્ધિ વરંત."—શ્રી દેવચંદ્રજી

---

× "शौचमाध्यात्मिकं त्यक्त्वा भावशुद्ध्यात्मकं शुभम् ।
जलादिशौचं यत्रेदं मूढविस्मापनं हि तत् ॥"—વાચકવર્યશ્રી ઉમાસ્વાતિજી

"स्नायं स्नायं पुनरपि पुनः स्नांति पुण्याभिरद्भिः, वारंवारं बत मलतनुं चंदनैश्चर्चयंते ।
मूढात्मानो वयमपमलाः प्रीतिमित्याश्रयंते । नो शुद्ध्यंते कथमवकरः शक्यते शोध्धुमेवम् ॥"
—શ્રી વિનયવિજયજીમહારાજકૃત શાંતસુધારસ

+ "धम्मे हरए बंभे संतितित्थे, अणाइले अत्तपसन्नलेसे ।
जहिंसि ण्हाओ विमलो विसुद्धो, सुसीतिभूओ पजहामि दोसं ॥"—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

"आत्मा नदी संयमतोयपूर्णा, सत्यावहा शीलतटा दयोर्मिः ।
तत्राभिषेकं कुरु पाण्डुपुत्र ! न वारिणा शुद्ध्यति चान्तरात्मा ॥"—શ્રી મહાભારત.

આમ ગૃહસ્થાદિને કારણવિશેષે કંઈક ઉપયોગિતા છતાં બાહ્ય શૌચનો આગ્રહ સર્વથા મિથ્યા છે. આત્માનો પરપરિણતિરૂપ અંદરનો મેલ જેમ બને તેમ સાફ કરવો અને આત્માનો શુચિ-નિર્મલ-પવિત્ર શુદ્ધ સ્વભાવરૂપ સ્વધર્મ પ્રગટ કરવો,-એ જ સાચું ભાવ શૌચ સર્વ સંતજનોને સંમત છે.

અથવા શૌચ એટલે નિર્લોભતા, નિર્લોભીપણું. આ પણ અંતઃશુદ્ધિરૂપ છે; કારણ કે લોભ સર્વ પાપનું મૂળ કહેવાય છે. લાભ વધે તેમ લોભ વધે એમ શ્રી **ઉત્તરાધ્યયન સૂત્ર**માં કહ્યું છે 'जहा लाहो तहा लोहो.' માટે જેમ બને તેમ લોભને મર્યાદિત કરવો

**શૌચ=નિર્લોભતા**

અમુક ચોક્કસ નિયમમાં આણવો તે શૌચ છે. પરપદાર્થને ઇચ્છવો, પરપરિણતિમાં લોભાવું, પરવસ્તુની લાલચ રાખવી તે લોભના લક્ષણ છે. પરપરિણતિનો રંગ જેમ જેમ ધોવાતો જાય, તેમ તેમ નિર્લોભપણારૂપ શૌચ પ્રગટતું જાય છે. આવો પરવસ્તુનો લોભ-લાલસા ભાવ જેમ જેમ ઘટે તેમ તેમ શૌચ એટલે આત્માનું શુચિપણું-પવિત્રપણું પ્રગટે, અંતઃશુદ્ધિ વધતી જાય. આમ બન્ને એકાર્થવાચી છે.

અથવા શૌચ એટલે પ્રમાણિકતા (Honesty) છે. જે પ્રમાણિક માણસ હોય, તે પારકી વસ્તુ ગ્રહે નહિં, સ્પર્શે પણ નહિં, તો આબાલવૃદ્ધ સર્વ કોઇ સમજી શકે છે, માટે પરપદાર્થને જેમ બને તેમ હાથ પણ ન લગાડવો તે

**શૌચ= પ્રમાણિકતા**

શૌચ છે; પારકી વસ્તુ ભૂલથી પણ લીધી હોય તો તે પાછી આપી દેવી એ પ્રમાણિકપણારૂપ શૌચ છે. જેમ જેમ પરવસ્તુનો ને પરપરિણતિનો સંસર્ગરંગ છૂટતો જાય, તેમ તેમ શૌચ ગુણ સ્ફુટ થતો જાય છે. આમ આ ત્રણે વ્યાખ્યાની એકવાકયતા છે.

"હું કરતા હું કરતા પરભાવનો હોજી, ભોક્તા પુદ્ગલરૂપ;
કારક કારક ગ્રાહક એહનો હોજી, રાચ્યો જડ ભવભૂપ....નમિપ્રભ૦—શ્રી દેવચંદ્રજી

"ખાણ મૂત્ર ને મળની, રોગ જરાનું નિવાસનું ધામ;
કાયા એવી ગણીને, માન ત્યજીને કર સાર્થક આમ"—શ્રીમદ્ રાજચંદ્રજી

આ શૌચની ભાવનાથી આટલા ફળ આવે છે:-(૧) ***સ્વાંગજુગુપ્સા**-પોતાની કાયાના રૂપનો વિચાર કરતાં તેનું અશુચિપણું જણાય છે, એટલે તે મલમૂત્રની ખાણ પ્રતિ જુગુપ્સા-ઘૃણા ઉપજે છે, સૂગ આવે છે, અને આ કાયા અશુચિ છે, માટે એમાં લેશ માત્ર મિથ્યા મોહ-માન-આગ્રહ કર્ત્તવ્ય નથી. (૨) **અન્ય સાથે અસંગમ**-બીજા કાય

* "शौचात् स्वाङ्ग जुगुप्सा परैरसंसर्गः ।
सुसत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोग्यत्वानि च ॥"—પા. યો. ૨, ૪૦-૪૧
"शौचभावनया स्वाङ्गजुगुप्साऽन्यैरसंगमः । सत्त्वशुद्धिः सौमनस्यैकाग्र्याक्षजययोग्यता ॥"
—શ્રી યશોવિજયજીકૃત દ્વા. દ્વા.

વંતો-દેહધારીઓ સાથે અસંગમ એટલે તેના સંપર્કનું પરિવર્જન થાય છે. જે ખરેખર! પોતેજ અશુચિમય પોતાની કાયાને જુગુપ્સે છે, તે તેવી જ અશુચિમય પારકી કાયાઓ સાથે સંસર્ગ કેમ અનુભવે ? (૩) **સત્ત્વવૃદ્ધિ**-પ્રકાશ-સુખાત્મક સુસત્ત્વની શુદ્ધિ થાય છે, એટલે કે રજસ્-તમસ્ રહિતપણું થાય છે. (૪) **સૌમનસ્ય**-ખેદના અનનુભવથી માનસી પ્રીતિ ઉપજે છે, ચિત્તપ્રસન્નતા થાય છે. (૫) **ઐકાગ્ર્ય**-એકાગ્રપણું, એટલે નિયત વિષયમાં ચિત્તનું સ્થિરપણું થાય છે. (૬) **ઇંદ્રિયજય**-ઇંદ્રિયોનો જય થાય છે. (૭) **આત્મદર્શન-યોગ્યતા**-વિષયપરાઙ્મુખનું એટલે જે વિષયથી વિમુખ થયો હોય તેનું સ્વાત્મામાં અવસ્થાન-સ્થિતિ થાય છે; અને વિવેકખ્યાતિરૂપ આત્મદર્શનમાં યોગ્યતા પ્રાપ્ત થાય છે, સમર્થપણું સાંપડે છે.

૨. **સંતોષ**-પ્રાપ્ત સ્થિતિમાં તુષ્ટ રહેવું, પ્રસન્ન-રાજી રહેવું, સદા ખુશમીજાજમાં રહેવું તે સંતોષ છે. આ સંતોષથી ભોગોપભોગ પદાર્થની મર્યાદા બંધાય છે, પરિગ્રહ પરિમાણનું નિયમન કરાય છે, આરંભની નિવૃત્તિ થાય છે. બાકી '**તૃષ્ણા તો આકાશ જેવી અનંત છે.**' 'પ્રત્યેક પ્રાણી દીઠ તૃષ્ણારૂપ ઊંડો ખાડો છે, તેમાં આખું વિશ્વ એક અણુ જેટલું છે, તો પછી કોના ભાગે કેટલું આવશે ?'* આમ તૃષ્ણાનો ખાડો કદી પૂરાતો નથી. ચક્રવર્તીની ઋદ્ધિથી કે મેરુ જેવડા સોનાના ડુંગરથી પણ જે તૃષ્ણા છીપતી નથી, તે પામર મનુષ્યોની પામર સંપત્તિથી શી રીતે છીપવાની હતી ? જેમ જેમ આ જીવ તૃષ્ણાતરંગમાં તણાતો જાય છે, તેમ તેમ તે વધારે ને વધારે ઊંડા તૃષ્ણાજલમાં ઉતરતો જાય છે ! **સત્કવીશ્વર શ્રીમદ્ રાજચંદ્રજીએ** સાચું જ કહ્યું છે કે—

"હતી દીનતાઇ ત્યારે તાકી પટેલાઇ અને,
મળી પટેલાઇ ત્યારે તાકી છે શેઠાઇને;
સાંપડી શેઠાઈ ત્યારે તાકી મંત્રિતાઈ અને,
આવી મંત્રિતાઈ ત્યારે તાકી નૃપતાઇને;
મળી નૃપતાઇ ત્યારે તાકી દેવતાઇ અને,
દીઠી દેવતાઇ ત્યારે તાકી શંકરાઈને;
અહો ! રાજ્યચંદ્ર માનો માનો શંકરાઈ મળી,
વધે તૃષ્ણાઇ તોય જાય ન મરાઇને."—શ્રી મોક્ષમાળા

આ વિષયતૃષ્ણાનું નિવારણ-નિયમન કરનાર સંતોષ છે. જેમ જેમ પર વસ્તુની મૃગતૃષ્ણાનો-ઝાંઝવાના જળનો મોહ ઓછો થતો જાય છે, તેમ તેમ સંતોષ ગુણની

---

* "तिण्हा हु आगाससमा अणंतिया ॥" —શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.
"आशागर्तः प्रतिप्राणि यस्मिन् विश्वमणूपमम् । कस्य किं कियदायाति वृथा वो विषयैषिता ॥"
—શ્રી ગુણભદ્રસ્વામીજીકૃત શ્રી આત્માનુશાસન.

"संतोषादनुत्तमः सुखलाभः ॥"—પાતં૦ યો૦ ૨-૪૨.

આમ ગૃહસ્થાદિને કારણવિશેષે કંઈક ઉપયોગિતા છતાં બાહ્ય શૌચનો આગ્રહ સર્વથા મિથ્યા છે. આત્માનો પરપરિણતિરૂપ અંદરનો મેલ જેમ બને તેમ સાફ કરવો, અને આત્માનો શુચિ-નિર્મલ-પવિત્ર શુદ્ધ સ્વભાવરૂપ સ્વધર્મ પ્રગટ કરવો,-એ જ સાચું ભાવ શૌચ સર્વ સંતજનોને સંમત છે.

અથવા શૌચ એટલે નિર્લોભતા, નિર્લોભીપણું. આ પણ અંતઃશુદ્ધિરૂપ છે; કારણ કે લોભ સર્વ પાપનું મૂળ કહેવાય છે. લાભ વધે તેમ લોભ વધે એમ શ્રી **ઉત્તરાધ્યયન સૂત્ર**માં કહ્યું છે. 'जहा लाहो तहा लोहो.' માટે જેમ બને તેમ લોભને મર્યાદિત કરવો, અમુક ચોક્કસ નિયમમાં આણવો તે શૌચ છે. પરપદાર્થને ઇચ્છવો, પરપરિણતિમાં લોભાવું, પરવસ્તુની લાલચ રાખવી તે લોભના લક્ષણ છે. પરપરિણતિનો રંગ જેમ જેમ ધોવાતો જાય, તેમ તેમ નિર્લોભપણારૂપ શૌચ પ્રગટતું જાય છે. આવો પરવસ્તુનો લોભ-લાલસા ભાવ જેમ જેમ ઘટે તેમ તેમ શૌચ એટલે આત્માનું શુચિપણું-પવિત્રપણું પ્રગટે, અંતઃશુદ્ધિ વધતી જાય. આમ બન્ને એકાર્થવાચી છે.

**શૌચ=નિર્લોભિતા**

અથવા શૌચ એટલે પ્રમાણિકતા (Honesty) છે. જે પ્રમાણિક માણસ હોય, તે પારકી વસ્તુ ગ્રહે નહિં, સ્પર્શે પણ નહિં, તો આબાલવૃદ્ધ સર્વ કોઈ સમજી શકે છે, માટે પરપદાર્થને જેમ બને તેમ હાથ પણ ન લગાડવો તે શૌચ છે; પારકી વસ્તુ ભૂલથી પણ લીધી હોય તો તે પાછી આપી દેવી એ પ્રમાણિકપણારૂપ શૌચ છે. જેમ જેમ પરવસ્તુનો ને પરપરિણતિનો સંસર્ગરંગ છૂટતો જાય, તેમ તેમ શૌચ ગુણ સ્ફુટ થતો જાય છે. આમ આ ત્રણે વ્યાખ્યાની એકવાક્યતા છે.

**શૌચ= પ્રમાણિકતા**

"હું કરતા હું કરતા પરભાવનો હોજી, ભોક્તા પુદ્ગલરૂપ;
કારક કારક ગ્રાહક એહનો હોજી, રાચ્યો જડ ભવભૂપ....નમિપ્રભ૦—શ્રી દેવચંદ્રજી

"ખાણ મૂત્ર ને મળની, રોગ જરાનું નિવાસનું ધામ;
કાયા એવી ગણીને, માન ત્યજીને કર સાર્થક આમ."—શ્રીમદ્ રાજચંદ્રજી

આ શૌચની ભાવનાથી આટલા ફળ આવે છે:-(૧) *સ્વાંગજુગુપ્સા-પોતાની કાયાના રૂપનો વિચાર કરતાં તેનું અશુચિપણું જણાય છે, એટલે તે મલમૂત્રની ખાણ પ્રતિ જુગુપ્સા-ઘૃણા ઉપજે છે, સૂગ આવે છે, અને આ કાયા અશુચિ છે, માટે એમાં લેશ માત્ર મિથ્યા મોહ-માન-આગ્રહ કર્ત્તવ્ય નથી. (૨) અન્ય સાથે અસંગમ-બીજા કાય-

---

* "शौचात् स्वाङ्ग जुगुप्सा परैरसंसर्गः ।
सुसत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोग्यत्वानि च ॥"—પા. યો. ૨, ૪૦-૪૧.
"शौचभावनया स्वाङ्गजुगुप्साऽन्यैरसंगमः । सत्त्वशुद्धिः सौमनस्यैकाग्र्याक्षजययोग्यता ॥"
—શ્રી યશોવિજયજીકૃત દ્વા. દ્વા.

વંતો-દેહધારીઓ સાથે અસંગમ એટલે તેના સંપર્કનું પરિવર્જન થાય છે. જે ખરેખર! પોતે જ અશુચિમય પોતાની કાયાને જુગુપ્સે છે, તે તેવી જ અશુચિમય પારકી કાયાઓ સાથે સંસર્ગ કેમ અનુભવે? (૩) **સત્ત્વશુદ્ધિ**-પ્રકાશ-સુખાત્મક સુસત્ત્વની શુદ્ધિ થાય છે, એટલે કે રજસ્-તમસ્ રહિતપણું થાય છે. (૪) **સૌમનસ્ય**-ખેદના અનનુભવથી માનસી પ્રીતિ ઉપજે છે, ચિત્તપ્રસન્નતા થાય છે (૫) **ઐકાગ્ર્ય**-એકાગ્રપણું, એટલે નિયત વિષયમાં ચિત્તનું સ્થિરપણું થાય છે. (૬) **ઇંદ્રિયજય**-ઇંદ્રિયોનો જય થાય છે. (૭) **આત્મદર્શન-યોગ્યતા**-વિષયપરાઙ્મુખનું એટલે જે વિષયથી વિમુખ થયો હોય તેનું સ્વાત્મામાં અવસ્થાન-સ્થિતિ થાય છે; અને વિવેકખ્યાતિરૂપ આત્મદર્શનમાં યોગ્યતા પ્રાપ્ત થાય છે, સમર્થપણું સાંપડે છે.

૨. **સંતોષ**-પ્રાપ્ત સ્થિતિમાં તુષ્ટ રહેવું, પ્રસન્ન-રાજી રહેવું, સદા ખુશમીજાજમાં રહેવું તે સંતોષ છે આ સંતોષથી ભોગોપભોગ પદાર્થનો મર્યાદા બંધાય છે, પરિગ્રહ પરિમાણનું નિયમન કરાય છે, આરંભની નિવૃત્તિ થાય છે. બાકી '**તૃષ્ણા તો આકાશ જેવી અનંત છે.**' 'પ્રત્યેક પ્રાણી દીઠ તૃષ્ણારૂપ ઊંડો ખાડો છે, તેમાં આખું વિશ્વ એક અણુ જેટલું છે, તો પછી કોના ભાગે કેટલું આવશે?'* આમ તૃષ્ણાનો ખાડો કદી પૂરાતો નથી. ચક્રવર્તીની ઋદ્ધિથી કે મેરુ જેવડા સોનાના ડુંગરથી પણ જે તૃષ્ણા છીપતી નથી, તે પામર મનુષ્યોની પામર સંપત્તિથી શી રીતે છીપવાની હતી? જેમ જેમ આ જીવ તૃષ્ણાતરંગમાં તણાતો જાય છે, તેમ તેમ તે વધારે ને વધારે ઊંડા તૃષ્ણાજલમાં ઉતરતો જાય છે! **સતકવીશ્વર શ્રીમદ્ રાજચંદ્રજીએ** સાચું જ કહ્યું છે કે—

"હતી દીનતાઇ ત્યારે તાકી પટેલાઇ અને,
મળી પટેલાઇ ત્યારે તાકી છે શેઠાઇને;
સાંપડી શેઠાઈ ત્યારે તાકી મંત્રિતાઈ અને,
આવી મંત્રિતાઈ ત્યારે તાકી નૃપતાઇને;
મળી નૃપતાઇ ત્યારે તાકી દેવતાઇ અને,
દીઠી દેવતાઇ ત્યારે તાકી શંકરાઈને;
અહો! રાજ્યચંદ્ર માનો માનો શંકરાઈ મળી,
વધે તૃષ્ણાઇ તોય જાય ન મરાઇને."—શ્રી મોક્ષમાળા

આ વિષયતૃષ્ણાનું નિવારણ-નિયમન કરનાર સંતોષ છે. જેમ જેમ પર વસ્તુની મૃગતૃષ્ણાનો-ઝાંઝવાના જળનો મોહ ઓછો થતો જાય છે, તેમ તેમ સંતોષ ગુણની

* "तिण्हा हु आगाससमा अणंतिया ॥" —શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.
"आशागर्तः प्रतिप्राणि यस्मिन् विश्वमणूपमम् । कस्य किं कियदायाति वृथा वो विषयैषिता ॥" —શ્રી ગુણભદ્રસ્વામીજીકૃત શ્રી આત્માનુશાસન.

"संतोषादनुत्तमः सुखलाभः ॥"—પાતં૦ યો૦ ૨-૪૨.

માત્રા વધતી જાય છે. જેમ જેમ પંચ ઇંદ્રિયના વિષયમાંથી વિરામ પામતો જઈ, પર-તૃષ્ણાથી પરિતપ્ત થયેલો આત્મા પરતૃષ્ણા છોડતો જાય છે, તેમ તેમ તે આત્માથી પરિતૃપ્ત થઇ સંતોષજન્ય આત્મશાંતિ અનુભવતો જાય છે. એટલે જ આ દૃષ્ટિવાળો મુમુક્ષુ જોગી-જન જેમ બને તેમ ઇંદ્રિયોની વિષયતૃષ્ણામાંથી× પાછો હઠી, આત્માધીન એવું સંતોષ-સુખ મેળવવા ઇચ્છે છે.

"મુજ જ્ઞાયકતા પરરસી રે લાલ૦ પર તૃષ્ણાએ તપ્તરે;
તે સમતા રસ અનુભવે રે લાલ૦ સુમતિ સેવન વ્યાપ્તરે."—શ્રી દેવચંદ્રજી

૩. **તપ**—કર્મના ક્ષય અર્થે, નિર્જરા અર્થે જે તપવામાં આવે, તે તપ* છે. અથવા જે તપ-તેજવડે આત્માનું સ્વરૂપમાં પ્રતપવું-અત્યંત પ્રતાપવંત હોવું, નિજ સ્વરૂપતેજે ઝળહળવું, તે 'તપ' કહેવાય છે. જેમ આમ્ર-ફણસ વગેરે ફળ ગરમી વગેરેથી જલ્દી પાકે છે, તેમ કર્મ પણ તપ-અગ્નિના તાપથી શીઘ્ર પાકીને નિર્જરે છે. આ તપના અનેક પ્રકાર છે, પણ તેમાં મુખ્ય બાર ભેદ છે,-ઉપવાસ, ઊણોદરી વગેરે છ બાહ્ય તપ છે, અને પ્રાયશ્ચિત્ત, સ્વાધ્યાય વગેરે છ અભ્યંતર તપ છે. બાહ્ય તપ, અભ્યંતર તપને ઉપ-કારી થાય છે, અનુકૂળતા કરી આપે છે, સહાયકારી કારણરૂપ થાય છે. કારણ કે-જ્યારે ઉપવાસાદિ હોય છે, ત્યારે ઘણી બાહ્ય પંચાત મટી જાય છે, મન સ્વચ્છ રહે છે, પ્રમાદ થતો નથી, અને સ્વાધ્યાય-ભક્તિ આદિમાં પ્રવર્ત્તવાની અનુકૂળતા-અનુકૂળ તક મળે છે. આ ઉપવાસ વગેરેમાં પણ જેમ બને તેમ વિષયકષાયનો ત્યાગ કરવો જોઇએ, ઉંઘવું-પાના રમવા વગેરે પ્રમાદ ન હોવો જોઈએ, આભ્યંતર તપની વૃદ્ધિ ભણી નિરંતર લક્ષ રાખવો જોઈએ, ને જેમ બને તેમ આત્માની ઉપ-પાસે વાસ કરવાનો પ્રયાસ કરવો જોઇએ, તો જ તે ખરેખરો 'ઉપવાસ' કહી શકાય. નહિં તો લાંઘણ જ છે!

"कपायविपयाहारत्यागो यत्र विधीयते ।
उपवासः स विज्ञेयो शेषं लाङ्घनकं विदुः ॥ "—શ્રી મોક્ષમાર્ગ પ્રકાશ.

"यत्रः रोधः कपायाणां ब्रह्मध्यानं जिनस्य च ।
ज्ञातव्यं तत्तपः शुद्धमवशिष्टं तु लङ्घनम् ॥ "—શ્રી અધ્યાત્મસાર.

આમ બાહ્ય તપ, આભ્યંતર તપને પુષ્ટિ આપે છે, તેના સાધનની નિરાકુલતા કરી આપે છે, તેથી તે કર્ત્તવ્ય છે જ,-પરંતુ ક્રિયાજડપણે નહિં; પણ સમજણપૂર્વક-જ્ઞાન-

× "यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः । इंद्रियार्णीद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥"
—શ્રી ગીતા.

* "परं कर्मक्षयार्थं यत्तप्यते तत् तप स्मृतम् ॥"
"स्वरूपे प्रतपनात्तपः ॥"—શ્રી અમૃતચંદ્રાચાર્યજી.

પૂર્વક કરવામાં આવે, પોતાની શક્તિની મર્યાદા—ગજું ખ્યાલમાં રાખીને જ

**જ્ઞાનપૂર્વક યથાશક્તિ તપ**

કરવામાં આવે, તો જ તે કલ્યાણકારી થાય છે. બાકી ગજા ઉપરવટ થઈને મમતની ખાતર અથવા દેખાદેખીથી મહિના મહિનાના ઉપવાસ 'ખેંચવામાં' આવે, અથવા મનમાં માયાનો રંગ રાખી અજ્ઞાનપણે માસખમણ વગેરે તપશ્ચર્યા કરવામાં આવે, તોપણ જન્મમરણ દુઃખ ટળતું નથી. એટલે જ શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે—'અજ્ઞાની× કોડો વર્ષ તપ કરતાં પણ જે કર્મ ક્ષીણ કરી શકતો નથી, તે જ્ઞાની એક શ્વાસોચ્છ્વાસ માત્રમાં ક્ષીણ કરે છે.' કેવલ કાયક્લેશરૂપ તપ તે બાલ તપ છે, અજ્ઞાન તપ છે, માટે તપ જ્ઞાનપૂર્વક હોય તો જ કલ્યાણ થાય છે.

"કષ્ટ કરો સંયમ ધરો, ગાળો નિજ દેહ;
જ્ઞાનદશા વિણુ જીવને, નહિં દુઃખનો છેહ."—સવાસો ગાથાનું સ્તવન
"દુર્બલ નગ્ન ને માસ ઉપવાસી, પણ જો માયા રંગ રે;
તોપણુ ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ રે"—સા. ત્ર. ગા. સ્ત.

ખરેખરૂં મુખ્ય તપ તો **આભ્યંતર તપ** છે. સ્વાધ્યાય, પ્રાયશ્ચિત્ત, વૈયાવચ્ચ, વ્યુત્સર્ગ, વિનય, ને ધ્યાન એ **અંતરંગ તપ**ના છ પ્રકાર છે. તેના વળી અનેક ઉત્તર ભેદ છે. આ તપથી અંતરાત્માની શુદ્ધિ થતી જાય છે, કર્મમલ ગળાતો જાય છે, નિર્જરતો જાય છે. જેમ અગ્નિમાં તપાવવાથી સોનાનો મેલ ગળાઈ જઈ તે ચોકખું થતું જાય છે, તેમ **જ્ઞાનપૂર્વક તપથી** આત્માનો અંદરનો મેલ ગળાતો જઈ આત્મા ચોકખો બને છે. તપથી ક્લેશાદિ અશુચિના ક્ષયથી કાય–ઈન્દ્રિયની સિદ્ધિ થાય છે. 'कायेन्द्रियसिद्धिरशुचिक्षयात् तपसः' (પા. યો. ૨–૪૩).

અને જેમ જેમ આ જ્ઞાનપૂર્વક તપનું અંતસ્તેજ વધતું જાય છે, તેમ તેમ આત્મા 'રવિ'ની જેમ પ્રતાપી તેજથી ઝળહળતો જાય છે. તે સાધીને તે '**સોમ**' (ચંદ્ર જેવો સૌમ્ય–શીતલ) બને છે. એટલે તે મહાન્ '**મંગલ**' પંક્તિ પામે છે

**તપસ્વીનું વધતું તેજ**

એટલે પછી તે '**બુધ**' જનોના પ્રણામનું પાત્ર–'અર્હત્' થાય છે, ને નિર્ગ્રંથ જ્ઞાતા સિદ્ધિદાતા '**ગુરુ**' બને છે, અથવા તો પરિપૂર્ણ આત્મવીર્યથી વિરાજતો '**શુક્ર**' થાય છે, અને ત્યાં ત્રિયોગ–મન વચન કાયાના યોગ કેવળ **મંદ** (શનિ) થાય છે, ને પછી સ્વરૂપસિદ્ધિમાં વિચરી તે વિરામ પામે છે! આવો આ તપનો અપૂર્વ મહિમા છે. આ જ ભાવ **શ્રીમદ્ રાજચંદ્ર**જીએ મોક્ષમાળામાં પોતાની અનન્ય લાક્ષણિક શૈલીમા પ્રદર્શિત કર્યો છેઃ—

---

× "अज्ञानी तपसा जन्मकोटिभिः कर्म यन्नयेत् ।
अन्तं ज्ञानतपोयुक्तस्तत् क्षणेनैव संहरेत् ॥ "— શ્રી અધ્યાત્મસાર

"તપોપધ્યાને રવિરૂપ થાય, તે સાધીને સોમ રહી સુહાય;
મહાન તે મંગળ પંક્તિ પામે, આવે પછી તે બુધના પ્રણામે.
નિર્ગ્રંથ જ્ઞાતા ગુરુ સિદ્ધ દાતા, કાં તો સ્વયં શુક્ર પ્રપૂર્ણ ખ્યાતા;
ત્રિયોગ ત્યાં કેવળ મંદ પામે, સ્વરૂપ સિદ્ધે વિચરી વિરામે."

૪. **સ્વાધ્યાય**—સજ્ઝાય, પ્રણવપૂર્વક મંત્રોનો જપ; અથવા સત્શાસ્ત્રનું વાંચન, મનન, નિદિધ્યાસન કરવું, પરિશીલન કરવું તે સજ્ઝાય. આત્મતત્ત્વનો અભ્યાસ કરવો, ચિંતન કરવું તે સ્વાધ્યાય છે. દેહાદિ સમસ્ત પર વસ્તુથી હું સર્વથા ભિન્ન એવો શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ આત્મા છું, એવી આત્મભાવના ભાવતા રહી, દેહમાં આત્મબુદ્ધિ છોડી દેવી, દેહાધ્યાસ છોડી દેવો, અને આત્મામાં આત્મબુદ્ધિ કરવી, એ ઉત્તમ પ્રકારનો સ્વાધ્યાય છે. અથવા તેવી આત્મભાવનાને પુષ્ટ કરે, એવા અધ્યાત્મ ગ્રંથો વાંચવા-વિચારવા; વૈરાગ્ય-ભક્તિવાહી પદો, ભજનો, સ્તવનો ગાવા, લલકારવા; શંકાસમાધાન અર્થે પૃચ્છા કરવી; નિરભિમાનપણે જાણે પોતાના આત્માને બોધ દેતા હોય એવી રીતે ધર્મકથા-વ્યાખ્યાન કરવું, વૈરાગ્ય ભાવના ભાવવી,-એ વગેરે સ્વાધ્યાયના પ્રકાર છે. સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનું દર્શન થાય છે. **स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ।'** (પા૦ યો૦ ૨-૪૪).

"ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી રે, પરિશીલન નય હેત."—શ્રી આનંદઘનજી
"આતમ ભાવના ભાવતાં, જીવ લહે કેવલજ્ઞાન રે."

૫. **ઇશ્વરપ્રણિધાન**—એકાગ્ર ચિત્તે પરમાત્મા પરમેશ્વરનું ધ્યાન ધરવું, ચિંતન કરવું તે ઇશ્વરપ્રણિધાન. તેના સ્વરૂપ સાથે ચિત્તનું અનુસંધાન-જોડાણ કરવું, ચિત્તનું લીનપણું કરવું, તન્મયપણું કરવું તે ઇશ્વરપ્રણિધાન કહેવાય છે. **ઇશ્વર** એટલે જેનામાં જ્ઞાનાદિ અનંત ઐશ્વર્ય આવિર્ભૂત થયું છે-પ્રગટ થયું છે, જે અનંત આત્મઋદ્ધિના સ્વામી-પ્રભુ-ઇશ્વર બન્યા છે તે. જેણે પરમ એવા પરમાત્મપદને પ્રાપ્ત કર્યું છે, એવા શુદ્ધ સિદ્ધ આત્મા તે ઇશ્વર.

"સેવો ઇશ્વર દેવ, જેણે ઇશ્વરતા હો નિજ અદ્ભુત વરી;
તિરોભાવની શક્તિ, આવિર્ભાવે હો સકલ પ્રગટ કરી."
"જેહના ધર્મ અનંતા પ્રગટ્યા, જે નિજ પરિણતિ વરિયો;
પરમાતમ જિનદેવ અમોહી, જ્ઞાનાદિક ગુણ દરિયો રે....સ્વામી! વિનવિયે મનરંગે."
—શ્રી દેવચંદ્રજી

એવા પરમાત્મ-પરમેશ્વર પદને પ્રાપ્ત થયેલ ઇશ્વરનું પ્રણિધાન કરવું, એકાગ્ર ચિત્તે ધ્યાન-ચિંતન કરવું તે ઇશ્વરપ્રણિધાન છે. પછી તે ઇશ્વરને ભલે પ્રભુ, જિન, અર્હત્, શિવ, શંકર, બુદ્ધ વગેરે અનેક નામે ઓળખવામાં આવતો હોય. કારણ કે નામભેદ છતાં અર્થભેદ નથી. તથારૂપ યથાર્થ ગુણવાળું ઇશ્વરપણું હોય એટલે બસ તે ઇશ્વરપણું જ પૂજ્ય છે, પછી ગમે તે નામે સ્મરો. જેમકે—

"શિવ શંકર જગદીશ્વરુ, ચિદાનંદ ભગવાન;
જિન અરિહા તીર્થંકરુ, જ્યોતિ સ્વરૂપ અસમાન....શ્રી સુપાર્શ્વ૦
અલખ નિરંજન વત્છલુ, સકલ જંતુ વિશરામ,
અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ...શ્રી સુપાર્શ્વ૦
વિધિ વિરંચિ વિશ્વંભરુ, હૃષીકેશ જગનાથ,
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ....શ્રી સુપાર્શ્વ૦
એમ અનેક અભિધા ધરે, અનુભવગમ્ય વિચાર,
જે જાણે તેહને કરે, આનંદઘન અવતાર....શ્રી સુપાર્શ્વ૦"—શ્રી આનંદઘનજી

એ *ઈશ્વરને શા માટે આરાધવા જોઈએ? જેવું તે ઈશ્વરનું સ્વરૂપ છે, તેવું આ આત્માનું સ્વરૂપ છે, તેનું ભાન થવા માટે પ્રભુ પોતે તો શુદ્ધ આત્મસ્વરૂપને પામેલા હોઈ, આદર્શરૂપ છે તે આદર્શ દેખીને, જીવને પોતાના સ્વરૂપનો લક્ષ **આરાધન હેતુ** થાય એ જ ભક્તિ–ઉપાસનાનો મુખ્ય ઉદ્દેશ–હેતુ છે. જેમ ઘેટાના ટોળામાં ઉછરેલા સિંહશિશુને પોતાના સ્વરૂપનું વિસ્મરણ હોય છે, પણ જેવો તે સિંહને દેખે કે તરત તેને સ્વરૂપનું ભાન આવે છે, તેમ પરમાત્માના સ્વરૂપ ચિંતનથી આત્માને નિજ સ્વરૂપનું ભાન થાય છે એટલે પરમેશ્વરના અવલંબનરૂપ સેતુબંધથી–પૂલથી આ જીવ સહેલાઈથી ભવસાગર તરી જાય છે, દુસ્તર ભવસમુદ્ર ગોપદ જેવો બની જાય છે! પ્રભુભક્તિનો આવો અદ્ભુત મહિમા છે, એટલા માટે એનું પરમ પૂજ્યપણું છે, એમ જાણી આ દૃષ્ટિવાળો યોગી પુરુષ જેમ બને તેમ ભક્તિપરાયણ થાય છે, સાવધાન–એકાગ્ર ચિત્તે તેનું નામસ્મરણ, ભજન, સ્તવન, ચિંતન, ગુણસંકીર્ત્તન, ધ્યાન વગેરે કરે છે આ ઈશ્વરપ્રણિધાનથી સમાધિની પ્રાપ્તિ થાય છે

"શ્રી સુપાસ જિન વંદિયે, સુખ સંપત્તિનો હેતુ,
શાંત સુધારસ જલનિધિ, ભવસાગરમાં સેતુ
સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ"—શ્રી આનંદઘનજી

આવા આ પાંચ **નિયમનો** અહીં બીજી દૃષ્ટિમાં સંભવ હોય છે અત્રે પ્રથમ દૃષ્ટિનું અંગ જે **યમ** તે તો હોય જ, ઉપરાંત આ **નિયમ** પણ હોય પરંતુ પ્રથમ દૃષ્ટિમાં

* તપ, સ્વાધ્યાય ને ઈશ્વરપ્રણિધાનથી ક્લેશ કાર્યના પ્રતિબંધદ્વારા સમાધિનું અનુકૂલપણું થાય છે કહ્યું છે કે—

"तप.स्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोग ।
समाधिभावनार्थ क्लेशतनुकरणार्थश्च ।"—પા યો ૨-૧
"समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥"—પા. યો. ૨-૪૫

નિયમ ન હોય, કારણ કે તેવા ક્ષયોપશમનો અભાવ છે. એટલે કે પાછલી દૃષ્ટિમાં આગલી દૃષ્ટિનો ગુણ હોય જ, પણ આગલીમાં પાછલીનો ગુણ ન હોય.

## ૨. અનુદ્વેગ.

"નહિં કિરિયા ઉદ્વેગ રે....મનમોહન મેરે૦"—યોગ૦ દ૦ સજ્ઝાય-૨

તેમજ અત્રે ઉદ્વેગ નામનો બીજો ચિત્તદોષ ટળે છે, અનુદ્વેગ હોય છે. એટલે આત્મહિતના કાર્યમાં, પરલોક સંબંધી હિતસાધનના કાર્યમાં ઉદ્વેગ, કંટાળો, અણગમો ઉપજતો નથી. બેઠા બેઠા પણ ક્રિયા પ્રત્યે જે અણગમો-અભાવ થવો તેનું નામ ઉદ્વેગ છે (જુઓ પૃ. ૮૫) એટલે ઉદ્વેગવાળો પુરુષ તે યોગક્રિયાથી ઉભગે છે-દૂર ભાગે છે, અને કદાચ પરાણે કરવી પડે તો તે ક્રિયા રાજવેઠની જેમ ઉતાવળે ઉતાવળે આટોપી લ્યે છે, ઝટપટ પતાવી દે છે! એથી ઉલટુ, આ દૃષ્ટિવાળા પુરુષને **અનુદ્વેગ** હોય છે ધર્મક્રિયા પ્રત્યે ઉદ્વેગ-અણગમો હોતો નથી, યોગસાધન પ્રત્યે દ્વેષ હોતો નથી, એટલે તે ધર્મ-કાર્યમાં વેઠ કાઢતો નથી, રાજાના હુકમથી મન ન હોય છતાં પરાણે કરવું પડતું હોય એવું તે કરતો નથી, ઝટઝટ ઉતાવળે ઉતાવળે ધર્મક્રિયા પતાવી દેતો નથી! ભગવાનને બે હાથ જોડ્યા-ન જોડ્યા, ચોખાની બે-ત્રણ ઢગલી મૂકી-ન મૂકી, ને તે ભાગતો નથી!

પરંતુ એને તો યોગક્રિયા-ધર્મક્રિયા પ્રત્યે પરમ પ્રેમ હોય છે તે જાણે છે કે આ હું જે ધર્મકૃત્ય કરવા ઇચ્છું છું, તે મ્હારા **પોતાના જ આત્મકલ્યાણ માટે** છે, આ યોગ સાધનથી મ્હારે મ્હારૂં પરિભ્રમણ દુઃખ ટાળવું છે. આમ હોવાથી

**યોગક્રિયા પ્રીતિ**

તે આત્માર્થી મુમુક્ષુ પુરુષ પ્રત્યેક ધર્મક્રિયા પરમ ઉલ્લાસ ભાવથી કરે છે, અદમ્ય ઉત્સાહથી ને શાંતિથી કરે છે. તે પ્રભુભક્તિ કરતો હોય તો ભક્તિતન્મયપણે પરમ પ્રેમથી કરે છે. તે સદ્‌ગુરુ-સત્પુરુષની સેવા-શુશ્રૂષા કરતો હોય, તો પરમ આદરથી વિનયપૂર્વક કરે છે. તે સત્શાસ્ત્રનું શ્રવણ કરતો હોય તો ધ્યાન દઈને કરે છે. તે સામાયિક, પ્રતિક્રમણ આદિ કરતો હોય તો યથાવિધિ શુદ્ધભાવે કરે છે. અને આવા આ મુમુક્ષુ જોગીજનનો આ અનુદ્વેગ પણ **અખેદ સહિત** હોય છે. કારણ કે અખેદ હોય તો જ પછી અનુદ્વેગ આવે. એટલે પ્રથમ દૃષ્ટિમાં જે ખેદ દોષ દૂર થયો, તે પણ અહીં તેમ જ છે. આમ આ યોગી પુરુષ ધર્મપ્રવૃત્તિ કરતાં ખેદ પામતો નથી-થાકતો નથી.

## ૩. તત્ત્વજિજ્ઞાસા

જિજ્ઞાસા નામનો બીજો ગુણ અહીં પ્રગટે છે. જિજ્ઞાસા એટલે તત્ત્વ જાણવાની ઇચ્છા, ઉત્કંઠા, ઇંતેજારી તત્ત્વનું સ્વરૂપ જાણવાની તમન્ના ઉપજવી, તાલાવેલી લાગવી તે ખરી જિજ્ઞાસા છે. સાચી જિજ્ઞાસા વિનાનું જે જાણવું છે-જ્ઞાન છે, તે ઉપરછલ્લું હોય છે,

હૃદયમાં પ્રવેશતું નથી. આ દૃષ્ટિવાળા મુમુક્ષુને તો સાચી તત્ત્વજિજ્ઞાસા પ્રગટે છે. જેમ ચાતક મેઘની ઉત્કંઠા ધરાવે, જેમ તૃષાતુર પુરુષ પાણી માટે ચોતરફ ફાંફાં નાંખે, તેમ આ મુમુક્ષુને તત્ત્વ જાણવાની તરસ લાગે છે, ઉત્કંઠા જાગે છે, તાલાવેલી ઉપજે છે. મરુદેશ જેવી ભૂમિમાં, ઉન્હાળાના સમયમાં ચાલ્યો જતો વટેમાર્ગુ જેવો તરસ્યો થઈને પાણીને ઈચ્છે, 'પાણી પાણી' કરે, તેવો તરસ્યો આ જીવ તત્ત્વદર્શન પામવા માટે થાય છે. આવી તીવ્ર **તત્ત્વપિપાસા** આ જિજ્ઞાસુ પુરુષને ઉપજે છે, એટલે એને અનેક સહજ પ્રશ્ન ઊઠે છે. જેમકે—

"હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મ્હારૂં ખરૂં?
કોના સંબંધી વળગણા છે? રાખું કે એ પરિહરૂં?"—શ્રી મોક્ષમાળા

"જેહને પિપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન?
અભિનંદન જિન દરિશન તરસિયે"—શ્રી આનંદઘનજી

અને આવી જ્યારે તત્ત્વની કે તત્ત્વદર્શનની સાચી તરસ લાગે છે, ત્યારે તે બૂઝવવા-ની–છીપવવાની રીત પણ તેને મળી આવે છે. તેવી તરસ ન લાગી હોય, તો તે તરસ બૂઝવવાને ઇચ્છે પણ કેમ? ને તે બૂઝવવાની રીત પણ કેમ મળે? પરમ સમર્થ તત્ત્વ-વેત્તા **શ્રીમદ્ રાજચંદ્રજીએ** અત્યંત માર્મિક ભાવવાહી શબ્દો કહ્યા છે—

"બૂઝી ચહત જો પ્યાસ કો, હૈ બૂઝનકી રીત;
પાવે નહિં ગુરુગમ બિના, એહી અનાદિ સ્થિત"

"તૃષાતુરને પાયાની મહેનત કરજો, અતૃષાતુરને તૃષાતુર થવાની જિજ્ઞાસા પેદા કરજો. જેને તે પેદા ન થાય તેવું હોય, તેને માટે ઉદાસીન રહેજો."—શ્રીમદ્ રાજચંદ્ર

આ **જિજ્ઞાસા** ગુણ પણ, પ્રથમ **અદ્વેષ** ગુણ પ્રગટ્યો હોય તો જ ઉપજે એટલે પ્રથમ દૃષ્ટિમા જે અદ્વેષ ગુણ પ્રગટ્યો હતો, તેના અનુગુણપણે–અનુકૂળપણે આ જિજ્ઞાસા પ્રગટે છે જિજ્ઞાસા એ અદ્વેષનું ઉત્તર પરિણામ છે. આ જિજ્ઞાસામા સાચું તત્ત્વસ્વરૂપ જાણવાની ઈચ્છા હોય છે, પણ પોતાનો કક્કો ખરો છે એવો હઠાગ્રહ હોતો નથી. આમ આ દૃષ્ટિમાં—

"દર્શન તારા દૃષ્ટિમાં....મનમોહન મેરે૦ ગોમય અગ્નિ સમાન રે....મન૦
શૌચ સંતોષ ને તપ ભલું....મન૦ સજઝાય ઈશ્વર ધ્યાન રે....મન૦
નિયમ પંચ ઇહાં સંપજે....મન૦ નહિં કિરિયા ઉદ્વેગ રે....મન૦
જિજ્ઞાસા ગુણ તત્ત્વની....મન૦ પણ નહિં નિજ હઠ ટેગ રે....મન૦"—યો૦ સજઝાય ૨, ૧-૨

આ દૃષ્ટિમાં જે બીજો ગુણસમૂહ હોય છે તે કહે છે—

भवत्यस्यां तथाच्छिन्ना प्रीतिर्योगकथास्वलम् ।
शुद्धयोगेषु नियमाद्बहुमानश्च योगिषु ॥ ४२ ॥

યોગકથામાં પ્રીત અતિ, અવિચ્છિન્ન આ સ્થાન;
શુદ્ધયોગ યોગી પ્રતિ, નિયમથકી બહુમાન. ૪૨

**અર્થ**:—આ દૃષ્ટિમાં યોગકથાઓ પ્રત્યે તેવા પ્રકારે અવિચ્છિન્ન-અખંડ એવી અત્યંત પ્રીતિ હોય છે; અને શુદ્ધ યોગવાળા યોગીઓ પ્રત્યે નિયમથી બહુમાન હોય છે.

## વિવેચન

"એહ દૃષ્ટિ હોય વરતતાં....મન૦ યોગકથા બહુ પ્રેમ રે....મન૦"—યો૦ સજ્ઝાય, ૨

ઉપરમા જે આ દૃષ્ટિના મુખ્ય ગુણ કહ્યા, તે ઉપરાંત બીજા ગુણનો પણ અહીં સદ્ભાવ હોય છે. તે આ છે:-(૧) યોગકથાઓ પ્રત્યે અખંડ-અવિચ્છિન્ન એવી અત્યંત પ્રીતિ. અને (૨) શુદ્ધ યોગવાળા યોગીઓ પ્રત્યે બહુમાન. તે આ પ્રમાણે:—

### ૧. યોગકથા પ્રત્યે અત્યંત પ્રીતિ-

આ દૃષ્ટિમાં વર્ત્તનાર યોગી પુરુષને યોગ સંબંધી કથાઓ પ્રત્યે અખંડ એવી અત્યંત પ્રીતિ હોય છે, અવિચ્છિન્ન એવો પરમ પ્રેમ હોય છે; કારણ કે તેવી કથાઓ પ્રત્યે તેને ભાવપ્રતિબંધ થયો છે, તેનો ભાવ-અંતરંગ પ્રેમ બંધાયો છે, તેનું ચિત્ત આકર્ષાયું છે-ચોટયું છે. તેને અવિહડ દૃઢ રંગ લાગ્યો છે. એટલે તેવી કથા-વાર્ત્તામાં તેને રસ પડે છે આ **યોગકથા** એટલે શું? મોક્ષની સાથે અથવા પરમ તત્ત્વની સાથે યોજે-જોડે તેનું નામ **યોગ** છે. એટલે મોક્ષના સાધનરૂપ જે જે છે તે યોગ છે તે યોગ સંબંધી જે કથા તે યોગકથા.

તે યોગના મુખ્ય કરીને બે પ્રકાર છે-**સાધક યોગ ને સિદ્ધ યોગ.** ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયિક ભાવપણે જે નિજ આત્મગુણનું પ્રગટપણું થાય, અને જેનાથી ક્રમે કરીને પૂર્ણ અવસ્થાની પ્રાપ્તિ થાય, તે બધાય આત્મસ્વભાવરૂપ ધર્મના સાધનભૂત એવા સાધક યોગ છે. પહેલી યોગદૃષ્ટિથી માંડીને છેલ્લી યોગદૃષ્ટિની પ્રાપ્તિ સુધીની જે સાધના છે તે સાધક યોગ છે. અથવા સમકિતથી માંડીને શૈલેશી અવસ્થા પર્યંત આત્મભાવને અનુસરતી જે યોગભૂમિકાઓ છે

**યોગના પ્રકાર**

---

વૃત્તિ:-भवत्यस्यां—આ દૃષ્ટિમાં હોય છે. तथा-તેવા પ્રકારે, अच्छिन्ना-અવિચ્છિન્ન, (અખંડ),-ભાવપ્રતિબંધસારપણાએ કરીને, प्रीतिः-પ્રીતિ, योगकथासु-યોગકથાઓ પ્રત્યે, अलम्-અત્યંતપણે તથા शुद्धयोगेषु-શુદ્ધ યોગવાળા પ્રત્યે, नियमाद्-નિયમથી, बहुमानश्च योगिषु-યોગીઓ પ્રત્યે બહુમાન.

તે સાધક યોગ છે. તે સાધકયોગની પરાકાષ્ઠા-છેવટની હદ તે, સિદ્ધ યોગ છે. તે સિદ્ધ યોગમાં સકલ કર્મનો ક્ષય હોય છે, પૂર્ણાનંદમય સહજાત્મસ્વરૂપ પ્રગટે છે, આત્મગુણની સંપૂર્ણતા નીપજે છે, ને યોગી આત્મભોગી થઇ સ્વસ્વરૂપમાં રમણ કરે છે.×

આવા મોક્ષસાધક યોગ સંબંધી જે કાંઇ કથન હોય, અથવા આવા યોગને સાધનારા સત્પુરુષોની જ્યાં જ્યાં કથા-વાર્ત્તા ચાલતી હોય, ત્યાં ત્યાં આ દૃષ્ટિવાળા મુમુક્ષુને પરમ પ્રીતિ ઉલ્લસે છે, પરમ પ્રેમ પ્રવહે છે. તેમજ સન્માર્ગ પ્રત્યે

**ચાર પ્રકારની ધર્મકથા**

આકર્ષનારી એવી **આક્ષેપણી** ધર્મકથા તેને અમૃત જેવી મીઠી લાગે છે. અસન્માર્ગ પ્રત્યે વિક્ષેપ ઉપજાવનારી **વિક્ષેપણી** કથા તે રુચિથી સાંભળે છે. કર્મવિપાકનું વિરસપણું બતાવી સંવેગ-મોક્ષાભિલાષ જન્માવનારી **સંવેજની** કથા તેને ખૂબ ગમે છે. પાપકર્મનો કડવો વિપાક દેખાડી નિર્વેદ-ભવવૈરાગ્ય પેદા કરનારી **નિર્વેજની** કથા તેને રુચે છે. ટૂંકામાં, જ્યાં કયાંય આત્મકલ્યાણની કથા-વાર્ત્તા ચાલતી હોય, જ્યાં કયાંય નિર્મલ ભક્તિ અમૃતરસનું પાન થતું હોય, જ્યાં કયાંય સદ્ગુરુના ગુણગણનું ગૌરવ ગાન ગવાતું હોય, ત્યાં આ આત્માર્થી પુરુષ પરમ પ્રેમરસમાં નિમજ્જન કરે છે. કારણ કે આત્મહિતકર **યોગકથાને તે પરમ દુર્લભ** જાણે છે. તે જાણે છે કે-આ જગતમાં સર્વત્ર અર્થની કથા, કામની કથા અત્યંત સુલભ છે. એક બીજા પ્રત્યે આચાર્યપણું-ગુરુપણું કરતાં '**જીવે કામભોગ-અર્થની કથા અનંતવાર સાંભળી છે, અનંતવાર પરિચિત કરી છે, અનંતવાર અનુભવેલી** છે.'* પણ મોક્ષના સાધનરૂપ સત્કથા, યોગકથા, ધર્મકથા તેણે કદી સાંભળી નથી, પરિચિત કરી નથી, અનુભવી નથી. આમ તે જાણતો હોઇ, એવી ઝેર જેવી ભોગકથામાં તેને રસ કેમ પડે? ને પરમ અમૃત જેવી પરમ દુર્લભ યોગકથા પ્રત્યે તેને પરમ પ્રેમ કેમ ન સ્ફુરે?

"જિન ગુણ અમૃતપાનથી મન૦ અમૃત ક્રિયા સુપસાય રે...ભવિ૦
અમૃત ક્રિયા અનુષ્ઠાનથી મન૦ આતમ અમૃત થાય રે....ભવિ૦"—શ્રી દેવચંદ્રજી

"ગિરુઆ રે ગુણ તુમ તણા, શ્રીવર્ધમાન જિન રાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મહારી નિર્મળ થાયે કાયા રે."—શ્રી યશોવિજયજી

× "ઉપશમ ભાવ હો મિશ્ર ક્ષાયિકપણે, જે નિજ ગુણ પ્રાગ્ભાવ;
પૂર્ણાવસ્થાને નીપજાવતો, સાધન ધર્મ સ્વભાવ...સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે.
સમકિત ગુણથી હો શૈલેશી લગે, આતમ અનુગત ભાવ;
સંવર નિર્જરા હો ઉપાદાનહેતુતા, સાધ્યાલંબન દાવ...સ્વામી૦"—શ્રી દેવચંદ્રજી

* "सुदपरिचिदाणुभूदा सव्वस्स वि कामभोगबंधकहा ।
एयत्तस्सुवलंभो णवरि ण सुलहो विहत्तस्स ॥"—શ્રી સમયસાર

## ૨. શુદ્ધ યોગીઓ પ્રત્યે બહુમાન–

અને યોગકથા પ્રત્યે પણ જો આવો પરમ પ્રેમ હોય, તો પછી તે શુદ્ધ યોગને સાક્ષાત્ ધારણ કરનારા **મૂર્ત્તિમાન્ યોગસ્વરૂપ** એવા યોગીઓ પ્રત્યે તેને બહુમાન હોય, પરમ આદર હોય, એમાં નવાઈ શું? મોક્ષસાધક યોગમાર્ગનું નિર્દોષપણે આરાધન કરનારા જે જે સાધકો હોય, સાચા સાધુજનો હોય, તેના પ્રત્યે આ મુમુક્ષુ પુરુષ ચોક્કસ બહુમાન ધરાવે જ. યોગની સંપૂર્ણ સિદ્ધિ કરી જે સિદ્ધ યોગી બન્યા છે, તેઓ પ્રત્યે તે અત્યંત આદરભાવ રાખે જ. પોતાનાથી અધિક દશાવાળા, ઉચ્ચ ગુણસ્થિતિવાળા કોઇ પણ પ્રત્યે તેનો આત્મા ભક્તિથી નમી પડે. કોઇ પણ યોગદૃષ્ટિમાં વર્ત્તતો ગુણીજન તે દેખે કે તરત તેના પ્રત્યે તેના હૃદયમાં પરમ પ્રેમપ્રવાહ પ્રવહે.

**સહજ ભક્તિ ઉદ્દગારઃ—**

મુમુક્ષુ જોગીજન હોય કે માર્ગાનુસારી આત્માર્થી હોય, સમ્યગ્દૃષ્ટિ પુરુષ હોય કે સાચો ભાવશ્રાવક હોય, ભાવસાધુ હોય કે ભાવ ઉપાધ્યાય હોય, ભાવ આચાર્ય હોય કે ભાવ-યોગી હોય, કેવલી ભગવાન હોય કે સિદ્ધ ભગવાન હોય,–તે સર્વ કોઇ પ્રત્યે તેનો આત્મા પરમ પૂજ્યભાવ ધરાવે છે, ને તેના અંતરના ઊંડાણમાંથી સહજ ઉદ્દગાર નીકળી પડે છે કેઃ–

> "नमो अरिहंताणं ।— અરિહંતોને નમસ્કાર હો!
> नमो सिद्धाणं ।— સિદ્ધોને નમસ્કાર હો!
> नमो आयरियाणं ।— આચાર્યોને નમસ્કાર હો!
> नमो उवज्झायाणं ।—ઉપાધ્યાયોને નમસ્કાર હો!
> नमो लोए सव्वसाहूणं ।"— લોકમાં સર્વ સાધુઓને નમસ્કાર હો!

> "શાંતિકે સાગર અરૂ, નીતિકે નાગર નેક,
> દયાકે આગર ગ્યાન, ધ્યાનકે નિધાન હો;
> શુદ્ધ બુદ્ધિ બ્રહ્મચારી, સુખ બાનિ પૂર્ણ પ્યારી,
> સજ્જનકે હિતકારી, ધર્મકે ઉદ્યાન હો;
> રાગ–દ્વેષસેં રહિત, પરમ પુનિત નિત,
> ગુનસેં ખચિત ચિત્ત, સજ્જન સમાન હો;
> રાયચંદ્ર ધૈર્યપાળ, ધર્મઢાલ ક્રોધકાલ,
> મુનિ! તુમ આગે મેરે, પ્રનામ અમાન હો."—શ્રીમદ્ રાજચંદ્રજી

કેવલ આ બહુમાન જ હોય છે એમ નહિં, પણ—

यथाशक्त्युपचारश्च योगवृद्धिफलप्रदः ।
योगिनां नियमादेव तदनुग्रहधीयुतः ॥ ४३ ॥

યોગવૃદ્ધિ ફલ આપતો, યથાશક્તિ ઉપચાર;
યોગીઓને નિયમથી, તસ અનુગ્રહ મતિ ધાર. ૪૩

અર્થ:—અને યથાશક્તિ ઉપચાર,—કે જે યોગીઓને નિયમથી જ યોગવૃદ્ધિરૂપ ફલ આપનારો, અને તેની અનુગ્રહ બુદ્ધિથી યુક્ત એવો હોય છે.

## વિવેચન

"વિનય અધિક ગુણીનો કરે....મન૦ દેખે નિજ ગુણહાણ રે....મન૦"—યો૦ સ૦

ઉપરમા જે શુદ્ધ યોગવાળા યોગીજનો, યોગમાર્ગમા આગળ વધેલા યોગીપુરુષો કહ્યા, તે પ્રત્યે અંતરંગ બહુમાન હોય એટલું જ નહિં; પણ તે બહુમાનને સાર્થક બનાવે, આચરણમા મૂકી વ્યવહારૂ (Practical) બનાવે, એવો પોતાનાથી બની શકે તેટલો ઉપચાર—સેવાભાવ પણ તેમના પ્રત્યે હોય. એટલે આ મુમુક્ષુ પુરુષ તે સાચા સત્પુરુષો પ્રત્યે પોતાનાથી બની શકે તેટલી સેવા વિનયપૂર્વક બજાવે છે; તેઓને યથાવિધિ પરમ આદરથી નિર્દોષ આહાર-પાન—ઔષધ આદિનું દાન કરે છે; સત્શાસ્ત્ર વગેરે ધર્મઉપકરણો તે સત્પાત્રોને આપે છે; રોગ આદિ આપત્તિ આવી પડ્યે સાચી ભક્તિથી તેમની સેવા—શુશ્રૂષા, વૈયાવચ્ચ કરે છે; તે મહાત્મા સંતજનો નિરાકુલપણે ધર્મારાધન કરી શકે, એવી બધી જોગવાઇ કરી આપવા તે સદા તત્પર રહે છે.

**સંતોની યથાશક્તિ સેવા**

કારણ કે તે જાણે છે કે—આ સાચા **ભાવસાધુઓ** તો પોતાના દેહ પ્રત્યે પણ નિઃસ્પૃહ છે—મમતારહિત છે, આ **અવધૂતો** તો સર્વ પરભાવને ફગાવી દઇ ઉદાસીન થઇને બેઠા છે, નિજાનંદમાં નિમગ્ન રહેલા આ **નિર્ગ્રંથ** સંન્યાસીઓ સંયમના હેતુથી જ દેહ ધારણ કરી રહ્યા છે, બીજા કોઇ પણ કારણે બીજી કોઇ પણ ઇચ્છા આ યોગીપુરુષો રાખતા

વૃત્તિ.—**यथाशक्ति**—યથાશક્તિ, શક્તિના ઔચિત્યથી,—શક્તિના ઉચિતપણા પ્રમાણે શું ? તો કે—**उपचारश्च**-ઉપચાર, આસ—આહાર આદિના સંપાદનવડે કરીને—યથોક્ત યોગીઓ પ્રત્યે એમ પ્રક્રમ છે—ચાલુ સંબંધ છે. તેનું જ વિશેષણ આપે છે—**योगवृद्धिफलप्रदः**—યોગવૃદ્ધિરૂપ ફલ આપનારો,—તેના સમ્યક્ પરિણામવડે કરીને, **योगिनां नियमादेव**-યોગીઓને નિયમથી જ. અન્યથા—અન્ય પ્રકારે તેનો વિઘાતહેતુ હોય નહિં. (આ શુદ્ધ યોગીઓ પ્રત્યેની સેવા, યોગીજનોને યોગવૃદ્ધિ ફલ નિયમથી જ આપે છે,—યોગવિઘાત હેતુ હોય નહિ) **तदनुग्रहधीयुतः**-તેની અનુગ્રહ બુદ્ધિથી યુક્ત એવો. ઉપચાર સંપાદકના અનુગ્રહની—ઉપકારની બુદ્ધિથી યુક્ત એવો. (જે ઉપચાર—સેવા કરે છે તે એમ માને કે હું આ મારા પોતાના આત્મા પર ઉપકાર કરી રહ્યો છું, આ સદ્ગુરુપ્રસાદ છે)

નથી. તોપણ તેવા સર્વથા નિઃસ્પૃહ મહાજનોની બનતી સેવા કરવી, તે મુમુક્ષુ આત્માર્થીનો ધર્મ છે, જીવનનો અપૂર્વ લ્હાવો છે, તેઓના ચરણે જે કંઈ પણ અર્પણ કરીએ તે ઓછું છે, કારણ કે તેઓનો પરમ ઉપકાર છે, એમ જાણતો હોઈ, તે પોતાથી બનતી સેવારૂપ ફૂલપાંખડી-'पत्रं पुष्पं फलं तोयं'-ભક્તિથી તેમના ચરણકમલમાં અર્પણ કરે છે.

"શું પ્રભુ ચરણ કને ધરું ? આત્માથી સહુ હીન;
તે તો પ્રભુએ આપિઓ, વર્તું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વરતો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન "—શ્રી આત્મસિદ્ધિ

અને આવા સત્પાત્ર ભાવયોગીઓ પ્રત્યેનો આ ઉપચાર-વિનયાન્વિત સેવાધર્મ જોગીજનોને ચોક્કસ યોગગુણની વૃદ્ધિરૂપ ફલ આપે છે જેમ ઉત્તમ ક્ષેત્રમાં વાવેલું એક પણ બીજ પરંપરાએ અનંતગણું ફલ આપનારું થઈ પડે છે, તેમ આવા **યોગવૃદ્ધિ ફલ** સત્પાત્ર સંતજનોની સેવા અનંતગણું ફલ આપનારી થઇ પડે છે, આત્માને ઉત્તરોત્તર ધર્મવૃદ્ધિનું-ખરેખરા 'ધર્મલાભ'નું કારણ થાય છે. નિષ્કામ સેવાનો લાભ આપી પોતે યોગવૃદ્ધિરૂપ પ્રતિલાભ પામે છે, અને એટલા માટે જ આ આત્મારામી સત્પુરુષોની સેવા-ભક્તિવડે હું **પોતાનો** જ અનુગ્રહ કરું છું, મ્હારા પોતાના આત્મા પર જ ઉપકાર કરી રહ્યો છું, એમ સેવા કરનારે ચોક્કસ ભાવવું જોઇએ. આનાથી હું મ્હારા આત્માને જ સંસારસમુદ્રથી તારું છું, એવી આત્મ અનુગ્રહ બુદ્ધિ ઉગવી જોઇએ. આમ આ દૃષ્ટિમાં વર્ત્તતો યોગી શુદ્ધ યોગીઓ પ્રત્યે બહુમાન ધરાવવા ઉપરાંત, યથાશક્તિ-ઉચિતપણે તેમની સેવાભક્તિ કરે, અને તે પણ પોતાના **આત્માની અનુગ્રહ બુદ્ધિથી જ.**

આ ઉપચારને જ વિશેષણ આપે છે—

**लाभान्तरफलश्चास्य श्रद्धायुक्तो हितोदयः ।**
**क्षुद्रोपद्रवहानिश्च शिष्टसम्मतता तथा ॥ ४४ ॥**

અન્ય લાભ ફલ તસ હોએ, શ્રદ્ધાયુત આ એમ;
નિરુપદ્રવતા હિત ઉદય, શિષ્ટ સંમતતા તેમ. ૪૪

---

**વૃત્તિઃ**-**लाभान्तरफलश्चास्य**—અને આ ઉપચારકર્ત્તાને લાભાન્તર ફલવાળો,-શુદ્ધ ઉપચારના પુણ્યથકી તથાપ્રકારના વિપાકભાવને લીધે એટલા માટે જ-**श्रद्धायुक्तो**-શ્રદ્ધાયુક્ત એવો ઉપચાર, એમ ચાલુ સંબંધ છે. **हितोदयः**-જેમાં હિતનો ઉદય હોય છે એવો, આગળની જેમ. **क्षुद्रोपद्रवहानिश्च**-અને ક્ષુદ્ર ઉપદ્રવોની હાનિ હોય છે. એથી કરીને જ વ્યાધિ આદિનો નાશ હોય છે **शिष्टसम्मतता तथा**-તથાપ્રકારે શિષ્ટસમ્મતતા, શિષ્ટજનોનું માન્યપણું એથી કરીને જ એનું અતિ સુંદર બહુમાન હોય છે.

અર્થ:—અને એ ઉપચાર એને બીજા લાભરૂપ ફલ આપનારો અને શ્રદ્ધાથી યુક્ત એવો હિતોદયરૂપ હોય છે. અને તેમાં ક્ષુદ્ર ઉપદ્રવોની હાનિ તથા શિષ્ટજનોનું સંમતપણું–માન્યપણું હોય છે.

## વિવેચન

ઉપરમાં જે ઉપચાર અથવા સેવાધર્મ કહ્યો તે વળી કેવો વિશિષ્ટ હોય છે, કેવાં વિશેષ ગુણુંવાળો હોય છે, તે અહીં કહ્યું છે. તેવા પ્રકારે સત્પુરુષની સાચા ભાવથી સેવા-ભક્તિ કરનારને બીજા લાભરૂપ ફળ પણ મળે છે. કારણ કે તેવા સેવા-ભક્તિથી પુણ્યોદયની પ્રાપ્તિ હોય છે, અને તેના વિપાકથી સુરપતિ–નરપતિ સંપદા વગેરે અન્ય લાભરૂપ ફળ સાંપડે છે. જેમ જારની પાછળ સાંઠા તો હોય જ, જેમ ફળ પહેલાં ફૂલની પ્રાપ્તિ હોય જ, તેમ સત્સેવાના યોગવૃદ્ધિરૂપ ફલની સાથે સાથે ઇંદ્ર–ચક્રવર્તીપદ આદિ આનુષંગિક ફળરૂપ પુણ્યપરિપાકની પ્રાપ્તિ હોય છે. કારણ કે 'યોગ* છે તે ઉત્તમ કલ્પવૃક્ષ છે, પરમ ચિંતામણિરત્ન છે, સર્વ ધર્મોમાં પ્રધાન છે, સિદ્ધિનો સ્વયંગ્રહ છે.' તેનાથી શું શું ફલ પ્રાપ્ત ન થાય? આમ કલ્પવૃક્ષની જેમ વાંચ્છિત લાભ આપનારો આ સંતજન પ્રત્યેનો સેવાધર્મ **શ્રદ્ધાથી યુક્ત** હોય છે. કારણ કે શુદ્ધ શ્રદ્ધા વિનાનો વિનયોપચાર શા કામનો? માટે આ મુમુક્ષુ તો શ્રદ્ધાથી સત્પુરુષોની સેવા કરે છે.

**યોગમહિમા**

અને આવો આ શ્રદ્ધાયુક્ત હોય છે, તેથી કરીને આ મુમુક્ષુ જોગીજનને **હિતનો ઉદય** થાય છે. એટલે તે આત્મહિતના–આત્મકલ્યાણના કાર્યમાં પ્રવર્તે છે, ને તેમાં તેની ચઢતી કળા થતી જાય છે. જેમ ઉદય પામતો સૂર્ય ઉત્તરોત્તર વધારે પ્રકાશમાન થતો જાય છે, જેમ શુક્લ× પક્ષનો ચંદ્ર દિન–પ્રતિદિન ચઢતી કળાને પામતો જાય છે, તેમ આ આત્માર્થી પુરુષને ઉત્તરોત્તર વધારે ને વધારે બળવાન આત્મહિતની પ્રાપ્તિ થતી જાય છે, હિતપરંપરાથી હિતનો અનુબંધ થયા કરે છે.

"શુક્લ બીજ શશિ રેહ, તેહ પૂરણ હુવે હો લાલ૦"—શ્રી દેવચંદ્રજી

એથી કરીને જ એને **ક્ષુદ્ર ઉપદ્રવની હાનિ** થાય છે. એટલે આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે નાના નાના તુચ્છ ઉપદ્રવો આ જીવને હેરાન કરતા નથી, કનડતા નથી. મોટા ભવરૂપ ઉપદ્રવનો નાશ થવાની જ્યાં પૂર્વ તૈયારી ચાલી રહી છે, ત્યાં પછી આ મગતરા

---

* "योगः कल्पतरुः श्रेष्ठो योगश्चिन्तामणिः परः ।
योगः प्रधानं धर्माणां योगः सिद्धेः स्वयंग्रहः ॥ "—શ્રી યોગબિન્દુ

× "यमः सद्योगमूलस्तु रुचिवृद्धिनिबन्धनम् ।
शुक्लपक्षद्वितीयाया योगश्चन्द्रमसो यथा ॥ "—દ્વા૦ દ્વા૦

જેવા તુચ્છ નમાલા ઉપદ્રવો-કનડગતો એને કેમ બાધા કરી શકે ? જ્યાં નદીના પ્રબળ પ્રવાહપૂરમાં હાથીના હાથી તણાઈ જાય, ત્યાં તુચ્છ તણખલાનો ભાર શો ?

અને આવા આ મુમુક્ષુ પુરુષને **શિષ્ટજનોનું સંમતપણું** હોય છે. એટલે કે તે શિષ્ટજનને સદા પરમ પ્રમાણ માને છે, તેમના વચનને-તેમની આજ્ઞાને શિરસાવંદ્ય ગણે છે-માથે ચઢાવે છે. શિષ્ટ એટલે પરમ સંસ્કારી સુશિક્ષિત પંડિતજન, સંસ્કારસ્વામી, સાધુ-જનને સંમત એવા પુરુષો જેણે શુદ્ધ આત્મધર્મની શિક્ષા સમ્યક્પણે પ્રાપ્ત કરી છે, જેના હૃદયમાં સત્ય ધર્મના શુદ્ધ સંસ્કાર દૃઢપણે લાગ્યા છે, જે તત્ત્વાતત્ત્વના વિવેકમાં નિપુણ હોઈ 'પંડિત' કહેવાય છે, અને તેથી કરીને જ સંતજનોને સંમત છે-માન્ય છે, એવા સત્પુરુષો 'શિષ્ટ' કહેવાય છે. એવા શિષ્ટજનને આ દૃષ્ટિવાળો યોગી પરમ માનનીય માને છે.

તથા—

भयं नातीव भवजं कृत्यहानिर्न चोचिते ।
तथानाभोगतोऽप्युच्चैर्न चाप्यनुचितक्रिया ॥ ४५ ॥

ભવભય ના અતિ-ઉચિતમાં, કૃત્યહાનિ પણ નો'ય;
અજાણતાં પણ હોય ના, ક્રિયા અનુચિત કોય. ૪૫

**અર્થ**:—આ દૃષ્ટિવાળા પુરુષને ભવજન્ય અત્યંત ભય હોય નહિં, ઉચિતમાં કૃત્ય-હાનિ હોય નહિં, તથા અજાણતાં પણ અનુચિત ક્રિયા પણ સર્વથા હોય નહિં.

## વિવેચન

આવા આ દૃષ્ટિવાળા યોગીને ભવભય અત્યંત હોતો નથી, સંસારનો ઝાઝો ડર રહેતો નથી; કારણ કે અશુભ કાર્યમાં તેની પ્રવૃત્તિ હોતી નથી, એટલે તે નિર્ભય રહે છે. જે ખોટું કે ખરાબ કામ કરતો હોય, જે અશુભ આચરણ કરતો હોય, જે દુષ્ટ પાપી હોય, તેને જ ડરવાપણું હોય, એમ બાલક સુદ્ધાં સર્વ કોઈ જાણે છે વળી આ આત્માર્થી પુરુષ તો પ્રભુભક્તિ-ગુરુભક્તિ આદિ શુભ પ્રવૃત્તિમાં પ્રવર્તે છે, તેથી કરીને પણ તેને સવિશેષ નિર્ભયતા પ્રાપ્ત થાય છે કારણ કે તે ભગવાનની ભક્તિમાં શુદ્ધ ભાવથી લીન થાય છે ને પ્રભુનું ચરણ-શરણ ગ્રહી ભાવે છે કે-હે ભગવાન્! હે પરમકૃપાળુ દેવ! હું તો અનંત દોષનું ભાજન છું, છતાં પણ આપના અવલંબનથી મેં આ અપાર ભવસાગરને ગોપદ જેવો કરી દીધો છે. જો કે મોહાદિ શત્રુ

**ભયભય રહિતપણું**

**वृत्तिः-भयं नातीव भवजं**—ભવજન્ય-સંસારજન્ય અત્યંત ભય હોતો નથી-, તથાપ્રકારે અશુભમાં અપ્રવૃત્તિને લીધે ( અશુભ પ્રવૃત્તિ કરે નહિ, તેથી સંસારનો ડર પણ લાગે નહિ ) **कृत्यहानिर्न चोचिते**-અને સર્વ જ ઉચિતમાં કૃત્યહાનિ ન હોય,-ધર્મ આદરને લીધે. **तथानाभोगतोऽप्युच्चैः**-તેમ જ અનાભોગથી પણ,-અજાણતા પણ અત્યંતપણે, **न. चाप्यनुचितक्रिया**-સર્વત્ર જ અનુચિત ક્રિયા પણ ન હોય ( અજાણતા પણ અનુચિત ક્રિયા કરે નહિ.)

હજુ મને છળી રહ્યા છે, ને હું પરપરિણતિમાં અજ્ઞપણે ભળી રહ્યો છું, પણ હવે તમારા જેવો સાહેબ મને મળ્યો છે, એટલે એ મ્હારો ભવભય પણ ટળ્યો છે, એમ હું માનું છું. હે વીતરાગ દેવ! તમારૂં તત્ત્વ-રસાયન મેં પીધું છે, ભક્તિથી મેં તમને મ્હારા ચિત્તમાં વસાવ્યા છે, એટલે મ્હારો ભવરૂપ ભાવરોગ મટી ગયો છે, એમ મને લાગે છે. હે પ્રભુ! આપનું દર્શન થતાં મ્હારા દુઃખ-દૌર્ભાગ્ય દૂર થયા છે, અને મને સુખસંપત્તિ મળી છે. તમારા જેવો 'ધીંગો ધણી' મેં 'માથે કર્યો' છે, તો પછી મ્હારો વાળ પણ કોણ વાંકો કરી શકે એમ છે?

"દુઃખ દોહગ દૂરે ટળ્યા રે, સુખ સંપદ શું ભેટ;
ધીંગ ધણી માથે કિયો રે, કુણ ગંજે નર ખેટ?....વિમલજિન!"—શ્રી આનંદઘનજી

"જે અતિ દુસ્તર જલધિ સમો સંસાર જો,
તે ગોપદ સમ કીધો પ્રભુ અવલંબને રે લો."

"યદ્યપિ હું મોહાદિકે છલિયો, પરપરિણતિ શું ભળિયો રે....પ્રભુ૦
પણ હવે તુજ સમ સાહિબ મળિયો, તિણે ભવભય સવિ ટળિયો રે....પ્રભુ૦
પણ નવિ ભય જિનરાજ પસાયે, તત્ત્વરસાયન પાયે રે....પ્રભુ૦ અંતરજામી!
પ્રભુ ભગતે નિજ ચિત્ત વસાયે, ભાવરોગ મિટ જાયે રે....પ્રભુ૦"—શ્રી દેવચંદ્રજી

આમ અશુભમાંથી નિવૃત્તિથી અને શુભમાં પ્રવૃત્તિથી આ મુમુક્ષુ પુરુષ નિર્ભય-નીડર હોય છે.

અને તેને ઉચિત કૃત્યમાં હાનિ હોતી નથી, કરવા યોગ્ય એવા ઉચિત ધર્મકર્ત્તવ્યમાં તે કાંઈ ખામી આવવા દેતો નથી; કારણ કે તે જિનચરણની ઉપાસના અતિશય ભક્તિ-પૂર્વક કરે છે, મુનિજનની સંગતિ પ્રત્યે અત્યંત પ્રીતિ રાખે છે, યથા-

**ઉચિત કર્ત્તવ્ય** શક્તિ સંયમનું પાલન કરે છે, દાન દે છે, શીલ-સદાચાર સેવે છે, તપ આચરે છે, શુભ ભાવના ભાવે છે, અને તેમાં કંઇ ખામી-ઊણપ આવવા દેતો નથી. તે સર્વ જગજ્જંતુને પોતાના મિત્ર માનતો હોઇ, જેમ બને તેમ મન-વચન-કાયાથી અહિંસક રહેવાનો પ્રયત્ન કરે છે; હિત મિત ને પ્રીત એવું સત્ય વચન બોલે છે; પ્રમાણિક અને ન્યાયપ્રિય રહી પરદ્રવ્ય હરવાની કે ચોરવાની ઈચ્છાથી પણ દૂર રહે છે; પરસ્ત્રી પ્રત્યે મા-બ્હેનની દૃષ્ટિ રાખી સ્વદારાસંતોષી થાય છે, અથવા સર્વથા બ્રહ્મચર્ય ધારણ કરે છે; જેમ બને તેમ આરંભ-પરિગ્રહનું સંક્ષેપપણું કરે છે, પરિગ્રહનું પરિમાણ-મર્યાદા ઠરાવે છે. તે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ ને શુદ્ધ ધર્મનું આલંબન લે છે; બાકી બીજી બધી જંજાલ છોડી દે છે. તે સર્વ તામસી વૃત્તિઓને ત્યજી દઈ, સાત્ત્વિકી વૃત્તિઓને ભજે છે. દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય,—ઈત્યાદિ સાત્ત્વિક વૃત્તિઓ આ મુમુક્ષુના ઘટમાં સદાય સુજાગ્રત હોય છે

"ઉપાસના જિન ચરણની, અતિશય ભક્તિ સહિત,
મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટિત.
દયા શાંતિ સમતા ક્ષમા, સત્ય ત્યાગ વૈરાગ્ય,
હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય"—શ્રીમદ્ રાજચંદ્રજી
"શુદ્ધ આલંબન આદરે, ત્યજી અવર જંજાલ રે;
તામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્ત્વિકી શાલ,રે....શાંતિ૦"—શ્રી આનંદઘનજી

અને આમ આ મુમુક્ષુ પુરુષ જેમ ઉચિત કર્ત્તવ્ય કરવા ચૂકતો નથી, તેમ તે અનુચિત ક્રિયા પણ કરતો નથી તે જાણી બૂઝીને સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવને પણ હણતો નથી, તો મોટા સ્થૂળ જીવને તો કેમ જ હણે? અજાણતાં પણ કોઇ જીવને તે દૂભવવા ઇચ્છતો નથી, તો જાણીને તે કોઈની લાગણી પણ કેમ દૂભવે? તે સ્વપ્નમાં પણ ખોટું બોલવા ઇચ્છતો નથી, તો જાણી બૂઝીને પ્રતિજ્ઞાભંગ કેમ કરે? અન્યાયથી અપ્રમાણિકપણે ધન કમાઇને પાપનો ગાંસડો કોના માટે બાંધી જવો છે, એવો જે વિચાર કરે છે, તેને પરદ્રવ્યની ચોરી કરવાની ઇચ્છા પણ કેમ થાય? વ્યભિચાર આદિથી ઉપજતા ધનહાનિ, માનહાનિ, રોગાપિત્ત વગેરે દોષ પ્રત્યક્ષ દેખતા છતાં, તે પરસ્ત્રી પ્રત્યે આડી આંખે જુએ પણ કેમ? આરંભ પરિગ્રહની પ્રપંચજાલમાંથી જેમ બને તેમ જે જેલ્દી છૂટવા ઇચ્છતો હોય, તે એનો લાંબો પથારો શું કામ પાથરે?

**અનુચિત અકર્ત્તવ્ય**

આમ જેને સંસારનો ઝાઝો ભય હવે રહ્યો નથી, એવો આ મુમુક્ષુ પુરુષ ઉચિત કૃત્ય કરે છે, ને અનુચિત કરતો નથી, કારણ કે તે એવો સરળપરિણામી હોય છે, કે તે સોનાની પેઠે જેમ વાળીએ તેમ વળે છે

"અનુચિત તેહ ન આચરે મન૦ વાળ્યો વળે જિમ હેમ રે મન૦"—શ્રી યોગ૦ સજ્ઝાય ૨-૩

એમ—

**कृत्येऽधिकेऽधिकगते जिज्ञासा लालसान्विता ।**
**तुल्ये निजे तु विकले संत्रासो द्वेषवर्जितः ॥ ४६ ॥**

વૃત્તિઃ—कृत्ये—કૃત્યમાં, ધ્યાન આદિ કૃત્યમાં, अधिके—અધિકમાં,—પોતાની ભૂમિકાની અપેક્ષાએ અધિક એવા કૃત્યમાં,—अधिकगते—અધિકગત એટલે આચાર્ય આદિ અધિક—ચઢીયાતા (ગુણવંતમાં) વર્ત્તતા, એવા કૃત્યમાં, जिज्ञासा—આની જિજ્ઞાસા, આ આમ કેમ એવી જાણવાની ઇચ્છા હોય છે. लालसान्विता—લાલસા સહિત, એટલે કે અભિલાષના અતિરેકથી યુક્ત એવી જિજ્ઞાસા (પોતાનાથી ચઢીયાતી દશાવાળાની ચઢીયાતી ક્રિયા દેખી, આ આમ કેમ હશે તે જાણવાની તીવ્ર ઇચ્છા) तुल्ये—વંદનાદિ તુલ્ય—સરખા કૃત્યમાં, निजे तु—પોતાના જ, विकले—વિકલ, કાયોત્સર્ગકરણ વગેરેવડે વિકલ—ખામીવાળા, संत्रासो—સંત્રાસ આત્મામાં હોય છે હું હાનિનો વિરોધક છું એમ આત્મામાં અત્યંત ત્રાસ છૂટે છે द्वेषवर्जितः—દ્વેષ રહિત,—અધિક પ્રત્યે દ્વેષ રહિત એવો સંત્રાસ,—પ્રસ્તુત દૃષ્ટિના સામર્થ્યને લીધે (બન્નેની એક સરખી ક્રિયા છતાં, પોતાની ક્રિયા ખામીવાળી દેખી, પોતાના આત્મામાં ત્રાસ છૂટે છે, અને તેમાં અધિક ગુણવંત પ્રત્યે દ્વેષ હોતો નથી.)

અધિકના આધક કૃત્યમાં, સલાલસા જિજ્ઞાસ;
તુલ્ય વિકલ નિજ કૃત્યમાં, દ્વેષ રહિત સંત્રાસ. ૪૬

**અર્થ:**—ગુણથી અધિકના, અધિક કૃત્ય પ્રત્યે લાલસાયુક્ત એવી જિજ્ઞાસા હોય, અને તુલ્ય એવા પોતાના વિકલ-ખામીવાળા કૃત્ય પ્રત્યે દ્વેષ વિનાનો સંત્રાસ હોય.

## વિવેચન

વળી આ દૃષ્ટિમાં વર્ત્તતો મુમુક્ષુ પોતાના કરતાં અધિક ગુણવંત, ચઢીયાતી આત્મદશાવાળા એવા આચાર્યાદિની પોતાના કરતાં ચઢીયાતી ક્રિયા દેખી, એમ ભાવે છે કે–અહો ! આ મહાજનોની આ ક્રિયા આવી ઉત્તમ પ્રકારની, આવી ઉચ્ચ કોટિની શી રીતે હોતી હશે ? એમ તેનું કારણ જાણવાની તેને તીવ્ર અભિલાષાવાળી–ઉત્કંઠાવાળી જિજ્ઞાસા ઉપજે છે; કારણ કે યોગના સ્થાન અસંખ્ય છે, અને મોહકર્મની તરતમતાના કારણે, ન્યૂનાધિકતાના કારણે, ઓછાવત્તાપણાને લીધે, જીવની દશાના અસંખ્ય ભેદ પડે છે. આમ ક્ષયોપશમની ભિન્નતાના કારણે, કેટલાક જીવો પોતાનાથી હીન-ઉતરતી પંક્તિના હોય, કેટલાક પોતાની સમાન પંક્તિના હોય, ને કેટલાક પોતાનાથી ચઢીયાતી પંક્તિના હોય આમ સન્માર્ગે પ્રયાણ કરતા, આગળ વધતા, આત્મવિકાસ સાધતા જીવોની દશાના ભેદ હોય છે. એટલે તેઓની ધર્મક્રિયા પણ તેવા પ્રકારની તરતમતાવાળી હોય છે, ઊંચી–નીચી કક્ષાની હોય છે.

**જિજ્ઞાસા: દશાભેદ**

તેમાં આ દૃષ્ટિમાં સ્થિતિ કરતો યોગી જ્યારે પોતાનાથી ચઢીયાતી આત્મદશાવાળા મહાનુભાવ મહાત્માઓને દેખે છે, પોતાનાથી ગુણમાં અધિક એવા ભાવાચાર્યને, ભાવ ઉપાધ્યાયને, ભાવસાધુને, ભાવશ્રાવકને કે અન્ય કોઈ મુમુક્ષુને ભાળે છે, ત્યારે તે વિસ્મયમાં પડી જાય છે. જ્યારે તે તેઓનું પોતાના કરતા વધારે વિશુદ્ધિવાળું ધર્મધ્યાન જુએ છે, જ્યારે પોતાના કરતાં વધારે બળવાળો દૃઢ ધર્મરંગ નીરખે છે, જ્યારે પોતાના કરતા વધારે ભક્તિ ઉલ્લાસવાળી ભગવંતની ભાવભક્તિ ભાળે છે, જ્યારે પોતાના કરતા વધારે આત્મવીર્યોલ્લાસવાળી તપ–સ્વાધ્યાય–પ્રતિક્રમણ–વંદનાદિ સત્ક્રિયા નીહાળે છે, જ્યારે પોતાના કરતા અધિક વિકાસ પામેલા તેઓના અહિંસા–સત્ય આદિ સાક્ષાત્ દેખે છે, અને જ્યારે પોતાના કરતાં અધિક આત્મપરિણતિ પામેલા તેઓના સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર આદિ ગુણ પ્રત્યક્ષ કરે છે,–ત્યારે આ યોગદૃષ્ટિવાળો યોગી સાનંદાશ્ચર્ય અનુભવી વિચારમાં પડી જાય છે કે–અહો ! આ મહાત્માઓનું ધર્મધ્યાન ! અહો ભાવભક્તિ ! અહો ધર્મરંગ ! અહો તપ-સ્વાધ્યાય ! અહો અહિંસા–સત્ય ! અહો દર્શન–જ્ઞાન–ચારિત્ર ! અહો એમની બ્રાહ્મી સ્થિતિ ! અહો એમની અપૂર્વ આત્મપરિણતિ ! આ અદ્ભુત બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ આવી અદ્ભુત આત્મદશા કેમ પામ્યા હશે ? આવી આશ્ચર્યકારક આત્મસાધના એમણે કેમ

**સાનંદાશ્ચર્ય: ધન્ય ! ધન્ય !**

સાધી હશે? આવી અપૂર્વ આત્મસામર્થ્યવાળી પરમ ધન્ય સત્ક્રિયા તેઓ શી રીતે કરી શકતા હશે?

"ધન્ય ધન્ય નર તેહ, પ્રભુપદ વંદી હો જે દેશના સુણે;
જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ, અનુભવ યોગે હો નિજ સાધકપણે."—શ્રી દેવચંદ્રજી

"ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે;
ભવસાયર લીલાએ ઉતરે, સંયમ કિરિયા નાવે....ધન્ય૦
ભોગપંક તજી ઉપર બેઠા, પંકજ પરે જે ન્યારા;
સિંહ પરે નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા....ધન્ય૦
જ્ઞાનવંત જ્ઞાની શું મલતા, તન મન વચને સાચા,
દ્રવ્ય ભાવ સૂધા જે ભાખે, સાચી જિનની વાચા....ધન્ય૦"—સા. ત્ર. ગા. સ્ત.

ઇત્યાદિ પ્રકારે તે આત્મારામી મહાત્માઓની પરમ ધન્યતા તે ભાવે છે, અને ગુણી-જન પ્રત્યેના પ્રશસ્ત રાગથી ચિંતવે છે કે–આ મહાનુભાવોની આવી આશ્ચર્યકારક આત્મ-સ્થિતિ કેમ પ્રગટી હશે? આ જાણવાની તેને તીવ્ર ઇચ્છા–જિજ્ઞાસા ઉપજે છે.

અને આ મુમુક્ષુ જોગીજનને આવી સાચી જિજ્ઞાસા ઉપજે છે, એટલું જ નહિ, પણ તે મહાત્માઓ જેવી જ પોતાની વંદનાદિ ક્રિયામા પોતાની હીનતા દેખી, તેને પોતાના પ્રત્યે મનમા અત્યંત ત્રાસ છૂટે છે, પોતાના આત્મા પ્રત્યે જુગુપ્સા–પોતા પ્રત્યે ઘૃણા ઘૃણા ઉપજે છે કે–અરે! હું તે કેવો અધન્ય કે આ મહાજનો જેવી ઉત્તમ ધર્મક્રિયા કરી શકતો નથી! ખરેખર! '**હું તો દોષ અનંતનું ભાજન છું**'; અને મ્હારામા ગુણ તો એકકે દેખાતો નથી; કારણ કે મ્હારામા આ મહાત્માઓ જેવો નથી શુદ્ધ ભાવ કે નથી પ્રભુ સ્વરૂપભાવ, નથી 'લઘુતા કે' દીનતા, નથી ગુરુ આજ્ઞા આરાધકતા કે નથી નિશ્ચલતા, નથી પ્રભુનો દૃઢ વિશ્વાસ કે નથી પરમાદર, નથી સત્સંગનો જોગ કે નથી સતસેવા જોગ, નથી કેવળ આત્માર્પણતા કે નથી દૃઢઆશ્રય ભાવ, નથી '**હું પામર શું કરી શકું?**' એવો વિવેક કે નથી પ્રભુ પ્રત્યે અચળ આસક્તિ, નથી પ્રભુવિરહનો તાપ કે નથી પરમ દુર્લભ એવી પ્રભુકથાનો પરિતાપ, નથી ભક્તિમાર્ગમા પ્રવેશ કે નથી ભજનનું દૃઢ ભાન, નથી નિજ ધર્મની સમજણ કે નથી શુભ દેશે સ્થિતિ, નથી સેવાને પ્રતિકૂળ બંધનનો ત્યાગ કે નથી દેહદમન–ઇંદ્રિયદમન, નથી પ્રભુવિયોગની સ્ફુરણા કે નથી વચન–આગમ જ્ઞાન, નથી દિવ્ય નયનની પ્રાપ્તિ કે નથી યમ–નિયમાદિ, નથી ઉદા-સીનતા કે નથી નિરભિમાનપણું, નથી સ્વધર્મસંચય કે નથી પરધર્મનિવૃત્તિ આમ અનંત પ્રકારથી હું સાધન રહિત છુ મ્હારામા એક પણ સદ્ગુણ નથી હું મોઢું શું બતાવું! સકળ જગત્મા હું જ અધમાધમ ને અધિકમા અધિક પતિત છુ.

"હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ!
હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ!
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ.
નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાંહિ.
જોગ નથી સતસંગનો, નથી સતસેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ.
હું પામર શું કરી શકું? એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક.
અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ.
અચળ રૂપ આસક્તિ નહિં, નહિં વિરહનો તાપ;
કથા અલભ્ય તુજ પ્રેમની, નહિં તેનો પરિતાપ
ભક્તિમાર્ગ પ્રવેશ નહિં, નહિં ભજન દૃઢ ભાન;
સમજ નહિં નિજ ધર્મની, નહિં શુભ દેશે સ્થાન.
કાળ દોષ કળિથી થયો, નહિં મર્યાદા ધર્મ;
તોય નહિં વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ.
સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહિં, કરે બાહ્ય પર રાગ.
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાંહિ;
નહિં ઉદાસીન અભક્તથી તેમ ગૃહાદિક માંહિ.
અહંભાવથી રહિત નહિં, સ્વધર્મ સંચય નાંહિ;
નહિં નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ
એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહિં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય?
કેવળ કરુણામૂર્તિ છો, દીનબંધુ દીનનાથ!
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી! હાથ
અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય?
પડી પડી તુજ પદ પંકજે, ફરી ફરી માગું એ જ;
સદ્ગુરુ સંત સ્વરૂપ તુંજ, એ દૃઢતા કરી દેજ."—શ્રીમદ્ રાજચંદ્રજી

"હું છોડી નિજ રૂપ રમ્યો પર પુદ્ગલે;
ઝીલ્યો ઊલટ આણી વિષય તૃષ્ણા જલે;
આશ્રવ બંધ વિભાવ કરૂં રુચિ આપણી,
ભૂલ્યો મિથ્યા વાસ દોષ દઉં પર ભણી....વિહરમાન."—શ્રી દેવચંદ્રજી

ઈત્યાદિ પ્રકારે પોતાના દોષ દેખી, પોતાની ધર્મક્રિયાની વિકલતા-ખામી જોઈ, આ યોગદૃષ્ટિવાળા મુમુક્ષુ યોગી પુરુષને **પોતા પ્રત્યે ખેદ** ઉપજે છે, **ત્રાસ** છૂટે છે કે-આ જીવનું આ તે કેવું હીનવીર્યપણું ? કેવું શિથિલાચારીપણું ? કેવું પ્રમાદીપણું ? કેવું નિર્ગુણ-ચક્રવર્તીપણું ? પણ આવો સંત્રાસ ઉપજે છે, તેમાં તે ગુણીજનો પ્રત્યે **અદ્વેષ** જ હોય છે, બીલકુલ દ્વેષ-મત્સર ભાવ તો હોતો જ નથી, એવા ગુણનિધાન પ્રશસ્ત પુરુષો પ્રત્યે ઈર્ષ્યા-અદેખાઈ આવતી જ નથી, પણ કેવળ પ્રમોદ ભાવ જ ઉલ્લસે છે. એટલું જ નહિં પણ પોતાની ગુણહીનતાથી નિરાશ થવાને બદલે, તે મહત્ પુરુષોના ઉત્તમ ગુણ દેખી આગળ વધવાની પ્રેરણા મેળવે છે. આમ—

"વિનય અધિક ગુણીનો કરે....મન૦ દેખે નિજ ગુણ હાણ રે....મન૦ "-યો૦ સજ્ઝાય ૨-૩

**दुःखरूपो भवः सर्व उच्छेदोऽस्य कुतः कथम् ।**
**चित्रा सतां प्रवृत्तिश्च साशेषा ज्ञायते कथम् ॥ ४७ ॥**

દુઃખરૂપ ભવ સર્વ આ, ક્યાંથી કેમ ઉચ્છેદ ?
ચિત્ર પ્રવૃત્તિ સતની, કયમ જણાય સહુ ભેદ ? ૪૭

**અર્થ**:—સર્વ સંસાર દુઃખરૂપ છે, આનો ઉચ્છેદ કયા કારણથી કેવી રીતે થાય ? અને સંતોની ચિત્ર-વિવિધ આશ્ચર્યકારી પ્રવૃત્તિ છે, તે બધીય કેવી રીતે જણાય ?

## વિવેચન

"ત્રાસ ધરે ભવભય થકી....મન૦ ભવ માને દુઃખખાણ રે....મન૦"-યો૦ સજ્ઝાય ૨-૪

વળી આ દૃષ્ટિવાળો યોગી પુરુષ સમસ્ત સંસારને દુઃખરૂપ માને છે; કારણ કે જન્મ, જરા, મરણ, રોગ, શોક વગેરે દુઃખથી ભરેલો આ સંસાર આધિ-વ્યાધિ-ઉપાધિરૂપ

---

**વૃત્તિઃ-दुःखरूपो भवः सर्वः**—બધોય સંસાર દુઃખરૂપ છે,-જન્મ-જરા આદિ રૂપપણાને લીધે. **उच्छेदोऽस्य**-આ સંસારનો ઉચ્છેદ, **कुतः**-ક્યાથી ? કયા હેતુથી ? ક્ષાંતિ આદિથકી. **कथं**-કેમ ? કેવા પ્રકારે ? **चित्रा**-ચિત્ર, (વિવિધ પ્રકારની, અથવા આશ્ચર્યકારી), **सताम्**-સંતોની, મુનિઓની, **प्रवृत्तिश्च**-પ્રવૃત્તિ, ચૈત્ય કર્મ આદિ પ્રકારથી, **साशेषा ज्ञायते कथम्**-તે અશેષ કેમ જણાય ? તે બધીય કેમ જાણવામાં આવે ?-તેથી અન્યના અપોહથી, ( તેથી બીજીના ત્યાગથી )

**ભયાકુલ સંસાર**

ત્રિવિધ તાપથી નિરંતર બળી રહ્યો છે, એમ તે પ્રત્યક્ષ દેખે છે; આ સંસારમાં સર્વત્ર ભય ભય ને ભય જ વ્યાપી રહેલ છે, એમ તેને જણાય છે. તે જુએ છે તો 'ભોગમાં× રોગનો ભય છે, કુલને પડવાનો ભય છે, લક્ષ્મીમાં રાજાનો ભય છે, માનમાં દીનતાનો ભય છે, બલમાં શત્રુનો ભય છે, રૂપથી સ્ત્રીને ભય છે, શાસ્ત્રમાં વાદનો ભય છે, ગુણમાં ખલનો ભય છે, અને કાયા પર કાળનો ભય છે. એમ સર્વ વસ્તુ તેને ભયવાળી દેખાય છે, માત્ર એક વૈરાગ્ય જ અભય છે,' એવું તેને પ્રતીત થાય છે. આમ આખો સંસાર ભયાકુલ હોઈ કેવલ દુઃખરૂપ જ છે, સંસારમાં જે જે સુખસાધન મનાય છે તે પણ બધાય પરમાર્થથી સુખાભાસરૂપ હોઇ દુઃખરૂપ જ છે, ઇંદ્ર-ચક્રવર્તી આદિની પદવી પણ દુઃખરૂપ જ છે, એમ તેના આત્મામાં નિશ્ચય થાય છે. કારણ કે—

"પ્રત્યેક વખત મૃત્યુના ભયવાળો, રોગના ભયવાળો, આજીવિકાના ભયવાળો, યશ હશે તો તેની રક્ષાના ભયવાળો, અપયશ હશે તો તેને ટાળવાના ભયવાળો, લેણું હશે તો તેને લેવાના ભયવાળો, દેણું હશે તો તેની હાયવોયના ભયવાળો, સ્ત્રી હશે તો તેની........ના ભયવાળો, નહિં હોય તો તેને પ્રાપ્ત કરવાના ખ્યાલવાળો, પુત્ર-પુત્રાદિક હશે તો તેની કડાકૂટના ભયવાળો, નહિં હોય તો તેને મેળવવાના ખ્યાલવાળો, ઓછી ઋદ્ધિ હશે તો વધારેના ખ્યાલવાળો, વધારે હશે તો તેને બાથ ભરવાના ખ્યાલનો, એમ જ પ્રત્યેક સાધનો માટે અનુભવ થશે." —શ્રીમદ્ રાજચંદ્ર

એટલે તે મુમુક્ષુ પુરુષ ભાવે છે કે-હે જીવ! આ ભયરૂપ સંસારમાં ચારે ગતિમાં ભ્રમણ કરતાં તું અનંત દુઃખ પામ્યો છે. ભીષણ નરક ગતિમાં, તિર્યંચ ગતિમાં, કુદેવ ગતિમાં, ને કુમનુષ્ય ગતિમાં તું તીવ્ર દુઃખને પ્રાપ્ત થયો છે, દારુણ અસહ્ય દુઃખ

**વૈરાગ્યભાવના**

તેં ચિરકાળ સહ્યા છે, શારીરિક માનસિક દુઃખ તેં વારંવાર અનુભવ્યા છે. હે જીવ! અશુચિ બીભત્સ ને મલમલિન એવા અનેક જનનીઓના ગર્ભાવાસમાં તું ચિરકાળ વસ્યો છે. સમુદ્રના પાણી કરતાં પણ વધારે માતાના ધાવણ તું ધાવ્યો છે. તારા મરણસમયે સાગરજલ કરતાં પણ વધારે આંસુડા તારી માતાઓએ સાર્યા છે. મેરુપર્વત કરતાં પણ વધારે તારા કેશ-નખ વગેરે કપાયા છે. હે જીવ! આ

---

× "भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं;
मानें दैन्यभयं बले रिपुभयं रूपे तरुण्या भयं।
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥"—શ્રી ભર્તૃહરી
(અર્થ માટે જુઓ-શ્રીમદ્ રાજચંદ્રકૃત ભાવનાબોધ)

"ऐहिकं यत्सुखं नाम सर्वं वैषयिकं स्मृतम्। न तत्सुखं सुखाभासं किन्तु दुःखमसंशयम् ॥"
—શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત શ્રી પંચાધ્યાયી

ત્રિભુવન મધ્યે તેં સર્વ સ્થાનમાં વારંવાર ગમનાગમન કર્યું છે, સર્વ જીવો સાથે સર્વ પ્રકારના સંબંધો તેં અનેક વાર કર્યા છે, ભુવનોદરમાં વર્ત્તતા સર્વ પુદ્ગલો તેં ફરી ફરી ગ્રહ્યા છે ને મૂકયા છે,–જગતની એઠ તેં વારંવાર હોંસે હોંસે ખાધી છે, તોપણ તું તૃપ્તિ પામ્યો નથી! તૃષ્ણાથી પીડિત થઈને તેં ત્રણે ભુવનનું× પાણી પીધું છે, તોપણ હારી તૃષ્ણાનો છેદ થયો નથી! માટે હે જીવ! હવે તો તું વિરામ પામ! વિરામ પામ!

"જડ ચલ જગની એંઠનો, ન ઘટે તુજને ભોગ હો મિત્ત."—શ્રી દેવચંદ્રજી

આમ દુઃખમય સંસારસ્વરૂપ ભાવતાં તેના અંતરમાં વૈરાગ્યનો રંગ લાગે છે, એટલે તે ચિંતવે છે કે આ દુઃખદ સંસારનો કયા કારણથી, કેવી રીતે ઉચ્છેદ થાય? હું આ ભવભયથી ઉભગ્યો છું. આ દુઃખપ્રચુર અધ્રુવ અશાશ્વત સંસારમાં હું એવી શું કરણી કરૂં? કે જેથી કરીને હું દુર્ગતિ પ્રતિ ન જઉં.* 'ભવભયથી હું ઉભગ્યો, હવે ભવ પાર ઉતાર હો'—(યશોવિજયજી)

**સંતોનું ચિત્ર ચરિત્ર!**

વળી તે મુમુક્ષુ સત્પુરુષોની, સંત મુનિજનોની વિવિધ પ્રકારની સત્પ્રવૃત્તિ જોઈને દિંગ થઈ જાય છે. તેઓની પરમ અદ્ભુત ભક્તિ, પરમ અદ્ભુત આત્મશક્તિ, પરમ વિશુદ્ધ નિર્મલ તપશ્ચર્યા, પરમ ઉત્કૃષ્ટ ધર્મધ્યાન, પરમ પ્રશાંત ગંભીર વાગ્ધારા, પરમ જ્ઞાનસંપન્ન શુદ્ધ ક્રિયાકલાપ, અને મેરુ જેવા મહાન્ સંયમભારનું લીલાથી ધારણ,–એ વગેરે તે સાધુપુરુષોની સત્પ્રવૃત્તિ નિહાળી તે તો આશ્ચર્યમાં લીન થઈ જાય છે; અને ચિંતવે છે કે–આ આત્મારામી બ્રહ્મનિષ્ઠ મહાત્માઓનું સમસ્ત ચિત્ર ચરિત્ર કેમ જાણી શકાય? કારણ કે આ સત્પુરુષોનું ચરિત્ર ચિંતવવામાં આવે તો ક્વચિત્ કરુણા–કોમળતા દેખાય છે, ક્વચિત્ તીક્ષ્ણતા દેખાય છે, ક્વચિત્ ઉદાસીનતા દેખાય છે! આમ પરસ્પર વિરોધાભાસી ગુણોનું એઓમાં દર્શન થાય છે! કારણ કે આ મહાજનો સર્વ જીવોનું હિત કરવાવાળી કરુણા ધરાવે છે, કર્મનું વિદારણ કરવામાં તીક્ષ્ણતા રાખે છે, અને ગ્રહણ–ત્યાગ પરિણામ વિનાની દ્રષ્ટા–સાક્ષીભાવરૂપ ઉદાસીનતા દાખવે છે! વળી એઓ યોગી પણ છે ને ભોગી પણ છે! વક્તા પણ છે ને મૌનધારી પણ છે! ત્રિભુવનના પ્રભુ પણ છે ને નિર્ગ્રંથ પણ છે! આમ વિવિધ

---

× "भीसणणरयगईए तिरियगईए कुदेवमणुगइए ।
पत्तोसि तिव्वदुःखं भावहि जिणभावणा जीव ॥
तिहुयणसलिलं सयलं पीयं तिण्हाइ पीडिएण तुमे ।
तो वि ण तण्हाछेओ जाओ चिंतेह भवमहणम् ॥ ઇત્યાદિ—
(જુઓ) શ્રી કુંદકુંદાચાર્યજીકૃત શ્રી ભાવપ્રાભૃત.

* "अधुवे असासयमि संसारंमि दुःखपउराए ।
किं नाम हुज्जं तं कम्मयं जेणाहं दुग्गइं न गच्छेज्जा ॥"—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

વિરોધાભાસો તેમની ચિત્ર પ્રવૃત્તિ જણાય છે! એમ પરમ આશ્ચર્યકારક એવી સત્પુરુષોની સમસ્ત ચિત્ર-વિચિત્ર આત્મચેષ્ટા, ચૈતન્ય ચમત્કારો મ્હારાથી કેમ જાણી શકાય વારુ?

"કરુણા કોમલતા તીક્ષ્ણતા, ઉદાસીનતા સોહે રે....શીતલ૦
સર્વ જંતુ હિતકરણી કરુણા, કર્મ વિદારણ તીક્ષ્ણ રે;
હાનાદાન રહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણ રે....શીતલ૦
શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગે રે;
યોગી ભોગી વક્તા મૌની, અનુપયોગી ઉપયોગે રે....શીતલ૦
ઇત્યાદિક બહુભંગ ત્રિભંગી, ચમતકાર ચિત્ત દેતી રે;
અચરિજકારી ચિત્ર વિચિત્રા, આનંદઘન પદ લેતી રે....શીતલ૦"—શ્રી આનંદઘનજી

"તાહરી શૂરતા ધીરતા તીક્ષ્ણતા, દેખી સેવક તણો ચિત્ત રાચ્યો;
રાગ સુપ્રશસ્તથી ગુણી આશ્ચર્યતા, ગુણી અદ્ભુતપણે જીવ માચ્યો."—શ્રી દેવચંદ્રજી

કારણ કે—

**नास्माकं महती प्रज्ञा सुमहान् शास्त्रविस्तरः ।**
**शिष्टाः प्रमाणमिह तदित्यस्यां मन्यते सदा ॥ ४८ ॥**

નથી અમારી મતિ મહા, શાસ્ત્રવિસ્તાર મહાન;
શિષ્ટો અહીં પ્રમાણ એ, માને નિત આ સ્થાન. ૪૮

**અર્થ:**—અમારામાં મોટી બુદ્ધિ નથી, અને શાસ્ત્રવિસ્તાર તો ઘણો મોટો છે; તેથી અહીંઆ તો શિષ્ટ જનો પ્રમાણ છે,—એમ આ દષ્ટિમાં સદા માને છે.

## વિવેચન

ઉપરમાં જે કહ્યું કે 'આ સાધુજનોની ચિત્ર પ્રવૃત્તિ બધીય ન જાણી શકાય,' તેનું અહીં કારણ બતાવ્યું છે. આ દષ્ટિવાળો યોગી ભાવે છે કે-મ્હારામાં તો તેવી મોટી બુદ્ધિ નથી કે તે કદી વિસંવાદ ન પામે-ખોટી ન પડે. અને પોતાની બુદ્ધિએ-સ્વચ્છંદ મતિકલ્પનાએ કલ્પેલા વિષયમાં તો વિસંવાદ આવ્યા વિના રહેતો નથી. આમ મ્હારી મતિ તો અતિ પામર છે-અલ્પવિષયા છે, અને શાસ્ત્રનો વિસ્તાર તો ઘણો ઘણો મોટો છે. શ્રુતસાગરનો પાર

**ક્યાં મ્હારી મંદ મતિ?**

વૃત્તિ:-नास्माकं महती प्रज्ञा—અમારી પ્રજ્ઞા-બુદ્ધિ મોટી નથી, સંવાદિની નથી; કારણ કે સ્વપ્રજ્ઞાથી વિકલ્પિતમાં વિસંવાદનું દર્શન થાય છે, તેટલા માટે. તથા-सुमहान् शास्त्रविस्तरः—શાસ્ત્રવિસ્તાર અત્યંત મહાન્-મોટો છે,-તે તે પ્રવૃત્તિના હેતુપણાએ કરીને. આમ-शिष्टाः-સાધુજનોને સંમત એવા શિષ્ટ પુરુષો, प्रमाणमिह-આ વ્યતિકરમાં-પ્રસંગમાં પ્રમાણભૂત છે. तदिति-તેટલા માટે આમ, अस्यां मन्यते सदा—આ દષ્ટિમાં સદા માને છે. જે તેઓએ આચર્યું છે તે જ યથાશક્તિ સામાન્યથી કરવું યુક્ત છે, એમ અર્થ છે.

પામતાં મહામતિવાળા મહાજનો પણ થાકી જાય છે; ત્યાં મ્હારા જેવા પામરનું શું ગજું? મ્હારી ચાંચ તેમાં કેમ બૂડી શકે? 'અનંત ગમ, પર્યય, અર્થ, હેતુ, નય, ને શબ્દરૂપ રત્નોથી ધનાઢ્ય-સમૃદ્ધ એવા સર્વજ્ઞ શાસન-પુરમાં પ્રવેશવું અબહુશ્રુતોને દુષ્કર છે. તો પછી શ્રુત-બુદ્ધિ× વિભવથી પરિહીન એવો હું કે જે પોતાની અશક્તિ વિચાર્યા વિના તેમાં પ્રવેશ કરવા ઇચ્છું છું, તે તો વેરાઇ ગયેલા દાણાના કણ વીણવા ઇચ્છતા રંક ભીખારી જેવો છું! ત્રિપદીમાત્રના ગ્રહણથી જેને દ્વાદશાંગીનું જ્ઞાન થતું હતું, એવા પૂર્વ પુરુષસિંહોનો અનંત સાગર જેવો, જ્ઞાનાતિશય જ્યારે સાંભળીએ છીએ ત્યારે બિન્દુ જેવા પણ નહિં એવા જ્ઞાનથી 'આગમધર-શ્રુતધર' કહેવાતા વર્તમાનકાળના પુરુષોને પણ મદનો અવકાશ નથી, તો મ્હારા જેવા મંદમતિનું તો તેમાં સ્થાન જ કયાં છે?

"સૂત્રો જેમાં અમલ જલ છે અર્થગંભીર મીઠાં,
સિદ્ધાન્તોના પ્રબળ ઉછળે જ્યાં તરંગો ગરીઠા;
યુક્તિરૂપી સરસ સરિતા સંગમસ્થાન યત્ર,
ચારૂ એવો શ્રુતજલનિધિ વર્ણવા કોણ શક્ત?
ધીમંતોની પણ મતિગતિ તાગ જેનો ન લાવે,
બુદ્ધિ જેમાં બુધ જન તણી કયાંય નિરુદ્ધ થાવે;
દેખીને જ્યાં ગુણ ગણમણિ ચિત્ત થાયે પ્રસક્ત,
ચારૂ એવો શ્રુત જલનિધિ વર્ણવા કોણ શક્ત?"—મનોનંદન. (ડૉ. ભગવાનદાસ)

આમ મ્હારી અલ્પમતિ અપાર શાસ્ત્રસમુદ્રનો પાર પામી શકે એમ નથી, માટે અત્રે તો સંતજનોને સંમત એવા શિષ્ટ પુરુષો જ મ્હારે પ્રમાણ કરવા યોગ્ય છે, તેઓએ જેમ કહ્યું છે તેમ જ તથ્ય હોવા યોગ્ય છે, તેઓએ જે આચર્યું છે તે જ યથાશક્તિ સામાન્યપણે મ્હારે આચરવા યોગ્ય છે, મ્હારે મન તો તેઓનું વચન જ મનનીય ને માનનીય છે; માટે મ્હારે મ્હારૂં જૂદું ડફાણ-દોઢડહાપણ કરવા યોગ્ય નથી. 'महाजनो येन गतः स पन्थाः'-મહાજન જે માર્ગે ગયા તે માર્ગને અનુસરવું એ જ મ્હારૂં કર્ત્તવ્ય છે, અને એમ ભાવથી કરીશ તો સુયશની પ્રાપ્તિ મને અવશ્ય થશે.*

---

× "यद्यप्यनन्तगमपर्ययार्थहेतुनयशब्दरत्नाढ्यम् ।
सर्वज्ञशासनपुरं प्रवेष्टुमबहुश्रुतैर्दुःखम् ॥
श्रुतबुद्धिविभवपरिहीणकस्तथाप्यहमशक्तिमविचिन्त्य ।
द्रमक इवावयवोञ्छकमन्वेष्टुं तत्प्रवेशेप्सुः ॥
पूर्वपुरुषसिंहानां विज्ञानातिशयसागरानन्त्यम् ।
श्रुत्वा सांप्रतपुरुषाः कथं स्वबुद्ध्या मदं यान्ति ॥"—શ્રી ઉમાસ્વાતિવાચકપ્રણીત પ્રશમરતિ

* "तस्मात् शास्त्रं प्रमाणं ते, कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥"—ગીતા-અ. ૧૬

"શાસ્ત્ર ઘણા મતિ થોડલી....મન૦ શિષ્ટ કહે તે પ્રમાણ રે....મન૦
સુયશ લહે એ ભાવથી....મન૦ મ કરે જૂઠ ડફાણ રે....મન૦"—યોગ૦ સજ્ઝાય-૨-૫

## તારાદષ્ટિનો સારાંશ

આ તારાદષ્ટિમાં—

(૧) દર્શન, છાણાના અગ્નિકણ જેવું મંદ વીર્ય-સ્થિતિવાળું હોય. (૨) યોગનું બીજું અંગ નિયમ હોય. (૩) ઉદ્વેગ નામના બીજા ચિત્તદોષનો ત્યાગ હોય (૪) જિજ્ઞાસા નામનો બીજો ગુણ પ્રગટે.

તે ઉપરાંત આ ગુણસમૂહ પણ હોય-(૧) યોગકથાઓ પ્રત્યે પરમ પ્રેમ. (૨) શુદ્ધ યોગીઓ પ્રત્યે બહુમાન, તેઓનો યથાશક્તિ ઉપચાર. તેથી હિતોદય, ક્ષુદ્ર ઉપદ્રવહાનિ અને શિષ્ટસમ્મતતા. (૩) ભવભય પલાયન (૪) ઉચિત આચરણ, અનુચિત અનાચરણ. (૫) અધિક ગુણવંત પ્રત્યે જિજ્ઞાસા. (૬) નિજ ગુણહીનતાથી ખેદ-ત્રાસ. (૭) ભવવૈરાગ્ય સંસારથી છૂટવાની કામના. સત્પુરુષોની ચિત્ર પ્રવૃત્તિથી આશ્ચર્ય. (૯) 'શિષ્ટ કહે તે પ્રમાણ' એવી ભાવના, સ્વચ્છંદ ત્યાગ.

### તારાદષ્ટિનું કોષ્ટક — ૫

| દર્શન | યોગાંગ | દોષત્યાગ | ગુણપ્રાપ્તિ | બીજો ગુણસમૂહ |
|---|---|---|---|---|
| છાણાના અગ્નિકણ જેવું | નિયમ | ઉદ્વેગ ત્યાગ (અનુદ્વેગ) | જિજ્ઞાસા | યોગકથાપ્રીતિ, યોગીજન પ્રતિ બહુમાન-ઉપચાર.<br>હિતોદય, ઉપદ્રવનાશ, શિષ્ટ-સમતતા, ભવભય પલાયન.<br>ઉચિત આચરણ, અનુચિત અનાચરણ.<br>ગુણવંત પ્રતિ જિજ્ઞાસા, નિજ ગુણહાનિથી ખેદ.<br>ભવવૈરાગ્ય, શિષ્ટપ્રમાણતા. |

## કળશ કાવ્ય

—: મંદાક્રાંતા :—

તારામાંહી પ્રથમ કરતાં દષ્ટિ ખૂલ્યે વધારે,
યોગી ઉંચું દરશન કંઈ ગોમયાગ્નિ શું ધારે,
સત્શ્રદ્ધાથી યુત શ્રુતપથે તે સદા સંચરે છે,
મુમુક્ષુ તે સિંહશિશુ સમો મોક્ષમાર્ગે ચરે છે. ૩૧.

સદ્‌યોગોના અમલ જલથી ચિત્તનો મેલ ધોવે,
શૌચાચારે શુચિ રુચિ અતિ યોગી આ શુદ્ધ હોવે;
સૂગાતો તે અશુચિ તનથી, શુદ્ધ નિર્લોભ ભાવે,
સત્ત્વવૃદ્ધિ સુમનપણું ને યોગ્યતા યોગ પાવે. ૩૨.

સંતોષી આ ક્ષણ પણ તણાયે ન તૃષ્ણા-તરંગે,
આત્મામાંહી નિત રત રહે તુષ્ટ સંવેગ રંગે;
મર્યાદા તે પરિગ્રહ તણી નિયમે નિત્ય આણે,
તૃષ્ણા ખાડો કઠિન પૂરવો જાણી સંતોષ માણે. ૩૩.

સમ્યગ્‌જ્ઞાને યુત તપ તપે શક્તિ શું આ યશસ્વી,
ને આત્મામાં તપથી પ્રતપે આ પ્રતાપી તપસ્વી;
સત્‌શાસ્ત્રોનું મનન કરતો એહ સ્વાધ્યાય ધ્યાવે,
દેહાધ્યાસ ત્યજી જપ જપે ભાવના આત્મભાવે. ૩૪.

જેનું શુદ્ધ સ્વરૂપ પ્રગટયું, જ્ઞાન ઐશ્વર્ય જેનું,
યોગીન્દ્રોયે ધીર મન ધરી ધારતા ધ્યાન જેનું;
એવા સાચા ઇશ્વર ગુણે ચિત્તસંધાન જામે,
ગાતાં ધ્યાતાં ભજન કરતાં આત્મનું ભાન પામે. ૩૫.

યોગે ધારે નહિં અણુગમો, વેઠ તો ના જ કાઢે,
કિંતુ તેમાં દિન દિન પ્રતિ ભક્તિ ઉલ્લાસ વાધે;
હું છું કોણ? સ્વરૂપ મુજ શું? જાણવા તત્ત્વ ઝંખે,
ઉત્કંઠાથી તરસ બુઝવા ચાતકો જેમ કંખે. ૩૬.

સદ્‌યોગોની અમૃત સરખી સત્‌કથાઓ ગમે છે,
જાણી તેને દુરલભ અતિ ચિત્ત તેમાં રમે છે;
કામાદિની વિષ સમ કથામાંહિ ના ચિત્ત ચોંટે,
સોએ ચાખી ફરી ફરી ફરી એહને કોણ ભોટે? ૩૭.

સાચા જોગીજન મહત જે શુદ્ધ સદ્‌યોગ સાધે,
તેના પ્રત્યે નિત નિત બહુ ભક્તિ સન્માન વાધે;
સેવા તેની વિનયથી કરે શક્તિશું ભક્તિભાવે,
ને આત્માનો અનુગ્રહ કરૂં ચિત્તમાં એમ ધ્યાવે. ૩૮.

તેથી તેને સુફળ મળતું યોગવૃદ્ધિ સ્વરૂપી,
લાભો બીજા પણ બહુ મળે આનુષંગી અનૂપી;
કલ્યાણોનો ઉદય વધતો, હાણ ઉપદ્રવોની,
માની શિષ્ટો શિર પર ધરે આણ તે સજ્જનોની. ૩૯.

આ મુમુક્ષુ ભવ થકી બહુ ના હવે તો ડરે છે,
'માથે ધીંગો ધણી' પ્રભુ—ન કો વાળ વાંકો કરે છે;
તે તે કૃત્યે ઉચિત મહિં તો આવવા દે ન ખામી,
ના ક્રિયાયે અનુચિત કરે તે અજાણ્યે નકામી. ૪૦.

ઊંચી યોગસ્થિતિમય દશા ધારતા યોગિઓની,
ઊંચી ક્રિયા નિરખી તલસે જાણવા તે જ્ઞુઓની !
તે સંતોનું ધન ધનપણું ચિંતવે, દ્વેષ ત્રૂટે,
ને પોતાની વિકલ કરણી દેખી સંત્રાસ છૂટે. ૪૧.

ભારી દુઃખસ્વરૂપ સઘળો એહ સંસાર ભાસે,
કયા હેતુથી ? કઈ જ રીતથી તાસ ઉચ્છેદ થાશે ?
આ સંતોની કયમ વિવિધ આ સત્ક્રિયાઓ જણાશે ?
એવું એવું બહુ તલસતો આ મુમુક્ષુ વિમાસે. ૪૨

મ્હારામાં તો નથી મતિ મહા, શાસ્ત્ર વિસ્તાર મોટો,
તેથી અત્રે મતિકલ્પનારૂપ સ્વચ્છંદ ખોટો;
શિષ્ટો સાચા સતજનમતા સર્વથા છે પ્રમાણ,
એવું માની મન મહિં સદા ડોળતો ના ડહાણ. ૪૩

### અનુષ્ટુપ

વાધે યોગ કથાપ્રીતિ, સાધે સદ્યોગ સાધના;
સત્ સેવા સંતની લાધે, બાધે દુષ્ટ કુવાસના. ૪૪.
ત્યજંતો ભવભોગોને, સજંતો યોગસાધનો;
ભજંતો ભગવાન્ યોગી, તે મનઃસુખનંદનો. ૪૫

॥ इति सुमनोनंदनीबृहट्टीकारूपविवेचनेन सप्रपञ्चं विवेचिते
श्रीयोगदृष्टिसमुच्चयशास्त्रे द्वितीया तारादृष्टिः ॥



## ૧. દર્શન : કાષ્ઠઅગ્નિ સમ બોધ

બળવાળી તે બલા. આ દૃષ્ટિમાં દર્શન એટલે કે સત્‌શ્રદ્ધાવાળો બોધ પણ આગલી બે દૃષ્ટિ કરતાં વધારે બળવાન્ દૃઢ હોય છે, કંઇક વિશિષ્ટ પ્રકારનો હોય છે, અને તેને કાષ્ઠ અગ્નિકણના પ્રકાશની ઉપમા છાજે છે. કાષ્ઠનો-લાકડાનો અગ્નિ, તૃણ ને છાણાના અગ્નિ કરતાં વધારે પ્રકાશવાળો, વધારે સ્થિતિવાળો ને વધારે વીર્યવાળો હોય છે. તેમ આ દૃષ્ટિનો બોધ પણ મિત્રા ને તારા દૃષ્ટિ કરતાં અધિક દૃઢતાવાળો, અધિક સ્થિતિવાળો ને અધિક બલ-સામર્થ્યવાળો હોય છે. એથી કરીને તેનો જીવનમાં આચરણરૂપ પ્રયોગ કરતી વેળાએ પટુ-નિપુણ જેવી સ્મૃતિ રહે છે, કારણ કે તેનો સંસ્કાર લાંબો વખત ટકે છે, અને તેથી કરીને પ્રયોજનભૂત પ્રયોગની એટલે કે અર્થપ્રયોગની માત્ર પ્રીતિથી કંઇક યત્નનો સંભવ હોય છે. આમ અપેક્ષાએ અત્રે દૃઢ-બળવાન્ દર્શન હોય છે. એટલે આગળ કહેલા દૃષ્ટિ-દર્શન શબ્દના લક્ષણ પ્રમાણે, અહીં સત્પુરુષની ને સત્પુરુષના વચનામૃતજીની-સત્‌શાસ્ત્રની બળવત્તર શ્રદ્ધા હોય છે, અને એવી સત્‌શ્રદ્ધાથી સંયુક્ત બોધ પણ વધારે બળવાળો હોય છે એટલે આ દૃષ્ટિવાળો મુમુક્ષુ સત્પુરુષ સદ્‌ગુરુનો પરમ ભક્ત હોય છે, સત્‌શાસ્ત્રની આજ્ઞાનો દૃઢ આરાધક હોય છે. એથી કરીને તે સત્‌શાસ્ત્રને અનુકૂળ પ્રવૃત્તિ કરે છે, અસત્‌પ્રવૃત્તિથી વિરામ પામે છે, અને સત્‌પ્રવૃત્તિપદને પાસે ને પાસે ખેંચતો જાય છે.

## ૨. ત્રીજું યોગાંગ : આસન

અત્રે યોગનું ત્રીજું અંગ **આસન** પ્રાપ્ત થાય છે; સુખાસન, સ્થિર આસન હોય છે, આસનની દૃઢતા હોય છે, આગલી બે દૃષ્ટિમાં યમ, નિયમ એ બે યોગાંગની પ્રાપ્તિ પછી સ્વાભાવિક ક્રમે અહીં દૃઢ આસનની પ્રાપ્તિ હોય છે કારણ કે જેમ જેમ યમ-નિયમની દૃઢતા થતી જાય છે, જેમ જેમ યમ-નિયમ, આત્મામાં પરિણામ પામતા જાય છે, તેમ તેમ જીવ યોગમાર્ગમાં દૃઢ સુખાસન જમાવતો જાય છે, દૃઢ બેઠક કરતો જાય છે, સ્થિર થતો જાય છે.

અહીં પદ્માસન, પર્યંકાસન આદિ બાહ્ય આસન ઉપરાંત મુખ્યપણે અભ્યંતર આસનની વાત સમજવાની છે. આ જીવ અનાદિ કાળથી પર વસ્તુમાં અધ્યાસ-આસન કરી બેઠો છે, પરવસ્તુને પોતાની માની તે ઉપર ચઢી બેઠો છે! એવી અનાદિની પરવસ્તુની બેઠક ઉઠાવી લઇ, પોતાના આત્મસ્વરૂપમાં આસન કરવું-બેઠક લેવી તે પરમાર્થથી સુખાસન છે. તેની સાથે મનની ને શરીરની ચપળતા દૂર કરવા માટે બાહ્ય દૃઢ આસનની સાધના પણ સહકારીપણે-આલંબનપણે ઉપકારી થાય છે, કારણ કે જીવ એક સ્થળે સ્થિર થઇને બેસે તો તેનો મનોયોગ અચપળ થાય છે, ને તેને ધર્મધ્યાનની અનુકૂળતા મળે છે આસન-

# ૩
# બલા દૃષ્ટિ

તારાદૃષ્ટિ કહી. હવે 'બલા' કહેવામાં આવે છે, તેથી અત્રે કહે છે.

**सुखासनसमायुक्तं बलायां दर्शनं दृढम् ।**
**परा च तत्त्वशुश्रूषा न क्षेपो योगगोचरः ॥ ४९ ॥**

સુખ આસન સહ દર્શન, દૃઢ હોય બલામાંહિ;
તત્ત્વશુશ્રૂષા પરમ ને, ક્ષેપ યોગમાં નાંહિ. ૪૯

**અર્થ**:—બલા દૃષ્ટિમાં સુખ આસન સંયુક્ત દૃઢ દર્શન, અને પરમ તત્ત્વશુશ્રૂષા-તત્ત્વ સાંભળવાની ઇચ્છા હોય છે. તથા યોગ વિષયમાં ક્ષેપ હોતો નથી.

## વિવેચન

"ત્રીજી દૃષ્ટિ બલા કહીજી, કાષ્ઠ અગ્નિ સમ બોધ;
ક્ષેપ નહિં આસન સધેજી, શ્રવણ સમીહા શોધ રે....
જિનજી ! ધન ધન તુજ ઉપદેશ"—યોગ૦ સજ્ઝાય ૩-૧

ત્રીજી **બલા** નામની દૃષ્ટિમાં આગળ કહેલા અનુક્રમ પ્રમાણે આ પ્રકારે ચોભંગી હોય છે:-(૧) દર્શન, કાષ્ઠ અગ્નિકણ સમાન, (૨) યોગનું ત્રીજું અંગ **આસન**, (૩) **ક્ષેપ** નામના ત્રીજા આશય દોષનો ત્યાગ, (૪) શુશ્રૂષા નામના ત્રીજા ગુણની પ્રાપ્તિ હોય છે

---

વૃત્તિ:-**सुखासनसमायुक्तं**—સુખાસનથી સમાયુક્ત, સ્થિર સુખાસનવાળું, **बलायां**-બલા દૃષ્ટિમાં, **दर्शनं**-દર્શન, પૂર્વે કહ્યું હતું તે (સત્ શ્રદ્ધાવાળો બોધ તે દર્શન), **दृढं**-દૃઢ,-કાષ્ઠ અગ્નિકણની ઉપમાવાળું છે એટલા માટે. **परा च तत्त्वशुश्रूषा**-અને પરમ તત્ત્વશુશ્રૂષા, તત્ત્વ સાંભળવાની પરમ ઇચ્છા, ઉત્કંઠા, **न क्षेपो योगगोचरः**-યોગગોચર-યોગવિષયક ક્ષેપ હોતો નથી,-તે અનુદ્વેગજન્ય હોય છે, એટલા માટે.

## ૧. દર્શન : કાષ્ઠઅગ્નિ સમ બોધ

બલવાળી તે બલા. આ દૃષ્ટિમા દર્શન એટલે કે સત્શ્રદ્ધાવાળો બોધ પણ આગલી બે દૃષ્ટિ કરતા વધારે બળવાન્ દૃઢ હોય છે, કંઈક વિશિષ્ટ પ્રકારનો હોય છે, અને તેને કાષ્ઠ અગ્નિકણના પ્રકાશની ઉપમા છાજે છે. કાષ્ઠનો-લાકડાનો અગ્નિ, તૃણ ને છાણાના અગ્નિ કરતા વધારે પ્રકાશવાળો, વધારે સ્થિતિવાળો ને વધારે વીર્યવાળો હોય છે. તેમ આ દૃષ્ટિનો બોધ પણ **મિત્રા** ને **તારા** દૃષ્ટિ કરતાં અધિક દૃઢતાવાળો, અધિક સ્થિતિવાળો ને અધિક બલ-સામર્થ્યવાળો હોય છે. એથી કરીને તેનો જીવનમા આચરણરૂપ પ્રયોગ કરતી વેળાએ પટુ-નિપુણ જેવી સ્મૃતિ રહે છે, કારણ કે તેનો સંસ્કાર લાંબો વખત ટકે છે, અને તેથી કરીને પ્રયોજનભૂત પ્રયોગની એટલે કે અર્થપ્રયોગની માત્ર પ્રીતિથી કંઈક યત્નનો સંભવ હોય છે. આમ અપેક્ષાએ અત્રે દૃઢ-બળવાન્ દર્શન હોય છે. એટલે આગળ કહેલા દૃષ્ટિ-દર્શન શબ્દના લક્ષણ પ્રમાણે, અહીં સત્પુરુષની ને સત્પુરુષના વચનામૃતજીની-સત્શાસ્ત્રની બળવત્તર શ્રદ્ધા હોય છે, અને એવી સત્શ્રદ્ધાથી સંયુક્ત બોધ પણ વધારે બળવાળો હોય છે એટલે આ દૃષ્ટિવાળો મુમુક્ષુ સત્પુરુષ સદ્ગુરુનો પરમ ભક્ત હોય છે, સત્શાસ્ત્રની આજ્ઞાનો દૃઢ આરાધક હોય છે એથી કરીને તે સત્શાસ્ત્રને અનુકૂળ પ્રવૃત્તિ કરે છે, અસત્પ્રવૃત્તિથી વિરામ પામે છે, અને સત્પ્રવૃત્તિપદને પાસે ને પાસે ખેંચતો જાય છે.

## ૨. ત્રીજું યોગાંગ : આસન

અત્રે યોગનું ત્રીજું અંગ **આસન** પ્રાપ્ત થાય છે, સુખાસન, સ્થિર આસન હોય છે, આસનની દૃઢતા હોય છે, આગલી બે દૃષ્ટિમાં યમ, નિયમ એ બે યોગાંગની પ્રાપ્તિ પછી સ્વાભાવિક ક્રમે અહીં દૃઢ આસનની પ્રાપ્તિ હોય છે કારણ કે જેમ જેમ યમ-નિયમની દૃઢતા થતી જાય છે, જેમ જેમ યમ-નિયમ આત્મામાં પરિણામ પામતા જાય છે, તેમ તેમ જીવ યોગમાર્ગમાં દૃઢ સુખાસન જમાવતો જાય છે, દૃઢ બેઠક કરતો જાય છે, સ્થિર થતો જાય છે.

અહીં પદ્માસન, પર્યંકાસન આદિ બાહ્ય આસન ઉપરાંત મુખ્યપણે અભ્યંતર આસનની વાત સમજવાની છે. આ જીવ અનાદિ કાળથી પર વસ્તુમા અધ્યાસ-આસન કરી બેઠો છે, પરવસ્તુને પોતાની માની તે ઉપર ચઢી બેઠો છે! એવી અનાદિની પરવસ્તુની બેઠક ઉઠાવી લઈ, પોતાના આત્મસ્વરૂપમા આસન કરવું-બેઠક લેવી તે પરમાર્થથી સુખાસન છે તેની સાથે મનની ને શરીરની ચપળતા દૂર કરવા માટે બાહ્ય દૃઢ આસનની સાધના પણ સહકારીપણે-આલંબનપણે ઉપકારી થાય છે, કારણ કે જીવ એક સ્થળે સ્થિર થઈને બેસે તો તેનો મનોયોગ અચપળ થાય છે, ને તેને ધર્મધ્યાનની અનુકૂળતા મળે છે આસન-

દઢતાથી અંતરાયનો વિજય થાય છે,× દ્વન્દ્વોનો અભિઘાત થતો નથી, અને દુષ્ટ દોષનો પ્રણિધાનપૂર્વક પરિત્યાગ થાય છે.

આ '**સુખાસન**' શબ્દ સમજવા જેવો છે. 'स्थिरसुखमासनम्' (પા૦ યો૦ ૨-૪૬). સુખાસન એટલે જ્યાં સુખેથી-આરામથી-લહેરથી બેસી શકાય એવું સ્થિર હોય તે આસન. ઉદ્વેગ ન પમાડે એવું સ્થિર આસન તે સુખાસન. જે આસન ડગમગતું હોય, અસ્થિર હોય, જ્યાં સુખેથી-આરામથી બેસી શકાય એવું ન હોય, તે સુખાસન ન કહેવાય જેમ ડગમગતા પાયાવાળી કે ભાંગી તૂટી કે ખૂંચે એવી ખુરશી સુખાસન ન કહેવાય, પણ સ્થિર પાયાવાળી, અખંડ સુંદર ગાદીવાળી હોય તે સુખાસન કહેવાય; તેમ પરમાર્થમાં, અધ્યાત્મ પરિભાષામાં પણ, પર વસ્તુનું જે આસન તે અસ્થિર, ડગમગતું, બેસતાં ખૂંચે એવું દુઃખદાયક છે, માટે તે સુખાસન નહિં, પણ દુ:ખાસન છે! સાચું 'સુખાસન' તો એક નિજ સહજ આત્મસ્વરૂપપદ છે. કારણ કે તે જ અત્યંત સ્થિર, નહિં ડગમગતું, ને બેસતાં સુખદાયક પરમ આનંદ ઉપજાવનારૂં છે, માટે તે જ પારમાર્થિક સુખાસન છે. જેમ જેમ તેવા **ભાવ સુખાસનમાં** જીવ બેસે છે, તેમ તેમ તેને સુખની-પરમાનંદની ઓર લહરીઓ છૂટતી જાય છે. આમ જેમ બને તેમ દેહાધ્યાસ છોડતા જઈ, આત્મારામી બનતા જવું, તે આસન નામના ત્રીજા યોગ અંગની સિદ્ધિ છે.

**સુખાસન**

"છૂટે દેહાધ્યાસ તો, તું કર્તા નહિં કર્મ;
તું ભોક્તા નહિં તેહનો, એજ ધર્મનો મર્મ."—શ્રી આત્મસિદ્ધિ

"આતમબુદ્ધે હો કાયાદિકે ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ....સુગ્યાની૦
કાયાદિકે હો સાખીધર થઈ રહ્યો અંતર આતમરૂપ....સુ૦"—શ્રી આનંદઘનજી

### ૩. અક્ષેપ

ત્રીજો જે '**ક્ષેપ**' નામનો ચિત્તદોષ કહ્યો હતો, તેનો અહીં ત્યાગ હોય છે. કારણ કે આગલી બે દૃષ્ટિમા ખેદ અને ઉદ્વેગ નામના બે દોષ દૂર થયા પછી આ દોષ પણ દૂર થાય છે. પ્રથમ ખેદ એટલે યોગક્રિયા પ્રત્યે મનનું અદઢપણું-થાકી જવું તે દૂર થાય છે એટલે પછી તે યોગક્રિયા પ્રત્યેના દ્વેષરૂપ-અણગમારૂપ ઉદ્વેગ દોષ ટળે છે, વેઠિયાપણું દૂર થાય છે. અને પછી સ્વાભાવિક ક્રમે 'ક્ષેપ' દોષ પણ ટળે છે ક્ષેપ એટલે ફેંકાવું તે (ક્ષિપ્ ધાતુ પરથી) ચિત્તનું જ્યાં ત્યાં ફેંકાવું-દોડવું તેનું નામ **ક્ષેપ**. કોઇ પણ ક્રિયા કરતાં કરતાં વચ્ચે વચ્ચે ત્યાંથી ઉખડી ઉખડીને ચિત્ત બીજે બીજે સ્થળે આડું-અવળું

× "अतोऽन्तरायविजयो द्वन्द्वानभिहतिस्तथा ।
दृष्टदोषपरित्यागः प्रणिधानपुरःसरः ॥"—શ્રી યશો૦કૃત દ્વા૦ દ્વા૦
"ततो द्वन्द्वानभिघातः ॥"—શ્રી પાતંજલ યો. સૂ. ૨-૪૮

ગયા કરે તે ક્ષેપ. જેમ શાલિને ઉખેડી ઉખેડીને બીજે વાવવાથી તેનું ફળ હોતું નથી, તેમ ઉખડી ઉખડીને અન્યત્ર દોડતા-આંવાં નાંખતાં ચિત્તથી થતી ક્રિયાનું શુદ્ધ ફળ હોતું નથી. (જુઓ પૃ. ૮૫).

આવી ચિત્તની ડામાડોળ અવસ્થા તે ક્ષેપ છે. આ ક્ષેપ દોષનો અહીં ત્યાગ થતાં અક્ષેપ હોય છે. આ વિક્ષેપ વિનાનું એવું* અવિક્ષિપ્ત મન તેજ આત્માનું તત્ત્વ છે, વિક્ષિપ્ત મન તે આત્માની ભ્રાંતિ છે. એમ જાણીને આ દૃષ્ટિવાળો યોગી પુરુષ જેમ બને તેમ મનને અવિક્ષેપ રાખે છે, વિક્ષેપ પામવા દેતો નથી. તે પ્રતિક્રમણ કરતો હોય કે સામાયિક કરતો હોય, તે પ્રભુભક્તિ કરતો હોય કે સદ્ગુરુવંદન કરતો હોય, પણ તેનું મન બીજે આડુંઅવળું જતું નથી, ડામાડોળ થઇ પર વસ્તુમાં ગમન કરતું નથી. સામાયિક કરતાં **ઢેઢવાડે ગયેલા શેઠની** જેવું તે નથી કરતો:—

એક ગૃહસ્થ હતા. તે સામાયિકમાં બેઠેલા. દરમ્યાન વિચારચક્રે ચડી જઇ, ચામડાના વેપારી અમુક ચમારને ત્યાં જવું છે ને એની સાથે આમ આમ વાત કરવી છે એવી તે મનમાં ઘડભાંજ કરવા લાગ્યા! ને તેમ બડબડવા પણ માંડ્યા! તે છોકરાની વિચક્ષણ વહુએ સાંભળ્યું. તેવામાં કોઈ આવ્યું ને પૂછ્યું કે શેઠ ઘરમાં છે કે? વહુએ પાધરો જવાબ આપ્યો-ઘરમાં નથી. ઢેઢવાડે ગયા છે! પછી સામાયિક પૂરી થયે, શેઠે વહુને પૂછ્યું-હું તો ઘરમાં હતો, છતાં તું ખોટું કેમ બોલી? ડાહી વહુએ જવાબ આપ્યો—સસરાજી! આપનું શરીર ઘરમાં હતું ને સામાયિકમાં બેઠું હતું, પણ આપનું મન શું ઢેઢવાડે ન્હોતું ગયું? તે સાંભળી શેઠને પોતાની ભૂલનું ભાન આવ્યું ને પોતાના ચિત્તની ચંચલતા માટે પશ્ચાત્તાપ થયો.

આ મુમુક્ષુ પુરુષ જેમ બને તેમ પરભાવમાંથી મનને પાછું વાળે છે, કારણ કે તેને અવિદ્યાભ્યાસના સંસ્કાર દૂર થઇ રહ્યા છે, ને જ્ઞાનસંસ્કાર પ્રાપ્ત થઇ રહ્યા છે એટલે રાગ-દ્વેષ-મોહાદિ ભાવો તેને ઝાઝો ક્ષોભ પમાડી શકતા નથી; તીવ્ર કષાયો તેની ચિત્તભૂમિને ખૂંદી નાંખી ખળભળાટ મચાવતા નથી; વિષયોનું આકર્ષણ તેના મનને ડામાડોળ કરતું નથી; માન-અપમાન, સુખ-દુઃખ, હર્ષ-શોક વગેરે દ્વન્દ્વો તેના ચિત્તને વિક્ષેપ ઉપજાવતા નથી; અર્થકથા, કામકથા કે કોઇ પણ પ્રકારની વિકથા તેના ચિત્તને આકર્ષતી નથી.

---

* "अविक्षिप्तं मनस्तत्त्वं विक्षिप्तं भ्रान्तिरात्मनः ।
धारयेत्तदविक्षिप्तं विक्षिप्तं नाश्रयेत्ततः ॥
अविद्याभ्याससंस्कारैरवशं क्षिप्यते मनः ।
तदेव ज्ञानसंस्कारैः स्वतस्तत्त्वेऽवतिष्ठते ॥
अपमानादयस्तस्य विक्षेपो यस्य चेतसः ।
नापमानादयस्तस्य न क्षेपो यस्य चेतसः ॥"—શ્રી પૂજ્યપાદસ્વામીજીકૃત સમાધિશતક

કારણ કે આ મહાનુભાવ મુમુક્ષુ આ મન-મર્કટના તરકટને સારી પેઠે જાણે છે. કોઇ પણ કાર્ય કરતાં આ મનરૂપ વાદરૂં જ્યાં ત્યાં દોડ્યા કરે છે-કૂદ્યા કરે છે, વિક્ષેપ પામે છે. માટે તેને છૂટું-રેઢું ન મૂકવું જોઇએ, એમ તે સમજે છે. કારણ કે તે ચિંતવે છે કે-રાત્રે કે દિવસે, વસતિમાં કે ઉજ્જડ સ્થાનમાં, ગમે ત્યારે આ મન ઘડીકમાં આકાશમાં ને ઘડીકમાં પાતાલમાં જાય છે!

**'મનડું કિમહી ન બાઝે'**

મુક્તિના અભિલાષી એવા તપસ્વીઓ જ્ઞાન-ધ્યાનનો અભ્યાસ કરે છે, ત્યાં તો આ દુશ્મન જેવું મન કંઇક એવું ચિંતવે છે કે જેથી તે અવળે પાસે નાંખી દે છે-ઉંધે રવાડે ચઢાવી દે છે! મોટા મોટા શાસ્ત્રના જાણકાર જે 'આગમધર' કહેવાય છે. તેમના હાથે પણ આ મનડું કોઇ પણ પ્રકારે અંકાતું નથી-મદોન્મત્ત હાથીની જેમ અંકુશમાં આણી શકાતું નથી! અને કયાંક જો તેને હઠ કરીને હડકાવવામા આવે છે-તિરસ્કાર કરીને કૂતરાની જેમ હડધૂત કરવામા આવે છે, તો તે વ્યાલની જેમ વાંકુ થઇને બેસે છે, ઉલટું આડું ફાટે છે! આ મનને જો ઠગ કહીએ તો ઠગતું દેખાતું નથી, ને શાહુકાર પણ તે છે નહિં! તે બધાયમાં છે ને બધાયથી અલગું છે! એ આશ્ચર્ય મનમાં ઉપજે છે! ને મનમાં સમાય છે! હું જે જે કહું છું તે તે આ દુર્જન કાને ધરતો નથી, ને 'કાલો' આપમતે રહે છે! ગમે તે સુર, નર કે પંડિતજન સમજાવે તોપણ આ મ્હારે શાળો-મહા રોશાળો સમજાવ્યો સમજે એમ નથી! હું તો જાણતો હતો કે આ મન નપુંસકલિંગી છે, પણ આ તો બધાય 'મરદ'ને ઠેલે મારે છે-ઠેબે ચડાવે છે! બીજી વાતમા તો 'પુરુષ' સમર્થ છે, પણ આ મનડાને કોઇ જેર કરી શકતું નથી! મન આવું દુરારાધ્ય છે, રીઝવવું-વશ કરવુ મુશ્કેલ છે, માટે 'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું' એ વાત હું ખોટી માનતો નથી. આવા મનને હું જેમ જેમ જતન કરીને રાખવા જઉં છું તેમ તેમ તે અળગું ને અળગું ભાગતું જાય છે! કોઇ રીતે બાઝતું નથી! ઠેકાણે આવતું નથી!

> "મનડું કિમહી ન બાઝે હો કુંથુ જિન! મનડું કિમહી ન બાઝે;
> જિમ જિમ જતન કરીને રાખુ, તિમ તિમ અળગું ભાજે....હો કુંથુ૦
> રજની વાસર વસતિ ઉજડ, ગયણ પાયાલે જાય
> સાપ ખાય ને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય....હો કુંથુ૦
> મુક્તિ તણા અભિલાષી તપિયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે;
> વયરીડું કાંઈ એહવું ચિંતે, નાંખે અવળે પાસે....હો કુંથુ૦
> આગમ આગમધરને હાથે, ના'વે કિણવિધિ આંકું;
> કિહાં કણે જો હઠ કરી હટકું, તો વ્યાલ તણી પરે વાંકું....હો કુંથુ૦
> ઠગ કહું તો ઠગતું ન દેખું, શાહુકાર પણ નાંહિ;
> સહુ માંહે ને સહુથી અળગું, એ અચરિજ મનમાંહિ....હો કુંથુ૦

જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો;
સુર નર પંડિત જન સમજાવે, સમજે ન મહારો શાળો....હો કુંથુ૦
મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે, નર, એહને કોઇ ને જેલે....હો કુંથુ૦
મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહિં ખોટી;
એમ કહે તે નવિ માનું, એ કહી વાત છે મોટી....હો કુંથુ૦"—શ્રી આનંદઘનજી

એમ ચિંતવી તે વિચારે છે કે-આવા ચચલ દુરારાધ્ય મનને મ્હારે શી રીતે ઠેકાણે આણવુ ? કારણ કે પાણીમાં પથરો પડતાં પાણી જેમ ડોળાઈ જાય છે, તેમ આ મ્હારૂં દુષ્ટ મન પણ જયા ત્યાં ગમનરૂપ વિક્ષેપનો પથરો પડતાં ડોળાઇ જાય છે. 'આ ચંચલ મન તો મથન કરનારૂં ને અત્યંત બળવાન છે. વાયુની જેમ તેનો નિગ્રહ કરવો ઘણો કઠિન છે.'× માટે હવે મ્હારે કેમ કરવું ? વૈરાગ્ય ને અભ્યાસનો ઉગ્ર પ્રયાસ નહિં કરવામાં આવે તો આ મન કદી વશમા આવવાનું નથી, એ તો એના સ્વભાવ પ્રમાણે ચારે કોર ભટકયા કરવાનું છે; માટે આ મનરૂપ વાંદરાને કયાંક બાંધી રાખું તો ઠીક! અથવા એના જોગું કોઇ કામ સોંપી દઉં એટલે એ બિચારૂં ભલે ચઢ-ઉતર કર્યા કરે! એમ વિચારી તે, જેણે તે મનનો જય કર્યો છે, એવા પરમાત્મ પ્રભુના ચરણરૂપ થાંભલા સાથે આ મનને પ્રેમની સાંકળથી બાધી રાખે છે! એટલે એ બાપડું આડુઅવળું ચસી શકતું નથી! અથવા તો એને શ્રુત-સ્કંધમા* રમવા માટે છૂટું મૂકી ઘે છે, એટલે તેમાં તે ભલે આરોહણ-અવરોહણ કર્યા જ કરે! ભલે આત્માર્થરૂપ ફળ ધરાઇ ધરાઇને ખાવા હોય તેટલા ખાય! ભલે વચનરૂપ પાંદડાને ચૂંટી કાઢે! ભલે નયરૂપ શાખાઓમા લટકીને હીંચકા ખાય! ભલે વિશાલ મતિરૂપ મૂલ ભાગમા નાચ્યા કરે-કૂદ્યા કરે!

**મનમર્કટને કેમ ઠેકાણે આણવું?**

"મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, આગમથી મતિ આણું;
આનંદઘન પ્રભુ મ્હારૂં આણો જો, તો સાચું કરી જાણું....હો કુંથુ૦"—શ્રી આનંદઘનજી

## ૪. તત્ત્વ-શુશ્રૂષા

આ દષ્ટિમાં શુશ્રૂષા નામનો ત્રીજો ગુણ પ્રગટે છે, કારણ કે બીજો જિજ્ઞાસા ગુણ

---

× "चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवत् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥
असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥"—ગીતા.

* "अनेकान्तात्मार्थप्रसवफलभारातिविनते, वचःपर्णाकीर्णे विपुलनयशाखाशतयुते ।
समुत्तुंगे सम्यक् प्रततमतिमूले प्रतिदिनं, श्रुतस्कंधे धीमान् रमयतु मनोमर्कटममुम् ॥"
—શ્રી ગુણભદ્રસ્વામીજીકૃત શ્રી - ...

પ્રગટ્યા પછી સ્વાભાવિક ક્રમે શુશ્રૂષા એટલે શ્રવણ કરવાની-સાંભળવાની ઇચ્છા ઉપજે છે. અને આ શ્રવણેચ્છા પણ તત્ત્વ સંબંધી જ હોય છે. વસ્તુ તત્ત્વ શું છે? હું કોણ છું? મ્હારૂં સ્વરૂપ શું છે? આ બીજું બધુંય શું છે? તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે? તેની સાથે મ્હારે શો સંબંધ છે? આ જગત શું છે? તેનું ચિત્ર-વિચિત્ર સ્વરૂપ કેમ છે? ધર્મ શું છે? ધર્મનું પારમાર્થિક સ્વરૂપ શું છે? તેની પ્રાપ્તિ કેમ થાય? ઇત્યાદિ તત્ત્વ સંબંધી અનેક પ્રશ્નોના ખુલાસા કરતી તત્ત્વવાર્ત્તા સાંભળવાની આ દૃષ્ટિવાળા મુમુક્ષુ પુરુષને તીવ્ર ઉત્કંઠા ઉપજે છે, અંતરંગ ઇચ્છા પ્રગટે છે. આવી અંતરંગ ઉત્કટ ઇચ્છા વિનાનું કર્ણેન્દ્રિયદ્વારા જે શ્રવણ, તે નામ માત્ર શ્રવણ છે, એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાંખ્યા બરાબર છે! એમ તો આ જીવે અનંતવાર કથા-વાર્ત્તા સાંભળી છે, ને સાંભળી સાંભળીને તેના કાન પણ ફૂટી ગયા છે! તોપણ હજુ તેને બ્રહ્મજ્ઞાન-સાચું તત્ત્વજ્ઞાન થયું નથી! કારણ કે તેણે અંતરાત્માથી,-આંતર શ્રવણેન્દ્રિયથી, ભાવ શ્રોત્રેન્દ્રિયથી શ્રવણ કર્યું નથી. માત્ર દેખાવ પૂરતું જ સાંભળ્યું છે.

"કથા સુણી સુણી ફૂટ્યા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન."—શ્રી અખાભક્ત

"आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो ।"—શ્રી વેદશ્રુતિ

"કેટલીક વાર એક ભૂલ તો એ થાય છે કે તે 'શ્રવણ'નો અર્થગ્રહણ સાથેનો તાત્ત્વિક સંબંધ વસ્તુતઃ ધ્યાનમાં લેવાતો જ નથી. 'શ્રવણ' એટલે સાંભળવું અને સાંભળવું એટલે કાનમાં શબ્દો પડવા દેવા; અને આટલું થતાં શ્રવણ થયું એમ ઘણીવાર કૃતકૃત્યતા માની લેવાય છે. × × × શબ્દને કર્ણમાં લઇ તેની સાથે અર્થગ્રહણ પણ કરી લેવું તેનું નામ 'શ્રવણ', એમ શ્રવણ શબ્દનો વાસ્તવિક અને પ્રાચીન શાસ્ત્રસંમત અર્થ છે."
—વિદ્વદ્વર્ય શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

**સદ્ગુરુમુખે શ્રવણ**

અને આ જે શ્રવણેચ્છા છે તેમાં પરની અપેક્ષા રહે છે, કારણ કે સાંભળવાનું બીજાના બોલ્યા કે ઉપદેશ્યા વિના સંભવે નહિં; માટે શ્રવણ અન્ય દ્વારા, અન્ય મુખે હોય છે. એટલે કે મુખ્યપણે તે શ્રવણ પુરુષવિશેષરૂપ બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ મુખે કરવાનું છે; અને તેનો જોગ ન હોય તો પૂર્વકાલીન મહાત્માઓના સત્શાસ્ત્રમુખે શ્રવણ કરવાનું છે, કારણ કે મહાયોગબલ સંપન્ન એવા તે તે મહાગુરુઓનો ચૈતન્યસ્વરૂપ આત્મા 'અક્ષર' સ્વરૂપે વ્યક્ત થઇ, તેમની કૃતિઓમાં પ્રગટપણે અક્ષરસ્વરૂપે રહ્યો છે પ્રત્યક્ષ આત્મજ્ઞાની સદ્ગુરુના અભાવે, આવા પરોક્ષ આત્મારામી સદ્ગુરુઓના વચનનું અવલંબન જ શ્રેયસ્કર થઇ પડે છે, પરમ ઉપકારી આધારભૂત થઇ પડે છે. સદ્ગુરુના અભાવે, અન્ય સામાન્ય કોટિના જે તે પ્રાકૃત જનને ગુરુ સ્થાપી-માની બેસી તેના મુખે શ્રવણ કરવા કરતાં, આવા પરોક્ષ સદ્ગુરુઓના સદ્ગ્રંથમુખે શ્રવણ કરવું, તે અનેકગણું વધારે લાભદાયી છે, એમ વિદ્વાનોનું માનવું છે. તથારૂપ ગુરુગુણરહિત ગમે તેને ગુરુ કલ્પવા કરતાં, આમ કરવું તે જ યોગ્ય છે.

"આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્ગુરુ યોગ નહિં, ત્યાં આધાર સુપાત્ર.
અથવા સદ્ગુરુએ કહ્યા, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવા, કરી મતાંતર ત્યાજ" —શ્રી આત્મસિદ્ધિ

"કેવળ સાધારણ વર્ગના પુરુષ પાસેથી પ્રત્યક્ષ ઉપદેશ લેવો એ ઠીક, કે અસાધારણ પુરુષ પાસેથી એના ગ્રંથો દ્વારા જે પરોક્ષ ઉપદેશ મળે એ ઠીક? આ પ્રશ્નનો એક જ ઉત્તર ઘટે છે. અસાધારણ પુરુષો પોતાના અનુપમ આત્માને ગ્રંથમાં કેવી સારી રીતે સંક્રાંત કરી શકે છે, એ વાત જો ધ્યાનમાં લેવામાં આવે તો સહજ સમજાય એમ છે કે આ બીજો માર્ગ જ ઉત્તમ છે"—પ્રો. આનંદશંકર ધ્રુવ.

એટલા માટે આ દૃષ્ટિવાળો મુમુક્ષુ યોગી પુરુષ તત્ત્વશ્રવણની તીવ્ર ઉત્કંઠા ઉત્પન્ન થતાં, શ્રી સદ્ગુરુનો યોગ મેળવવા પ્રયાસ કરી તેમના શ્રીમુખે તત્ત્વ સાંભળવા ઇચ્છે છે. અને તેમનો યોગ જો બની શકે એમ ન હોય તો સતશાસ્ત્ર મુખે

**શું સાંભળવાની ઇચ્છા?**

શ્રવણ કરવા ઇચ્છે છે તે કોઈ પણ પ્રકારે પોતાના હૃદયમાં મથાઈ રહેલા તત્ત્વપ્રશ્નોનું સમાધાન પામવા ઇચ્છે છે તે ક્વચિત્ શાંતિનું સ્વરૂપ સાંભળવા ઇચ્છે છે, તો ક્વચિત્ આત્મતત્ત્વ કેવું હશે તે શ્રવણ કરવા ઉત્કંઠિત બને છે. આ જીવે પૂર્વે એવી તે શી વિરાધના કરી હશે? કે જેથી તેના મોહાદિ દોષ હજુ ટળતા નથી, એવી શંકાનું સમાધાન પામવા તે ક્વચિત ઇચ્છે છે, તો ક્વચિત્ ભગવાનને હાજરા-હજૂર કલ્પી, સાક્ષાત્ ખડા કરી, આટલા બધા કારણ પામ્યા છતાં આ જીવ હજુ કેમ તરી જતો નથી, તેનું કારણ આપ કહો, એમ જાણે સાક્ષાત્ ભગવાનને પૂછી, તે સાંભળવા માટે એકતાન થઇ રહે છે. જેમકે—

"શાંતિ જિન! એક મુજ વિનતિ, સુણો ત્રિભુવન રાય રે!
શાંતિ સ્વરૂપ કિમ જાણિયે? કયમ અહો! મન પરખાય રે?....શાંતિ૦

"આતમતત્ત્વ કયું જાણ્યું જગત ગુરુ! એહ વિચાર મુજ કહિયો,
આતમતત્ત્વ જાણ્યા વિણુ નિર્મલ, ચિત્ત સમાધિ ન લહિયો....મુનિસુવ્રત"—શ્રી આનંદઘનજી

"પૂછું પૂર્વ વિરાધના, શી કીધી ઇણુ જીવ લાલ રે,
અવિરતિ મોહ ટલે નહીં, દીઠે આગમ દીવ લાલ રે"

"કારણ જોગે હો સાધે તત્ત્વને, નવિ સમર્યો ઉપાદાન રે....જિણંદજી
શ્રી જિનરાજ પ્રકાશો મુજ પ્રતે, તેહનો કોણ નિદાન ...જિણંદજી."—શ્રી દેવચંદ્રજી

આ જ અર્થ કહે છે—

नास्यां सत्यामसत्तृष्णा प्रकृत्यैव प्रवर्त्तते ।
तदभावाच्च सर्वत्र स्थितमेव सुखासनम् ॥ ५० ॥

પ્રકૃતિથી જ તૃષ્ણા અસત્, પ્રવર્તતી નહિં અત્ર;
તાસ અભાવે સ્થિત વળી, સુખાસન જ સર્વત્ર. ૫૦

અર્થ:—આ દૃષ્ટિ હોતા, અસત્ તૃષ્ણા પ્રકૃતિથી જ પ્રવર્ત્તતી નથી; અને તેના અભાવને લીધે સર્વત્ર-સર્વસ્થળે સુખાસન રહે જ છે.

## વિવેચન

પૂર્વે જે સુખાસન કહ્યું, તે કેવી રીતે પ્રાપ્ત થાય છે, તેનું અહીં વિવરણ કર્યું છે. જ્યારે આ દૃષ્ટિ વર્તતી હોય છે, ત્યારે જ્યાં સ્થિતિ કરી હોય ત્યાંથી બીજે સ્થળે ચિત્ત દોડતું નથી. એટલે સ્વભાવથી જ અસત્ તૃષ્ણા પ્રવર્ત્તતી નથી; અને તેના અભાવથી સર્વત્ર જ સુખાસન હોય છે. આમ આ દૃષ્ટિમાં વર્ત્તતા મુમુક્ષુ જોગીજનની અસત્ તૃષ્ણા દૂર થાય છે મૃગજળ-ઝાંઝવાના પાણી જેવી પરવસ્તુની પ્રાપ્તિ માટે છાવાં નાખવા જેવી જૂઠી તૃષ્ણા તેને હવે ઉપજતી નથી. અત્યાર સુધી તો વિષયરૂપ મૃગતૃષ્ણાની પાછળ ખુવાર થવામાં તેણે બાકી રાખી ન્હોતી, તેની પાછળ તેણે દોડાય એટલું દોડ્યા જ કર્યું હતું, 'દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ', પણ હવે તે કાંઇક થાકયો છે, વિરામ પામ્યો છે.

**અસત્ તૃષ્ણા અભાવ**

કારણ કે આ સકલ જીવલોક* સંસારચક્રને ચાકડે ચડેલ છે. તે અનંત દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભવ ને ભાવના પરાવર્તોથી નિરંતર ભમી રહ્યો છે વિશ્વનું એકછત્રી સામ્રાજ્ય ધરાવતા મહામોહરૂપ ગ્રહથી બળદીઆની પેઠે તે હંકારાઈ રહ્યો છે. એમ ભમતાં ભમતાં તેને તૃષ્ણાની તીવ્ર પીડા ઉપજે છે. એટલે તે તરસ છીપાવવા માટે બળદની પેઠે ઉછળી

---

વૃત્તિઃ—न નથી, अस्यां, આ અધિકૃત-પ્રસ્તુત દૃષ્ટિ, सत्यां-હોતે સતે, असत्तृष्णा-અસત્ તૃષ્ણા,-સ્થિતિ કારણથી અતિરિક્ત ગોચર-વિષય સંબંધી, प्रकृत्यैव-પ્રકૃતિથી જ, સ્વભાવથી જ, प्रवर्त्तते-પ્રવર્તતી,-વિશિષ્ટ શુદ્ધિના યોગને લીધે; तदभावाच्च-અને તેના,-અસદ્ તૃષ્ણાના અભાવથકી, सर्वत्र-વ્યાપ્તિથી સર્વસ્થાને, स्थितमेव सुखासनम्-સુખાસન સ્થિત જ હોય છે,-તેવા પ્રકારના પરિભ્રમણના અભાવને લીધે.

* "इह सकलस्यापि जीवलोकस्य संसारचक्रक्रोडाधिरोपितस्याश्रांतमनंतद्रव्यक्षेत्रकालभवभावपरावर्त्तैः समुपक्रांतभ्रांतेरेकछत्रीकृतविश्वतया महता मोहग्रहेण गोरिव वाह्यमानस्य प्रसभोज्जृंभिततृष्णातंकत्वेन व्यक्तांतराधेरुत्तम्योत्तम्य मृगतृष्णायमानं विषयग्राममुपरुंधानस्य परस्परमाचार्यत्वमाचरतोऽनंतशः श्रुतपूर्वानंतशः परिचितपूर्वानंतशोऽनुभूतपूर्वा चैकत्वविरुद्धत्वेनात्यंतविसंवादिन्यपि कामभोगानुबद्धा कथा ॥"

—આચાર્યચૂડામણિ શ્રી અમૃતચંદ્રસૂરિજીકૃત સમયસાર ટીકા.

ઉછળીને તે મૃગજળ જેવા વિષયગ્રામમાં મોઢું નાખે છે! પણ તે **ઝાંઝવાના પાણીથી** તેની તરસ છીપતી નથી, છતાં તે તેની પાછળ દોડ્યા જ કરે છે:

"જેવી રીતે કોઢિયા માણસને પોતાના ગળેલા હાથવડે અન્ન ખાવામાં સંકોચ થતો નથી, તેવી રીતે વિષયોને જેનો કંટાળો આવવા છતાં વિષયોનો જેને કંટાળો આવતો નથી અને કર્મફળ વિષે નિરિચ્છ થતો નથી. ગધેડો ગધેડીની પાછળ લાગતાં તે ગધેડી લાતો ઉછાળીને તેનું નાક ફોડી નાંખે છે, તોય તે તો તેની પાછળ નકટો થઈને ચાલ્યો જ જાય છે! તે પ્રમાણે જે વિષયો માટે બળતા અગ્નિની જ્વાળામાં કૂદતાં પણ આગળ પાછળ જોતો નથી અને પોતાના વ્યસનને દૂષણ નહિં પણ ભૂષણ માને છે! જેમ મૃગજળની લાલસાથી દોડતાં દોડતાં મૃગની છાતી તૂટી જાય, તોપણ તેની ઉત્કંઠા ઓછી ન થતાં સ્હામી વધતી જ જાય છે! પરંતુ એ મૃગજળને તે મિથ્યા માનતો નથી!"

—શ્રી જ્ઞાનેશ્વરી ગીતા

આમ આ તૃષ્ણાથી આ જીવ અત્યંત અત્યંત વ્યાકુલ થઈ રહ્યો હતો. જેમ જેમ તે તૃષ્ણાને તૃપ્ત કરવા પ્રયાસ કરતો હતો, તેમ તેમ તે તૃષ્ણા બળવત્તર બનતી જતી હતી.

**વિષયથી તૃષ્ણાવૃદ્ધિ**

અગ્નિમાં ઈંધન નાંખતાં તે જેમ પ્રજ્વલતો જાય, તેમ વિષયરૂપ આહુતિથી આ તૃષ્ણા અગ્નિ ઉલટો પ્રજ્વલિત થઈ જીવને પરિતાપ પમાડ્યા કરતો હતો. ગમે તેટલા પાણીના પૂરથી સમુદ્ર પૂરાય નહિં, તેમ ગમે તેટલી વિષય નદીઓના પૂરથી આ તૃષ્ણાસમુદ્રનો ખાડો પૂરાતો ન્હોતો. સાગર જેટલા દેવલોકાદિના મહાસુખ આ જીવે અનંતવાર ભોગવ્યા, છતાં જે તૃષ્ણા શમાઈ નહિં, તે ગાગર જેટલા મનુષ્યના તુચ્છ ભોગોથી શી રીતે શમાવાની હતી? પણ ગઈ તે ગઈ! હવે તો આ મુમુક્ષુ જીવ જાગ્યો છે, ને તેને વૈરાગ્યનો દૃઢ રંગ લાગ્યો છે એટલે તે તેવા **અસત્ તૃષ્ણારૂપ મૃગજળ** પાછળ દોડતો નથી, ને નકામો દુઃખી થતો નથી. તેનો તૃષ્ણાથી તપ્ત થતો હતો, તે હવે સ્વ-રસીયો બની સ્વાત્મામાં **સંતોષથી** તૃપ્ત થાય છે, આત્મા પૂર્વે જે પર-રસીયો થઈ, પર સદ્બુદ્ધિના-સુમતિના સેવનથી સમતારસ અનુભવે છે. તો હવે તે ફરીથી દુઃખી થવા માટે વિષયરૂપ મૃગજળ પાછળ દોડે જ કેમ? તે ઓકેલું અન્ન ફરી ખાવા ઈચ્છે જ નહિં; જીવવા માટે વિષપાન કરે જ નહિં.

અને આમ અસતતૃષ્ણાનો અભાવ થતા આ મુમુક્ષુ જોગીજનને **આત્મસંતોષનો** અનુભવ થાય છે. એટલે પછી આ મુમુક્ષુ પુરુષ ગમે તે સ્થળે, ગમે તે પરિસ્થિતિમાં, ગમે તે વાતાવરણમાં, ગમે તે સંયોગોમાં હોય, તોપણ તેને **સર્વત્ર સુખઆસનની** સ્થિરતા વર્ત્તે છે. કારણ કે યોગીપુરુષ તે તે પરિસ્થિતિને અનુકૂળ થઈ, પ્રાપ્ત સંજોગોમાં સંતુષ્ટ બની, સુખે જ રહે છે, આરામથી-લ્હેરથી-સુખચેનથી મોજમાં જ રહે છે, સદા મસ્તરાજ બનીને જ રહે છે. તેના મનની બધી દોડાદોડ અત્ર બંધ થઈ જાય છે, અને

આસનની દૃઢતા–ચિત્તની સ્થિરતા નીપજે છે. મનની બેઠક જે બાહ્ય વસ્તુમાં હતી, તેમાંથી નિવૃત્ત થઇ આત્મામાં આસન લેવા ભણી પ્રવર્ત્તે છે. આમ આ 'અવધૂત સદા મગનમાં' રહે છે!

"અબધૂ સદા મગનમેં રહેના, કયા તેરા કયા મેરા? અબધૂ૦
તેરા હે સો તેરી પાસે, અવર સબહી અનેરા....અબધૂ૦"—શ્રી આનંદઘનજી

"જેને બોધબીજની ઉત્પત્તિ હોય છે, તેને સ્વરૂપ–સુખથી કરીને પરિતૃપ્તપણું વર્ત્તે અને વિષય પ્રત્યે અપ્રયત્ન દશા વર્ત્તે છે"—શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક, ૨૯૭.

એ જ કહે છે—

अत्वरापूर्वकं सर्वं गमनं कृत्यमेव वा ।
प्रणिधानसमायुक्तमपायपरिहारतः ॥ ५१ ॥

ત્વરા વિનાનું ગમન ને, કૃત્ય જ તેમ સમસ્ત;
અપાયના પરિહારથી, સહુ પ્રણિધાન પ્રશસ્ત. ૫૧.

**અર્થ:**—સર્વ ગમન ત્વરા–ઉતાવળ વિનાનું અને સર્વ કૃત્ય પણ અપાયના પરિહાર થકી પ્રણિધાન સંયુક્ત એવું હોય છે.

## વિવેચન

ઉપરમાં જે **સુખાસન** કહ્યું તેનું અત્ર વધારે સ્પષ્ટીકરણ કર્યું છે. આ દૃષ્ટિવાળા મહાનુભાવને ચિત્તની એટલી બધી સ્વસ્થતા વર્ત્તે છે–એટલી બધી સ્થિરતા રહે છે કે–

**ઉતાવળનો અભાવ**

તેની બધી દોડાદોડ મટી જાય છે, સર્વત્ર તેને સુખાસન જ રહે છે, તે ગમે ત્યાં નીરાતે હેઠા મનથી બેસે છે. આનું સીધું પરિણામ એ આવે છે કે તે ગમે તે સ્થળે જતો હોય અથવા ગમે તે ક્રિયા કરતો હોય, તોપણ તે તે કર્ત્તવ્યમાં તેને લેશ પણ ઉતાવળ–ત્વરા હોતી નથી, દોડધામ હોતી નથી. તેની સર્વ ક્રિયા મનના પ્રણિધાન સંયુક્ત હોય છે, અને તે દૃષ્ટિ આદિમાં અપાય–ખામી આવવા દેતો નથી. એટલે તે દેવમંદિરે જતો હોય કે ઉપાશ્રયે જતો હોય, સંસાર વ્યવહારના કામ માટે જતો હોય કે પરમાર્થના કામ માટે જતો હોય, દેહચિંતા અર્થે જતો હોય કે અન્ય કાર્ય અર્થે જતો હોય, તોપણ તે ઉતાવળે ગમન કરતો નથી,

---

वृत्ति:–अत्वरापूर्वकम्—અત્વરાપૂર્વક, ત્વરા–ઉતાવળ વગરનું, એટલે અનાકુલ, सर्वं–સર્વ–સામાન્યથી, તે શું? તો કે–गमनं–ગમન, જવું તે, દેવકુલ આદિ પ્રત્યે. कृत्यमेव वा–તેમ જ કૃત્ય પણ,વંદનાદિ કૃત્ય પણ, प्रणिधानसमायुक्तं–મનના પ્રણિધાનપુરઃસર, (મનની સાવધાનતા યુક્ત), अपायपरिहारतः–અપાયના પરિહારથકી,–દૃષ્ટિ આદિમાં અપાયના પરિહારવડે કરીને, (દૃષ્ટિ આદિમાં કોઇ પણ હાનિ–ખામી ન આવે એવા પ્રકારે દોષના ત્યાગથી)

ખોટી ધમાલ કરતો નથી; પણ સર્વત્ર શાંતિથી અનાકુલપણે જાય છે, યતનાપૂર્વક જીવહિંસા ન થાય, એમ ધીર-ગંભીર ગતિએ ચાલે છે, ને સર્વ વિધિ બરાબર સાચવે છે. જેમકે—

"દ્રવ્ય ભાવ શુચિ અંગ ધરીને, હરખે દેહરે જઇએ રે;
દહ તિગ પણ અહિગમ સાચવતાં, એકમના ધુરિ થઇએ રે....સુવિધિ૦"—શ્રી આનંદઘનજી

"સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે, હરખે વાર હજાર૦"—શ્રી દેવચંદ્રજી

હાય! ભાગી જશે, પેલો લૂંટી જશે ને હું રહી જઈશ. અમુક પહેલી પૂજા કરી લેશે ને હું મોડો પડી પાછળ રહી જઈશ, દર્શન ખૂલ્યા છે ને તરત બંધ થઈ જશે, માટે ચાલ દોડતો જઉં. ચાલ ચાલ! મ્હારે ફલાણે ઠેકાણે જલદી જવાનું છે, માટે આ ભગવાનની પૂજા જેમ તેમ પતાવી દઉં, આ ભગવાનને જલદી જલદી બે ચાર ચાંદલા કરી પૂજાવિધિ ઝટઝટ આટોપી લઉં, આ ચોખાની ત્રણ ઢગલી મૂકી 'લે તારો ભોગ ને મૂક મારો કેડો' એમ કરતોકને એકદમ રવાના થઈ જાઉં!-ઈત્યાદિ પ્રકારે વ્યક્ત થતી ક્ષુદ્ર વિચારણાવાળી ખોટી ઉતાવળ આ મુમુક્ષુ પુરુષને ઉપજતી નથી. તે તો સર્વત્ર હેઠા મને, નીરાંતે, નિરાકુલપણે ગમન કરે છે.

અને આમ તેની અત્યંત સ્વસ્થતા હોવાથી, આ મુમુક્ષુ જોગીજન પ્રત્યેક ક્રિયા ચિત્તના પ્રણિધાનપૂર્વક કરે છે, સાવધાન મનથી કરે છે, એકાગ્રપણે કરે છે. દાખલા તરિકે-

**પ્રત્યેક ક્રિયામાં સાવધાનપણું**

તે દેવ-ગુરુ આદિનું વંદન* કરતો હોય, તો સ્થાન-કાળ વગેરેનો ક્રમ બરાબર જાળવે છે, જે ભક્તિસૂત્ર-સ્તવન વગેરે બોલતો હોય તેના શબ્દના અર્થમાં સાવધાન ઉપયોગ રાખે છે, બસૂરા રાગડા તાણી બીજા ભક્તિ કરનારાઓને સંમોહ-વિક્ષેપ ઉપજાવતો નથી, પણ યોગ્ય રાગમાં બીજાઓને પણ કર્ણપ્રિય મીઠું લાગે એમ, શ્રદ્ધા ને સંવેગ-અત્યંત ભક્તિરાગ સૂચવે એવી રીતે, સૂત્ર-સ્તવનાદિ લલકારે છે. તથા તે ભક્તિકૃત્ય કરતાં તેના ભાવ-રોમાંચ ઉલ્લસે છે, ખરેખરા રૂંવાડા ઉભા થાય છે; તેનો શુભાશય વર્ધમાન થતો જાય છે-તેના ભાવ-પરિણામ ચઢતા જાય છે; પ્રણામ આદિ વિધિ તે બરાબર સાચવે છે. આમ તે ઈષ્ટ દેવ-ગુરુ વંદન આદિ ભક્તિ તન્મયપણે કરે છે. જેમકે—

---

* "स्थानकालक्रमोपेतं शब्दार्थानुगतं तथा ।
अन्यासंमोहजनकं श्रद्धासंवेगसूचकम् ॥
प्रोल्लसद्भावरोमाञ्चं वर्धमानशुभाशयम् ।
अवनामादिसंशुद्धमिष्टं देवादिवंदनम् ॥
प्रतिक्रमणमप्येवं सति दोषे प्रमादतः ।
तृतीयौपधकल्पत्वाद् द्विसन्ध्यमथवासति ॥ "—શ્રી યોગબિંદુ, ૩૯૭-૯૯

"તે માટે ઉભા કર જોડી, જિનવર આગળ કહીએ રે.
સમય ચરણુ સેવા શુદ્ધ દેજો, જિમ આનંદઘન લહીએ રે.—શ્રી આનંદઘનજી

"પરમ ગુણી સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી."

"દાસ વિભાવ અપાય, નાસે પ્રભુ સુપસાય;
જે તન્મયતાએ ધ્યાય, સહી તેહને રે દેવચંદ્ર પદ થાય રે....
જિણંદા! તોરા નામથી મન ભીનો."—શ્રી દેવચંદ્રજી

"પ્રભુ પદ વલગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજા રે;
વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે."—શ્રી યશોવિજયજી

તે **પ્રતિક્રમણ** કરતો હોય, તો પૂર્ણ ભાવથી એકાગ્રચિત્તે કરે છે. પ્રમાદના વશે કરી પોતાના સ્વરૂપથી ચ્યુત થઇ, પરભાવમાં ગમનરૂપ જે કાંઇ પોતાના દોષ થયા હોય, તેનો તે પશ્ચાત્તાપ કરે છે, અને તે દોષ ફરીને ન થાય એવી ભાવનાપૂર્વક સાચા અંતઃકરણથી ક્ષમા માગે છે, 'निंदामि गरिहामि अप्पाणं वोसिरामि' કરે છે, આત્માને નિન્દે છે, ગર્હે છે ને વોસરાવે છે–દોષથી મુક્ત કરે છે, અને દોષ જો ન થયો હોય તોપણ આ પ્રતિક્રમણ ત્રીજા ઔષધ જેવું હોવાથી તેને આત્મધર્મની પુષ્ટિરૂપ ગુણ જ કરે છે, કારણ કે ઔષધ ત્રણ પ્રકારના છે:-(૧) એક રોગ હોય તો દૂર કરે, ન હોય તો ઉભો કરે, (૨) બીજું રોગ હોય તો દૂર કરે, ન હોય તો ગુણ કે દોષ ન કરે, (૩) ત્રીજું રોગ હોય તો દૂર કરે, ન હોય તો રસાયનપણે પરિણમે. આમ આ પ્રતિક્રમણ ત્રીજા ઔષધ જેવું હોવાથી તેને લાભકારી જ થાય છે.

અને આ પ્રતિક્રમણ ક્રિયામાં પણ જે છ આવશ્યક સમાઇ જાય છે, તેમાં પણ તે સાવધાનપણું રાખે છે. **સામાયિક**ની પ્રતિજ્ઞા લઇ તે સમભાવમાં સ્થિતિ કરે છે; **પ્રત્યાખ્યાન** કરતી વેળાએ પરભાવને પચ્ચખે છે–ત્યાગે છે; **સ્વાધ્યાય** કરતાં તે આત્મભાવમાં વર્તે છે; **ચતુર્વિંશતિ સ્તવ** કરતાં પ્રભુનો સહજાત્મસ્વરૂપ ભાવ સ્મરી, તેમના ગુણમાં ચિત્તનું અનુસંધાન કરે છે; **સદ્ગુરુવંદન** કરતાં તેમનું પરમ અદ્ભુત આત્મારામીપણું ચિંતવી, તેમના પરમ ઉપકારનું અનુસ્મરણ કરે છે; **કાયોત્સર્ગ** કરતી વેળાએ જાણે ~~દેહમાં વર્તતો ન હોય,~~ એવી દેહાતીત શુદ્ધ આત્મદશા અનુભવે છે; **આલોચના** કરતાં તે પોતાના દોષ નિષ્કપટપણે–નિર્દંભપણે પ્રકાશે છે; **ક્ષમાપના** વેળાએ સર્વ જીવની સાચા ભાવથી ક્ષમા ઇચ્છી, તે સકલ જગજ્જંતુ સાથે મૈત્રી ભાવે છે. જેમકે—

"खामेमि सव्वे जीवा, सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ ॥"—શ્રી પ્રતિક્રમણ સૂત્ર.

આમ પ્રત્યેક ક્રિયા તે સાવધાનપણે કરે છે, કારણ કે તે દૃષ્ટિ આદિમાં અપાય-હાનિ આવવા દેતો નથી, ખામી-ઊણપ સર્વ દૂર કરી દે છે, તેમ જ આ દૃષ્ટિમાં હોવા યોગ્ય ગુણની તે બરાબર સાધના કરે છે, એટલે તે તે સતક્રિયાઓ તે કોઈ પણ જાતની ખોટી ઉતાવળ વિના અત્યંત સ્વસ્થતાથી, એકાગ્ર ચિત્તે, શુદ્ધ પ્રણિધાનથી કરે છે, અને પરમ આનંદમય શાંતિનો અનુભવ કરે છે.

"શાંતિ સ્વરૂપ એહ ભાવશે, જે ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન પદ પામશે, તે લેશે બહુમાન રે....શાંતિ જિન૦"

"સપ્ત મહાભય ટાળતો રે, સપ્તમ જિનવર દેવ....લલના૦
સાવધાન મનસા કરી રે, ધારો જિનપદ સેવ....લલના૦"—શ્રી આનંદઘનજી

**પ્રાપ્ત યોગનું રત્ન જેમ જતન**

ઉપરમાં આ દૃષ્ટિ આદિને આ મુમુક્ષુ પુરુષ અપાય-હાનિ આવવા દેતો નથી એમ કહ્યું, તે આ પ્રકારે:-અત્યાર સુધીની ભૂમિકાએ પહોંચતા સુધીમાં આ યોગી પુરુષે જેટલી યોગસાધના કરી છે, તેમાં તે કોઈ જાતની ખોડ-ખાંપણ-ઊણપ આવવા દેતો નથી, અને તેને કાંઈ નુકશાન ન પહોંચે એનું ખાસ ધ્યાન રાખે છે જેમ કોઈ મહામૂલ્યવાળું રત્ન મળ્યું હોય, તો તેને જીવની જેમ જાળવી રાખે, તેમ આ યોગીજન પોતાને પ્રાપ્ત થયેલ અમૂલ્ય દૃષ્ટિરૂપ-સદ્બોધરૂપ ચિંતામણિરત્નને પ્રાણાધિકપણે જાળવી રાખે છે, તેને હાનિ-નુકશાન પહોંચવા દેતો નથી. જેમ મૂલ્યવાન રત્નને કાંઈ ડાઘ ન લાગે એવી કાળજી રાખે છે, ને તેને મજબૂત કબાટ કે તેજુરીમાં સંઘરી રાખે છે, તેમ આ મુમુક્ષુ પુરુષ બોધરત્નને બાધારૂપ ડાઘ ન લાગે તેની ખાસ કાળજી રાખે છે, અને બોધ-રત્નને પોતાના દૃઢ ચિત્તરૂપ કબાટમાં-તેજુરીમાં સાચવીને સંઘરી રાખે છે એટલે **મિત્રા** દૃષ્ટિમાં તેમ જ **તારા** દૃષ્ટિમાં પ્રાપ્ત થયેલ યોગ-ગુણ સમૂહ તે સાચવી રાખે છે, એટલું જ નહિં પણ આ દૃષ્ટિમા પ્રાપ્ત થઈ રહેલા ગુણરત્નનું પણ ખૂબ જતન કરે છે

કારણ કે-(૧) તે મિત્રા દૃષ્ટિમા પ્રાપ્ત થયેલ **યોગબીજોને** જલસિંચન કરે છે, તેને અંકુરા ઉગાડે છે, એટલે કે તે પ્રભુભક્તિમાં વિશેષ દૃઢ બને છે, સદ્ગુરુ સેવામા સદા તત્પર રહે છે, સતશાસ્ત્રની અધિક આરાધના કરે છે, વૈરાગ્યતરંગિણીમા વિશેષ નિમજ્જન કરતો જાય છે; દાનાદિ અભિગ્રહનું પાલન વિશેષપણે આદરે છે, અને આ યોગબીજ કથા પ્રત્યે સ્થિર માન્યપણું તથા ઉપાદેય ભાવ રાખે છે; **યોગાવંચક, ક્રિયાવંચક ને ફલાવંચક** એ અવંચક ત્રિપુટીને બળવત્તર બનાવે છે; ભાવમલની ઓર ને ઓર ક્ષીણતા કરી, તથાભવ્યતાનો-યોગ્યતાનો વધારે પરિપાક કરે છે; અને આમ મિથ્યાત્વ અંશની બાદબાકી કરતો જઈ, સમ્યક્ત્વની વધારે ને વધારે નિકટમા આવતો જાય છે વળી તે અહિંસા વગેરે પાચ યમનું-વ્રતનું દૃઢ પાલન કરે છે, ધર્મકાર્યમાં ખેદ પામતો નથી,

કે દ્વેષ ધરતો નથી. (૨) અને તારા દૃષ્ટિમાં ધારણ કરેલ **શૌચાદિ** પાંચ **નિયમ** તે બરાબર પાળે છે, ઉદ્વેગનો ત્યાગ કરે છે, ને જિજ્ઞાસા વધારે પ્રદીપ્ત કરે છે. યોગકથા પ્રત્યેની તેની પ્રીતિ વધતી જાય છે, શુદ્ધ યોગીઓ પ્રત્યેના બહુમાન-સેવા આદિ વધારે સક્રિય બનતા જાય છે. તે ઉચિત આચરે છે ને અનુચિત આચરતો નથી. અધિક ગુણ-વંત પ્રત્યે તે જિજ્ઞાસા રાખી, પોતાની ગુણહીનતાથી ત્રાસ પામે છે. તે સંસારથી અત્યંત વૈરાગ્ય ધરી, તેથી છૂટવાની તીવ્ર ઈચ્છા કરે છે. શિષ્ટજનોને પ્રમાણ ગણી તે પોતાનું ડહાપણ ડહોળતો નથી. આમ આ યોગી પુરુષ આગળની **જુની મૂડી સાચવી** રાખે છે, ને તેમાં પણ આ દૃષ્ટિમાં **નવી મૂડી ઉમેરે** છે. એટલે આ બલા દૃષ્ટિમાં તેનો બોધ વધારે બળવાન્ બનવાથી, તે તે ધર્મક્રિયામાં તેનું મન વધારે સાવધાનપણે વર્ત્તે છે, એમ જે કહ્યું હતું તે બરાબર છે.

આસન કહ્યું. આની જ **શુશ્રૂષા** કહે છે—

> **कान्तकान्तासमेतस्य दिव्यगेयश्रुतौ यथा ।**
> **यूनो भवति शुश्रूषा तथास्यां तत्त्वगोचरा ॥ ५२ ॥**

> રમણી યુક્ત યુવાનને, સાંભળવા સુર ગાન;
> જયમ ઈચ્છા ત્યમ હોય તે, તત્ત્વવિષય આ સ્થાન. ૫૨.

**અર્થ:**—રમણીય રમણીથી યુક્ત એવા તરુણને જેવી દિવ્ય સંગીત સાંભળવાની ઈચ્છા-શુશ્રૂષા થાય, તેવી આ દૃષ્ટિમાં તત્ત્વ સંબંધી શુશ્રૂષા હોય.

## વિવેચન

"તરુણ સુખી સ્ત્રી પરિવર્યોજી, જિમ ચાહે સુરગીત;
ત્યમ સાંભળવા તત્ત્વનેજી, એહ દૃષ્ટિ સુવિનીત રે....જિનજી!"—યોગ૦ સજ્ઝાય ૩-૨

અહીં **શુશ્રૂષા** એટલે સાંભળવાની ઈચ્છા કેવી ઉત્કટ હોવી જોઈએ, તે બતાવવા માટે **દૃષ્ટાંત** આપ્યું છે–કોઈ એક તરુણ-ભર યુવાનીમાં આવેલો સુંદર યુવાન પુરુષ છે. તે શરીરે નીરોગી, હૃષ્ટ-પુષ્ટ, ને સંપૂર્ણ ઇંદ્રિયસંપન્ન છે. મહાસ્વરૂપવાન સુંદર લાવણ્યમયી રમણી તેની બાજુમાં છે. ધન-વૈભવ આદિની તેને કોઈ કમીના નથી પંચ વિષયના ઉપ-ભોગની સમસ્ત સામગ્રી તેની સેવામાં સદા હાજર છે. આમ સર્વ પ્રકારે સુખી એવો તે

વૃત્તિ:-कान्तकान्तासमेतस्य—કાંત કાંતાથી યુક્ત, કમનીય-સુંદર પ્રિયતમાથી યુક્ત એવાને, दिव्यगेयश्रुतौ यथा–જેમ દિવ્ય ગીતના શ્રવણ પ્રત્યે, જેમ કિન્નર વગેરેના ગીતના શ્રવણ પ્રત્યે, यूनो–યુવાનને, વયસ્થને, भवति–હોય છે, शुश्रूषा–શુશ્રૂષા, શ્રવણ કરવાની ઇચ્છા,–તે સંગીત સંબંધી જ; तथास्यां–તેમ આ દૃષ્ટિમાં વ્યવસ્થિત હોનારને, तत्त्वगोचरा–તત્ત્વગોચર, તત્ત્વવિષયી જ, તત્ત્વસંબંધી જ શુશ્રૂષા-સાંભળવાની ઇચ્છા હોય છે.

કોઈ નંદનવન જેવા રમ્ય ઉપવનમાં વિલસી રહ્યો છે. અને સુખસમુદ્રમાં નિમજ્જન કરી રહેલા આવા તરુણને એવો ઈચ્છાતરંગ ઉત્પન્ન થાય કે-આપણે તો હવે દિવ્ય સંગીત સાંભળવું છે. કોઈ કોકિલકંઠી કિન્નર પોતાનું મધુર ગાયન સંભળાવે તો કેવું સારૂં ? ગાંધર્વોના મધુર આલાપવાળા સંગીતનો જોગ બની આવે તો કેવું સારૂં ? વીણા, વેણુ વગેરે વાદ્યોના રણકારથી ગુંજતું અને દિવ્યાંગનાઓના નૃત્ય ઠણકારથી રુચતું, એવું દિવ્ય સંગીત સાંભળવાનું સૌભાગ્ય જો મને પ્રાપ્ત થાય તો કેવું સારૂં ? આમ તે રંગમાં આવી જઈને ઈચ્છે છે. ત્યાં દૈવાનુયોગે જો કોઈ કિન્નર કે ગાંધર્વ આદિ આવી ચડે, ને હૃદયના તાર હલમલાવી નાંખે એવું દિવ્ય સંગીત છેડે, દિવ્ય સંગીતની રમઝટ બોલાવે, તો તે તરુણ પુરુષ તે દિવ્ય સંગીત કેટલા ઉલ્લાસથી સાંભળવા ઈચ્છે ? જાણે ચિત્રમાં આલેખાયેલો હોય એમ કેવી સ્થિર તન્મયતાથી તે હૃદયહારી ગાનનું કર્ણપુટથી પાન કરે ? જાણે થીજી ગયેલું પૂતળું હોય એમ કેવી એકતાનથી તે શ્રવણ કરવાની હોંસ ધરાવે ?

**શ્રવણેચ્છાના દાખલા**

તેમ આ દષ્ટિમાં સ્થિત કરતો યોગી પુરુષ તત્ત્વ શ્રવણ કરવા માટે તેવી તીવ્ર ઇચ્છા-ઉત્કંઠા ધરાવે છે, તાલાવેલી રાખે છે. જેવા ઉલ્લાસથી તે ભોગી દિવ્ય સંગીતનું શ્રવણ ઇચ્છે છે, તેવા બલ્કે તેથી વધારે ઉલ્લાસથી આ યોગી દિવ્ય તત્ત્વ અમૃતનું શ્રવણેન્દ્રિયદ્વારા પાન કરવા ઈચ્છે છે તે તરુણ પુરુષ જેમ ચિત્રવત્ સ્થિર થઈને સાંભળવા ચાહે છે, તેમ આ શ્રવણપિપાસુ જોગી-જન સ્થિર તન્મયપણે તત્ત્વવાર્તા સાંભળવાની સહજ ઇચ્છા-ઉલટ ધરાવે છે. અને તે સહજ શ્રવણેચ્છા સ્વાભાવિક અંતરોદ્ગારદ્વારા સરી પડે છે. જેમકે—

હે પરમ કૃપાળુ સદ્ગુરુ દેવ ! જીવ તો દષ્ટિમા આવતો નથી. તેનું કોઇ રૂપ જણાતું નથી. બીજો પણ કંઇ અનુભવ થતો નથી. માટે જીવનું સ્વરૂપ જ નથી. માટે આત્મા છે નહિં એટલે મોક્ષનો ઉપાય મિથ્યા છે આ મ્હારી અંતર્ શંકાનો આપ સદુપાય સમજાવો

હે ભગવાન્ ! આત્મતત્ત્વનું સ્વરૂપ શું છે ? આપે તે કેવું જાણ્યું-અનુભવ્યુ છે ? તે તત્ત્વસ્વરૂપ સાંભળવા હું ઇચ્છું છું. કારણ કે નિર્મલ આત્મતત્ત્વ જાણ્યા વિના મ્હારૂં ચિત્ત કોઇ રીતે સમાધિ પામે એમ નથી આ ભિન્ન ભિન્ન વાદીઓ તેનું સ્વરૂપ ભિન્ન ભિન્ન પ્રકારે કહે છે, તે સાંભળીને તો મ્હારી મતિ મુંઝાઇ ગઇ છે. માટે સમાધાન કરવા આપ જ સમર્થ છો, કૃપા કરો ! હે પરમ પ્રભુ ! આપનો પરમ ધર્મ હું શી રીતે જાણું ? સ્વસમય શું ? અને પરસમય શું ? તે આપના શ્રીમુખે શ્રવણ કરવા હું ઇચ્છુ છું. હે મહિમાવંત મહંત ! તે સમજાવવા કૃપા કરો !

હે પુરુષોત્તમ ! તે બ્રહ્મ શુ છે ? તે કર્મ શું છે ? તે અધ્યાત્મ શું છે ? તે અધિ-

ભૂત શું છે? તે અધિદેવ શું છે? આ દેહમાં રહેલો તે અધિયજ્ઞ કોણ કેવી રીતે છે? નિયતાત્મા યોગીઓથી તમે પ્રયાણકાલે કેવી રીતે જાણી શકાઓ છો? *

"નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ;
બીજો પણ અનુભવ નહિ, તેથી ન જીવ સ્વરૂપ.
માટે છે નહિં આતમા, મિથ્યા મોક્ષ ઉપાય;
એ અંતર શંકા તણો, સમજાવો સદુપાય." —શ્રી આત્મસિદ્ધિ

"મુનિસુવ્રત જિનરાજ! મુજ એક વિનતિ નિસુણો!
આતમતત્ત્વ કર્યું જાણ્યું જગતગુરુ! એહ વિચાર મુજ કહિયો;
આતમતત્ત્વ જાણ્યા વિણ નિર્મલ, ચિત્ત સમાધિ નુ લહિયો....મુનિસુવ્રત૦"

"ધરમ પરમ અરનાથનો. કિમ જાણું ભગવંત રે;
સ્વપર સમય સમજાવિયે મહિમાવંત મહંતરે–ધરમ૦"—શ્રી આનંદઘનજી

ઇત્યાદિ પ્રકારે આ સાચો તત્ત્વપિપાસુ-તત્ત્વરસિક પુરુષ પોતાની શ્રવણેચ્છા વ્યક્ત કરે છે અને આ પરમ અમૃત જેવી તત્ત્વવાર્ત્તાના શ્રવણમાં આ મુમુક્ષુ યોગીને જેટલો આનંદ આવે છે, તેનો અનંતમો ભાગ પણ તે ભવાભિનંદી ભોગીને દિવ્ય સંગીત સાંભળવામાં આવતો નથી!

અને આ (શુશ્રૂષા) આવા પ્રકારની હોય છે, એટલા માટે કહે છે—

**बोधाम्भःस्रोतसश्चैषा सिरातुल्या सतां मता ।**
**अभावेऽस्याः श्रुतं व्यर्थमसिरावनिकूपवत् ॥ ५३ ॥**

બોધ સ્રોત સરી તુલ્ય આ, એ વિણ શ્રવણ વૃથા જ;
સરવાણી વિણ અવનિમાં, કૂપ ખોદવો યથા જ. ૫૩.

---

**વૃત્તિઃ-बोधाम्भःस्रोतसो**—બોધરૂપ જલ-સોતની, બોધરૂપ પાણીના પ્રવાહની, **चैषा**-અને આ, શુશ્રૂષા, **सिरातुल्या**-સિરા તુલ્ય, સરવાણી સમાન,—અક્ષય ને અક્ષય એવા તેના બીજના તુલ્ય પણાએ કરીને, **सतां मता**-સંતોને, મુનિઓને મત છે, ઇષ્ટ છે. **अभावेऽस्याः**-આના, શુશ્રૂષાના અભાવે, શું? તો કે-**श्रुतं व्यर्थ**-સાંભળેલું વ્યર્થ છે, શ્રમ-ફલવાળું છે. કોની જેમ? તો કે-**असिरावनिकूपवत्**-સરવાણી વિનાની પૃથ્વીમાં કૂવાની જેમ. તેમાં કૂવો ખોદવો તે ન ખોદવા બરાબર જ છે. કારણ કે તેનું ફળ નથી તેટલા માટે.

---

* "किं तद् ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥"—ગીતા અ. ૮. શ્લોક ૧-૨

અર્થ:—અને આ શુશ્રૂષા બોધ જલના પ્રવાહની સરવાણી સમાન સંતોએ માનેલી છે. એના અભાવે સાંભળેલું વ્યર્થ-ફોગટ છે,-જેમ સરવાણી વિનાની ભૂમિમાં કૂવો ખોદવો વ્યર્થ છે તેમ.

### વિવેચન

"સરી એ બોધપ્રવાહનીજી, એ વિણુ શ્રુત થલ કૂપ;
શ્રવણ સમીહા તે કિસીજી, શયિત સુણે જિમ ભૂપ....ધન૦"—યો૦ સજ્ઝાય, ૨-૩

અહીં જે આવી શુશ્રૂષા-સાંભળવાની ઇચ્છા હોય છે, તે બોધરૂપ જલપ્રવાહની સરવાણી સમાન છે. જેમ કૂવામાં સરવાણી હોય, તો તે વાટે પાણી આવ્યા જ કરે, તેમ આવી ઉત્કટ શ્રવણેચ્છારૂપ સરવાણી જો હોય, તો તે વાટે બોધરૂપ પાણીનો પ્રવાહ એકધારો અક્ષયપણે આવ્યા જ કરે. પણ જેમ કૂવામાં સરવાણી ન હોય, તો પાણી આવે નહિં, તેમ જો આવી શુશ્રૂષારૂપ અવંધ્ય-અક્ષય સરવાણી ન હોય, તો બોધરૂપ પાણીનો પ્રવાહ આવે જ નહિં, ને જ્ઞાનરૂપી કૂવો ખાલી જ રહે આમ શુશ્રૂષા વિનાનું બધું શ્રવણ કર્યું તે ધૂળ થાય છે, સાંભળ્યું ન સાંભળ્યા જેવું થાય છે, એક કર્ણછિદ્રથી પેસી સોંસરૂં બીજેથી નીકળી જાય છે, હૃદયમાં પ્રવેશતું નથી, ફોગટ જાય છે જેમ કોઇ એવી બરડ ભૂમિ-કે જેમાં પાણીની સરવાણી આવતી ન હોય, તે ભૂમિમાં ગમે તેટલો ઊંડો કૂવો ખોદ્યા કરીએ (Tapping), તો પણ પાણી આવે જ નહિં, કૂવો ખોદવો ન ખોદ્યા બરાબર જ થાય, શ્રમમાત્ર જ ફળ મળે, મહેનત માથે પડે, તેમ સાચી શુશ્રૂષા વિનાનું બધુંય શ્રવણ નિષ્ફળ જાય છે, બોધરૂપ ફળ આપતું નથી, એળે જાય છે. તેવા શ્રવણમાં તો વાયુના તરંગોથી (Air-waves) શબ્દો કર્ણપટ પર અથડાઈ પાછા વાયુમાં-હવામાં મળી જાય છે! આનો નીચેની આકૃતિ પરથી બરાબર ખ્યાલ આવશે—

**શુશ્રૂષા=બોધ પ્રવાહની સરવાણી**



જેમ કોઇ એક રાજા રાત્રે શયન કરતી વેળાએ વાર્ત્તા સાંભળતો હોય, ઉંઘમાં ને ઉંઘમાં તે હોંકારો પણ દેતો જાય, પણ તેનું લક્ષ તેમાં હોય નહિં, શું સાંભળ્યું તે તેના ખ્યાલમાં રહે નહિં! અને સવારે ઊઠીને બાપુ પૂછે કે અલ્યા! રાત્રે કઇ વાર્ત્તા કરી હતી? તેમ પ્રસ્તુત શુશ્રૂષા વિનાનું શ્રવણ કરતો હોય તે જાણે ઉંઘમાં હોય એમ સાંભળે છે! તે મોટેથી ઘાંટો પાડી 'જી! મહારાજ!' એમ હોંકારો પણ દીએ છે! પણ શું સાંભળ્યું તેનું તેને ભાન હોતું નથી! તે ઘેર આવીને પૂછે છે કે આજ મહારાજ વખાણમાં શી વાત કરતા હતા! આમ સાચી શુશ્રૂષા વિનાનું શ્રવણ ફોગટ-નકામું છે, હૃદયને સ્પર્શતું નથી, એક કાનથી બીજે કાને કાઢી નાંખ્યા જેવું થાય છે! ખરૂં શ્રવણ તો ત્યારે થાય કે જ્યારે મન રીઝે-પ્રસન્નતા પામે, તન ઉલ્લસે-શરીરમાં રોમાંચ-રૂંવાડા ઊભા થાય. એવી શ્રવણેચ્છા વિના જે ગુણકથા સાંભળવામાં આવે, તે બ્હેરા માણસ આગળ સંગીત કરવા બરાબર છે! ભેંસ આગળ ભાગવત છે! અંગ્રેજી કહેવત પ્રમાણે-ડુક્કર પાસે મોતીનો ચારો નાંખવા બરાબર છે! 'Casting pearls before swine.'

"મન રીઝે તન ઉલ્લસેજી, રીઝે બુઝે એક તાન;
એ ઇચ્છા વિણ ગુણકથા જી, બહેરા આગળ ગાન રે....
જિનજી! ધન ધન તુજ ઉપદેશ."—યોગ૦ સજ્ઝાય ૨-૪

અહીં જ વ્યતિરેક કહે છે—

**श्रुताभावेऽपि भावेऽस्याः शुभभावप्रवृत्तितः ।**
**फलं कर्मक्षयाख्यं स्यात्परबोधनिबन्धनम् ॥ ५४ ॥**

શ્રવણ અભાવે ય આ સતે, શુભભાવે આ સ્થાન;
ફલ કર્મક્ષય નામનું, ઉત્તમ બોધ નિદાન. ૫૪

**અર્થ:**—શ્રવણના અભાવે પણ આ શુશ્રૂષા-સાંભળવાની ઇચ્છા હોતાં, શુભ ભાવની પ્રવૃત્તિને લીધે કર્મક્ષય નામનું ફળ હોય છે,-કે જે પરમ બોધનું નિબંધન-કારણ થાય છે.

## વિવેચન

ઉપરમાં જે **શુશ્રૂષા**ની પ્રશંસા કરી, તે વ્યતિરેકથી એટલે કે નકારાત્મક ઉક્તિથી વિશેષ દૃઢ કરે છે. ધારો કે તેવી શુશ્રૂષા-તત્ત્વ સાંભળવાની તીવ્ર ઇચ્છા છે, પણ શ્રવણનો

---

वृत्तिः-श्रुताभावेऽपि—શ્રવણના અભાવે પણ, भावेऽस्याः-આ શુશ્રૂષાનો ભાવ-સદ્ભાવ હોતાં, (આ શુશ્રૂષા હોય તો), શું? તો કે-शुभभावप्रवृत्तितः-શુભ ભાવની પ્રવૃત્તિને લીધે,-તે શુશ્રૂષા ભાવના જ શુભપણાથકી, फलं कर्मक्षयाख्यं स्यात्-કર્મક્ષય નામનું ફલ હોય,-વચનના પ્રામાણ્યથી (આગમવાણીના પ્રમાણપણાથી). અને આ-परबोधनिबन्धनम्-પરમ બોધનું નિબંધન, પ્રધાન બોધનું કારણ હોય છે,-વચનપ્રામાણ્યથી જ.

**શુશ્રૂષાથી કર્મક્ષય**

જોગ ન હોય તો શું? તેનો અહીં ખુલાસો કર્યો છે કે-શુશ્રૂષા છતાં શ્રવણ ન બને, તોપણ તે શુશ્રૂષા થવી એ શુભભાવમાં પ્રવૃત્તિ છે, એટલે તેથી કરીને કર્મક્ષયરૂપ ફળ ઉપજે છે, અને તે કર્મક્ષય ઉત્તમ પ્રકારના બોધનું નિબંધન-કારણ હોય છે. આમ કેવલ શુશ્રૂષા-સાંભળવાની સાચી અંતરંગ ઈચ્છા થવી તે પણ ઘણી મોટી વાત છે, પ્રશસ્ત છે, અને પરંપરાએ તે પણ લાભદાયક થાય છે. કારણ કે તેવા શુભભાવથી આગમના પ્રમાણપણાને લીધે કર્મનો ક્ષય થાય છે, અને તેના પરિણામે પરમ બોધના નિમિત્ત મળી આવે છે. જે સાચો તત્ત્વપિપાસુ મુમુક્ષુ હોય છે, તેને તેના ભાગ્યોદયથી ખેંચાઈને ઉત્તરોત્તર પ્રધાન બોધના કારણો પ્રાપ્ત થાય છે; સત્પુરુષ સદ્ગુરુનો જોગ બની આવે છે, ને સત્શ્રુત વગેરેની પ્રાપ્તિ થાય છે. લોહચુંબક જેમ લોહને ખેંચે, તેમ તેવું તેવાને ખેંચે છે (Like attracts like). આ શુશ્રૂષામાં પણ એવું કોઈ અજબ આકર્ષણ છે, કે સાચા વક્તા સત્પુરુષનો સમાગમ ગમે ત્યાંથી થઈ આવે છે. જો તરસ બૂઝાવવાની ઈચ્છા છે, તો તે બૂઝાવવાની રીત પણ મળી આવે છે.

**શુશ્રૂષાનો મહિમા**

આમ શુશ્રૂષા વિનાનું શ્રવણ નિષ્ફળ છે, પણ શ્રવણ વિનાની શુશ્રૂષા નિષ્ફળ નથી, પરંતુ કર્મક્ષયરૂપ ફળથી સફળ છે. સાચી ભૂખ લાગી હોય ને ખાધું હોય તો જેમ ભાવે, રુચે, મીઠું લાગે ને પચે; ખૂબ તરસ લાગી હોય ને પાણી જેમ મીઠું અમૃત જેવું લાગે, ને તરસ છીપે; તેમ જો તત્ત્વ સાંભળવાની સાચી ભૂખ લાગી હોય, તત્ત્વસુધારસ-પાનની સાચી તરસ લાગી હોય, તો જ તે શ્રવણ ભાવે છે, રુચે છે, ને જીવને અમૃતરૂપે પરિણમે છે; નહિં તો કાણા માટલાની જેમ બીજા કર્ણ-છિદ્ર વાટે બહાર નીકળી જાય છે! હૃદયમાં ઠરતું નથી! માટે આ શુશ્રૂષા ગુણનું માહાત્મ્ય ઘણું છે. "બૂઝી ચહત જો પ્યાસકી, હૈ બૂઝન કી રીત." (રાજચંદ્રજી)

યોગમાં અક્ષેપ ગુણ કહે છે—

**शुभयोगसमारम्भे न क्षेपोऽस्यां कदाचन ।**
**उपायकौशलं चापि चारु तद्विषयं भवेत् ॥ ५५ ॥**

શુભ યોગ સમારંભમાં, કદી ક્ષેપ અહિં નો'ય;
ને તે વિષયી ઉપાયનું, કૌશલ સુંદર હોય. ૫૫.

---

**વૃત્તિઃ-शुभयोगसमारम्भे**—શુભ યોગના સમારંભમાં, તથાપ્રકારના ધ્યાન આદિમાં, **न क्षेपोऽस्यां कदाचन**-આ અધિકૃત દૃષ્ટિ સતે કદી પણ ક્ષેપ હોતો નથી. **उपायकौशलं चापि**-તેમજ ઉપાયનું કૌશલ-કુશલપણું પણ,-તથાપ્રકારના દેશ આદિ, આસન આદિ સંબંધી, **चारु**-શોભન, સુંદર, **तद्विषयं**-તેના વિષયે, શુભ યોગસમારંભ વિષયનું, **भवेद्**-હોય.

અર્થ:—આ દૃષ્ટિને વિષે, શુભ યોગના સમારંભમાં કદી પણ ક્ષેપ હોતો નથી; અને તેના વિષયનું ઉપાય-કૌશલ પણ સુંદર હોય છે.

## વિવેચન

અહીં **અક્ષેપ** ગુણનું સ્પષ્ટીકરણ કર્યું છે. આગલી દૃષ્ટિમાં ઉદ્વેગ દોષનો ત્યાગ કર્યો, એટલે તે પછી અનુક્રમે ક્ષેપ દોષ પણ જાય છે. એથી કરીને આ દૃષ્ટિમાં વર્ત્તતો યોગી પુરુષ જ્યારે ધ્યાન વગેરે શુભ યોગનો સમારંભ કરે છે, ત્યારે તેમાં કદી કોઈ પણ વિક્ષેપ આવી પડતો નથી, કોઈ પણ આડખીલી કે અંતરાય નડતો નથી, અહીં તહીં ઝાંવાં નાંખી ચિત્ત ડામાડોળ થતું નથી, સંક્ષુબ્ધ થતું નથી. એટલે તે ધ્યાન કરતો હોય, તો એકાગ્ર ચિત્તે શુદ્ધ ભાવે કરે છે, પરીષહ-ઉપસર્ગથી ક્ષોભ પામતો નથી; પ્રભુભક્તિ કરતો હોય તો શુદ્ધ પ્રણિધાનથી તન્મયભાવે કરે છે,—અહીંતહીં ચિત્તવિક્ષેપથી ડામાડોળ થતો નથી; સામાયિક-સ્વાધ્યાય કરતો હોય તો સમતાભાવે અત્યંત સ્વસ્થતાથી કરે છે,—તેમાં આકાશ પાતાલના ઘાટ ઘડતો નથી; પ્રતિક્રમણ આદિ સતક્રિયા કરતો હોય, તો ઉપયોગપૂર્વક નિજ દોષ-દર્શનના સાચા પશ્ચાત્તાપ ભાવથી કરે છે,—પણ મનને બીજે ભમવા દેતો નથી; બીજો કોઈ પણ મોક્ષસાધક યોગ સાધતો હોય, કે બીજું કોઈ પણ શુદ્ધ તપશ્ચર્યાદિક ધર્મકૃત્ય કરતો હોય, તો આત્મજાગ્રતિપૂર્વક નિર્મલ ભાવે કરે છે, પણ આ લોક-પરલોકની ફલાકાંક્ષાથી વિક્ષેપ પામતો નથી.

**યોગમાં અવિક્ષેપ**

તેમજ તે તે ધ્યાન આદિ શુભ યોગ સંબંધી ઉપાયમાં પણ આ મુમુક્ષુ પુરુષ કૌશલ-કુશલતા ધરાવે છે, કલાકારના જેવી નિપુણતા દાખવે છે. તે તે યોગ કેમ ઉત્તમ રીતે સાધી શકાય, તેનું તેને નિપુણ જ્ઞાન હોય છે. અને આમ ઉપાય-પટુ હોવાથી તે તે યોગને તે સુંદર રીતે સાધી શકે છે. કારણ કે જે શસ્ત્રવ્યાપારમાં નિષ્ણાત હોય, તે અટાપટાના ખેલ ખેલવામાં પટુ હોય; તેમ જેને તે ધ્યાન આદિની વિધિનું બરાબર જાણપણું હોય, તે તે ધ્યાનાદિની સાધનામાં કુશલ હોય છે. વ્યાયામમાં જે સારી પેઠે કસાયેલો હોય, તે જેમ કુસ્તી વગેરે પ્રયોગોમાં હોશીયાર હોય છે; તેમ તે તે ધ્યાનાદિનો ઉપાય જે બરાબર જાણતો હોય, તે ધ્યાનાદિ સિદ્ધ કરવાંમાં નિપુણ હોય છે. દાખલા તરીકે-ધ્યાન કરવું હોય તો તેને યોગ્ય દેશ આદિ જાણવા જોઇએ, આસનાદિ વિધિ જાણવી જોઇએ. તે જાણેલ હોય, તો જ તેના ઉપાયમાં બરાબર પ્રવર્ત્તી શકાય. કુશલ કારીગર પોતાની કામગીરી બરાબર બજાવી શકે છે, પણ અણઘડ તેમ કરી શકતો નથી; તેમ ઉપાયપટુ પુરુષ ધ્યાનાદિ કુશલપણે કરી શકે છે, અપટુ તેમ કરી શકતો નથી. ગીતામાં કહ્યું છે કે-'योगः कर्मसु कौशलम् ।'

**ઉપાય કૌશલ**

"હવે જિનવચન પ્રસંગથી, જાણી સાધક નીતિ....નાથ રે;
સાધ્યરસી સાધકપણે, કરીએ સાધન રીતિ....નાથ રે."—શ્રી દેવચંદ્રજી

અને આ દૃષ્ટિમા જ અભ્યુચ્ચય કહે છે—

परिष्कारगतः प्रायो विघातोऽपि न विद्यते ।
अविघातश्च सावद्यपरिहारान्महोदयः ॥ ५६ ॥

ઉપકરણ વિષયમાં વળી, પ્રાયે નોય વિઘાત;
પાપતણા પરિહારથી, મહોદયો અવિઘાત. ૫૬.

અર્થ:—ઉપકરણ વિષયમા વિઘાત પણ પ્રાયે અત્રે હોતો નથી; અને સાવદ્ય પરિહારથી એટલે કે પાપકર્મના પરિત્યાગથકી મહોદયવાળો અવિઘાત હોય છે

## વિવેચન

અહીં બીજો જે ગુણસમૂહ હોય છે, તે અત્રે સમુચ્ચયરૂપે (Generalisation) કહ્યો છે:-(૧) અહીં ઉપકરણ સંબંધી પ્રાયે વિઘાત-ઇચ્છાપ્રતિબંધ ઉપજતો નથી, (૨) અને પાપકર્મના પરિહારથી મહોદયવાળો અવિઘાત-અપ્રતિબંધ હોય છે. તે આ પ્રકારે.-

આ દૃષ્ટિમા વર્તતા મુમુક્ષુ યોગીને ઉપકરણ બાબતમા પ્રાયે કોઇ પણ જાતનો વિઘાત-ઇચ્છાપ્રતિબંધ ઉપજતો નથી. ઉપકરણ એટલે ધર્મસિદ્ધિમા ઉપકાર કરે એવા ઉપસાધન તેવા ઉપકરણ સબંધી ઇચ્છાના પ્રતિબંધે કરી-આગ્રહે કરી આ મહાનુભાવ વિઘાત પામતો નથી, વિઘ્ન પામી અટકી જતો નથી કારણ કે ઉપકરણ એ તો સાધન માત્ર છે, સાધ્ય નથી, એમ તે જાણે છે એટલે તે સાધનમા જ સર્વસ્વ માની બેસી રહેતો નથી, સાધનના જ કુંડાળામાં રમ્યા કરતો નથી, પણ તે દ્વારા જે આત્મસિદ્ધિરૂપ સાધ્યની સિદ્ધિ કરવાની છે, તે ભણી જ પોતાનો સતત લક્ષ રાખે છે, સદાય સાધ્યરુચિ રહી તે સાધન કરે છે એટલે ઉપકરણ સબંધી મિથ્યા આગ્રહ, ટંટા, સાધન ધર્મના ઝઘડા એને આપોઆપ નિવર્ત્તી જાય છે. સાધનમા-ઉપકરણમા તે મૂર્છા પામતો નથી, કારણ કે શુદ્ધ સાધ્યરુચિપણે સાધન-સેવવા એ તેણે જિનવચન પ્રસંગથી જાણ્યુ છે

**ઉપકરણમાં અપ્રતિબંધ**

"પંચ મહાવ્રત ધાન્ય તણા, કર્ષણ વધ્યા રે,
સાધ્યભાવ નિજ થાપી, સાધનતાએ સધ્યા રે....શ્રી નમિ૦"

"સાધ્યરસી સાધકપણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષ રે"—શ્રી દેવચંદ્રજી

---

वृत्तिः-परिष्कारगत.—પરિષ્કાર સબધી, ઉપકરણ સબંધી, એમ અર્થ છે, प्रायो-પ્રાયે, ઘણું કરીને, બાહુલ્યથી, विघातोऽपि-વિઘાત પણ, ઇચ્છા પ્રતિબંધ પણ, न विद्यते-નથી હોતો, अस्या-આ દૃષ્ટિ હોતે સતે, अविघातश्च-અને અવિઘાત હોય છે. કેવા પ્રકારનો હોય છે ? તે માટે કહ્યુ કે-सावद्यपरिहारात्-સાવદ્યના પરિહારથકી, પ્રતિષિદ્ધના પરિહારથી-ત્યાગથી, महोदय -મહોદયવાળો, અભ્યુદય-નિઃશ્રેયસનો હેતુ એવો, એમ અર્થ છે

પણ મૂઢ આગ્રહી જીવો જેમ, ધર્મના ઉપકરણ જે આત્મસાધન માત્ર નિમિત્ત જ છે, તેનો લક્ષ્ય ચૂકી જઇ, તે તે સાધનના મિથ્યા આગ્રહોમાં, તુચ્છ મતભેદોમાં, નાના નાના ઝઘડાઓમાં, નાના નાના વાડાઓમાં રાચી રહી,-તેમાં જ ઇતિકર્તવ્યતા માને છે; તેમ આ મહાનુભાવ વિશાલદૃષ્ટિવાળો યોગીપુરુષ માનતો નથી. કારણ કે તે સારી પેઠે સમજે છે કે-જ્ઞાની પુરુષોએ બાહ્ય-અભ્યંતર જે કાંઇ ઉપકરણ કહ્યા છે, દ્રવ્ય-ભાવ જે કાંઇ સાધન બતાવ્યા છે, તે કેવળ જીવનો ઉપકાર થવા માટે કહ્યા છે, અપકાર થવા માટે નહિં. પણ તેમાં પણ જો જીવ મમત્વભાવ રાખે, ઇચ્છારૂપ પ્રતિબંધ કરે, મૂર્છા ધરાવે, તો તે ઉપકરણો ઉલટા અપકરણોરૂપ થઇ પડે છે! અધિકરણો થઇ પડે છે! સાધન તે બંધન બને છે! જેમકે—

**મૂર્છાથી અપકરણ**

મંદિર, ઉપાશ્રય આદિ ઘણા જીવોને ભક્તિ-સ્વાધ્યાય આદિની સુગમતા-અનુકૂળતા ખાતર કરવામાં આવ્યા છે, પણ તેમાં પણ જો ચડસાચડસી, હોંસાતોંસી કરવામાં આવે, મારા-તારાપણું કરવામાં આવે, નીરાગી નિઃસંગી વીતરાગ પ્રભુ અંગે પણ પરિગ્રહરૂપ મમત્વ બુદ્ધિ ધારવામાં આવે, કોર્ટે ચઢવા જેવા મોટા ઝઘડા કરી રાગદ્વેષની વૃદ્ધિ કરવામાં આવે, તો ઇષ્ટ ઉદ્દેશ માર્યો જાય છે; સાધન તે બંધન થઇ પડે છે! અને ઉપાશ્રય પણ અમુક વખત માટે, ગૃહસ્થની અનુજ્ઞાથી, પક્ષીની જેમ અપ્રતિબંધપણે વિચરતા ફરતારામ મુનિના કામચલાઉ વપરાશ માટે છે. પણ તેમાં પણ આ ફલાણાનો અપાસરો ને આ બીજાનો અપાસરો એમ જો મમત્વરૂપ ક્ષેત્રપ્રતિબંધ કરવામાં આવે, તો તે ઉપાશ્રય પણ અપાશ્રયરૂપ થઇ પડે! ગચ્છ-ગણ આદિ પણ મૂળ તો વ્યવસ્થા (Organisation) અને સહકાર (Co-ordination) ખાતર કરવામાં આવ્યા છે, પણ તે પણ જો મમત્વનું સ્થાન થઇ પડે, કદાગ્રહોનું નિવાસધામ બને, ક્લેશ-ઝઘડાનું રણાંગણ બની જાય, કે વાડારૂપ સંકુચિતતાનું પ્રદર્શન બને, તો તે પણ બંધનરૂપ થઇ પડે છે! આત્માને વિઘાતરૂપ થઇ પડે છે!

**સાધન તે બંધન!**

"ગચ્છના ભેદ બહુ નયન નિહાળતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે!
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહ નડિઆ કલિકાલ રાજે....ધાર." —શ્રી આનંદઘનજી

શાસ્ત્ર તો કેવળ આત્માર્થે પઠન-પાઠન માટે ને સાર્વજનિક ઉપયોગ માટે કહ્યા છે. તેને બદલે કોઇ પોતાનો માલીકી હક્ક કરી કંજૂસની જેમ તેનો સંગ્રહ-સંચય કરે, ને તેમાં પોતાનું મમત્વ સ્થાપે તો અપકરણરૂપ થઇ પડે છે. અથવા હું કેવો પંડિત છું, હું કેવું સરસ વ્યાખ્યાન કરી શકું છું, હું કેવો વક્તા છું, એમ અભિમાન ધરી શાસ્ત્રનો માનાર્થે ઉપયોગ કરવામાં આવે, તો તે જીવને પ્રતિબંધરૂપ થઇ પડે છે. અથવા શાસ્ત્રનો આગ્રહરૂપ ખંડન-મંડનાર્થે કે ખોટા વાદવિવાદ માટે ઉપયોગ કરવામાં આવે તો તે પણ

બંધનને અર્થે થાય છે. મૂઢ* જનોને જેમ સ્ત્રી-પુત્રાદિ સંસાર હોય છે, તેમ સદ્યોગ રહિત-અધ્યાત્મરહિત વિદ્વાનોને પણ શાસ્ત્ર સંસારરૂપ થઈ પડે છે!!

તેજ પ્રકારે યમ, નિયમ, સંયમ, ત્યાગ, વૈરાગ્ય વગેરે અભ્યંતર સાધનો પણ જો લોકરંજનાર્થે કરવામાં આવતા હોય, અથવા ઇષ્ટ સાધ્ય લક્ષ્યને ભૂલી જઈ સાધનની ખાતર સાધન કરવામાં આવતા હોય, અથવા સાધનને સાધ્ય માની સેવવામાં આવતા હોય, તો તે પણ બંધનરૂપ બને છે. શ્રી **રત્નાકરપચ્ચીશી**માં કહ્યું છે કે:—

"वैराग्यरङ्गः परवञ्चनाय, धर्मोपदेशो जनरञ्जनाय ।
वादाय विद्याध्ययनं च मेऽभूत्, कियद्ब्रुवे हास्यकरं स्वमीश ॥"

આમ જાણતો હોઇ આ મુમુક્ષુ પુરુષ તે તે ઉપકરણોને ઉપકરણરૂપે આરાધે છે, તે તે સાધનોને સાધનરૂપે સેવે છે, અને તેમાં મમત્વરૂપ ઇચ્છા-પ્રતિબંધ કરી તેને બંધન બનાવતો નથી; કારણ કે તે યમ, નિયમ, સંયમ, ત્યાગ, વૈરાગ્ય, ભક્તિ, જપ, તપ, વ્રત, શાસ્ત્ર આદિ આભ્યંતર ઉપકારી સાધનોને પણ કેવળ આત્માર્થે જ સેવે છે, શુદ્ધ આત્મસિદ્ધિનો સતત નિશ્ચય લક્ષ્ય રાખી આરાધે છે. જેમ રાધાવેધ સાધનારા બાણાવળીનો લક્ષ રાધાની (પૂતળીની) કીકી પર જ હોય છે, તેમ આ આત્માર્થી મુમુક્ષુ પુરુષનો નિરંતર લક્ષ શુદ્ધ આત્મારૂપ પરમાર્થ પર જ હોય છે, આમ હોવાથી એને ઉપકરણ વિષયમાં કોઇ પણ વિઘાત ઉપજતો નથી, ઇચ્છાપ્રતિબંધરૂપ વિઘ્ન નડતું નથી.

**આત્માર્થે જ સાધન સેવન**

તેમ જ આ મુમુક્ષુ પુરુષ **સાવદ્યનો પરિહાર** કરે છે, સર્વ પાપકર્મનો ત્યાગ કરે છે, નિષિદ્ધ આચરણ કરતો નથી. એટલે તે અઢાર પાપસ્થાનક પ્રયત્નપૂર્વક વર્જે છે. આથી કરીને પણ તેને યોગસાધનમાં અવિઘાત હોય છે, ઇચ્છાપ્રતિબંધ રહિતપણું હોય છે, કોઇ પણ વિઘ્ન નડતું નથી. તે નિર્વિઘ્નપણે, નિરાકુલપણે યોગસાધના કર્યા કરે છે.

અને આ યોગસાધનનો અવિઘાત **મહોદયરૂપ** ફળવાળો છે. એટલે આ નિર્વિઘ્ન યોગસાધનથી મુમુક્ષુને મોટો અભ્યુદય-પુણ્યોદય પ્રાપ્ત થાય છે, તેમજ નિઃશ્રેયસ-મોક્ષની સિદ્ધિ સાંપડે છે આવો મહોદયવાળો **સુયશ** તેને મળે છે!

"વિઘન ઇહાં પ્રાયે નહીં જી, ધર્મ હેતુમાં કોય;
અનાચાર પરિહારથી જી, સુયશ મહોદય હોય....રે જિનજી! ધન૦"—શ્રી યો૦ દ૦ સ૦ ૩-૫

---

* "पुत्रदारादिसंसारः पुंसां संमूढचेतसाम् ।
विदुषां शास्त्रसंसारः सद्योगरहितात्मनाम् ॥"—યોગબિંદુ.

## બલાદૃષ્ટિનો સાર

અહીં દર્શન દૃઢ-કાષ્ઠ અગ્નિકણ જેવું હોય છે, અને યોગનું ત્રીજું અંગ આસન પ્રાપ્ત થાય છે. અસત્ તૃષ્ણાના અભાવથી સર્વત્ર સુખાસન જ હોય છે. અત્વરાપૂર્વક સર્વત્ર ગમન હોય છે, અને અપાયપરિહારથી સર્વ કૃત્ય પ્રણિધાનયુક્ત હોય છે.

શુશ્રૂષા નામનો ત્રીજો ગુણ અહીં પ્રાપ્ત થાય છે આ યુવાન સુખી પુરુષની દિવ્ય ગાન શ્રવણેચ્છા જેવી તીવ્ર હોય છે. આ શુશ્રૂષા બોધ જલપ્રવાહની સરવાણી જેવી છે, એ વિનાનું શ્રવણ સરવાણી વિનાની ભૂમિમાં કૂવો ખોદવા જેવું-ફોગટ છે. શ્રવણ ન થાય તોપણ આ શુશ્રૂષાના પ્રભાવે શુભ ભાવથી કર્મક્ષયરૂપ ફલ થાય છે,-જે ઉત્તમ બોધનું કારણ થાય છે.

ક્ષેપ નામના ત્રીજા ચિત્તદોષનો અહીં ત્યાગ હોય છે. એટલે યોગ સંબંધી અક્ષેપ હોય છે, અને તે યોગ ઉપાયનું કૌશલ-કુશલપણું હોય છે. તેમજ ઉપકરણ વિષયમાં ઘણું કરી કોઈ વિઘ્ન અહીં નડતું નથી, અને પાપકર્મના પરિત્યાગથી મહોદયવંત અવિઘ્ન હોય છે.

### બલાદૃષ્ટિનું કોષ્ટક — ૬

| દર્શન | યોગાંગ | દોષત્યાગ | ગુણપ્રાપ્તિ |
| --- | --- | --- | --- |
| દૃઢ-કાષ્ઠ<br>અગ્નિ સમ | આસન<br>તૃષ્ણા અભાવે સર્વત્ર<br>સુખાસન.<br>અત્વરાપૂર્વક<br>સર્વ ગમન-કૃત્ય. | ક્ષેપ દોષ ત્યાગ.<br>ઉપકરણ વિષયે<br>અવિઘ્ન. | શુશ્રૂષા.<br>બોધ પ્રવાહ સરવાણી સમી.<br>તરુણ સુખી જેવી તીવ્ર.<br>યોગ ઉપાય કૌશલ. |

### કળશ કાવ્ય

—: ભૂજંગી :—

બલા દૃષ્ટિમાં કાષ્ઠ અગ્નિ સમાણું, બલી દર્શને સુજ્ઞ બોધત્વ માનું;
પરા શુશ્રૂષા તત્ત્વ કેરી ધરાવે, ન યોગે કદી યોગીને ક્ષેપ આવે. ૪૬.

અનાદિ તણો દેહ અધ્યાસ છોડી, નિજાધ્યાસમાં તેહ અભ્યાસ જોડી;
સુખાસનમાં સ્થિતિ યોગી કરે છે, પરાનંદમાં મગ્નતા તે ધરે છે. ૪૭.

સ્વભાવે કરીને જ આ દૃષ્ટિમાંહી, ન તૃષ્ણા અસત્ યોગીને હોય ક્યાંહી;
સુખાસનમાં સ્થિત સર્વત્ર તેથી, રમે આત્મ આરામમાં તે સુખેથી. ૪૮.

ગમે ત્યાં જતાં કે ગમે તે કરંતાં, ત્વરા ના નિરાકુલ યોગી ધરંતા;
પ્રણિધાન ધારી સદા આત્મરામી, ન દે આવવા દૃષ્ટિમાં કાંઇ ખામી. ૪૯.

સુખી કાંત કાંતા યુતો કો યુવાન, ચહે સૂણવા જેમ ગંધર્વ ગાન;
અહીં શુશ્રૂષા તત્ત્વની તેમ ધારે, પિપાસુ ચહે પાણીને જે પ્રકારે. ૫૦.

હું છું કોણ? ક્યાંથી વળી હું થયો છું? ખરા ક્યા સ્વરૂપે અહો! હું રહ્યો છું?
મને બાંધતા આ સંબંધો બધા શા? મહા સૂણવા તત્ત્વ એવા પિપાસા. ૫૧.

અહીં બોધ પાણીની સિરા સમાણી, ખરી શુશ્રૂષા તત્ત્વની આ વખાણી;
વિના શુશ્રૂષા સાંભળ્યું સૌ વૃથા જ, અસિરા ભૂમાં કૂપ ખોદ્યો યથા જ. ૫૨

કદી શ્રુતનો જોગ નો'યે છતાં યે, ખરો શુશ્રૂષા ભાવ જો ચિત્તમાંયે;
રુડા ભાવથી કર્મ તો ક્ષીણ થાયે, પરં બોધનો હેતુ જેથી જ પાયે. ૫૩.

રુડા યોગ આરંભતો-અત્ર યોગી, કદી ક્ષેપનો ભોગ નો'યે અભોગી;
સુયોગો તણા શ્રેષ્ઠ ઉપાયમાંહિ, સુકૌશલ્ય તે દાખવે છે જ આંહિ. ૫૪.

કદી સાધને મૂર્છના ના ધરાવે, ન તો બંધનો સાધનોને બનાવે;
સદા પાપથી ભાગતો તે ફરે છે, મનોનંદી ભાગ્યોદયોને વરે છે. ૫૫.

—: ત્રોટક :—

દૃઢ દર્શન આસન સ્થિર વસે, અતિ તત્ત્વ તણા શ્રવણે તલસે;
અવિક્ષેપપણે શુભ યોગ લસે, મનનંદન અભ્યુદયો ઉલસે. ૫૬.

॥ इति महर्षिश्रीहरिभद्राचार्यविरचिते किरत्चंद्रसूनुमनःसुखनंदनेन भगवानदासेन सुमनोनंदनी बृहट्टीकारूपविवेचनेन सप्रपञ्चं विवेचिते श्रीयोगदृष्टिसमुच्चयशास्त्रे तृतीया बलादृष्टिः ॥



# ૪
# દીપ્રા દૃષ્ટિ

બલા કહી. હવે દીપ્રા કહે છે.

**प्राणायामवती दीप्रा न योगोत्थानवत्यलम् ।**
**तत्त्वश्रवणसंयुक्ता सूक्ष्मबोधविवर्जिता ॥ ५७ ॥**

પ્રાણાયામ દીપ્રામહીં, ન યોગનું ઉત્થાન;
શ્રવણ તત્ત્વનું હોય પણ, ન સૂક્ષ્મ બોધ સ્થાન. ૫૭.

**અર્થ:**—દીપ્રા દૃષ્ટિમાં પ્રાણાયામ હોય છે, યોગનું ઉત્થાન સર્વથા હોતું નથી; અને તે તત્ત્વશ્રવણથી સહિત, પણ સૂક્ષ્મ બોધથી રહિત એવી હોય છે.

### વિવેચન

"યોગદૃષ્ટિ ચોથી કહીજી, દીપ્રા તિહાં ન ઉત્થાન;
પ્રાણાયામ તે ભાવથીજી, દીપ પ્રભા સમ જ્ઞાન....
મનમોહન જિનજી! મીઠી તાહરી વાણ "—યોગ૦ દ૦ સજ્ઝાય ૪-૧

આ **દીપ્રા** નામની ચોથી યોગદૃષ્ટિ છે એટલે આગળ કહેલા અનુક્રમે યોગનું ચોથું અંગ-**પ્રાણાયામ** અહીં હોય છે, **ઉત્થાન** નામના ચોથા આશયદોષનો પરિત્યાગ થાય છે, અને શ્રવણ નામનો ચોથો ગુણ પ્રગટે છે; પરંતુ દર્શન તો હજુ પણ સૂક્ષ્મ બોધ વિનાનું હોય છે, અને તેને **દીપક**ના પ્રકાશની ઉપમા ઘટે છે. તે આ પ્રકારે:—

---

**वृत्तिः-प्राणायामवती**—પ્રાણાયામવંતી, પ્રાણાયામવાળી,-ચતુર્થ અંગના ભાવથી,-ભાવ રેચક આદિ ભાવથકી, **दीप्रा**-દીપ્રા, ચોથી દૃષ્ટિ **न योगोत्थानवती**-યોગના ઉત્થાનવાળી નથી હોતી,- તથાપ્રકારના પ્રશાંતવાહિતાના લાભથી, **अलम्**-અત્યંત. **तत्त्वश्रवणसंयुक्ता**-તત્ત્વશ્રવણથી સંયુક્ત,- શુશ્રૂષાના ફલભાવથી. **सूक्ष्मबोधविवर्जिता**-સૂક્ષ્મ બોધથી વિવર્જિત, સૂક્ષ્મ-નિપુણ બોધથી રહિત એવી.

**દર્શન**—આ દૃષ્ટિમાં દર્શન-બોધ સ્થૂલ પ્રકારનો હોય છે, સૂક્ષ્મ-નિપુણ હોતો નથી. જો કે આગલી ત્રણ દૃષ્ટિ કરતાં વધારે સ્થિતિવાળો ને વધારે સામર્થ્યવાળો હોઈ, તેને દીપકના પ્રકાશની ઉપમા આપવામાં આવી છે, તોપણ **સ્થિરા** આદિ દૃષ્ટિની અપેક્ષાએ આ બોધનું હજુ સ્થૂલપણું છે. કારણ કે દીપકનો પ્રકાશ તૃણ-ગોમય-કાષ્ઠના અગ્નિ કરતાં અનેકગણો બળવાન્ ને વધારે સ્થિતિવાળો હોય છે, પણ રત્ન-તારા વગેરેની અપેક્ષાએ ઘણો અલ્પવીર્ય ને મંદ છે; તેમ આ **દીપ્રાદષ્ટિનો** બોધ-પ્રકાશ **મિત્રા** આદિ કરતાં વધારે બળવાન્ ને વધારે સ્થિતિવાળો હોય છે, પણ **સ્થિરા** આદિ કરતાં મંદ ને અલ્પ સ્થિતિવાળો હોય છે. દીપકના સાન્નિધ્યમાં તેના પ્રકાશ-વર્તુલમાં આવતા પદાર્થોનું દિગ્દર્શન થાય છે, પણ તેની બહારમાં દૂરવર્તી સૂક્ષ્મ વ્યવહિત પદાર્થોનું દર્શન થતું નથી, તેમ ક્ષયોપશમરૂપ તેલના પ્રમાણમાં આ દૃષ્ટિમાં પદાર્થનો સ્થૂલ બોધ થાય છે, પણ દૂરવર્તી સૂક્ષ્મ અંતરિત પદાર્થનું દર્શન થતું નથી. દીવો તેલ હોય ત્યાંસુધી પ્રકાશે છે, તેલ ખૂટી ગયે ઓલવાઈ જાય છે; તેમ આ દૃષ્ટિનો બોધ તથારૂપ ક્ષયોપશમ હોય ત્યાંસુધી પ્રકાશે છે, પછી પ્રકાશતો નથી-ઓલવાઈ જાય છે. દીવો વાયરાના સપાટાથી ઓલવાય છે, અથવા અસ્થિર થાય છે, તેમ આ દૃષ્ટિનો બોધ પણ તથાપ્રકારના બાહ્ય નિમિત્તોરૂપ વાયુના સપાટાથી ઓલવાઈ જવાનો-પડી જવાનો ભય રહે છે, અથવા અસ્થિર-ચંચલ થવાનો સંભવ રહે છે, ઇત્યાદિ અનેક પ્રકારે આ દૃષ્ટિના બોધને દીપકની ઉપમા બરાબર ઘટે છે. અત્રે 'દૃષ્ટિ'ના અગાઉ કહેલા લક્ષણ પ્રમાણે સત્શ્રદ્ધાસંગત બોધ હોય છે, તેથી કરીને અસત્ પ્રવૃત્તિનો વ્યાઘાત થતો જાય છે, ને સત્પ્રવૃત્તિપદ નિકટ આવતું જાય છે.

**'દીપપ્રભા સમ જ્ઞાન'**

## —: પ્રાણાયામ :—

"બાહ્ય ભાવ રેચક ઇહાજી, પૂરક અંતર ભાવ;
કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ. મન૦"—શ્રી યો૦ દ૦ સજ્ઝાય ૪-૨

અત્રે મુખ્યપણે આધ્યાત્મિક **ભાવપ્રાણાયામનો** જ નિર્દેશ છે. પણ પ્રાણાયામ નામનો શ્વાસના રૂંધનરૂપ જે બાહ્ય એવો હઠયોગનો પ્રકાર છે, તે અત્રે મુખ્યપણે પ્રસ્તુત નથી, કારણ કે તે તો કાયક્લેશરૂપ માત્ર હોઈ ચિત્તચંચલતાનું કારણ થવાનો સંભવ છે. આ બાહ્ય પ્રાણાયામના ત્રણ પ્રકાર છે:-(૧) શ્વાસને બહાર કાઢવો, તે **રેચક*** પ્રાણાયામ છે (૨) શ્વાસને અંદર પૂરવો, તે **પૂરક** પ્રાણાયામ છે. (૩) શ્વાસને કુંભમાં જલની જેમ નિશ્ચલપણે થંભી રાખવો, તે **કુંભક** પ્રાણાયામ છે.

**દ્રવ્ય પ્રાણાયામ**

* "रेचकः स्याद्बहिर्वृत्तिरन्तर्वृत्तिश्च पूरकः। कुंभकः स्तम्भवृत्तिश्च प्राणायामस्त्रिधेत्ययम् ॥
धारणायोग्यता तस्मात् प्रकाशावरणक्षयः। अन्यैरुक्तः क्वचिन्नैतद्युज्यते योग्यतानुगम् ॥"
(આધાર માટે જુઓ) યશો૦ કૃત દ્વા૦ દ્વા૦

પતંજલિ આદિનો અભિપ્રાય છે કે-'પ્રાણાયામથી પ્રકાશના આવરણનો ક્ષય થાય છે, અને ધારણામાં મનની યોગ્યતા થાય છે' એટલે કે ચિત્તસત્વગત પ્રકાશનું જે ક્લેશરૂપ આવરણ છે તેનો ક્ષય થાય છે, અને પ્રાણાયામથી સ્થિર કરાયેલું ચિત્ત સુખે કરીને નિયત દેશમાં ધારી રખાય છે અને આ જે પતંજલિ આદિએ કહ્યું છે તે કવચિત્ પુરુષવિશેષમાં યોગ્યતા પ્રમાણે યુક્ત છે, કારણ કે યોગીઓનું નાનારુચિપણું છે. તેથી× પણ ભગવત્ જિનપ્રવચનમાં* તો શ્વાસોચ્છ્વાસનો રોધ વ્યાકુલતાનો હેતુ થઇ પડે છે માટે નિષિદ્ધ જ છે, કારણ કે જેમ યોગસમાધાન થાય એમ જ પ્રવૃત્તિ કરવી શ્રેયસ્કર છે અને પ્રાણરોધરૂપ મથામણનું બહુ ઝાઝું પ્રયોજન પણ નથી.

બાકી ભાવથી જોઇએ તો બાહ્ય ભાવોના રેચનથી, અંતરૂભાવના પૂરણથી, ને નિશ્ચિત અર્થના કુંભનથી પરમાર્થરૂપ **ભાવ પ્રાણાયામ**+ થાય છે. તે આ પ્રકારે:-(૧) જેમ પ્રાણાયામની બાહ્ય સ્થૂલ ક્રિયામાં શ્વાસને બહાર કાઢવારૂપ રેચક ક્રિયા કરવામાં આવે છે, તેમ આ ભાવ પ્રાણાયામમાં બાહ્યભાવ-પરભાવને બહાર કાઢવારૂપ-રેચ દેવારૂપ **રેચક** ક્રિયા કરવામાં આવે છે. એટલે સ્ત્રી-કુટુંબ આદિના મમત્વરૂપ બાહ્ય ભાવોને કાઢી નાખવામાં આવે છે. (૨) જેમ બાહ્ય પ્રાણાયામમાં શ્વાસ અંદર ભરવારૂપ **પૂરક** ક્રિયા કરવામાં આવે છે, તેમ ભાવ પ્રાણાયામમા અંતરાત્મભાવ અંતરૂમાં ભરવારૂપ પૂરક ક્રિયા કરાય છે. એટલે કે શ્રવણથી ઉપજેલા વિવેકરૂપ અંતરૂભાવ ભરાય છે. (૩) જેમ હઠયોગિક પ્રાણાયામમા શ્વાસને અંદર ભર્યા પછી તેને કુંભમાં જલની જેમ સ્થિર કરવારૂપ-થંભાવી રાખવારૂપ **કુંભક** ક્રિયા કરાય છે, તેમ અત્રે ભાવ પ્રાણાયામમા અંતરૂભાવની સ્થિરતારૂપ-સ્થંભનરૂપ કુંભક ક્રિયા કરવામાં આવે છે. એટલે નિશ્ચિત અર્થનું કુંભન-સ્થિરીકરણ થાય છે. આમ ભાવ પ્રાણાયામ તે આત્મભાવરૂપ સ્વભાવ છે, અને એ જ અવ્યભિચારથી યોગનું અંગ છે અર્થાત્ બાહ્ય પ્રાણાયામ યોગનું અંગ થાય કે ન પણ થાય, પણ આ ભાવ પ્રાણાયામ તો ચોક્કસ યોગનું અંગ છે જ માટે આ આધ્યાત્મિક પ્રાણાયામ એ જ ઉત્કૃષ્ટ-શ્રેષ્ઠ પ્રાણાયામ છે

**ભાવ પ્રાણાયામ**

---

"श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः । स तु बाह्याभ्यंतरस्तंभवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मसंज्ञः । बाह्याभ्यंतरविषयापेक्षी चतुर्थः । ततः क्षीयते प्रकाशावरणम् । धारणासु च योग्यता मनसः ।"—પાત૦ યો૦ ૨, ૪૯-૫૩.

× "उस्सासं ण णिरुंभइ आभिग्गहीओवि किमु अचेट्ठा ।
पसज्ज मरणं णिरोहे सुहुमुस्सासं च जयणाए ॥"—શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણજી.

+ "रेचनाद्बाह्यभावानामन्तर्भावस्य पूरणात् ।
कुंभनान्निश्चितार्थस्य प्राणायामश्च भावतः ॥"—શ્રી યશોવિ૦કૃત દ્વા૦ દ્વા૦

"બહિતરામ તજ અંતર, આતમરૂપ થઇ થિર ભાવ;
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અરપણ દાવ."—શ્રી આનંદઘનજી

"શુદ્ધ દેવ અવલંબન ભજતાં, પરહરીએ પરભાવ."
"અંતર અંતર આતમતા લહી હોજી, પરપરિણુતિ નિરીહ."—શ્રી દેવચંદ્રજી

**અનુત્થાન**

યોગનું ઉત્થાન–ઊઠી જવું તે અત્ર થતું નથી, કારણ કે તેવા પ્રકારની **પ્રશાંતવાહિતા** હોય છે, એટલે કે એવા પ્રકારનો પ્રશાંત રસનો પ્રવાહ પ્રવહે છે, કે યોગમાંથી ચિત્ત ઊઠતું નથી. જેમ શાંત સરિતાનો પ્રવાહ અખંડ, શાંતપણે વહ્યા કરે, તેમાં તરંગ ઊઠે નહિં, તેમ અત્રે યોગસરિતાના શાંત રસનો પ્રવાહ અખંડપણે વહ્યા કરે છે, તેમાં ઉત્થાનરૂપ તરંગ ઊઠતો નથી. કારણ કે આગલી દૃષ્ટિમાં **ક્ષેપ** નામનો દોષ ટળ્યો, એટલે કોઈ પણ પ્રકારે ચિત્તમાં વિક્ષેપ ઉપજતો નથી, તેથી ચિત્તમાં શાંતરસ પ્રવહે છે, અને યોગને પોતાના સ્થાનમાંથી ઊઠવાનું બનતું નથી, આરંભેલી યોગક્રિયામા જ ચિત્ત ચોટયું રહે છે. આમ **અનુત્થાન** ઘટે છે. પણ આવી આ શાંતવાહિતા–ઠરેલપણું ન હોય, તો યોગમાં ઉત્થાન થાય છે, એટલે કે પ્રારબ્ધ યોગક્રિયામાંથી મન ઊઠી જાય છે, ઉચક થાય છે, ઉન્મન થાય છે, ચિત્ત ચોંટતું નથી–ઠરતું નથી. છતાં તેવી ઉન્મન સ્થિતિમાં ત્યાગવા યોગ્ય એવી તે યોગક્રિયા છંડાતી પણ નથી. જેમકે–કોઈએ દીક્ષા લીધી હોય, અને તે પાળવાને સર્વથા અસમર્થ હોઈ તેમાંથી તેનું મન ઊઠી ગયું હોય, તેવાને તે દીક્ષા છોડી શ્રાવકનું લિંગ ધરવું વધારે યોગ્ય છે,* તથાપિ તે લોકનિંદા આદિ ભયથી તે મુનિલિંગ છાંડતો નથી. આ ઉત્થાન દોષનું ઉદાહરણ છે. આવો ઉત્થાનદોષ અહીં ટળે છે.

"શાંતવાહિતા વિણુ હોવે રે, જે યોગે ઉત્થાન રે;
ત્યાગ યોગ છે તેહથી રે, અણુછંડાતું ધ્યાન રે....પ્રભુ૦"—સા૦ ત્ર૦ ગા૦ સ્ત૦ઢા.-૧૦

**તત્ત્વશ્રવણ**

આગલી દૃષ્ટિમાં શુશ્રૂષા–સાંભળવાની ઈચ્છાનો ગુણ પ્રગટ્યો છે, એટલે તેના પછી સ્વાભાવિક ક્રમે અત્રે **તત્ત્વનું શ્રવણ** બને છે આગળમાં કહ્યું હતું તેમ શુશ્રૂષા એટલે સાંભળવાની ઉત્કંઠા–અંતરંગ જિજ્ઞાસા વિનાનું શ્રવણ વૃથા છે, એ ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે. કદાપિ શ્રવણ વિનાની શુશ્રૂષા કલ્યાણકારી થાય, પણ શુશ્રૂષા વિનાનું શ્રવણ કલ્યાણકારી થતું નથી. માટે શુશ્રૂષાના અનુવેધવાળું–અનુસંધાનવાળું શ્રવણ જ ઉપકારી થાય છે. અને આ શ્રવણ એટલે કર્ણેન્દ્રિય પર શબ્દોનું અથડાવું ને સાંભળવું એમ નથી; પરંતુ અંતરાત્માથી અંતઃકર્ણેન્દ્રિયદ્વારા શબ્દનું અર્થગ્રહણ–ભાવગ્રહણ કરવું, તેનું નામ શ્રવણ છે. એમ તો આ જીવે કર્ણપટ

* "जइ न तरसि धारेउं मूलगुणभर उत्तरगुणभरं च ।
मोत्तूण तोत्ति भूमिं सुसावगत्तं वरतरागं ॥"—શ્રી ઉપદેશમાલા.

પર અથડાવારૂપ શબ્દ શ્રવણ તો એટલું બધું કર્યા કર્યું છે કે તેના કાનના પડદા પણ તૂટી ગયા છે! તોપણ તેને બ્રહ્મજ્ઞાન થયું નથી! કારણ કે ખરૂં તત્ત્વશ્રવણ થયું જ નથી, અર્થગ્રહણ-ભાવગ્રહણરૂપ અંતરાત્માથી શ્રવણ થયું જ નથી. શ્રી અખાભક્તે માર્મિક વચન કહ્યું છે કે-'કથા સૂણી સૂણી ફૂટ્યા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.'

ભાવરેચક આદિ ગુણ કહે છે—

प्राणेभ्योऽपि गुरुर्धर्मः सत्यामस्यामसंशयम् ।
प्राणांस्त्यजति धर्मार्थे न धर्मं प्राणसंकटे ॥ ५८ ॥

પ્રાણથીય મોટો ગણે, નિઃસંશય અહિં ધર્મ;
ધર્મ અર્થ પ્રાણો ત્યજે, પ્રાણસંકટે ન ધર્મ. ૫૮.

અર્થઃ—આ દૃષ્ટિ હોતાં, પ્રાણો કરતાં પણ ધર્મને નિઃસંશય ગુરુ-મોટો માને; ધર્મને અર્થે પ્રાણ છોડે, પણ પ્રાણસંકટ આવી પડ્યે ધર્મ ન છોડે.

## વિવેચન

"ધર્મ અર્થ અહીં પ્રાણને જી, છંડે-પણ નહિં ધર્મ;
પ્રાણ અર્થ સંકટ પડે જી, જુઓ! એ દૃષ્ટિનો મર્મ....મન૦"—યો૦ દ૦ સજ્ઝાય ૪-૩

આ દૃષ્ટિમાં વર્તનાર યોગીને મન નિઃસંશયપણે પ્રાણ કરતાં પણ ધર્મ ઘણો વધારે મોટો લાગે છે, ધર્મનું માહાત્મ્ય પ્રાણ કરતાં પણ અધિક ભાસે છે. આખા જગતમાં વ્હાલામાં વ્હાલી વસ્તુ પ્રાણ ગણાય છે, તે પ્રાણની જાળવણી અર્થે સમસ્ત જગત્ પ્રવૃત્તિ કરી રહ્યું છે, ને તેની રક્ષા માટે ગમે તે કરવા તે તૈયાર રહે છે. પણ આ જોગીજનને તો આવા પ્રિયતમ પ્રાણ કરતાં પણ ધર્મ વધારે પ્રિય ભાસયમાન થાય છે. એટલે જ તે ધર્મની ખાતર પ્રાણ પણ છોડી દેવા પડે—ન્યોચ્છાવર કરવા પડે, તો તે આંચકો ખાતો નથી; અને પ્રાણસંકટ આવી પડે, પ્રાણ જવાનો પ્રસંગ આવી પડે, તોપણ તે પ્રાણ બચાવવાની ખાતર ધર્મને છોડતો નથી. પ્રાણની કે ધર્મની રક્ષા કરવાની હોય, તો તેની પ્રથમ પસંદગી ધર્મરક્ષા પર ઉતરે છે, પ્રાણના ભોગે પણ તે ધર્મનું પરિપાલન કરે છે. જેમકે—

**પ્રાણથીય ધર્મ પ્રિય**

"રઘુકુલ રીતિ સદા ચલી આઇ,
પ્રાન જાય અરુ બચન ન જાઇ."—શ્રી તુલસીદાસજીકૃત રામાયણ.

---

વૃત્તિ -प्राणेभ्योऽपि—પ્રાણોથી પણ, ઇંદ્રિય આદિ પ્રાણો કરતાં પણ गुरुर्धर्मः—ધર્મ ગુરુ, મહત્તર, વધારે મોટો હોય, सत्यामस्याम्—આ અધિકૃત દૃષ્ટિ-દીપ્રા હોતે સતે, असंशयम्—અસંશયપણે, આ ક્યાથી? તે માટે કહ્યું-प्राणांस्त्यजति धर्मार्थे—ધર્મ અર્થે પ્રાણો ત્યજે, તત્ત્વઉત્સર્ગ પ્રવૃત્તિવડે કરીને, (પણ) न धर्मं प्राणसंकटे—પ્રાણસંકટે ધર્મ ન ત્યજે,-તત્ત્વઉત્સર્ગ પ્રવૃત્તિવડે કરીને જ.

આવો તે દૃઢધર્મી હોય છે, આવો દૃઢ ધર્મરંગ–'ચોળ મજીઠનો રંગ'–તેને લાગેલો હોય છે. અને આ **ધર્મનો રંગ જ સાચો રંગ છે**, બાકી બીજો બધો રંગ પતંગ સમાન છે–ચાર દિવસની ચટકી છે. **'સાચો રંગ તે ધર્મનો'.** દેહ ભલે જીર્ણ થાય, સડી જાય, પડી જાય, વિધ્વંસ પામી જાય, પણ ધર્મરંગ કદી જીર્ણ થતો નથી, સડતો નથી, પડતો નથી, વિધ્વંસ પામતો નથી.

"શ્રી અનંતજિન શું કરો....સાહેલડીઆ, ચોળ મજીઠનો રંગ રે....ગુણવેલડીઆ૦
સાચો રંગ તે ધર્મનો....સાહે૦ બીજો રંગ પતંગ રે....ગુણ૦
ધર્મ રંગ જીરણ નહિં....સાહે૦ દેહ તે જીરણ થાય રે....ગુણ૦
સોનું તે વિણસે નહિં....સાહે૦ઘાટ ઘડામણ જાય રે....ગુણ૦
ત્રાંબું જે રસવેધિયું....સાહે૦ હોય તે જાચું હેમ રે....ગુણ૦
ફરી તે ત્રાંબું નવિ હુવે....સાહે૦તિમ પ્રભુ શું મુજ પ્રેમ રે....ગુણ૦"–શ્રીયશોવિજયજી

અને આવો સાચો ધર્મરંગ–ધર્મપ્રેમ લાગવાનું કારણ, **તે ધર્મનું પરમ માહાત્મ્ય** તેને મન વસ્યું છે તે છે. જેમકે—

"ચાતુરો ચોપેથી ચાહી ચિંતામણિ ચિત્ત ગણે, પંડિતો પ્રમાણે છે પારસમણિ પ્રેમથી;
કવિયો કલ્યાણકારી કલ્પતરુ કથે જેને, સુધાનો સાગર કથે સાધુ શુભ ક્ષેમથી;
આત્મના ઉદ્ધારને ઉમંગથી અનુસરો જો, નિર્મળ થવાને કાજે, નમો નીતિ નેમથી;
વદે **રાયચંદ** વીર, એવું ધર્મરૂપ જાણી,ધર્મવૃત્તિ ધ્યાન ધરો, વિલખો ન વે'મથી."

—શ્રીમદ્ રાજચંદ્રજી

તેમ જ આ મુમુક્ષુ જોગીજન જાણે છે કે–'આ સંસારને વિષે વિશુદ્ધ ધર્મ જ બુધજનોને મુક્તિઅર્થે સદા ઉપાદેય છે–આદરથી ગ્રહણ કરવા યોગ્ય છે, કારણ કે બીજું બધું ય દુઃખનું કારણ છે. આ સંસારમાં બધુંય પ્રકૃતિથી અસુંદર છે, **ધર્મજ ઉપાદેય** સ્વભાવથી અસુંદર છે. એટલા માટે અત્રે ધર્મ શિવાય બીજે ક્યાય વિવેકીઓને આસ્થા ધરવી શું યુક્ત છે? તે હે જીવ! તું કહે. અને તે ધર્મ તો જગદ્વંદ્ય છે, નિષ્કલંક છે, સનાતન છે, પરાર્થનો સાધક છે, અને શીલવંત ધીરજનોએ તે સેવેલો છે. માટે તે ધર્મ સિવાય અન્યત્ર ક્યાય આસ્થા કરવી યુક્ત નથી'×

× "उपादेयश्च संसारे धर्म एव सदा बुधैः। विशुद्धो मुक्तये सर्वं यतोऽन्यद्दुःखकारणम् ॥
प्रकृत्यसुंदरं ह्येवं संसारे सर्वमेव हि। अतोऽत्र वद किं युक्ता क्वचिदास्था विवेकिनाम् ॥
मुक्त्वा धर्मं जगद्वंद्यमकलङ्कं सनातनम्। परार्थसाधकं धीरैः सेवितं शीलशालिभिः ॥"
મહર્ષિ હરિભદ્રાચાર્યજી પ્રણીત શાસ્ત્રવાર્તાસમુચ્ચય

અને એવી નિરુપાધિક, નિઃસ્વાર્થ, કેવળ **પરમાર્થ પ્રેમમય** પ્રીત-સગાઈ તો ધર્મની જ છે. **'ધર્મપ્રેમ એજ સાચો પ્રેમ છે.'** કારણ કે ધર્મ જ પરમ મિત્ર-સુહૃદની જેમ જ્યાં જ્યાં આ જીવ જાય છે ત્યાં ત્યાં સર્વત્ર તેનો અનુગામી થઈ, સાચું મિત્રપણું અદા કરે છે; સર્વત્ર હિતસ્વી રહી આત્મકલ્યાણ સાધી, સાચો નિર્વ્યાજ મિત્રભાવ બજાવતો રહે છે. એટલા માટે આવા પરમાર્થપ્રેમી ધર્મરૂપ પરમ કલ્યાણમિત્રનો સંસર્ગ કદી પણ છોડવા યોગ્ય નથી, એમ આ ઉપરથી સાર બોધ ફલિત થાય છે. કારણ કે સર્વ શાસ્ત્રો પોકારીને કહે છે કે-'પાપથી દુઃખ ને ધર્મથી સુખ છે, એટલા માટે પાપ કરવું નહિં, ને ધર્મનો સંચય કરવો ×'

**"ધર્મ પ્રેમ એજ સાચો પ્રેમ છે"**

કારણકે મનુષ્ય ગમે તેટલા છળપ્રપંચો કરી, ગમે તેટલા કાળા ધોળા કરી, ગમે તેટલું ધન સંચય કરે, ગમે તેટલી 'દો-લત' એકઠી કરે, ગમે તેટલા વાડીવજીફા ને બાગ-બંગલા બંધાવે, ગમે તેટલી ઋદ્ધિ-સમૃદ્ધિ મેળવે, અરે! સકલ શત્રુદલને પદદલિત કરી વિશ્વનું એકછત્રી સામ્રાજ્ય સાધી ચક્રવર્તી પદવી પણ પ્રાપ્ત કરે, તોપણ જ્યારે મૃત્યુવેળા આવી પહોંચે છે, ત્યારે તે બધુંય એમને એમ ધર્યું રહે છે, જે જ્યાંનું છે તે ત્યાંનું ત્યાં જ પડયું રહે છે, ને યમરાજની આજ્ઞાથી આ કાયારૂપ કોટડી એક ક્ષણની પણ નોટીસ વિના તાબડતોબ ખાલી કરી, એ બધોય પરિગ્રહ પરાણે મૂકીને જેવા આવ્યા તેવા ખાલી હાથે પાછા ચાલ્યા જવું પડે છે. મહાપરાક્રમી વિજેતા ઍલેકઝાંડર (સીકંદર) અંગે કહેવાય છે કે-તે જ્યારે મૃત્યુશય્યા પર હતો, ત્યારે તેણે એવો આદેશ કર્યો હતો કે મ્હારી ઠાઠડી જ્યારે લઈ જવામાં આવે ત્યારે મ્હારી મુઠી ખુલ્લી રાખજો, ને જગતને બતાવજો કે આ સીકંદર ખાલી હાથે આવ્યો હતો ને ખાલી હાથે જાય છે.

**'જે જ્યાંની તે ત્યાં રહીજી'**

"પરિગ્રહની મમતા કરીજી, ભવભવ મેલી રે આથ;
જે જ્યાંની તે ત્યાં રહીજી, કોઈ ન આવી સાથ રે....જિનજી! મિચ્છા દુક્કડ આજ."
શ્રી વિનયવિજયજીકૃત શ્રી પુણ્યપ્રકાશસ્તવન

"પુહવીને જે છત્ર પરે કરે, મેરુનો કરે દંડ રે;
તે પણ ગયા હાથ ઘસંતા, મૂકી સર્વ અખંડ માયાજાલરે."—શ્રી રૂપવિજયજી.

---

× "दुःखं पापात् सुखं धर्मात्सर्वशास्त्रेषु संस्थितिः।
न कर्त्तव्यमतः पापं कर्त्तव्यो धर्मसंचयः ॥'—શાસ્ત્રવાર્તાસમુચ્ચય

"पापाद्दुःखं धर्मात्सुखमिति सर्वजनसुप्रसिद्धमिदम्।
तस्माद्विहाय पापं चरतु सुखार्थी सदा धर्मम् ॥"—આત્માનુશાસન.

સાથે આવે છે માત્ર એક ધર્મમિત્ર જ, એટલે 'હાથે તે સાથે' એમ સમજી આત્માર્થી વિવેકી પુરુષ પોતાના હાથે જેટલું બને તેટલું ધર્મનું આરાધન કરે છે.

इत्थं सदाशयोपेतस्तत्त्वश्रवणतत्परः ।
प्राणेभ्यः परमं धर्मं बलादेव प्रपद्यते ॥ ६० ॥

આમ સદાશય યુક્ત તે, તત્ત્વ શ્રવણ તૈયાર;
પ્રાણોથી પરમ ધર્મને, કરે બળે જ સ્વીકાર. ૬૦

અર્થ:—આમ સદ્ આશયથી યુક્ત એવો તે, તત્ત્વ શ્રવણમાં તત્પર રહી, પ્રાણો કરતાં પરમ એવા ધર્મને બળથી જ અંગીકાર કરે છે, માન્ય કરે છે.

## વિવેચન

આમ ઉપરમાં કહ્યું તેમ આ દૃષ્ટિવાળો યોગી પુરુષ ધર્મને પરમ મિત્ર-સુહૃદ્ જાણે છે, એટલે તેને ધર્મની ગાઢ મૈત્રી જામે છે, દૃઢ ધર્મરંગ લાગે છે, અને 'જેને જેવો સંગ, તેને તેવો રંગ' એ ઉક્તિ પ્રમાણે તે **ધર્મની સંગતિના પ્રભાવથી તે પોતે સાચો ધર્માત્મા-ધર્મમૂર્તિ** બની જાય છે, તે ધર્મના સંસ્કાર તેને અસ્થિમજ્જા પર્યંત હાડોહાડ વ્યાપી જાય છે. કારણ કે—

"ઉત્તમ ગુણ અનુરાગથી....સાહેબ૦ લહીએ ઉત્તમ ઠામ રે....ગુણ.
ઉત્તમ નિજ મહિમા વધે....સાહેબ૦ દીપે ઉત્તમ ધામ રે....ગુણ." શ્રી યશોવિજયજી.

"ઉત્તમ સંગે રે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી."—શ્રી દેવચંદ્રજી.

અને તેથી કરીને તેનો ચિત્ત આશય સ્ફીત-ઉજ્જવલ થાય છે. સદ્-શુભ પરિણામવાળો થાય છે, તેની ચિત્તભૂમિકા સ્ફટિકના જેવી સ્વચ્છ ને ચોકખી થાય છે, કે જેથી તે તત્ત્વરૂપ નિર્મલ જલને ઝીલવા માટે યોગ્ય પાત્ર (Receptacle) બને છે. સારા મિત્રની સોબતથી અવગુણ-દોષ દૂર થાય છે ને સદ્ગુણ આવે છે, તેમ આ ધર્મ સન્મિત્રની સંગતિથી અશુભ આચરણરૂપ દોષ ટળે છે ને શુભ આચરણરૂપ સદ્ગુણની પ્રાપ્તિ થાય છે, ચિત્ત ચોકખું નિર્મળ ને નિર્વિકાર બને છે. અને આમ ચિત્ત ચોકખું થાય ત્યારે જ તેમાં ભક્તિ પ્રમુખ ગુણ પરિણમે છે—ઠરે છે.

**સદાશયઃ તત્ત્વશ્રવણ**

---

વૃત્તિ:-इत्थं—એમ, सदाशयोपेतः—સદ્ આશયથી સંયુક્ત હોઇ, तत्त्वश्रवणतत्परः—તત્ત્વશ્રવણમાં તત્પર, આ તત્ત્વશ્રવણ-પ્રધાન એવો તે, प्राणेभ्यो परमं धर्मं बलादेव प्रपद्यते—પ્રાણો કરતાં પરમ એવા ધર્મને બલથી જ માન્ય કરે છે,-તેના સ્વભાવપણાને લીધે. स्वत एव (પોતાની મેળે જ) યોગનું ઉત્થાન આને હોતું નથી.

"શ્રી શીતલ જિન ભેટિયે, કરી શુદ્ધે ચોક્ખું ચિત્ત હો."—શ્રી યશોવિજયજી.

"શુદ્ધાશય પ્રભુ થિર ઉપયોગે, જે સમરે તુજ નામજી;
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃત રસ ધામજી."—શ્રી દેવચંદ્રજી.

અને આમ જ્યારે ચિત્તની પાટી ચોકખી (Clean Slate) થાય છે, ત્યારે જ તેમાં **તત્ત્વશ્રવણરૂપ** અક્ષર લખાય છે, ત્યારે જ જીવ તત્ત્વશ્રવણનું યોગ્ય પાત્ર બને છે. એટલે તે મુમુક્ષુ જોગીજન તત્ત્વશ્રવણમાં તત્પર-ઉદ્યુક્ત થાય છે, ધર્મતત્ત્વ સાંભળવાનો રસીઓ થાય છે. આ આખું જગત્ 'ધર્મ ધર્મ' એમ કહેતું ફરે છે, પણ આ ધર્મનો મર્મ કોઈ જાણતું નથી, માટે આ ધર્મ એટલે શું? ધર્મનું વાસ્તવિક તત્ત્વસ્વરૂપ શું? ઇત્યાદિ તત્ત્વવાર્ત્તા સદ્‌ગુરુમુખે શ્રવણ કરવામાં એ સદા ઉત્કંઠિત રહે છે.

**વસ્તુધર્મ**

એટલે શ્રી સદ્‌ગુરુ ભગવાન્ પ્રકાશે છે કે—'वत्थुसहावो धम्मो'—'વસ્તુનો સ્વભાવ તે ધર્મ' આત્મવસ્તુનો સ્વભાવ તે **આત્મધર્મ**, એટલે કે આત્માનું સ્વ-સ્વભાવમાં વર્ત્તવું તેનું નામ ધર્મ. જે જે પ્રકારે આત્મા સ્વભાવમાં-આત્મભાવમાં આવે તે ધર્મનું વાસ્તવિક સ્વરૂપ છે. ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયિક ભાવરૂપે જે નિજ ગુણનું પ્રગટપણું છેવટે પૂર્ણ અવસ્થા નીપજાવે છે, તે સ્વભાવરૂપ આત્મધર્મના સાધન છે, માટે તે પણ સાધનરૂપ ધર્મ છે. સમકિત ગુણથી માંડીને શૈલેશી અવસ્થા સુધી જે આત્માને અનુગત-અનુસરતા ભાવ છે, તે આત્મધર્મરૂપ સાધ્યને અવલંબતા હોઈ, સંવર-નિર્જરાના હેતુ થઈ પછી ઉપાદાન કારણને પ્રગટ કરે છે, માટે તે બધાય ધર્મના પ્રકાર છે. અને પછી સર્વ પ્રદેશે કર્મનો અભાવ થઈ, પૂર્ણાનંદસ્વરૂપ જે આત્મગુણની સંપૂર્ણતા થવી, **સહજાત્મસ્વરૂપની** પૂર્ણ પ્રગટતા થવી, તે અનુપમ એવો સિદ્ધ સ્વભાવરૂપ ધર્મ છે. આમ સાધ્ય એવા વસ્તુ ધર્મનું સાધન કે સિદ્ધિ તે જ ખરો **ભાવધર્મ** છે. બાકી નામધર્મ, સ્થાપનાધર્મ, દ્રવ્યધર્મ, ક્ષેત્રધર્મ, કાલધર્મ, વગેરે જે ધર્મના પ્રકાર છે, તે તો જો **ભાવધર્મના** હેતુરૂપ થતા હોય તો ભલા છે-રૂડા છે, નહિં તો ભાવ વિના એ બધાય 'આલ' છે, મિથ્યા છે, વ્યર્થ છે. આવા શુદ્ધ વસ્તુધર્મને-આત્મધર્મને અથવા તે શુદ્ધ ધર્મ જેને પ્રગટ્યો છે એવા ધર્મમૂર્ત્તિ પ્રભુને જે જાણી, સદ્દહીને આરાધે છે, તે પછી કર્મ બાંધતો નથી, ને તેને વસ્તુ સ્વભાવરૂપ ધર્મ પ્રગટે છે

"સ્વામી સ્વયંપ્રભને હો જાઉં ભામણે, હરખે વાર હજાર;
વસ્તુધર્મ પૂરણ જસુ નીપનો, ભાવ કૃપા કિરતાર....સ્વામી
નામ ધર્મ હો ઠવણ ધર્મ તથા, દ્રવ્ય ક્ષેત્ર તિમ કાલ,
ભાવ ધર્મના હો હેતુપણે ભલા, ભાવ વિના સહુ આલ....સ્વામી.

શ્રદ્ધા ભાસન હો તત્ત્વ રમણપણે, કરતા તન્મય ભાવ,
દેવચંદ્ર હો જિનવર પદ સેવતા, પ્રગટે વસ્તુ સ્વભાવ... સ્વામી –શ્રી દેવચંદ્રજી.

" ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધર્મ ન જાણે હો મર્મ.. જિનેસર !
ધર્મ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ...જિનેસર !
ધર્મ જિનેસર ગાઉં રંગશું "—શ્રી આનંદઘનજી.

" જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે...જીવે ધર્મ પોતાની કલ્પનાવડે અથવા કલ્પનાપ્રાપ્ત અન્ય પુરુષવડે શ્રવણ કરવા જોગ, મનન કરવા જોગ કે આરાધના જોગ નથી માત્ર આત્મસ્થિતિ છે જેની એવા સત્પુરુષથી જ આત્મા કે આત્મધર્મ શ્રવણ કરવા જોગ છે, યાવત્ આરાધવા જોગ છે "—શ્રીમદ્ રાજચંદ્રજી.

ઇત્યાદિ પ્રકારે જ્યારે સદ્ગુરુ ધર્મની વ્યાખ્યા કરે છે, ધર્મનુ તત્ત્વસ્વરૂપ પ્રગટ કરે છે, ત્યારે આ મુમુક્ષુ શ્રોતા પુરુષ તન્મયપણે-તત્પરપણે તે શ્રવણ કરે છે, અને પ્રાણથી પણ પરમ એવા તે ધર્મને બલથી જ માન્ય કરે છે, તે ધર્મ પ્રત્યે એને એવો પ્રેમપ્રવાહ વછૂટે છે કે તેના સ્વીકાર વિના તેને ચાલતું નથી કારણ કે તેવો તેનો સ્વભાવ છે, એટલે તે અનાયાસે જ-સહજ સ્વભાવે જ પ્રાણાધિક ધર્મનુ શરણ ગ્રહે છે, અને ભાવે છે કે ' ત્રાહિ મા ત્વા પ્રપન્નં ' હે ધર્મ ! હું હ્હારે શરણે આવ્યો છુ, તુ મ્હારું રક્ષણ કર અને આમ જે ધર્મની રક્ષા કરે છે, તેને ધર્મ રક્ષે છે ' **धर्मो रक्षति रक्षितः** '

" સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી, આરાધ્ય ! આરાધ્ય ! પ્રભાવ આણી,
અનાથ એકાંત સનાથ થાશે, એના વિના કોઈ ન બાહ્ય સ્હાશે "—શ્રીમદ્ રાજચંદ્રજી.

તે શ્રવણ ગુણ કહે છે—

**क्षाराम्भस्त्यागतो यद्वन्मधुरोदकयोगतः ।**
**बीजं प्ररोहमाधत्ते तद्वत्तत्त्वश्रुतेर्नरः ॥ ६१ ॥**

ખારા જલના ત્યાગથી, મધુરા યોગે જેમ;
પામે બીજ પ્રરોહને, તત્ત્વશ્રવણથી તેમ. ૬૧

---

**वृत्ति**—क्षाराम्भस्त्यागतो यद्वत् मधुरोदकयोगतः-ખારા પાણીના ત્યાગથી, મધુર-મીઠા પાણીના યોગથી જેમ,-તેના માધુર્યનુ સ્પષ્ટ સંવિત્તિથી-સંવેદનાથી અજાણપણું છતા, बीजं प्ररोहमाधत्ते-બીજ પ્રરોહ ધારે છે-પામે છે, ( બીજ ઊગી નીકળે છે ) तद्वत् तत्त्वश्रुतेर्नरः-તેની જેમ તત્ત્વશ્રુતિથી નર ( પ્રરોહ પામે છે ),-તત્ત્વશ્રુતિના અચિન્ત્ય સામર્થ્યથકી મહાપ્રભાવપણાને લીધે

અર્થ:—ખારા પાણીના ત્યાગથી અને મીઠા પાણીના યોગથી જેમ બીજ પ્રરોહ પામે છે-ઊગી નીકળે છે, તેમ તત્ત્વશ્રવણથકી નર પ્રરોહને પામે છે.

## વિવેચન.

"તત્ત્વશ્રવણ મધુરોદકેજી, ઇહાં હોય બીજ પ્રરોહ;
ખાર ઉદક સમ ભવ ત્યજેજી, ગુરુ ભક્તિ અદ્રોહ....મન."—શ્રી. યો. દ. સજ્ઝાય ૪-૪

તત્ત્વશ્રવણનો મહિમા અહીં બતાવ્યો છે. આ 'તત્ત્વશ્રવણ મધુરોદકેજી'-તત્ત્વશ્રવણરૂપ મીઠા પાણીના જોગથી, અહીં બીજનો પ્રરોહ થાય છે, અંકુર ફૂટે છે. ખારું પાણી હોય તો બીજ ઊગે નહિં; પણ જો ખારું પાણી છોડી, મીઠા પાણીનો જોગ બને તો બીજ ઊગી નીકળે,-ભલે તેની મીઠાશનું સ્પષ્ટ સચેતન વડે ભાન-જાણપણું ન હોય, તો પણ અંકુરા ફૂટી નીકળે તેજ પ્રકારે સંસાર સમુદ્રના ખારા પાણીનો જોગ જ્યાંસુધી હોય, ત્યાંસુધી બોધનું બીજ ઊગે નહિં; પણ તે ખારૂં પાણી છોડી, **તત્ત્વશ્રવણ-રૂપ મધુર જલનો** જોગ જો બની આવે તો બોધરૂપ બીજ ઊગી નીકળે-'પ્રરોહ પામે.' ભલે તે તત્ત્વશ્રુતિના માધુર્યનું સ્પષ્ટ સચેતન-સવેદન હજુ ન હોય, તો પણ તેને અંકુરા તો જરૂર આવે.

અત્રે 'પ્રરોહ' શબ્દ બન્ને અર્થમાં ઘટે છે (શ્લેષ). પ્રરોહ એટલે ઊગી નીકળવું તે, અથવા ઉત્તરોત્તર ચઢતી પદવી પામવી તે. તત્ત્વશ્રવણના અચિંત્ય મહાપ્રભાવથી નર ઉત્તરોત્તર પ્રરોહ-ચઢતી કળા પર આરૂઢ થતો જાય છે, તે વાર્ત્તા સ્પષ્ટ છે અહીં 'નર' શબ્દનું ગ્રહણ કર્યું છે, તે મુખ્યપણે મનુષ્ય જ તત્ત્વશ્રવણનું પાત્ર બને છે, એ સૂચવવા માટે છે, કારણ કે મનુષ્ય પર્યાયમાં જ પૂર્ણ સદ્વિવેકનો ઉદય થઈ, યાવત્ મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે આવું તત્ત્વશ્રવણનું અચિન્ત્ય સામર્થ્ય હોય છે, આવો મોટો પ્રભાવ હોય છે.

આકૃત—૧૦

બીજ
સંસાર=ખારૂં પાણી

બોધ-અંકુર
પુણ્ય-બીજ
તત્ત્વ શ્રવણ=
મીઠું પાણી.

"જિનવર વચન અમૃત અનુસરિયે, તત્ત્વરમણ આદરિયે રે;
દ્રવ્ય-ભાવ આશ્રવ પરહરિએ, દેવચંદ્રપદ વરીએ રે"—શ્રી દેવચંદ્રજી.

"વચનામૃત વીતરાગના, પરમ શાંતરસ મૂળ; ઔષધ જે ભવરોગના, કાયરને પ્રતિકૂળ."
"તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ; સ્વભાવની સિદ્ધિ કરે, તે જ ધર્મ અનુકૂળ."
—શ્રીમદ્ રાજચંદ્રજી.

આમ આગલી મિત્રા આદિ દૃષ્ટિઓમાં જે 'યોગ-બીજોનું' ચિત્તભૂમિમાં રોપણ થયું હતું, તેને અત્રે અંકુરા ફુટે છે, અર્થાત્ તે પરિપોષણથી વૃદ્ધિ પામે છે. એટલે–

**યોગબીજ અંકુર**

પ્રભુભક્તિ–પરમાત્મા અર્હંત ભગવંત પ્રત્યેની ભક્તિ ઉત્તરોત્તર અધિક માત્રા પામતી જાય છે. આ ભક્તિ પ્રભુ પ્રત્યે પરમ ઉપાદેય ભાવવાળી, આહારાદિ દશ સંજ્ઞાથી રહિત, અને ફલકામના વિનાની–નિષ્કામ એવી હોય છે. અને તે ભક્તિ કરનાર ભક્ત જોગીજનનું ચિત્ત અત્યંત ચોકખું હોય છે, સંશુદ્ધ–નિર્મલ હોય છે. આવી અકુંઠિત ભક્તિથી મન એ જ વૈકુંઠ-સ્વર્ગ થઈ પડે છે, એમ યોગી જનોનો અનુભવ કહે છે, અને એવા શુદ્ધચિત્ત યોગીજનો પરમ પ્રેમાવેશમાં પ્રભુને કહે છે કે–હે પ્રભુ! અમે તમને અમારા મન-ઘરમાં પધરાવશું એટલે તેની શોભા દેખીને તમે ત્યાં જ સ્થિર થઈ જશો!

"મન ઘરમાં ધરિયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા; સાહેબા વાસુ.;"
"મન વૈકુંઠ અકુંઠિત ભકતે, યોગી ભાખે અનુભવ યુકતે. સાહેબા વાસુ૦"—શ્રી યશોવિજયજી.

**સદ્‌ગુરુભક્તિ**—સન્માર્ગે ચઢાવનાર શ્રીમદ્ સદ્‌ગુરુ ભગવાન્ પ્રત્યે અત્રે અત્યંત ભક્તિ ઉલ્લસે છે; ભાવયોગી એવા ભાવાચાર્યાદિ પ્રત્યે પરમાદર યુક્ત વિનય–બહુમાન હોય છે. અને તે પરમ ઉપકારી પ્રત્યે નિષ્કામ એવા શુદ્ધ આશયથી ભક્તજન વિધિ પ્રમાણે યથાશક્તિ વૈયાવચ્ચ–સેવા કરે છે, તન–મન–ધનથી તેની ઉપાસનામાં તત્પર રહે છે. **સત્‌શાસ્ત્રભક્તિ**–પરમ ઉપકારી એવા સન્માર્ગદર્શક સદાગમ પ્રત્યે અધિકાધિક ભક્તિ સ્ફુરતી જાય છે. સત્‌શ્રુતના લેખન–પૂજન–દાન–ચિંતન–ભાવન–સ્વાધ્યાય આદિ પરમ ગૌરવ–બહુમાન યુક્તપણે અત્ર કરાય છે. જિનભક્તિ આદિ પરમ યોગબીજ પ્રત્યે અત્રે પરમ ઉપાદેય ભાવ પ્રગટે છે. તેમજ **ભવ વૈરાગ્ય**–સંસાર પ્રત્યે તેના સ્વરૂપદર્શનથી ઉપજતો સહજ વૈરાગ્ય અત્ર બળવત્તર બને છે, જન્મ–મરણાદિ દુઃખથી દુઃખમય એવા સંસાર પ્રત્યે અત્યંત ઉદ્વેગ ઉપજે છે. ઈત્યાદિ યોગબીજ અત્રે પરિપોષણ પામી યોગ–અંકુરપણાને પામે છે.

આનેજ ભાવાર્થ કહે છે—

**क्षाराम्भस्तुल्य इह च भवयोगोऽखिलो मतः ।**
**मधुरोदकयोगेन समा तत्त्वश्रुतिस्तथा ॥ ६२ ॥**

---

**वृत्तिः—क्षाराम्भस्तुल्य इह च भवयोगोऽखिलो मतः**–અને અહીં સમસ્ત સંસારયોગ ખારા પાણી બરાબર માનવામાં આવ્યો છે,–અતત્ત્વશ્રવણરૂપ પણ (તેમજ છે) **मधुरोदकयोगेन समा तत्त्वश्रुतिस्तथा**–તથા મધુર જલના યોગ સમાન તત્ત્વશ્રુતિ (તત્ત્વશ્રવણ) માનેલ છે. તેના અંગપણાથી તત્ત્વશ્રુતિ પણ (તેમજ છે).

ખારા પાણી સમ બધો, ભવયોગ અહીં જાણ;
તત્ત્વશ્રુતિ તે તો મીઠા, જલના જોગ સમાન. ૬૨

અર્થ:—અને અહીં ખારા પાણી સરખો સકલ સંસાર યોગ માન્યો છે, તથા તત્ત્વશ્રુતિને મધુર જલના યોગ સમાન માની છે.

## વિવેચન.

'ખાર ઉદક સમ ભવ ત્યજેજી'—શ્રી યો. દ. સ.

ઉપરમાં જે ખારૂં પાણી-મીઠું પાણી વગેરે કહ્યું, તે શું? તેનું અત્ર સ્પષ્ટીકરણ કર્યું છે. સમસ્ત સંસાર યોગ-સકલ સંસારપ્રસંગ છે, તે ખારા પાણી બરાબર છે.

**સંસાર: ખારૂં પાણી**

અતત્ત્વશ્રવણરૂપ સંસારપ્રસંગ પણ તેમજ ખારા પાણી જેવો છે. ખારા પાણીના યોગે બીજ ઊગે નહિં, બળી જાય, તેમ સંસારપ્રસંગ અથવા અતત્ત્વશ્રવણરૂપ ખારા પાણીના યોગથી પુણ્યબીજ વા બોધબીજ ઊગે નહિં, પણ બળી જાય. જ્યાંલગી આ સંસાર સમુદ્રનું ખારૂં પાણી પીવાની હોંસ મનુષ્ય ધરાવે, ત્યાં લગી બોધબીજ પામવાની આશા રાખવી તે આકાશકુસુમવત્ છે. જ્યાં લગી આ ખારૂં પાણી પીવાનું છોડી દઈ, ચિત્તમાં દૃઢ વૈરાગ્યરંગ ન લાગે, ભવોદ્વેગ ન ઉપજે, ત્યાંલગી જ્ઞાનનો ઉદ્ભવ થવો સંભવતો નથી.

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન."—શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત શ્રી આત્મસિદ્ધિ.

અને વિવેકીને મન તો આ સંસારસાગર ખરેખર ખારોજ લાગે છે, પ્રતિક્ષણે તેને તેનો તેવો કડવો અનુભવ થાય છે, એટલે તે ક્ષણભર પણ તે સંસારમાં રહેવાને ઇચ્છતો નથી. કારણકે તે વૈરાગ્યભાવના ભાવે છે કે—

આ સંસાર સમુદ્રમાં* ઉપજતા સર્વ સબંધો મનુષ્યોને વિપદાના સ્થાન થઈ પડે

---

* "भवाब्धिप्रभवाः सर्वे सबंधा विपदास्पदम् । संभवन्ति मनुष्याणां तथान्ते सुष्ठु नीरसाः॥
वस्तुजातमिदं मूढ प्रतिक्षणविनश्वरम् । जानन्नपि न जानासि ग्रहः कोऽयमनौषधः॥
यद्वद्देशान्तरादेत्य वसन्ति विहगा नगे । तथा जन्मान्तरान्मूढ प्राणिनः कुलपादपे ॥
प्रातस्तरुं परित्यज्य यथैते यान्ति पक्षिणः । स्वकर्मवशगाः शश्वत्तथैते क्वापि देहिनः ॥
शरीरं शीर्यते नाशा गलत्यायुर्न पापधीः । मोहः स्फुरति नात्मार्थः पश्य वृत्तं शरीरिणाम् ॥"

શ્રી શુભચંદ્રાચાર્યજીકૃત જ્ઞાનાર્ણવ.

આ ભાવનાઓનું પરમ સુંદર હૃદયંગમ સ્વરૂપ શુભચંદ્રાચાર્યજીકૃત શ્રી જ્ઞાનાર્ણવમાં, શ્રીમદ્ રાજચંદ્રજીકૃત ભાવનાબોધમાં, અને શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયજીકૃત શ્રી શાંતસુધારસમાં અસત વિસ્તારથી વર્ણવ્યું છે. વિશેષ જિજ્ઞાસુએ તે તે સ્થળે જોવું. અત્રે તેના આધારે સક્ષેપમા કહ્યુ છે.

છે, અને અંતે અત્યંત નીરસ નીવડે છે. આ શરીર રોગથી આક્રાંત થયેલું છે, યૌવન જરાથી આક્રાંત છે, ઐશ્વર્ય અંતે વિનાશ છે, અને જીવનના અંતે મરણ છે. ઇંદ્રિય વિષયથી ઉપજતા એવા ક્ષણભંગુર સુખમા રતિ કરીને ત્રિભુવન નષ્ટ થયું છે. આ વસ્તુ-માત્ર પ્રતિક્ષણે વિનશ્વર છે, તે જાણતાં છતા તું જાણતો નથી! તે હે મૂઢ! ત્હારો કેવો ગ્રહ છે કે જેનું ઓસડ નથી! જે પૂર્વે ત્હારા શત્રુઓ હતા તે આ જન્મમાં કર્મવશે ત્હારા બંધુઓ બન્યા છે! અને પૂર્વ જન્મમા જે ત્હારા બધુઓ હતા, તે આ જન્મમાં ત્હારા શત્રુપણે ઉપજ્યા છે! જેમ દેશાંતરથી આવીને પક્ષીઓ વૃક્ષમાં વાસ કરે છે, તેમ પ્રાણીઓ જન્માતરથી આવીને કુલરૂપ વૃક્ષમાં વસે છે. પછી પ્રભાત થતાં આ પંખીઓ જેમ ઝાડને છોડીને પોતપોતાની દિશામાં ચાલ્યા જાય છે, તેમ આ પ્રાણીઓ પણ આયુ-પૂર્ણતારૂપ પ્રાતઃકાળ થતાં પોતપોતાના કર્મ પ્રમાણે જૂદી જૂદી ગતિમાં ક્યાંય ચાલ્યા જાય છે! આમ આ બધોય **પંખીમેળો** છે. છતા પ્રાણીઓનું આ વિચિત્ર ચરિત્ર તો જુઓ! શરીર શીર્ણ (જીર્ણ) થાય છે, પણ આશા શીર્ણ થતી નથી! આયુષ્ય ગળે છે, પણ પાપબુદ્ધિ ગળતી નથી! મોહ સ્ફુરે છે, પણ આત્માર્થ સ્ફુરતો નથી! ખરેખર! આયુ× તો વાયુના તરગ જેવુ તરલ-ચચલ છે, સપદાઓ આપદાઓ સાથે જોડાયેલી છે, સર્વ ઇંદ્રિય વિષયો સધ્યાસમયના વાદળાના રંગ જેવા છે, મિત્ર-સ્ત્રી-સ્વજનાદિના સંગમનું સુખ સ્વપ્ન-ઈંદ્રજાલ સમાન છે. તેથી આ સસારમા એવી તે કઈ વસ્તુ છે કે જે સંતજનોને આનંદનું કારણ થાય?

'આ ત્રિભુવનમા એવો કોઇ પણ શરીરધારી નથી કે જેના કંઠમાં કૃતાન્તનો પાશ નહિં આવી પડે. યમ-કેસરીના પાછા ન ઠેલાય એવા પગલા જ્યારે પડે છે, ત્યારે મહામહેનત કરતાં દેવોથી પણ પ્રાણી રક્ષી શકાતો નથી, તો પછી માનવ-કીડાનું શું ગજુ?'

"જન્મ જરા મરણે કરી એ, આ સસાર અસાર તો,
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણહાર તો.
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો,
શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો"

શ્રી વિનયવિજયજીકૃત શ્રી પુણ્યપ્રકાશ સ્તવન

---

×"आयुर्वायुतरत्तरंगतरलं लग्नापदः संपदः,
सर्वेऽपीन्द्रियगोचराश्च चटुलाः सन्ध्याभ्ररागादिवत् ।
मित्रस्त्रीस्वजनादिसङ्गमसुखं स्वप्नेन्द्रजालोपमम्,
तत्किं वस्तु भवे भवेदिह मुदामालम्बनं यत् सताम् ॥"

શાંતસુધારસ (જુઓ શ્રી મનઃસુખભાઈ કીરતચદકૃત વિવેચન.)

"છ ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યા,
બ્રહ્માંડમાં બળવાન થઇને ભૂપ ભારે ઉપજ્યા;
એ ચતુર ચક્રી ચાલિયા હોતા ન હોતા હોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને.
મણિમય મુગટ માથે ધરીને કર્ણ કુંડલ નાંખતા,
કાંચન કડા કરમાં ધરી કશીએ કચાશ ન રાખતા;
પળમાં પડ્યા પૃથ્વીપતિ એ ભાન ભૂતળ ખોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને."

"વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જળના તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ, શું રાચિએ ત્યાં ક્ષણનો પ્રસંગ?"
ના મારાં તન રૂપ કાંતિ યુવતી ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહીઓ સ્વજન કે ના ગોત્ર કે જ્ઞાત ના;
ના મારાં ધન ધામ યૌવન ધરા એ મોહ અજ્ઞાત્વના,
રે રે જીવ! વિચાર એમજ સદા અન્યત્વદા ભાવના."

શ્રીમદ્ રાજચંદ્રજી

વળી તે મુમુક્ષુ જોગીજન ભાવે છે કે—

"આ સંસાર પ્રતિ જીવે લેશમાત્ર મોહ કરવા જેવું નથી. જ્ઞાનીઓએ આ સંસારને અનંત ખેદમય, અનંત દુઃખમય, અવ્યવસ્થિત, ચળ-વિચળ અને અનિત્ય કહ્યો છે. અનંત તાપ, અનંત શોક, અનંત દુઃખ જોઈને એઓએ આ સંસારને પુંઠ દીધી છે, તે સત્યજ છે. એ ભણી પાછું વાળી જોવા જેવું નથી. ત્યાં દુઃખ, દુઃખ ને દુઃખજ છે. દુઃખનો એ સમુદ્ર છે. કારણ કે જીવ પ્રથમ તો માતાની કૂખમાં-ગર્ભમાંજ અનેક સંતાપ સહન કરે છે. પછી જન્મ પામી અનેક પ્રકારના મહાકષ્ટો પામી મોટો થઇ, હાશ, હવે દુઃખનો અંત આવ્યો, હવે નિરાંત થઇ, એમ જ્યાં દેખીતાં સુખ, કાલ્પનિક સુખનો સ્પર્શ કરે છે, ત્યાંજ મૃત્યુની બેનપણી જરા અવસ્થા કાયાનો કોળિયો કરી જાય છે; અર્થાત્ ઘડપણ આવે છે, દેહ જર્જરિત થવા માંડે છે, અને કાળ આવી ઓચિંતો પ્રાણ હરી લે છે આવો દુઃખરૂપ આ સંસાર છે. ગર્ભના દુઃખથી માંડી મરણ પર્યંત જીવ દુઃખીજ છે"×—

(હાંસિયામાં: દુઃખમય સંસાર)

શ્રી મનઃસુખભાઇ કિ. કૃત શાંતસુ વિવેચન

× "गलत्येका चिंता भवति पुनरन्या तदधिका, मनोवाक्काये हा विकृतिरतिरोपात्तरजसः।
विपद्गर्तावर्त्ते झटिति पतयालोः प्रतिपद, न जंतो. संसारे भवति कथमप्यात्तिविरतिः॥
सहित्वा संतापानशुचिजननीकुक्षिकुहरे, ततो जन्म प्राप्य प्रचुरतरकष्टक्रमहतः।
सुखाभासैर्यावत्स्पृशति कथमप्यर्तिविरतिं, जरा तावत्कायं कवलयति मृत्योः सहचरी॥"
—શાંતસુધારસ.

'ચાર ગતિરૂપ જ્યાં મોટા આવર્તો છે અને દુ:ખરૂપ દાવાનલ જ્યાં પ્રજ્વલી રહ્યો છે, એવા આ ભવસાગરમાં પ્રાણીઓ બિચારા નિરંતર ભમી રહ્યા છે. એક રૂપ છોડીને બીજા ગ્રહણ કરતો આ યંત્રવાહક જીવ, રંગભૂમિ પર નાટકીઆની જેમ નિરંતર નવનવા વેષ ધારણ કરી, આ ભવમંડપમા નાટક નાચી રહ્યો છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભવ ને ભાવ એમ પાંચ પ્રકારના પરાવર્ત્તનોવડે આ સંસાર દુ:ખથી ઠાંસી ઠાંસીને ભરેલો છે. અનાદિ કાળથી ભ્રમણ કરતા આ જીવે ત્રસ-સ્થાવર યોનિઓમાં સર્વની સાથે સર્વ સંબંધો પ્રાપ્ત કર્યા છે. દેવલોકમાં કે મનુષ્ય લોકમાં, તિર્યંચમાં કે નરકમાં એવી એક પણ યોનિ નથી, એવું એક પણ રૂપ નથી, એવો એક પણ દેશ નથી, એવું એક પણ કુલ નથી, એવું એક પણ દુ:ખ નથી, એવું એક પણ સુખ નથી, એવો એક પણ પર્યાય નથી કે જ્યાં નિરંતર ગમનાગમન કરી આ જીવ ખંડિત ન થયો હોય '*

'આ **વિચિત્ર સંસાર**માં દેવ આક્રંદ કરતો નીચે પડે છે ને શ્વાન સ્વર્ગે ચડે છે! શ્રોત્રિય બ્રાહ્મણ કૂતરો બને છે, વા કૃમિ કે શ્વપાક ચાંડાલ ઈંદ્ર બને છે! રાજા કીડો થાય છે ને કીડો ઇંદ્ર બને છે! આમ કર્મથી બલાત્કારે પ્રાણીના પરાવર્તન થાય છે! અરે! આ વિષમ સંસારમાં માતા હોય તે મૃત્યુ પામીને પુત્રી બને છે! બ્હેન હોય તે સ્ત્રી થાય છે! તે સ્ત્રી વળી પુત્રી તરીકે અવતરે છે! પિતા હોય તે પુત્રરૂપે જન્મે છે! તે પુત્ર વળી મરીને પૌત્ર પણ બને છે!' આમ આ સંસાર ખરેખર! સાવ અસાર છે. આવા અનિત્ય, અશરણ, દુ:ખમય, વિચિત્ર ને વિષમ સંસારને ધિક્કાર હો! ધિક્કાર હો!

ઇત્યાદિ પ્રકારે આ વિવેકી વૈરાગ્યવંત પુરુષ ભાવે છે એટલે તેને સમસ્ત સંસાર સંબંધ ખારો લાગે એમાં શું નવાઇ? અને તેથી ઉભગીને, વિરક્ત થઇ, તે આ સંસાર-સમુદ્રના ખારા પાણીનો ત્યાગ કરવાને પ્રવર્તે એમાં શું આશ્ચર્ય?

**અતત્ત્વશ્રવણ-ખારૂં જલ**

વળી જે **અતત્ત્વશ્રવણ** છે તે પણ **ખારા પાણી** સમાન છે. અનાદિ કાળથી આ જીવે અતત્ત્વશ્રવણરૂપ ખારૂં પાણી પીધા કર્યું છે, તેથી જ તેના અંતરમાં સદ્યોગનું બીજ રોપાયું નથી, કારણ કે મિથ્યાત્વવાસનાથી વાસિત એવું અતત્ત્વ જ્યાંસુધી જીવ સાંભળ્યા કરે, ત્યાંસુધી જીવને સતસંસ્કાર ઊગે જ કેમ? આ જીવે શ્રવણ કરવામાં તો કાંઈ બાકી રાખ્યું નથી, પણ તે તો તેણે

* "चतुर्गतिमहावर्त्ते दु:खवाडवदीपिते। भ्रमन्ति भविनोऽजस्रं वराका जन्मसागरे॥
रूपाण्येकानि गृह्णाति त्यजत्यन्यानि सन्ततम्। यथा रङ्गेऽत्र शैलूषस्तथायं यन्त्रवाहकः॥
सर्वैः सर्वेऽपि सम्बन्धा संप्राप्ता देहधारिभिः। अनादिकालसंभ्रान्तैस्त्रसस्थावरयोनिषु॥
भूपः कृमिर्भवत्यत्र कृमिश्चामरनायकः। शरीरी परिवर्तेत कर्मणा वञ्चितो बलात्॥
माता पुत्री स्वसा भार्या सैव संपद्यतेऽङ्गजा। पिता पुत्रः पुनः सोऽपि लभते पौत्रिकं पदं॥'
—શ્રી જ્ઞાનાર્ણવ.

કામભોગઅનુબદ્ધ-વિષય સંબંધી અસત્કથા જ શ્રવણ કરી છે, પણ તેણે કદી 'સત્' સુણ્યું નથી. તેથી જ તેનું અત્યારસુધી અકલ્યાણ થયું છે. પણ હવે અત્રે આ દૃષ્ટિને પામતાં જીવ આ અતત્ત્વશ્રવણરૂપ ખારા જલને તિલાંજલિ આપે છે.

અને જેવો આ ખારા પાણીનો ત્યાગ થાય છે, તેની સાથે સાથે તત્ત્વશ્રુતિ-તત્ત્વશ્રવણરૂપ મીઠા પાણીનો જોગ પણ બને છે, એટલે અહીં બોધ-બીજ ઊગી નીકળે છે. અત્રે તત્ત્વશ્રુતિ એટલે તત્ત્વના પ્રતિપાદક એવા તત્ત્વશાસ્ત્ર-પરમાર્થશાસ્ત્ર તે મધુરાં-મીઠા જલના જોગ સમાન છે; અને તેના બીજા અર્થમાં લઈએ તો તત્ત્વશ્રુતિ (= તત્ત્વશ્રવણ) તે પણ તત્ત્વશ્રુતિના-તત્ત્વશાસ્ત્રના અંગરૂપ હોઈ, મધુર જલના જોગ બરાબર છે. આમ તત્ત્વશાસ્ત્ર તથા તત્ત્વશાસ્ત્રદ્વારા થતું તત્ત્વશ્રવણ તે બન્ને મીઠા પાણી જેવા છે. અને તત્ત્વશ્રુતિદ્વારા જે તત્ત્વશ્રવણ કહ્યું, તેમાં સદ્‌ગુરુનું ગ્રહણ અંતર્ભાવ પામે છે. કારણ કે સાંભળવાની ક્રિયા તો કોઈ બોલે ત્યારે થાય, એટલે તત્ત્વશ્રુતિના-પરમાર્થશાસ્ત્રના આશયના યથાર્થ વક્તા તો શ્રીમદ્ સદ્‌ગુરુ જ હોઈ, તેના શ્રીમુખેજ મુખ્ય કરીને તત્ત્વશ્રવણનો જોગ બની શકે છે. અથવા સદ્‌ગુરુ વિરહે અર્થગ્રહણરૂપ શ્રવણ પરોક્ષ સદ્‌ગુરુ સત્પુરુષે પ્રણીત કરેલા વચનામૃત-પરમશ્રુત દ્વારા પણ થાય છે.

**તત્ત્વશ્રુતિ મધુર જલ**

"તત્ત્વ વિચાર સુધારસ ધારા, ગુરુગમ વિણ કિમ પીજે રે?"—શ્રી આનંદઘનજી.

"આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહિં, ત્યાં આધાર સુપાત્ર.
અથવા સદ્‌ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ."

શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

આનો (તત્ત્વશ્રુતિનો) જ ગુણ કહે છે—

अतस्तु नियमादेव कल्याणमखिलं नृणाम् ।
गुरुभक्तिसुखोपेतं लोकद्वयहितावहम् ॥६३॥

---

વૃત્તિઃ—अतस्तु—અને આથી કરીને જ, એટલે કે તત્ત્વશ્રુતિ થકી જ, શું? તો કે—नियमादेव कल्याणं-નિયમથી જ કલ્યાણ, પરોપકાર આદિ, अखिलं नृणां-બધુંય નરોને-મનુષ્યોને હો છે,-તત્ત્વશ્રુતિ થકી તથાપ્રકારના આશયભાવને લીધે. તેનું જ વિશેષણ કરે છેઃ-गुरुभक्तिसुखोपेतं ગુરુભક્તિના સુખથી યુક્ત એવું કલ્યાણ તેની આજ્ઞાથી તેના કરણનું-કરવાનું તત્ત્વથી કલ્યાણપણું 'તેટલા માટે, એટલા માટે જ કહ્યુંઃ—लोकद्वयहितावहम्-ઉભય લોકમાં હિતાવહ-હિત આપનારૂં-અ બંધનું ગુરુભક્તિદ્વારા સાધ્યપણું છે, તેને લીધે.

નિયમથીજ એથી કરી, નરને સકલ કલ્યાણ;
ગુરુભક્તિ સુખ યુક્ત જે, ઉભય લોક હિત સ્થાન. ૬૩

**અર્થ** :—અને એ-તત્ત્વશ્રુતિ થકીજ મનુષ્યોને નિયમથીજ સકલ કલ્યાણ હોય છે,-કે જે ગુરુભક્તિના સુખથી યુક્ત અને બન્ને લોકમાં હિતાવહ-હિત કરનાર એવું હોય છે.

## વિવેચન

"તનસેં મનસેં ધનસેં સબસેં, ગુરુદેવકી આન સ્વ આત્મ બસે;
તબ કારજ સિદ્ધ બને અપનો, રસ અમૃત પાવહિ પ્રેમઘનો."—શ્રીમદ્ રાજચંદ્રજી.

અને એ તત્ત્વશ્રુતિ-તત્ત્વશ્રવણ થકી જ નિયમથી જ મનુષ્યોને પરોપકાર વગેરે સકલ કલ્યાણની પ્રાપ્તિ થાય છે. કારણ કે સત્શાસ્ત્રના સદુપદેશશ્રવણથી જ પરોપકાર, દયા, દાન, શીલ આદિના કલ્યાણકારી સંસ્કાર બીજ આત્મામાં રોપાય છે; અને તેથી કરીને જ તેવા પ્રકારનો નિર્મલ ચિત્ત-આશય પ્રગટે છે, મતઃશુદ્ધિ થાય છે, અને તેના પરિણામે પરોપકાર આદિ કલ્યાણપ્રદ પ્રવૃત્તિ સંભવે છે. અર્થ-કામની× બાબતમાં તો લોકો વિના ઉપદેશે પણ પટુ-હોશિયાર હોય છે, પણ ધર્મ તો શાસ્ત્ર-શ્રુતિ વિના થઇ શકતો નથી, એટલે તેમાં-તે કલ્યાણકર શાસ્ત્રમાં-આપ્ત સત્પુરુષના વચનમાં આદર કરવો તે હિતકારક છે, પરમ કલ્યાણકારી છે. પરમ ભાવિતાત્મા **શ્રીમદ્ રાજચંદ્રજી**નું વચનામૃત છે કે—

**તત્ત્વશ્રવણથી સકલ કલ્યાણ**

"અહો! સત્પુરુષના વચનામૃત, મુદ્રા અને સત્સમાગમ. સુષુપ્ત ચેતનને જાગ્રત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખનાર, દર્શન માત્રથી નિર્દોષ, અપૂર્વ સ્વભાવને પ્રેરક, સ્વરૂપપ્રતીતિ, અપ્રમત્ત સંયમ, અને પૂર્ણ વીતરાગ નિર્વિકલ્પ સ્વભાવના કારણભૂત,— છેલ્લે અયોગી સ્વભાવ પ્રગટ કરી, અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર, ત્રિકાળ જયવંત વર્તો! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ."—શ્રીમદ્ રાજચંદ્ર.

અને તે કલ્યાણ પણ **ગુરુભક્તિના સુખથી** યુક્ત એવું હોય છે. કારણ કે શ્રી સદ્ગુરુની આજ્ઞાથીજ કલ્યાણ હોય છે. પરોપકારાદિ કલ્યાણકાર્ય પણ શ્રીમદ્ સદ્ગુરુ ભગવાનની આજ્ઞાપૂર્વક કરવામાં આવે તોજ તત્ત્વથી-પરમાર્થથી વાસ્તવિક કલ્યાણરૂપ થાય છે; સ્વચ્છંદે કરવામાં આવે તે વાસ્તવિક કલ્યાણરૂપ થતું નથી. એમ ભગવાન શાસ્ત્રકારનો

---

×"उपदेशं विनाप्यर्थकामौ प्रति पटुर्जनः।
धर्मस्तु न विना शास्त्रादिति तत्रादरो हितः॥"—શ્રી યોગબિન્દુ.

અભિપ્રાય છે. કારણકે–'ગુરુઆજ્ઞાનો ત્યાગ કર્યો એટલે ભગવાનની આજ્ઞાનો* ત્યાગ કર્યો, અને ભગવાનની આજ્ઞાનો ત્યાગ કર્યો એટલે ઉભય લોકનો ત્યાગ કર્યો.'

"દાન તપ શીલ વ્રત, નાથ આણા વિના, થઈ બાધક કરે ભવ ઉપાધિ....
ધન્ય તું! ધન્ય તું! ધન્ય જિનરાજ તું!"
"આણારંગે ચિત્ત ધરીજે, દેવચંદ્ર પદ શીઘ્ર વરીજે."—શ્રી દેવચંદ્રજી.

આવું જે ગુરુઆજ્ઞાપૂર્વક કલ્યાણ કાર્ય હોય છે, તે **અનુબંધવાળું** હોય છે. એટલે કે તેથી ઉત્તરોત્તર વિશિષ્ટતર કલ્યાણની પરંપરા પ્રાપ્ત થયા જ કરે છે, **પુણ્યાનુબંધી પુણ્યની** ઉત્તરોત્તર ચઢતી કળા–અભ્યુદય થયા જ કરે છે આમ આ કલ્યાણકાર્ય આ લોક-પરલોકમાં હિતનું કારણ થાય છે, 'લોકદ્વયહિતાવહ'—ઉભય લોકમાં હિતને ખેંચી લાવનારું બને છે.

"आणाए धम्मो, आणाए तवो"—શ્રી જિનપ્રવચન.

આનું (ગુરુભક્તિનું) જ વિશેષથી પરમ ફલ કહે છે—

**गुरुभक्तिप्रभावेन तीर्थकृद्दर्शनं मतम्।**
**समापत्त्यादिभेदेन निर्वाणैकनिबन्धनम्॥ ६४॥**

પ્રભાવથી ગુરુભક્તિના, તીર્થંકર દર્શન માન;
સમાપત્તિ આદિ ભેદથી, મોક્ષનું એક નિદાન. ૬૪

અર્થ:—ગુરુભક્તિના પ્રભાવથી સમાપત્તિ આદિ ભેદે કરીને તીર્થંકર દર્શન માન્યું છે,–કે જે મોક્ષનું એક નિબંધન-કારણ છે.

---

વૃત્તિઃ—**गुरुभक्तिप्रभावेन**-ગુરુભક્તિના પ્રભાવથી, સામર્થ્યથી, તેનાથી ઉપાર્જેલા કર્મવિપાકથી, શું? તો કે-**तीर्थकृद्दर्शनं मतं**-તીર્થંકરનું દર્શન, ભગવંતનું દર્શન માન્યું છે–ઇષ્ટ ગણ્યું છે. કેવી રીતે? તો કે-**समापत्त्यादिभेदेन**-સમાપત્તિ આદિ ભેદથી. સમાપત્તિ એટલે ધ્યાનથકી સ્પર્શના, તે વડે કરીને. આદિ શબ્દથી તે નામકર્મના બંધ, વિપાક અને તદ્ભાવ આપત્તિની ઉપપત્તિનું ગ્રહણ છે. (એટલે કે તીર્થંકરનામકર્મનો બંધ, ઉદય અને તીર્થંકરભાવની પ્રાપ્તિની યુક્તિયુક્તતાનું–યોગ્યતાનું ગ્રહણ છે.) તે તીર્થંકર દર્શન આવું વિશિષ્ટ છે-**निर्वाणैकनिबन्धनम्**-નિર્વાણનું એક નિબંધન-કારણ છે, અસાધારણ એવું અવંધ્ય (અચૂક) મોક્ષ કારણ છે.

---

*"गुरु आणाए चाए जिणवर आणा न होइ णियमेण।
सच्छंदविहाराणं हरिभद्देण जओ भणिअं॥
एअम्मि परिचत्ते आणा खलु भगवओ परिच्चत्ता।
तीए अ परिच्चाए दुण्ह वि लोगाण चाओत्ति॥"
શ્રી યશોવિજયજીકૃત શ્રી યતિલક્ષણસમુચ્ચય.

## વિવેચન

"પ્રભુ ભક્તિ ત્યાં ઉત્તમ જ્ઞાન, પ્રભુ મેળવવા ગુરુ ભગવાન;
ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય, તેહ ઉપજવા પૂર્વિત ભાગ્ય."—શ્રીમદ્ રાજચંદ્રજી.

ઉપરમાં જે ગુરુભક્તિ કહી તેનો મહાપ્રભાવ–માહાત્મ્ય–સામર્થ્ય અત્ર બતાવ્યું છે. **ગુરુભક્તિના પ્રભાવથી** શ્રી તીર્થંકરનું દર્શન પ્રાપ્ત થાય છે, એમ સત્પુરુષોનું માનવું છે. તે કેવી રીતે? તેને માટે કહ્યું કે **સમાપત્તિ** વગેરે ભેદથી તે દર્શન સાંપડે છે. **સમાપત્તિ એટલે ધ્યાનથી સ્પર્શના,** પ્રભુના સ્વરૂપની અર્થાત્ શુદ્ધ આત્મસ્વરૂપની ધ્યાનથી જે ફરસના થવી, તેથી કરીને તીર્થંકર 'દર્શન' સાંપડે છે, અથવા તો તીર્થંકરનામકર્મ બંધાય છે, અને તેનો વિપાક થયે તીર્થંકર ભાવની પ્રાપ્તિ થાય છે. આમ પણ તીર્થંકર દર્શન પ્રાપ્ત થાય છે. અને આવું જે ભગવાન્ તીર્થંકરનું–ધર્મતીર્થસંસ્થાપકનું દર્શન છે, તે મોક્ષનું એક અદ્વિતીય કારણ છે, અમોઘ–અચૂક એવું અસાધારણ અનન્ય કારણ છે.

આમ **ગુરુભક્તિનો મહિમા અપૂર્વ** છે. સદ્‌ગુરુની ભક્તિથી–સેવાથી–ઉપાસનાથી શ્રી જિનેશ્વર ભગવંતનું સ્વરૂપ સમજાય છે, તેમનું સ્વરૂપદર્શન થાય છે, જેથી અમોઘ મોક્ષફળ અવશ્ય મળે છે; અને જે 'દર્શન' છે તે 'દૃષ્ટિ' વિના—નયન વિના થતું નથી, 'બિના નયન પાવે નહિં;' વિના નયનની જે વાત છે, અર્થાત્ ચર્મચક્ષુને અગોચર એવી જે વાત છે, તે 'નયન' વિના અર્થાત્ સદ્‌ગુરુની દોરવણી વિના અથવા સદ્‌ગુરુએ અર્પેલા દિવ્ય આંતર ચક્ષુ વિના પ્રાપ્ત થતી નથી. પણ જે સદ્‌ગુરુના ચરણ સેવે છે, તે તો તે 'બિના નયનકી બાત' સાક્ષાત્ પામે છે વિનયવંત વિનેય–શિષ્ય સદ્‌ગુરુના નયનથી દિવ્ય નયન પામી જિનસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. આમ અતીંદ્રિય એવા પ્રભુના શુદ્ધ સહજાનંદ સ્વરૂપનું દર્શન સદ્‌ગુરુએ અર્પેલા દિવ્ય નયનદ્વારા થાય છે,–એ શ્રીમદ્ સદ્‌ગુરુ ભગવાન્‌નો પરમ ઉપકાર છે

**'બિના નયન પાવે નહિં'**

"મૂળ સ્થિતિ જો પૂછો મને, તો સોંપી દઉં યોગી કને."—શ્રીમદ્ રાજચંદ્રજી

## —: સમાપત્તિનું સ્વરૂપ :—

ઉપરમાં જે સમાપત્તિ કહી તેનું સ્વરૂપ રસપ્રદ–બોધપ્રદ હોઈ ખાસ સમજવા જેવું છે સમાપત્તિ એટલે **ધ્યાનદ્વારા સ્પર્શના.** જેનું ધ્યાન કરવામા આવે છે તેના સ્વરૂપનું ધ્યાનથી સ્પર્શન–અનુભવન થવુ, તદ્રૂપતાની સમ્યક્ આપત્તિ–પ્રાપ્તિ થવી, તદ્રૂપપણું પામવું તે સમાપત્તિ. અથવા જેનું ધ્યાન કરવામાં આવે છે તેના સ્વરૂપની સમ–તુલ્ય આપત્તિ–પ્રાપ્તિ થવી, તેની સમાન તદ્રૂપ આત્માનુભવ થવો તે સમાપત્તિ આ સમજવા માટે **સ્ફટિક રત્નનું દૃષ્ટાંત** છે: જાતવંત એવું નિર્મલ સ્ફટિક રત્ન રાતા કે કાળા ફૂલની

ઉપરમાં રાખ્યું હોય, તો તેમાં તેની તેવી ઝાંઇ-છાયા પડે છે, તેવી રંગછાયાથી તદ્રૂપાપત્તિ-તદ્રૂપપણાની પ્રાપ્તિ થાય છે. તેમ નિર્મલ ચિત્ત-રત્ન જેનું ધ્યાન કરે છે, તેની તેવી છાયા તેમાં પડે છે, તે તે ભાવવામા આવતી વસ્તુના ઉપરાગથી તેને તદ્રૂપાપત્તિ-તદ્રૂપપણું પ્રાપ્ત થાય છે. આમ જાતિવંત નિર્મલ સ્ફટિક રત્નની જેમ ક્ષીણવૃત્તિવાળાને (૧) '**તાત્સ્થ્યથી**' અર્થાત્ તેમાં સ્થિતિરૂપ એકાગ્રપણાથી અને (૨) '**તદંજનપણાથી**' અર્થાત્ તેનું અંજન-રંગ લાગવારૂપ તન્મયપણાથી સમાપત્તિ હોય છે.

**સમાપત્તિ કેમ થાય?**

આ સમાપત્તિ× થવામાં ત્રણ મુખ્ય આવશ્યક શરત છે-(૧) પ્રથમ તો સ્ફટિક રત્નની જેમ **ચિત્ત ક્ષીણવૃત્તિવાળું** નિર્મલ હોવું જોઇએ. એમ હોય તો જ સમાપત્તિ થવાની યોગ્યતા પ્રાપ્ત થાય (૨) એક ફૂલની પાસે મૂકેલા સ્ફટિકની જેમ, ભાવવામાં આવતા વિષય પ્રત્યે ચિત્તનું **સ્થિર એકાગ્રપણું** થવું જોઇએ આ ન હોય તો સમાપત્તિ થાય જ કેમ? (૩) અને પછી ફૂલની રંગ-છાયા સ્ફટિકમાં પડે, તેમ **તન્મયપણું** થવુ જોઇએ, ધ્યાન વિષયનો દૃઢ ભાવરંગ લાગી જવો જોઇએ. આમ થાય ત્યારે જ સમાપત્તિ થાય. તેમજ આ સમાપત્તિ થવામાં આવશ્યક એવી જે આ ત્રણ શરત (Essential conditions) કહી, તેમા આગલી હોય તે પાછલીનું કારણ થાય છે. કારણ કે સૌથી પ્રથમ તો ચિત્ત-સત્ત્વ સ્ફટિક જેવું અત્યંત નિર્મલ-શુદ્ધ થવું જોઇએ, અર્થાત્ ચિત્ત અત્યંત સાત્વિક પરિણામી થઇ જવું જોઇએ. આમ જો ન થાય તો પત્થરમાં જેમ ફૂલની છાયા ન પડે, તેમ મલિન ચિત્તમાં પણ ભાવવા યોગ્ય વસ્તુની છાયા ન પડે, સમાપત્તિ ન થાય. પણ જ્યારે ચિત્ત નિર્મલ-ક્ષીણવૃત્તિવાળું, સ્ફટિક જેવું પારદર્શક સ્વચ્છ (Crystal-clear) થઇ જાય, ત્યારે તે અન્ય વૃત્તિ પ્રત્યે દોડતું નહિં હોવાથી સ્થિર થઇ એકાગ્રપણું પામે; અને આમ જ્યારે તે એકાગ્રપણું પામે ત્યારે જ તે તન્મય ભાવને પામે તાત્પર્ય કે ચિત્ત નિર્મલ થાય તો સ્થિર થાય ને સ્થિર થાય તો તન્મય થાય. આમ સમાપત્તિનો* ઉપક્રમ

---

× "मणेरिवाभिजातस्य क्षीणवृत्तेरसंशयम्।
तात्स्थ्यात्तदञ्जनत्वाच्च समापत्तिः प्रकीर्त्तिता॥"-શ્રી યશો કૃત દ્વા૦ દ્વા૦ ૨, ૧

*પાતંજલ યોગશાસ્ત્રની પરિભાષા પ્રમાણે ગ્રાહ્ય, ગ્રહણ અને ગૃહીતૃ એમ ત્રણ પ્રકારની સમાપત્તિ છે. તેમાં ગ્રાહ્ય સમાપત્તિ નિર્વિચાર સમાધિ પર્યંતે, ગ્રહણ સમાપત્તિ સાનંદ સમાધિ પર્યંતે, અને ગૃહીતૃ સમાપત્તિ સાસ્મિત સમાધિ પર્યંતે વિશ્રામ પામે છે. વળી તેના ચાર પ્રકાર છે: (૧) સવિતર્ક, (૨) નિર્વિતર્ક, (૩) સવિચાર, (૪) નિર્વિચાર. આ સમાપત્તિઓ સંપ્રજ્ઞાત સમાધિ (સવિકલ્પ) છે, અને તે જ 'સબીજ' સમાધિ કહેવાય છે. તેમા છેલ્લી નિર્વિચાર સમાપત્તિનું નિર્મલપણું થયે અધ્યાત્મપ્રસાદ થાય છે, તેથી ઋતંભરા પ્રજ્ઞા ઉપજે છે, કે જે શ્રુત-અનુમાન કરતાં અધિક હોય છે તે ઋતંભરા પ્રજ્ઞાથી સંસ્કારાંતરનો બાધક એવો તત્ત્વસંસ્કાર ઉપજે છે અને તેના નિરોધથી અસંપ્રજ્ઞાત (નિર્વિકલ્પ) નામે સમાધિ ઉપજે છે. વિરામ પ્રત્યયના અભ્યાસથી અને 'નેતિ નેતિ' એવા સંસ્કારશેષથી તે અસંપ્રજ્ઞાત સમાધિથી કૈવલ્ય પ્રગટે છે-આત્માનું કેવલ સ્વરૂપપ્રતિષ્ઠત્વ થાય છે. આમ નિર્વિચાર સમાપત્તિ→અધ્યાત્મપ્રસાદ→ઋતંભરા પ્રજ્ઞા→તત્ત્વસંસ્કાર→અસંપ્રજ્ઞાત સમાધિ→કૈવલ્ય,-આ ક્રમ છે. (વિશેષ માટે જુઓ પાત, તથા યશોવિજયજીકૃત દ્વા. દ્વા. ૨૦)

છે. આમાં ચિત્તસ્થિરતા એ મધ્યવર્તી ગુણ છે, તેની કેટલી બધી મહત્વતા છે એ સૂચવતું **શ્રીમદ્ રાજચંદ્રજીનું** પરમ તત્ત્વગંભીર વચન છે કે—

"બીજી સમજણ પછી કહીશ, જ્યારે ચિત્ત સ્થિર થઇશ."

હવે સમાપત્તિ કોની? કયા ધ્યાનવિષયની? તેનો વિચાર કરવા યોગ્ય છે. ધ્યાનવિષય જો જડ હોય ને ધ્યાતા ચેતન હોય તો એનો એકત્વપરિણામરૂપ મેળ કેમ બને? માટે જડ વસ્તુના ધ્યાનથી તાત્ત્વિક+ સમાપત્તિ થાય નહિં. તાત્ત્વિક સમાપત્તિ તો આત્મા જો ભાવનાવિષય હોય તો જ થાય અને પરમાત્મા એ શુદ્ધ આત્મા જ છે, એટલે પરમાત્માની* સમાપત્તિ જીવાત્મામાં યુક્ત છે. હું છું તે પરમાત્મા છું, પરમાત્મા છે તે હું છું, '**પરમાતમનું હો આતમ** ભાવવું'–એવું અભેદ ધ્યાન ધરવાથી જીવાત્માને પરમાત્માની સમાપત્તિ થાય છે, કારણ કે દ્રવ્યથી આત્માની ને પરમાત્માની તાત્ત્વિક એકતા છે, એક ચેતન સ્વરૂપપણાથી સમાનતા છે, એટલે તેની **સમરસીભાવરૂપ સમાપત્તિ**–અભેદ એકતા થવા યોગ્ય છે. એટલા માટે જ 'જે અર્હંતને (શુદ્ધ આત્માને) સ્વદ્રવ્ય–ગુણ–પર્યયથી જાણે છે, તે જ સ્વ આત્માને જાણે છે, અને તેનો મોહ નિશ્ચય લય પામે છે,' એમ **મહર્ષિ કુંદકુંદાચાર્યજીએ** કહ્યું છે.

**તાત્ત્વિકી પરમાત્મ સમાપત્તિ**

"जो जाणइ अरहंते, दव्वत्तगुणत्तपज्जयत्तेहिं ।
सो जाणइ अप्पाणं, मोहो खलु जाइ तस्स लयं ॥" —શ્રી પ્રવચનસાર.

"જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણો રે;
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે....શ્રીઅર૦"—યશોવિજયજી.

"પ્રગટ તત્ત્વતા ધ્યાવતાં, નિજ તત્ત્વનો ધ્યાતા થાય રે."—શ્રી દેવચંદ્રજી.

આમ પરમાત્માની સમાપત્તિ થાય છે તેનું કારણ એમ છે કે જીવમા પોતાની અંતરંગ ઉપાદાનભૂત તેવી પરમાત્મ શક્તિ રહેલી છે તેની વ્યક્તિ અર્થાત્ પ્રગટપણું વ્યક્ત–પ્રગટ પરમાત્માના તેવા પ્રકારે ધ્યાનરૂપ સામગ્રીસંયોગથી હોય છે, પ્રગટ પરમાત્માનું ધ્યાનાલંબનરૂપ ઉત્તમ નિમિત્ત પામી જીવની તે ઉપાદાનશક્તિ પ્રગટ પરમાત્મપણે પરિણમે છે.

---

+"संप्रज्ञातोऽवतरति ध्यानभेदेऽत्र तत्त्वतः ।
तात्त्विकी च समापत्तिर्नात्मनो भाव्यतां विना ॥"—દ્વા. દ્વા. ૨૦–૧૫

*"परमात्मसमापत्तिर्जीवात्मनि हि युज्यते ।
अभेदेन तथाध्यानादन्तरङ्गस्वशक्तितः ॥"—દ્વા. દ્વા. ૨૦

અને જીવાત્મામાં તેવા પ્રકારે પરમાત્માનું સત્ત્વ-શક્તિ છે, તેની ઉપપત્તિ માટે ત્રણ પ્રકારના આત્મા યોગવાઙ્મયમાં પ્રસિદ્ધ છે:× બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા.

**ત્રિવિધ આત્મા** તેમાં (૧) કાયામાં જેને આત્મબુદ્ધિ છે અને તેથી 'હું સ્થૂલ, હું કૃશ' ઈત્યાદિ પ્રકારે જે પ્રતીત થાય છે, તે કાય અથવા **બહિરાત્મા** છે. (૨) કાયાદિકમાં જેને આત્મબુદ્ધિ નથી પણ આત્મામાં જ આત્મબુદ્ધિ છે, એટલે કાયાદિકમાં જે સાક્ષીરૂપ રહી તેનો અધિષ્ઠાતા થઈને રહે છે, તે અધિષ્ઠાયક અથવા **અંતરાત્મા** છે. (૩) જ્ઞાનાનંદે જે પૂર્ણ પાવન અને સર્વ ઉપાધિથી રહિત છે, અને જે અતીંદ્રિય ગુણરત્નના આકર છે, તે **પરમાત્મા** છે. આ ત્રણ પ્રકારના આત્મામા બહિરાત્મા ધ્યાનનો અનધિકારી હોઈ ધ્યાતા થઈ શકતો નથી, અંતરાત્મા અધિકારી હોઈ ધ્યાતા હોય છે, અને પરમાત્મા તો ધ્યાનમાં ભાવવા યોગ્ય એવા ધ્યેય છે. આમ ધ્યાનનો ઉપયોગ હોય છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો બહિરાત્મભાવ ત્યજી, અંતરાત્મરૂપ થઈ, સ્થિર ભાવે પરમાત્માનુ જે આત્મારૂપ ભાવવું, તે જ સમાપત્તિનો વિધિ છે, આત્મ અર્પણનો દાવ છે, 'આતમ અરપણ દાવ.' જેમ અવિકાર એવા નિર્મલ દર્પણમાં પુરુષના સ્વરૂપનું અર્પણ થાય છે, તેમ નિર્વિકાર એવા નિર્મલ અંતરાત્મામાં પરમપુરુષ પરમાત્માના સ્વરૂપનું અર્પણ થાય છે, અર્થાત્ તે પરમાત્મસ્વરૂપ તેમાં પ્રગટ અનુભવરૂપે દેખાય છે. આ જ સમાપત્તિ છે.

"કાયાદિકે હો આતમ બુદ્ધે ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ....સુગ્યાની;
કાયાદિકે હો સાખીધર થઈ રહ્યો, અંતર આતમરૂપ....સુગ્યાની.
જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધિ....સુગ્યાની;
અતીંદ્રિય ગુણગણમણિ આગરુ, ઇમ પરમાતમ સાધ....સુગ્યાની.
બહિરાતમ તજ અંતર, આતમરૂપ થઇ થિર ભાવ....સુગ્યાની;
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અરપણ દાવ....સુગ્યાની.
સુમતિ ચરણકજ આતમ અરપણા, દરપણ જિમ અવિકાર....સુગ્યાની "-શ્રી આનંદઘનજી

આ સર્વ પરથી ફલિત થાય છે કે બહિરાત્મા-અંતરાત્મામાં **શક્તિથી પરમાત્મપણું** છે, તેથી યથાયોગ્ય કારણયોગે તેની વ્યક્તિનો-આવિર્ભાવનો સંભવ છે. એટલે કે બહિરાત્મભાવ ત્યજી દઈ, નિર્મલ ને સ્થિર થયેલો અંતરાત્મા જો પરમેશ્વર-પરમાત્માનું એકાગ્ર ધ્યાન કરે, તો તેના અવલંબને ધ્યાતા ને ધ્યેયનો અભેદ થાય, અર્થાત્ ધ્યાન

× "बाह्यात्मा चान्तरात्मा च परमात्मेति च त्रयः।
कायाधिष्ठायकध्येया प्रसिद्धा योगवाङ्मये ॥"—દ્વા૦ દ્વા૦

"बहिरन्त. परश्चेति त्रिधात्मा सर्वदेहिषु।
उपेयात्तत्र परमं मध्योपायाद्बहिस्त्यजेत् ॥"—સમાધિશતક.

કરનાર પોતે જ ધ્યેય એવા પરમાત્મસ્વરૂપ થઇ જાય, ધ્યેયની સમાપત્તિ થાય અને સાધ્યની અખંડ સિદ્ધિ સાંપડે.

"પરમેશ્વર અવલંબને રે....મન૦ ધ્યાતા ધ્યેય અભેદ રે....ભવિ૦
ધ્યેય સમાપત્તિ હુવે રે....મન૦ સાધ્ય સિદ્ધિ અવિચ્છેદ રે....ભવિ૦"—શ્રી દેવચંદ્રજી

"તારું ધ્યાન તે સમકિતરૂપ, તેહી જ જ્ઞાન ને ચારિત્ર તે જ છેજી,
તેથી જાયે સઘળા હો પાપ, ધ્યાતા ધ્યેય સ્વરૂપ હોયે પછેજી"–શ્રી યશોવિજયજી

આમ દ્રવ્યના—તત્ત્વના સાધર્મ્યથી અંતરાત્માને પરમાત્માની સમાપત્તિ થાય છે, અર્થાત્ સમ્યક્પ્રકારે તદ્રૂપતાપત્તિ, તદ્રૂપપણું, તન્મયપણું થાય છે, કારણ કે જે જેને ધ્યાવે તે તેવો થાય, એવો નિયમ છે. અત્રે ભમરી ને ઇયળનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. ઇયળ ભમરીનું ધ્યાન ધરે છે, તે ઇયળ ભમરી બને છે. શ્રી **આનંદઘનજી**એ પરમ ભાવોલ્લાસથી લલકાર્યું છે કે:—

"જિન થઇ જિનને જે આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે... ષડ્દરિશણ જિન અંગ ભણીજે."

**શ્રીમદ્ રાજચંદ્રજી** આ વચનોનો ઉત્તમ પરમાર્થ સમજાવતાં કહે છે કે—"જિન થઇને એટલે સાંસારિક ભાવને વિષેથી આત્મભાવ ત્યાગીને, જે કોઇ જિનને એટલે કેવલ્ય જ્ઞાનીને, વીતરાગને આરાધે છે, તે નિશ્ચયે જિનવર એટલે કૈવલ્યપદે યુક્ત હોય છે. તેને ભમરી અને ઇયળનું પ્રત્યક્ષ સમજાય એવું દૃષ્ટાંત આપ્યું છે."

"દાસ વિભાવ અપાય, નાસે પ્રભુ સુપસાય;
જે તન્મયતાએ ધ્યાય, તેહને સહી દેવચંદ્ર પદ થાય રે....જિણંદા તોરા નામથી મન ભીનો."

"પરમગુણી સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી."—શ્રી દેવચંદ્રજી.

આમ સમાપત્તિ આદિ ભેદથી આ તીર્થંકરદર્શન-પરમાત્મદર્શન ગુરુભક્તિના પ્રભાવથી સાંપડે છે એમ કહ્યું છે. અર્થાત્ ગુરુભક્તિના પ્રભાવથી ઉપાર્જેલા પુણ્યપરિપાકથી, ઉપરમાં વિવર્યું તેમ સમાપત્તિથી પરમાત્મદર્શન થાય છે; અથવા

**ગુરુભક્તિથી તીર્થંકર દર્શન**

તીર્થંકર નામકર્મ બંધાય છે, તેનો ઉદય થાય છે, અને તીર્થંકરભાવની પ્રાપ્તિ થાય છે. અને આમ પણ તીર્થંકરદર્શન—પરમાત્મદર્શન સાંપડે છે. આ તીર્થંકરદર્શન—પરમાત્મદર્શન જ નિર્વાણનું **એક નિબંધન** અર્થાત્ મોક્ષનું અદ્વિતીય કારણ છે. તે પ્રાપ્ત થયા વિના કદી પણ

નિર્વાણ થતું નથી. જેની પ્રાપ્તિ પરમ દુર્લભ છે, એવું આ પરમાત્મદર્શન પરમ દુર્લભ છે. આ પરમાત્મદર્શનની પ્રાપ્તિથી પરમ ભાવાવેશમાં આવી જઇ શ્રી આનંદઘનજીએ ગાયું છે કે—

"ચંદ્રપ્રભુ મુખ ચંદ રે....સખી! દેખણ દે!
ઉપશમ રસનો કંદ....સખી. સેવે સુર નર ઇંદ....સખી.

ગતકલિમલ દુઃખ દંદ.....રે સખિ.
સુહુમ નિગોદ ન દેખિયો....સખિ. બાદર અતિહિ વિશેષ....રે સખી.

પુઢવી આઉ ન પેખિયો....સખિ.
તેઉ વાઉ ન લેશ રે....સખી." ઇત્યાદિ, (જુઓ. પૃ. ૧૪૭).

આ તીર્થંકરદર્શનની પ્રાપ્તિ વિનાજ આ જીવ અનાદિ કાળથી આ સંસારમાં રખડ્યો છે, અને તેની પ્રાપ્તિ થયે જ આ જીવનો સંસારથી નિસ્તાર થાય છે. અને તેની પ્રાપ્તિ પણ નિર્મલ સાધુભક્તિ વિના–સંત સદ્ગુરુની ભક્તિ વિના થતી નથી.

"જગતારક પ્રભુ વિનવું, વિનતડી અવધાર રે;
તુજ દરિશણ વિણ હું ભમ્યો, કાળ અનંત અપાર રે."—શ્રી દેવચંદ્રજી.

"નિર્ગ્રંથ ભગવાને પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યૂન જ છે. આત્મા અનંત કાળ રખડ્યો તે માત્ર એના નિરુપમ ધર્મના અભાવે ××× શી એની શૈલી!" —શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૩૧.

**તીર્થંકર દર્શનના વિવિધ અર્થ**

આવું પરમ અદ્ભુત ને પરમ દુર્લભ તીર્થંકરદર્શન એટલે શું? તેના અનેક અર્થ ઘટે છે. જેમકે–(૧) પ્રભુની મુદ્રાનું–વીતરાગભાવસૂચક તદાકાર સ્થાપનારૂપ પ્રતિમાનું દર્શન, (૨) તીર્થંકરના ગુણસ્વરૂપનું સામાન્યપણે સ્થૂલ દર્શન, (૩) તત્ત્વનું યથાર્થ દર્શન કરી તત્ત્વદ્રષ્ટા તીર્થંકરે યથાવત્ પ્રરૂપેલ તત્ત્વ દર્શન, (૪) તેમના પરમાત્મ સ્વરૂપનું સાક્ષાત્ દર્શન–સાક્ષાત્કાર ઇત્યાદિ પ્રકારે આ દર્શનનો પ્રત્યેક પ્રકાર અનંતર કે પરંપર રીતે પરમ ઉપકારી છે. તેમાં પ્રથમના ત્રણ પ્રકાર પણ અનુક્રમે ચોથા પ્રકારના કારણરૂપ થવાથી ઉપકારી થાય છે. અને આવું આ પરમ ઉપકારી તીર્થંકરદર્શન પણ **પરમ પરમ ઉપકારી શ્રીમદ્ સદ્ગુરુથી** જ સમજાય છે, માટે મોટામાં મોટો ઉપકાર શ્રીમદ્ સદ્ગુરુ ભગવાનનો જ છે.

"સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વિણ ઉપકાર શ્યો? સમજ્યે જિનસ્વરૂપ."—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ.

અહીં પ્રતિષેધ કરેલા સૂક્ષ્મ બોધનુ લક્ષણુ બતાવવા માટે કહે છે—

**सम्यग्घेत्वादिभेदेन लोके यस्तत्त्वनिर्णयः।**
**वेद्यसंवेद्यपदतः सूक्ष्मबोधः स उच्यते ॥ ६५ ॥**

સમ્યગ્ હેતુ આદિથી જે, તત્ત્વનિર્ણય જનમાંય;
વેદ્યસંવેદ્ય પદથી-તે, સૂક્ષ્મ બોધ કહેવાય. ૬૫

**અર્થ:**—સમ્યક્ હેતુ વગેરે ભેદે કરીને, લોકમાં જે **વેદ્યસંવેદ્ય પદ** થકી તત્ત્વ-નિર્ણય થાય છે, તે સૂક્ષ્મ બોધ કહેવાય છે.

## વિવેચન

" સૂક્ષ્મબોધ તોપણ ઈહાંજી, સમકિત વિણુ ન હોય;
**વેદ્યસંવેદ્ય પદે** કહ્યોજી, તે ન અવેદ્યે જોય....મનમોહન "—શ્રી યો. દ. સજ્ઝાય. ૪-૫

ઉપરમા સૂક્ષ્મબોધ હજુ આ દષ્ટિમા ન હોય એમ કહ્યું હતું, તેનો ખુલાસો કરવા માટે '**સૂક્ષ્મબોધ**' એટલે શુ ? તેનું અત્ર કથન છે. હેતુ સ્વરૂપ અને ફલથી કરીને વિદ્વત્સમાજરૂપ લોકમાં, પંડિત જનોના સમુદાયમા, **વેદ્યસંવેદ્યપદથકી** જે સમ્યક્ પ્રકારે તત્ત્વનિર્ણય કરવામાં આવે, એટલે કે પરમાર્થનો પરિચ્છેદ કરાય, પરમાર્થનું પરિજ્ઞાન થાય, તેને '**સૂક્ષ્મ બોધ**' કહ્યો છે

## તત્ત્વનિર્ણયની ન્યાયપદ્ધતિ

કોઈપણ તત્ત્વનો નિર્ણય કરવો હોય, તો તે કામ સાચા પંડિત જનોનુ-ખરેખરા **વિદ્વાનોનું** છે, કારણ કે તેઓ જ હેતુથી, સ્વરૂપથી અને ફળથી તત્ત્વની સમ્યક્ પરીક્ષા કરી, કષ-છેદ-તાપ આદિ પ્રકારથી સમ્યક્ કસોટી કરી, તત્ત્વનો-પરમાર્થનો નિર્ણય કરવાને સમર્થ હોય છે તેઓ સર્વ આગ્રહથી પર હોઈ, તત્ત્વની મધ્યસ્થપણે ન્યાય-પદ્ધતિથી ચકાસણી કરે છે જેમ કુશલ ન્યાયાધીશ-ન્યાયમૂર્ત્તિ ન્યાયતુલા બરાબર જાળવીને પક્ષપાતરહિતપણે ન્યાય તોલે છે, તેમ આ ન્યાયપ્રિય વિદ્વજ્જનો પણ નિષ્પક્ષપાતપણે તત્ત્વની તુલના કરે છે, કારણ કે તેઓ **ન્યાયપદ્ધતિમા** નિષ્ણાત હોય છે તે આ પ્રકારે:—

---

**वृत्ति.—सम्यग्**-સમ્યક્પણે, અવિપરીત વિધિથી, **हेत्वादिभेदेन**-હેતુ આદિ ભેદથી; હેતુ, સ્વરૂપ ને ફલના ભેદથી, **लोके**-લોકમા, એટલે કે વિદ્વત્ સમાજમાં **यस्तत्त्वनिर्णयः**-જે તત્ત્વનિર્ણય, પરમાર્થ પરિચ્છેદ કયા કારણથી ? તો કે-**वेद्यसंवेद्यपदतः**-વેદ્યસંવેદ્યપદથકી, જેનુ લક્ષણ કહેવામા આવે છે એવા વેદ્યસંવેદ્યપદથકી, **सूक्ष्मबोधः स उच्यते**-તે સૂક્ષ્મબોધ, નિપુણ બોધ કહેવાય છે, એમ અર્થ છે

૧. તત્ત્વનો નિર્ણય કરવામાં ન્યાયવેત્તાઓ પ્રથમ તો (अ) સાધ્ય નક્કી કરે છે,* સાધ્યના સ્વીકારરૂપ અમુક પક્ષ સ્થાપે છે, અને તે પ્રત્યક્ષ આદિથી અબાધિત એવો હોય છે. તે હેતુનો વિષય પ્રકાશે છે, માટે તેનો પ્રયોગ કરવો જોઈએ, નહિં તો લક્ષ્ય વિનાના બાણુ જેવી સ્થિતિ થઇ પડે, એમ તેઓ જાણે છે. (ब) આમ સાધ્ય નિશ્ચિત કરી તેઓ તેનો હેતુ વિચારે છે. સાધ્યનો અવિનાભાવી, એટલે સાધ્યને સાધ્યા વિના ન રહે—અવશ્ય સાધે જ, તે હેતુ કહેવાય છે. સાધ્ય અને હેતુનો સંબંધ અવિનાભાવી એટલે કે એક બીજા વિના ન ચાલે એવો છે. તથાપ્રકારે ઉપપત્તિથી અને અન્યથા પ્રકારે અનુપપત્તિથી, એમ બે પ્રકારે હેતુના પ્રયોગવડે કરીને સાધ્યની સિદ્ધિ થાય છે આમ **અન્યથા અનુપપન્નપણું** એટલે કે આ જ પ્રકારે ઘટે, બીજા પ્રકારે ન ઘટે, એ હેતુનું લક્ષણ છે. તેની અપ્રતીતિ, સંદેહ કે વિપર્યાસ હોય, તો હેત્વાભાસ કહેવાય છે. તે હેત્વાભાસને આ વિચક્ષણ પુરુષો પ્રયત્નથી વર્જે છે. (क) આમ હેતુવડે સાધ્યની સિદ્ધિ કરી, તેઓ તેની **દૃષ્ટાંતથી** પુષ્ટિ કરે છે. જેમાં સાધન-સાધ્યની વ્યાપ્તિ વિશેષે કરીને સંબંધસ્મરણથી વિનિશ્ચિત કરવામાં આવે તે, **સાધર્મ્યથી દૃષ્ટાંત** છે; અને જ્યાં સાધ્ય નિવૃત્ત થતાં સાધનનો પણ અસંભવ કહેવામાં આવે, તે **વૈધર્મ્યથી દૃષ્ટાંત** છે. અંતર્ વ્યાપ્તિથી જ સાધ્યની સિદ્ધિ હોય, તો બાહ્ય ઉદાહરણ સાર્થક છે, નહિં તો તેના અભાવે વ્યર્થ છે. (ड) આવા દૃષ્ટાંતથી પુષ્ટિ કરતાં આ ન્યાયવિશારદો અસિદ્ધ, અપ્રતીત, અન્યથોપપન્ન, વિરુદ્ધ, ને અનૈકાંતિક એવા સાધર્મ્યથી ઉપજતા દૃષ્ટાંત દોષો આવવા દેતા નથી, તેમજ અપલક્ષણ હેતુથી ઉપજતા સાધ્યવિકલ વગેરે દોષો પણ આવવા દેતા નથી, અને વૈધર્મ્યથી ઉપજતા દૃષ્ટાંતદોષો દૂરથી પરિહરે છે. આમ આ વિચક્ષણ જનો અનુમાન+ પ્રમાણથી નિર્દૂષણ એવા સમ્યક્ હેતુવડે સાધ્યની સિદ્ધિ કરી, ને નિર્દોષ દૃષ્ટાંતથી તેની પુષ્ટિ કરી, તત્ત્વનું અસ્તિત્વ સ્થાપે છે.

**સાધ્ય, હેતુ અને દૃષ્ટાંત**

૨. તત્ત્વનિર્ણયમાં બીજી વસ્તુ તત્ત્વનું સ્વરૂપ વિચારવાની છે એટલે તત્ત્વનું સ્વરૂપ-સ્વલક્ષણ શું છે? તેના સામાન્ય-વિશેષ ગુણ શું છે? એનો તેઓ વિચાર કરે છે. **પ્રત્યેક વસ્તુ અનેકાંતસ્વરૂપ** છે. તેના એક દેશને—અંશને ગ્રહણ કરે તે નય કહેવાય છે. 'તે એકાંતિક× નયોની શ્રુતમાર્ગમાં પ્રવૃત્તિ થકી, સંપૂર્ણ અર્થનો વિનિશ્ચય કરાવનારું

---

*"साध्याविनाभुवो हेतोर्वचो यत् प्रतिपादकम्। परार्थमनुमानं तत् पक्षादिवचनात्मकम्॥
अन्यथानुपपन्नत्वं हेतोर्लक्षणमीरितम्। तदप्रतीतिसन्देहविपर्यासैस्तदाभता॥" ઇત્યાદિ.

(વિશેષ માટે જુઓ) શ્રી સિદ્ધસેન દિવાકરકૃત શ્રી ન્યાયાવતાર.

+"साध्याविनाभुवो लिङ्गात्साध्यनिश्चायकं स्मृतम्।
अनुमानं तदभ्रान्तं प्रमाणत्वात् समक्षवत्॥" —ન્યાયાવતાર.

**સ્યાદ્‌વાદશ્રુત** કહેવાય છે.' એવા પ્રમાણભૂત સ્યાદ્‌વાદ શ્રુતનો તેઓ વસ્તુ સ્વરૂપ સમજવા માટે આશ્રય કરે છે.

"શ્રુતજ્ઞાને નયપથ લીજે, અનુભવ આસ્વાદન કીજે." —શ્રી દેવચંદ્રજી.

૩. તત્ત્વનિર્ણયમાં ત્રીજી વસ્તુ ફળ શું તે નિર્ધારવાનું છે. એટલે અમુક તત્ત્વનું સ્વરૂપ નક્કી કર્યું, નિશ્ચિત કર્યું, તેનું ફળ શું, પરિણામ શું, અને પ્રસ્તુત તત્ત્વની ફળરૂપ પ્રાપ્તિ કેવા પ્રકારે થાય, પ્રસ્તુત તત્ત્વ કેમ નિષ્પન્ન-સિદ્ધ થાય, તેની **ફલ વિચારણા** તેઓ કરે છે. પ્રમાણભૂત એવા સર્વજ્ઞાનનું* ફલ સાક્ષાત્ અજ્ઞાનનું દૂર થવું તે છે, કેવલજ્ઞાનનું ફલ સુખ ને ઉપેક્ષા છે, અને બાકીના જ્ઞાનનું ફલ ગ્રહણ-ત્યાગ બુદ્ધિ ઉપજવી તે છે, એટલે કે સત્‌ના ગ્રહણ અને અસત્‌ના ત્યાગરૂપ વિવેકબુદ્ધિ ઉપજવી તે છે.

"અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાન પ્રકાશ"—શ્રીમદ્ રાજચંદ્રજી.

આમ વિદ્વજ્જનો હેતુથી સ્વરૂપથી અને ફલથી તત્ત્વનો સમ્યક્, યથાસ્થિત, અવિસંવાદી એવો નિર્ણય કરે છે, પરમાર્થનો સુવિનિશ્ચય કરે છે; અને તે કરી શકે છે તેનું કારણ **વેદ્યસંવેદ્ય પદ**ની પ્રાપ્તિ છે. વેદ્ય એટલે જાણવા યોગ્ય જ્યાં સંવેદાય છે, સમ્યક્ પ્રકારે જણાય છે, અનુભવાય છે, તે વેદ્યસંવેદ્ય પદ કહેવાય છે. આનું સ્વરૂપ હવે પછી ગ્રંથકાર મહર્ષિ કહેશે. આવો જે અવિસંવાદી **તત્ત્વનિર્ણય વેદ્યસંવેદ્ય પદથી** થાય છે, તેને જ '**સૂક્ષ્મ બોધ**' એવું નામ આપવામાં આવ્યું છે.

અહીંજ વિશેષથી પ્રવૃત્તિનું નિમિત્ત કહે છે—

**भवाम्भोधिसमुत्तारात्कर्मवज्रविभेदतः ।**
**ज्ञेयव्याप्तेश्च कार्त्स्न्येन सूक्ष्मत्वं नायमत्र तु ॥ ६६ ॥**

---

**वृत्तिः**—**भवाम्भोधिसमुत्तारात्**-ભવસમુદ્રમાંથી સમુત્તારણથી, સંસારસાગરમાંથી પાર ઉતારવા વડે કરીને,-લોકોત્તર પ્રવૃત્તિના હેતુપણાને લીધે. તથા **कर्मवज्रविभेदतः**-કર્મરૂપ વજ્રના વિભેદથી,-અપુનર્‌ગ્રહણથી વિભેદવડે કરીને. **ज्ञेयव्याप्तेश्च कार्त्स्न्येन**-અને જ્ઞેયવ્યાપ્તિના કાર્ત્સ્ન્યથી-સંપૂર્ણપણાથી;-અનંત ધર્માત્મક તત્ત્વની પ્રતિપત્તિ વડે કરીને, **सूक्ष्मत्वं**-સૂક્ષ્મત્વ, સૂક્ષ્મપણું, બોધનું નિપુણપણું. **नायमत्र तु**-પણ (આવો) આ સૂક્ષ્મ બોધ અત્રે નથી હોતો. અત્રે એટલે દીપ્રા દૃષ્ટિમાં અને તેની નીચેની દૃષ્ટિઓમાં નથી હોતો,-તત્ત્વથી ગ્રંથિભેદની અસિદ્ધિને લીધે.

× "नयानामेकनिष्ठानां प्रवृत्तेः श्रुतवर्त्मनि ।
सम्पूर्णार्थविनिश्चायि स्याद्वादश्रुतमुच्यते ॥—ન્યાયાવતાર.

* "प्रमाणस्य फलं साक्षादज्ञानविनिवर्त्तनम् ।
केवलस्य सुखोपेक्षे शेषस्यादानहानधीः ॥"—ન્યાયાવતાર.

ભવસાગર નિસ્તારથી, કર્મ વજ્ર ભેદે જ;
જ્ઞેય સકલ વ્યાપ્તિ થકી, સૂક્ષ્મતા,-અહિં ન એ જ. ૬૬

અર્થ:—ભવસમુદ્રના સમુત્તારણ થકી, કર્મરૂપ વજ્રના વિભેદ થકી, અને જ્ઞેય વ્યાપ્તિના સંપૂર્ણપણા થકી સૂક્ષ્મપણું હોય છે. પણ ( આવો ) આ સૂક્ષ્મ બોધ અત્રે-આ દૃષ્ટિમાં હોતો નથી.

## વિવેચન

ઉપરમાં જે બોધનું સૂક્ષ્મપણું કહ્યું, તે શા કારણથી હોય છે, તે અત્ર વિવર્યું છે: (૧) સંસારસાગરના નિસ્તારને લીધે, (૨) તથા કર્મરૂપ વજ્રના વિભેદને લીધે, (૩) તથા અનંત ધર્માત્મક એવું જે જ્ઞેય વસ્તુતત્વ તેના સંપૂર્ણપણાને લીધે-સમગ્રપણાને લીધે, આ સૂક્ષ્મપણું કહ્યું છે. તે આ પ્રકારે:—

### બોધનું સૂક્ષ્મપણું શી રીતે ?

(૧) જ્યારે આવો સૂક્ષ્મ બોધ ઉપજે છે, ત્યારે જીવ અનંત અપાર એવો ભવસાગર તરી જાય છે, તેનો **ભવનિસ્તાર** થાય છે, સંસારસમુદ્ર **ગોષ્પદ જેવો** સુખેથી લીલામાં ઓળંગી જવાય એવો બની જાય છે. આમ આ સૂક્ષ્મબોધ ભવનિસ્તાર કરે છે, કારણ કે તે **લોકોત્તર પ્રવૃત્તિનો હેતુ** થઇ પડે છે. અથવા તો જ્યારે જીવનો ભવનિસ્તાર થવાનો હોય છે, જીવ જ્યારે ભવસમુદ્રના કાંઠા પાસે આવી પ્હોંચે છે, ત્યારે લોકોત્તર પ્રવૃત્તિનો હેતુભૂત એવો આ સૂક્ષ્મબોધ પ્રાપ્ત થાય છે. અને આમ એના શીઘ્ર તારકપણાને લી એનું સૂક્ષ્મપણું ઘટે છે.

**ભવસાગર નિસ્તારથી**

(૨) તથા કર્મરૂપ વજ્રનો વિભેદ થાય છે, તેથી પણ આ બોધનું સૂક્ષ્મપણું વજ્ર (હીરો) જેમ ભેદવો-ચૂરવો મુશ્કેલ છે, તેમ કર્મની મહામોહરૂપ ગ્રંથિ દુર્ભેદ ભેદવી દુષ્કર છે, તેનો અત્ર વિભેદ થાય છે. વિભેદ એવો કે જે અપુનર્ગ્રહણ હોય છે, એટલે કે એવા પ્રકારે ભેદ થાય કે ફરી તેનું તેવા પ્રકારે ગ્રહણ કરવાપણું હોય નહિં. આવા કર્મવજ્રના વિ દથી 'તીવ્ર સંકલેશ-દૃઢ કષાયોદય થતો નથી, તેથી કરીને તે સ નિ:શ્રેયસાવહ'—નિર્વાણહેતુ થાય છે.+ અને આમ તે સૂક્ષ્મ બોધનું કારણ થઇ પડે

**કર્મવજ્ર વિભેદથી**

---

+ "भेदोऽपि चास्य विज्ञेयो न भूयो भवनं तथा ।
तीव्रसंक्लेशविगमात् सदा निःश्रेयसावहः ॥"—શ્રી યોગબિંદુ.

(૩) તેમજ અનંતધર્માત્મક એવા અખંડ વસ્તુ-તત્ત્વનું અત્ર સમગ્રપણે (Comprehensive & Collective) ગ્રહણ થાય છે, તેથી કરીને પણ આ બોધનું સૂક્ષ્મપણું નીપજે છે. કારણ કે *સ્યાદ્‌વાદ જ એ સમસ્ત વસ્તુતત્ત્વનું સાધક એવું એક અસ્ખલિત અર્હત્ સર્વજ્ઞનું શાસન છે. અને તે સર્વ અનેકાંતાત્મક છે એમ અનુશાસન કરે છે, કારણ કે સર્વ વસ્તુનો **અનેકાંત** સ્વભાવ છે. તેમાં જે તત્ છે, તે જ અતત્ છે; જે એક છે તે જ અનેક છે; જે સત્ છે, તે જ અસત્ છે; જે નિત્ય છે, તે જ અનિત્ય છે,-એમ એક વસ્તુના વસ્તુત્વનું સાધનાર એવું જે પરસ્પર વિરુદ્ધ બે શક્તિનું પ્રકાશન તે અનેકાંત છે. એમ તત્ત્વવ્યવસ્થિતિથી પોતે પોતાને વ્યવસ્થાપિત કરતો અનેકાંત જૈન શાસનને અવલંબી વ્યવસ્થિત છે. આ '**અનેકાંત તો પરમાગમનો**× **જીવ-પ્રાણ છે.** અને જન્માંધ પુરુષોના હાથીના સ્વરૂપ વિષેના ઝઘડાને શમાવનારો, તથા સકલ નયવિલસિતોના વિરોધને મથી નાંખનારો,' એવો પરમ ઉદાર ગંભીર ને સર્વગ્રાહી છે. કારણ કે તે ભિન્ન ભિન્ન નય-અપેક્ષા લક્ષમાં રાખી જૂદા જૂદા દૃષ્ટિકોણથી સમગ્ર-સંપૂર્ણ વસ્તુનું સ્વરૂપ તપાસે છે, તેથી પરસ્પર કલહ કરતા નયોની તકરારનો અંત આવે છે, અને કોઇ પણ પ્રકારના મતાગ્રહને ઉભવાનું સ્થાન રહેતું નથી. **તત્ત્વના જીવનરૂપ** આ અનેકાંતના આવા પરમ અદ્‌ભુત ચમત્કારિક સર્વસમાધાનકારી સ્વરૂપથી મુગ્ધ થઇને, પરમ તત્ત્વજ્ઞોએ ઉદારઘોષા+ ઉદ્‌ઘોષણા કરી છે કે-" **અનેકાંત શિવાય તત્ત્વવ્યવસ્થા નથી,**" તે અત્યંત સત્ય છે.

**અનેકાંત વસ્તુના સમગ્ર ગ્રહણથી**

---

* "स्याद्वादो हि समस्तवस्तुतत्त्वसाधकमेवमेकमस्खलितं शासनमर्हत्सर्वज्ञस्य । स तु सर्वमनेकांतात्मकमित्यनुशास्ति सर्वस्यापि वस्तुनोऽनेकांतस्वभावत्वात् । + + तत्र यदेव तत्तदेवातत्, यदेवैकं तदेवानेकं, यदेव सत्तदेवासत्, यदेव नित्यं तदेवानित्यमित्येकवस्तुवस्तुत्वनिष्पादकं परस्परविरुद्धशक्तिद्वयप्रकाशन मनेकांतः ।" (ઇત્યાદિ, અનેકાંતની પરમ વિશદ હૃદયંગમ વિવેચના માટે જુઓ)—શ્રી અમૃતચંદ્રાચાર્યજી વિરચિત સમયસાર ટીકા પરિશિષ્ટ.

× "परमागमस्य जीवं निषिद्धजात्यंधसिंधुरविधानम् ।
सकलनयविलसितानां विरोधमथनं नमाम्यनेकांतम् ॥"
—શ્રી અમૃતચંદ્રાચાર્યજીપ્રણીત શ્રી પુરુષાર્થસિદ્ધિઉપાય.

"एवं तत्त्वव्यवस्थित्या स्वं व्यवस्थापयन्स्वयम् ।
आलंब्य शासनं जैनमनेकांतो व्यवस्थितः ॥"
શ્રી અમૃતચંદ્રાચાર્યજી કૃત સમયસારટીકા-પરિશિષ્ટ.

+ "इमां समक्षं प्रतिपक्षसाक्षिणा मुदारघोषामुदघोषणां ब्रुवे ।
न वीतरागात्परमस्ति दैवतं न चाप्यनेकान्तमृते नयस्थितिः ॥"
—કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીકૃત અન્યયોગવ્યવ. દ્વા.

આમ અનંત ધર્માત્મક અખંડ વસ્તુતત્ત્વનું સંપૂર્ણપણે-સમગ્રપણે (as a whole) અત્ર ગ્રહણ થાય છે. એટલે કે પ્રત્યેક વસ્તુમાં-ધર્મીમાં અનંત ધર્મ રહ્યા છે, વસ્તુતત્ત્વ અનેકાંત છે, છતાં વસ્તુ એક અખંડ ને અભેદ છે,-એમ સમગ્રપણે-સંપૂર્ણપણે અહીં વસ્તુતત્ત્વ સમજાય છે. તેથી પણ આ બોધનું સૂક્ષ્મપણું હોય છે.

"સ્યાદ્વાદી વસ્તુ કહીજે, તસુ ધર્મ અનંત લહીજે;
સામાન્ય વિશેષનું ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામ....સ્વામી સુજાત."—શ્રી દેવચંદ્રજી

"અનંત ધર્માત્મક વસ્તુ અત્ર, સ્યાદ્વાદનું શાસન એક છત્ર;
સ્યાદ્વાદ મુદ્રા જન જેહ લોપે, સર્વસ્વ તેનું નૃપ લેજ કોપે"—(ડૉ. ભગવાનદાસ)

આમ ભવસમુદ્રના નિસ્તારને લીધે, કર્મવજ્રના વિભેદને લીધે, તથા જ્ઞેય વસ્તુ-તત્ત્વના સમગ્રપણે ગ્રહણને લીધે,-આ બોધનું સૂક્ષ્મપણું કહ્યું છે, પરંતુ આવા સૂક્ષ્મપણા-વાળો બોધ હજુ આ દૃષ્ટિમા પ્રગટતો નથી, તેમજ તેની નીચેની દૃષ્ટિઓમાં પણ હોતો નથી, કારણ કે તેમાં **તત્ત્વથી ગ્રંથિભેદનો અભાવ** હોય છે.

**अवेद्यसंवेद्यपदं यस्मादासु तथोल्वणम् ।**
**पक्षिच्छायाजलचरप्रवृत्त्याभमतः परम् ॥६७॥**

પદ અવેદ્યસંવેદ્ય તો, તેવું પ્રબલ આ સ્થાન;
બીજું પક્ષિછાયા વિષે, જલચર પ્રવૃત્તિ સમાન. ૬૭.

**અર્થ:**—કારણ કે આ પહેલી ચાર દૃષ્ટિઓમાં અવેદ્યસંવેદ્ય પદ તથાપ્રકારે ઉલ્બણ-પ્રબળ હોય છે; અને આનાથી બીજું એવું જે વેદ્યસંવેદ્ય પદ છે, તે તો અહીં પંખીના પડછાયામાં જલચરની પ્રવૃત્તિ જેવું હોય છે.

## વિવેચન

સૂક્ષ્મ બોધ આ **મિત્રા** વગેરે ચાર દૃષ્ટિઓમાં નથી હોતો એમ ઉપરમાં કહ્યું, તેનું કારણ એમ છે કે-અત્રે **અવેદ્યસંવેદ્ય પદ** ઉલ્બણ-પ્રબલ હોય છે. અને આનાથી

**वृत्तिः**—**अवेद्यसंवेद्यपदं**—અવેદ્યસંવેદ્યપદ,-જેનુ લક્ષણ કહેવામાં આવનાર છે તે, **यस्मादासु** કારણ કે આમાં-મિત્રા આદિ ચાર દૃષ્ટિઓમાં, **तथोल्वण**-તેવું ઉલ્બણ, તે નિવૃત્તિઆદિ પદના પ્રકારથી પ્રબલ-ઉદ્ધત, **पक्षिच्छायाजलचरप्रवृत्त्याभम्**-પક્ષીની છાયામાં જલચરની પ્રવૃત્તિ જેવું, પક્ષીના પડછાયામાં તે પક્ષીની બુદ્ધિથી જલચરની પ્રવૃત્તિ જેવું, **अतः परम्**-આનાથી પર-બીજું, એટલે વેદ્યસંવેદ્યપદ, આ દૃષ્ટિઓમા તાત્ત્વિક નથી હોતુ, એમ અર્થ છે. કારણ કે ગ્રંથિભેદની અસિદ્ધિ છે તેથી કરીને. આ અતાત્ત્વિક વેદ્યસંવેદ્યપદ પણ આ મિત્રા આદિ ચાર દૃષ્ટિઓમા ચરમ યથાપ્રવૃત્તિકરણથી જ હોય છે,-એમ આચાર્યો વદે છે.

બીજું-ઉલટું એવું જે **વેદ્યસંવેદ્ય પદ** તે અત્રે તાત્ત્વિક હોતું નથી, પરંતુ પક્ષીની છાયા પ્રત્યે જલચરની પ્રવૃત્તિ જેવું મિથ્યા-**અતાત્ત્વિક** હોય છે.

જેમ આકાશમાં પંખી ઉડતું હોય, તેનો પડછાયો પાણીમાં પડે, અને તે પડછાયાને પંખી જાણી કોઈ જલચર તેને પકડવાની ચેષ્ટા કરે-તેની પાછળ દોડે, પણ તેના હાથમાં કાંઈ આવતું નહિં હોવાથી તે ચેષ્ટા જેમ નિષ્ફળ-મિથ્યા જાય; તેમ આ ચાર દૃષ્ટિઓમાં પણ **વેદ્યસંવેદ્ય પદ** તે જલચરની પડછાયા પાછળ દોડવારૂપ ખોટી નિષ્ફળ પ્રવૃત્તિ જેવું હોઈ, યથાર્થ, તાત્ત્વિક (Real, Genuine) હોતું નથી, મિથ્યા પડછાયારૂપ (shadow-like) હોય છે, માત્ર તદાભાસરૂપ હોય છે. કારણ કે હજુસુધી અત્ર ગ્રંથિભેદ થયો નથી, એટલે **તાત્ત્વિક વેદ્યસંવેદ્યપદ**ની પ્રાપ્તિ હોતી નથી, પણ **અતાત્ત્વિક** એવું **વેદ્યસંવેદ્યપદ** અત્રે આ મિત્રાદિ પહેલી ચાર દૃષ્ટિમાં હોય છે, અને તે પણ છેલ્લા **યથાપ્રવૃત્તકરણવડે** કરીને જ સાંપડે છે, એમ આચાર્ય ભગવંતોનું કથન છે, કારણ કે કર્મવિવરરૂપ પોળિયો-દ્વારપાલ જ્યારે પોળ અર્થાત્ તત્ત્વમંદિરનું સુખદ્વાર ઉઘાડે ત્યારે જ ખરેખરું તત્ત્વદર્શન થાય છે.

**વે. સં. પદ પડછાયારૂપ**

> "ભવ અનંતમાં દર્શન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
> વિકટ ગ્રંથ જે પોળ પોળિયો, કર્મવિવર ઉઘાડેજી....
> સેવો ભવિયાં વિમલ જિણેસર."—શ્રી યશોવિજયજી.

આ **યથાપ્રવૃત્તકરણ** આદિનું સ્વરૂપ આગળ પહેલી દૃષ્ટિના વર્ણનમાં કહેવાઈ ચૂક્યું છે. જીવનો ભાવમલ જ્યારે ઘણો ક્ષીણ થાય છે, ત્યારે છેલ્લા પુદ્ગલાવર્ત્તમાં વર્ત્તતા જીવને આ છેલ્લું **યથાપ્રવૃત્તકરણ**-આત્મપરિણામ વિશેષ સાંપડે છે. તેથી કરીને અપૂર્વ આત્મવીર્યનો ઉલ્લાસ થઈ 'અપૂર્વકરણ' થાય છે. અને તે પછી સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવ્યા વિના રહેજ નહિં-નિવર્તેજ નહિં, એવું 'અનિવૃત્તિકરણ' હોય છે. તેમાં જીવ ગ્રંથિ સુધી આવે ત્યાંસુધી યથાપ્રવૃત્તકરણ, ગ્રંથિભેદ કરતાં અપૂર્વકરણ, અને ગ્રંથિભેદ કરી જીવ સમ્યક્ત્વાભિમુખ થાય ત્યારે અનિવૃત્તિકરણ હોય છે. આમાં આ ચરમ યથાપ્રવૃત્ત કરણ પહેલી ચાર દૃષ્ટિઓમાં સાંપડે છે. પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ તો પાંચમી દૃષ્ટિથી જ હોય છે, ત્યાર પહેલાંની ચાર દૃષ્ટિ સુધી તો મિથ્યાત્વજ હોય છે. (જુઓ પૃ. ૪૬, ૧૭૦).

**યથાપ્રવૃત્ત કરણાદિ**

આમ પહેલી ચાર દૃષ્ટિઓમાં મિથ્યાત્વનો સદ્ભાવ હોવાથી '**અવેદ્યસંવેદ્ય પદ**' ઉલ્બણ-ઉત્કટ પ્રકારનું હોય છે, બહુ બળવાન હોય છે,-જેથી દર્શનમોહને લીધે જીવની મોહદશા હજુ હોય છે. અને અત્રે **વેદ્યસંવેદ્યપદ** જે હોય છે તે તાત્ત્વિક-વાસ્તવિક હોતું નથી, પણ તદાભાસરૂપ-પડછાયારૂપ અતા-

**સ્થૂલ બોધ**

ત્ત્વિક એવું હોય છે, એટલે જીવની જ્ઞાનદશા હોતી નથી. એટલા માટે જ આ પહેલી ચાર દૃષ્ટિઓમાં જીવને જે કાંઇ તત્ત્વજ્ઞાનનો બોધ થતો દેખાય છે, તે માત્ર ઉપરછલો ને ઉપરટપકાનો હોય છે, સ્થૂલ પ્રકારનો હોય છે, પણ ઊંડો ને તત્ત્વરહસ્યગામી એવો સૂક્ષ્મ હોતો નથી.

**આ ઉપરથી લેવા યોગ્ય ધડો**

આ ઉપરથી—પુસ્તકો વાંચીને કે અહીંથી તહીંથી કંઇક જાણીને ઉપરછલા તત્ત્વબોધથી પોતાનું જ્ઞાનીપણું માની બેસનારા પંડિતમન્યોએ કે જ્ઞાનીઓના અનુભવની મલાઈરૂપ 'તૈયાર માલ' પર બેસી ગયેલા શુષ્ક અધ્યાત્મીઓએ ઘણો ધડો લેવા જેવું છે, ઘણો બોધ લેવા જેવું છે. કારણ કે સમ્યક્ત્વની પ્રાપ્તિ તો ઉપર કહ્યું તેમ પાંચમી દૃષ્ટિમાં ઘણી ઊંચી દશા પ્રાપ્ત થયે હોય છે, અને તેની પ્રાપ્તિ પૂર્વે પ્રથમ ચાર દૃષ્ટિમાં કેવો અપૂર્વ ગુણગણ પ્રાપ્ત કરવો પડે છે, તે તે પ્રત્યેક દૃષ્ટિમાં વિસ્તારથી વર્ણવ્યું છે. તે યથોક્ત **'ગુણસ્થાન'** પ્રાપ્ત કર્યા વિના સમ્યક્ત્વની યોગ્યતા પણ પ્રાપ્ત થતી નથી. છતાં તથારૂપ આત્મભાવની પ્રાપ્તિ વિના, મોહભાવ રહિત એવી તથારૂપ જ્ઞાનદશા વિના, પોતાને 'જ્ઞાની' માની બેસવાની 'કલ્પના' કરવી તે 'કલ્પના' જ છે, અને તે પોતાના આત્માને વંચવા-છેતરવા બરાબર છે. કારણ કે 'દશાનું ફળ છે, માન્યાનું ફળ નથી'—એ પરમ તત્ત્વદૃષ્ટા **શ્રીમદ્ રાજચંદ્રજીનું** ટંકોત્કીર્ણ વચનામૃત અત્ર બરાબર લાગુ પડે છે.

"મોહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત; તે કહિયે જ્ઞાની દશા, બાકી બીજી ભ્રાંત.
સકળ જગત્ તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન; તે કહિયે જ્ઞાની દશા, બાકી વાચાજ્ઞાન."
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત આત્મસિદ્ધિ.

આ એમ કેમ છે? તે માટે કહે છે—

**अपायशक्तिमालिन्यं सूक्ष्मबोधविबंधकृत् ।**
**नैतद्वतोऽयं तत्तत्त्वे कदाचिदुपजायते ॥ ६८ ॥**

અપાયશક્તિ માલિન્ય કરે, સૂક્ષ્મ બોધ પ્રતિબંધ;
એહ-વંતને તત્ત્વમાં, કદી ન આ ઉપજંત. ૬૮.

**અર્થ:**—અપાય શક્તિનું મલિનપણું સૂક્ષ્મબોધને પ્રતિબંધ કરનારું છે, તેથી કરીને આ અપાયશક્તિના મલિનપણાવાળાને તત્ત્વવિષયમાં આ સૂક્ષ્મ બોધ કદી ઉપજતો નથી.

---

વૃત્તિઃ—**अपायशक्तिमालिन्यं**-અપાયશક્તિનું માલિન્ય, નરકાદિ અપાયશક્તિનું મલિનપણું. શું? તો કે-**सूक्ष्मबोधविबंधकृत्**-સૂક્ષ્મ બોધનો વિબંધ-પ્રતિબધ કરનારું છે, કારણ કે અપાયહેતુઓના આસેવનરૂપ ક્લિષ્ટ બીજનો ભાવ-હોવાપણું છે, તેથી કરીને. **नैतद्वतोऽयं**-એ અપાયશક્તિના મલિનપણાવાળાને આ-સૂક્ષ્મ બોધ નથી હોતો, **तत्**-તેથી કરીને, **तत्त्वे**-તત્ત્વ વિષયમાં, **कदाचिदुपजायते**-કદી ઉપજતો,—અબંધ્ય એવા સ્થૂલ બોધબીજના ભાવથી-હોવાપણાથી.

## વિવેચન

ઉપરમાં એમ જે કહ્યું કે આ મિત્રા આદિ ચાર દૃષ્ટિમાં અવેદ્યસંવેદ્ય પદ પ્રબળ હોય છે, પણ તાત્ત્વિક એવું વેદ્યસંવેદ્ય પદ હોતું નથી, અને તેથી કરીને સૂક્ષ્મ બોધ અત્ર હોતો નથી, તે શા કારણથી એમ હોય છે, તેનો અહીં સ્પષ્ટ ખુલાસો કર્યો છે. નરક વગેરે અપાયનું જે શકિતરૂપ મલિનપણું છે, તે સૂક્ષ્મ બોધનો વિબંધ-પ્રતિબંધ કરનારું, રોધનારું-અટકાવનારું છે. કારણ કે નરક વગેરે આપે એવા અપાયહેતુઓનું-ક્લિષ્ટ કર્મના કારણોનું આસેવનરૂપ ક્લિષ્ટ બીજ હજુ અહીં સત્તામાં છે, શક્તિરૂપે રહ્યું છે. આ અપાય એટલે શું ? ×'નિરુપક્રમ નામથી ઓળખાતું એવું પૂર્વ કર્મ જ અપાય છે, એમ નિરપાય પુરુષો કહે છે; આ અપાયરૂપ વિચિત્ર કર્મ પાપ આશય ઉપજાવે છે.

**અપાય શકિત માલિન્ય**

અને પાપ આશય ઉપજાવનારૂં આ અપાયરૂપ ક્લિષ્ટ કર્મનું બીજ જ્યાંસુધી શક્તિરૂપે પણ હોય છે, ત્યાંસુધી તે સૂક્ષ્મ બોધ ઉપજવા દેતું નથી; કારણ કે તે ચિત્તનું એવું મલિનપણું ઉપજાવે છે કે તેમાં સૂક્ષ્મ બોધનો અંતઃપ્રવેશ થઇ શકતો નથી. મેલી પાટી પર જેમ ચોકખા અક્ષર લખી શકાતા નથી, તેમ ચિત્તની પાટી જ્યાંસુધી મલિન હોય ત્યાંસુધી તેમાં સૂક્ષ્મ બોધરૂપ ચોકખા અક્ષર લખી શકાતા નથી. જેમ ચીકાશવાળી સપાટી (Greasy surface) પર પાણી ઠરતું નથી, તેમ ક્લિષ્ટ કર્મમલથી ચીકણી ચિત્તભૂમિ પર સૂક્ષ્મ બોધરૂપ નિર્મલ જલ ઠરતું નથી-પ્રવેશતું નથી. આ અપાયબીજરૂપ કીડો અંદરથી જ્યાંસુધી અંતરને કોરી ખાતો હોય, ત્યાંસુધી તત્ત્વસંબંધી સૂક્ષ્મબોધ ,ઉત્પત્તિની આશા રાખવી આકાશકુસુમવત્ ફોગટ છે, ત્યાંસુધી જે બોધ થાય તે પોલો જ-પોકળ જ રહેવાનો.

**સૂક્ષ્મબોધ રોધક**

કારણ કે તે શક્તિરૂપે રહેલું અપાય-બીજ પણ જ્યાંસુધી હોય, ત્યાંસુધી તે સૂક્ષ્મ બોધને આડા અંતરાયરૂપ થઈ પડે છે, એટલું જ નહિં, પણ તથારૂપ નિમિત્ત પામી તેમાંથી વૃક્ષ થઇ તેવા વ્યક્ત ફૂલપરિણામની પણ સંભાવના રહે છે. 'જ્યાંસુધી રોગનું બીજ ન ગયું હોય, રોગ નિર્મૂળ ન થયો હોય, ત્યાંસુધી રોગ ક્યારે ઉભરી નીકળશે, ક્યારે ઉથલો મારશે, તે કહી શકાતું નથી; તેમ અપાયબીજ પણ જ્યાસુધી હોય, ત્યાંસુધી તે ક્યારે ઉભરી આવી-વ્યક્ત સ્વરૂપે ફૂલીફાલી આત્માના સ્વાસ્થ્યને બગાડી નાંખશે, તે કળી શકાતું નથી. આમ આ અપાયશક્તિનું મલિનપણું ખરેખર ! અપાયરૂપ જ થઇ પડે છે, કારણ કે તેના થકી અપાય (અપ+આય) થાય છે, આવેલો લાભ હાથમાંથી ચાલ્યો

**બીજમાંથી વૃક્ષ**

× " अपायमाहुः कर्मैव निरपायाः पुरातनम् ।
पापाशयकरं चित्रं निरुपक्रमसंज्ञकम् ॥ "—યોગબિન્દુ.

જાય છે, એટલે કે જે કાંઈ બોધનો લાભ થાય, તે સૂક્ષ્મબોધરૂપ ઇષ્ટ પરિણામ આપ્યા વિના ચાલ્યો જાય છે.

અને આમ આવા અપાયનું-ક્લિષ્ટ કર્મદોષનું બીજરૂપ-શક્તિરૂપ મલિનપણું જેનામાં હોય, તેને સૂક્ષ્મબોધની પ્રાપ્તિ હોતી નથી, એટલે કે તત્ત્વવિષયનું અંતર્ગત રહસ્યભૂત

**સ્થૂલબોધ તો હોય જ**

જ્ઞાન હોતું નથી, તત્ત્વની ઊંડી યથાર્થ સાંગોપાંગ સમજણ હોતી નથી. તોપણ આ મિત્રાદિ ચાર દૃષ્ટિમાં તત્ત્વસંબંધી સ્થૂલ બોધ તો અવશ્ય હોય છે, કારણ કે અવંધ્ય-અમોઘ-અચૂક એવા સ્થૂલ બોધ-બીજનું અત્ર હોવાપણું છે; અને તે અવંધ્ય હોઇ, આગળ ઉપર ભાવી શુભ ફળ પરિણામનું એટલે કે ભાવી સૂક્ષ્મ બોધનું કારણ થઇ પડે છે.

"સૂક્ષ્મ બોધ તોપણ ઈહાંજી, સમકિત વિણુ ન હોય"—યો. સજ્ઝાય.

આમ છે તેથી કરીને—

**अपायदर्शनं तस्माच्छ्रुतदीपान्न तात्त्विकम् ।**
**तदाभालंबनं त्वस्य तथा पापे प्रवृत्तितः ॥६९॥**

શ્રુતદીપથીં તાત્ત્વિક ના, અપાય દર્શન તાસ;
તેથી પાપ પ્રવૃત્તિ થી, તે હોય તદાભાસ. ૬૯.

અર્થ:—તેથી કરીને શ્રુતરૂપ દીપકથી એનું અપાય દર્શન તાત્ત્વિક હોતું નથી, પણ એને તેની આભાનું-તદાભાસનું અવલંબન હોય છે, કારણ કે તેવા પ્રકારે પાપમાં એની પ્રવૃત્તિ હોય છે.

## વિવેચન

આમ અપાયશક્તિના મલિનપણાને લીધે **સ્થૂલ બોધ** અત્રે હોય છે, પણ સૂક્ષ્મબોધ નથી હોતો, તેથી કરીને આગમરૂપ દીપકવડે કરીને આ દૃષ્ટિવાળાને **અપાયદર્શન** એટલે

---

વૃત્તિઃ अपायदर्शनम्—અપાયદર્શન, અપાયનું-દોષનું દર્શન, तस्मात्—તેથી કરીને, श्रुतदीपात्—શ્રુતરૂપ દીપથી, આગમથી, न तात्त्विकम्—તાત્ત્વિક નથી હોતું, પારમાર્થિક નથી હોતું, अस्य—આનું-એમ સંબંધ છે. तदाभालंबनं तु—પણ તેની આભાના અવલંબનવાળું તો, પરમાર્થઆભાસિપથી તો ભ્રાંતિથી હોય છે. (એટલે કે તત્ત્વાભાસ, પરમાર્થાભાસરૂપ અપાયદર્શન હોય છે, તત્ત્વદર્શન નહિં). શા કારણથી? તો કે—तथा पापे+ प्रवृत्तितः—તેવા પ્રકારે પાપમાં પ્રવૃત્તિથી, તેવા પ્રકારે વિચિત્ર અનાભોગ-અજાણતા પ્રકારથી પાપમાં પ્રવૃતિ હોય છે તેટલા માટે.

+પાઠાંતર-अपाये-અર્થાત્ અપાયમાં, પાપરૂપ દોષમાં.

કે કિલષ્ટ કર્મદોષનું જે દર્શન થાય છે, તે તાત્ત્વિક-પારમાર્થિક હોતું નથી, પરંતુ તત્ત્વના-પરમાર્થના આભાસરૂપ, તત્ત્વાભાસરૂપ, પરમાર્થાભાસરૂપ હોય છે, **તદાભાસરૂપ** હોય છે.

આગમરૂપ દીવો મોહાંધકાર ભર્યા આ લોકમાં સર્વ પદાર્થનું યથાર્થ દર્શન કરાવે છે, અને આત્મસ્વરૂપને અપાય-હાનિ પહોંચાડનાર એવા કિલષ્ટ કર્મરૂપ અપાયનું સમ્યગ્ સ્વરૂપ દેખાડી તે કર્મદોષને કેમ દૂર કરવો તેનો સાચો રસ્તો બતાવે છે.

**આગમ-દીપક** જેમકે-આ આત્મા સ્વરૂપથી શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન સ્વયંજ્યોતિ ને સુખધામ છે. પણ અજીવરૂપ જડ કર્મના દોષથી તેનું તે શુદ્ધ સ્વરૂપ અવરાયું-ઢંકાઈ ગયું છે. તેના સહજાત્મસ્વરૂપને અપાય-હાનિ પહોંચેલ છે, અને આ પુણ્ય-પાપરૂપ કર્મ અપાયથી તે નરકાદિ ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે. અવ્રત-વિષય-કષાય આદિથી તે કર્મનો **આશ્રવ** થાય છે ને પછી **બંધ** થાય છે. દશવિધ ધર્મ આદિ **સંવરથી** નવા કર્મો આવતા અટકી જાય છે, ને તપથી જૂના કર્મોની **નિર્જરા** થાય છે-ખરી જાય છે. અને આમ સર્વ કર્મોનો ક્ષય થયે, આત્માના શુદ્ધ સ્વભાવના પ્રગટપણારૂપ **મોક્ષ** થાય છે.

"કર્મ ભાવ અજ્ઞાન છે, મોક્ષ ભાવ નિજ વાસ;
અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાન પ્રકાશ.

આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત;
જેથી કેવળ પામિયે, મોક્ષપંથ તે રીત.

જે જે કારણ બંધના, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવ અંત.

મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ.

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું, કર વિચાર તો પામ."

—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

ઇત્યાદિ પ્રકારે સદાગમરૂપ દીપક તત્ત્વનું સમ્યક્ સ્વરૂપ પ્રકાશે છે, કર્મ-આત્માનો સંબંધ દર્શાવી તે કર્મ-અપાય દૂર કરવાનો શુદ્ધ માર્ગ સ્પષ્ટપણે દેખાડે છે. તથાપિ આ જીવની તેવા **સૂક્ષ્મ બોધની** ઊણપને લીધે તેને યથાર્થ તત્ત્વદર્શન થતું નથી. આગમરૂપ દીપકના પ્રકાશથી જો કે આ જીવને કર્મરૂપ અપાય દોષનું સ્થૂલ સ્વરૂપ ભાસ્યમાન થાય છે, તો પણ બોધની દૃષ્ટિમંદતાને લીધે તેને તેનું તાત્ત્વિક સ્વરૂપ-પરમાર્થ સ્વરૂપ હજુ સમજાતું નથી, બરાબર લક્ષમાં આવતું નથી.

એટલે તેનો આ સ્થૂલ બોધ તત્ત્વાભાસરૂપ, પરમાર્થાભાસરૂપ હોય છે, ઉપર-છલો ને પડછાયા જેવો ( Shadow-like ) હોય છે. આમ આ સ્થૂલ બોધ તત્ત્વનો-પરમાર્થનો આભાસ આપે એવો હોય છે, પણ તત્ત્વથી ચિત્તમાં અંતઃપ્રવેશરૂપ-સજ્જડ છાપ લાગી જાય એવો હોતો નથી. એથી કરીને ઉપર ઉપરથી તો આ જીવને આત્મા-કર્મ અપાય આદિનો બોધ હોય એવું દેખાય છે, એવો આભાસ ઉપજે છે. કારણ કે શ્રુત શ્રવણાદિદ્વારા તેવા સ્થૂલ પ્રકારે જાણી તેવી વાતો પણ કરે છે; પરંતુ તેનો તે બોધ તત્ત્વથી નહિં હોઇ, ભ્રાંતિરૂપ હોય છે, ખરેખરી અંતઃપ્રતીતિરૂપ હોતો નથી. કારણ કે આ દૃષ્ટિમાં વર્ત્તતો જીવ હજુ અજાણતાં પણ તેવા પ્રકારના નાનાવિધ **પાપમાં પ્રવૃત્તિ** કરે છે, તેથી કરીને એમ જણાય છે કે હજુ તેને નરકાદિ અપાયનું તત્ત્વથી દર્શન થયું નથી, જો થયું હોત તો તે ભીષણ નરકાદિ ગતિના અનંત દુઃખથી ભય પામીને તે તે પાપથી ડરતો રહી-પાપભીરુ રહી, તથાપ્રકારની પાપપ્રવૃત્તિમાં અજાણ્યે પણ પ્રવર્ત્તત નહિં, તેથી દૂરથીજ ભાગત.

**તત્ત્વાભાસરૂપ સ્થૂલ બોધ**

**अतोऽन्यदुत्तरास्वस्मात्पापे कर्मागसोऽपि हि ।**
**तप्तलोहपदन्यासतुल्या वृत्तिः क्वचिद्यदि ॥ ७० ॥**

પદ અવેદ્ય સંવેદ્યથી, અન્ય વેદ્યસંવેદ્ય;
તે તો છેલ્લી ચાર તે, દૃષ્ટિમાંજ સંવેદ્ય.

આથી કર્મ અપરાધથી, પાપકર્મમાં કોય;
તપ્ત લોહપદ ન્યાસ સમ, વૃત્તિ કવચિત જો હોય. ૭૦

**અર્થ:**—આ અવેદ્યસંવેદ્ય પદથી અન્ય એવું જે **વેદ્યસંવેદ્ય પદ** છે, તે પાછલી ચાર દૃષ્ટિઓમાં હોય છે. અને આ વેદ્યસંવેદ્ય પદને લીધે, કર્મના અપરાધથી પણ પાપમાં જો કવચિત્ પ્રવૃત્તિ હોય, તો તે પણ તપેલા લોઢા પર પગ મૂકવા જેવી હોય છે.

## વિવેચન

"એ પદ ગ્રંથિ વિભેદથીજી, છેલ્લી પાપ પ્રવૃત્તિ;
તપ્ત લોહપદ ધૃતિ સમીજી, અંતસમય નિવૃત્તિ. મનમોહન૦—યો. સજ્ઝા. ૪-૭

---

વૃત્તિ:-अतोऽन्यद् उत्तरासु—આનાથી એટલે પ્રસ્તુત અવેદ્યસંવેદ્ય પદથી અન્ય તે વેદ્ય-સંવેદ્ય પદ, ઉત્તર એટલે સ્થિરા આદિ પાછલી ચાર દૃષ્ટિઓમાં હોય છે. अस्मात्-આના થકી, આ વેદ્યસંવેદ્ય પદ થકી, पापे પાપકર્મમાં, હિંસા આદિમાં, कर्मागसोऽपि हि-કર્મના અપરાધથી પણ (કર્મના દોષે કરીને પણ), શું ? તો કે-तप्तलोहपदन्यासतुल्यावृत्तिः—તપ્તલોહપદન્યાસ તુલ્ય વૃત્તિ, એટલે તપેલા લોઢા પર પગ મૂકવા જેવી વૃત્તિ,-અપાયમાં-અપાય થાય ત્યારે સંવેગસાર-સંવેગપ્રધાન એવી, क्वचिद्यदि-કવચિત્ હોય તો હોય, પણ પ્રાયે તો હોતી જ નથી.

ઉપરમાં જે **અવેદ્યસંવેદ્ય** પદ કહ્યું, તેનાથી ઇતર-બીજું એવું જે **વેદ્યસંવેદ્ય પદ** છે; તે **સ્થિરા** વગેરે પાછલી ચાર દૃષ્ટિઓમાં હોય છે. અને આ **વેદ્યસંવેદ્યપદના પરમ પ્રભાવથી** આ દૃષ્ટિવાળો જોગીજન અપાયમાં અથવા પાપમાં પ્રાયે પ્રવૃત્તિ કરતો જ નથી; અને પૂર્વ કર્મના દોષે કરીને પણ જો કવચિત્ કરે, તો તેની તે પાપ પ્રવૃત્તિ, **તપ્તલોહપદન્યાસ** જેવી, એટલે-કે તપેલા લોઢા પર મૂકવા જેવી હોય છે. જેમ તપેલા લોઢા પર પગ મૂકતાં તરત જ આંચકો અનુભવાય છે, પગ ત્યાં ઝાઝો વખત સ્થિતિ કરતો નથી, તરત જ આપોઆપ પાછો ખેંચી લેવાય છે; તેમ આ દૃષ્ટિવાળો મહાત્મા સમ્યગ્દૃષ્ટિ પુરુષ એટલો બધો **પાપભીરુ** હોય છે, એટલો બધો પાપથી ડરતો રહે છે, કે કવચિત્ કર્મના અપરાધને લીધે પણ જો જાણતાં-અજાણતાં પણ તેની હિંસાદિ પાપમાં કંઇ પ્રવૃત્તિ થઇ જાય, તો તે તરત એકદમ આંચકો અનુભવે છે, પાપમાં તે ઝાઝો વખત ટકતો નથી, ત્યાંથી તે તત્ક્ષણ જ પાછો વળી જાય છે-પ્રતિક્રમી જાય છે.

**તપ્તલોહપદ ન્યાસવૃત્તિ**

અને તે પ્રવૃત્તિ પણ તે અત્યંત નીરસપણે-અંતરંગ ખેદપણે કરે છે, આત્મભાવથી તો કરતો જ નથી; નિર્ધ્વંસ પરિણામથી કરતો નથી, પૂર્વ કર્મથી પ્રેરાઇને પરાણે-ન છૂટકે કરવી પડે તો કરે છે. આ સમ્યગ્દૃષ્ટિ જીવ કાયપાતી જ+ હોય છે, કાયાથી જ એનું પતન થાય છે, એટલે કે કાયા માત્રથી જ તે કવચિત્ પાપમાં પડે-પાપક્રિયા કરે; પણ તે **ચિત્તપાતી** તો હોતો જ નથી, ચિત્તથી તો તેનું કદી પાપમાં પતન થતું જ નથી. કારણ કે તે ભિન્નગ્રંથિ સમ્યગ્દૃષ્ટિ પુરુષનું ચિત્ત મોક્ષમાં હોય છે ને શરીર સંસારમાં હોય છે. 'मोक्षे चित्तं भवे तनुः.' એટલે તેનો સર્વ જ યોગ-ધર્મ અર્થાદિ સંબંધી વ્યાપાર યોગરૂપ જ હોય છે.

**કાયપાતી, પણ ચિત્તપાતી નહિં**

"શ્રી કૃષ્ણાદિકની ક્રિયા ઉદાસીન જેવી હતી. જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય, તેને સર્વ પ્રકારની સંસારી ક્રિયા રસરહિતપણે થવી સંભવે છે. ઘણું કરી એવી કોઇ પણ ક્રિયા તે જીવની હોતી નથી કે જેથી પરમાર્થને વિષે ભ્રાંતિ થાય; અને **જ્યાંસુધી પરમાર્થને વિષે ભ્રાંતિ** થાય નહીં ત્યાંસુધી બીજી ક્રિયાથી સમ્યક્ત્વને બાધ થાય નહીં. × × × સમ્યગ્દૃષ્ટિ જીવ તે સંસારને ભજતો દેખાય છે, તે પૂર્વે નિબંધન કરેલાં

**સંસારક્રિયામાં નીરસપણું**

+ "कायपातिन एवेह बोधिसत्त्वाः परोदितम् ।
न चित्तपातिनस्तावदेतदत्रापि युक्तिमत् ॥
भिन्नग्रन्थेस्तु यत्प्रायो मोक्षे चित्तं भवे तनु. ।
तस्य तत्सर्व एवेह योगो योगो हि भावतः ॥"—શ્રી યોગબિંદુ.

એવાં પ્રારબ્ધ કર્મથી દેખાય છે. વાસ્તવ્યપણે ભાવથી તે સંસારમાં તેનો પ્રતિબંધ ઘટે નહિં. પૂર્વ કર્મના ઉદયરૂપ ભયથી ઘટે છે. જેટલે અંશે ભાવપ્રતિબંધ ન હોય તેટલે અંશે જ સમ્યક્દૃષ્ટિપણું તે જીવને હોય છે.

"અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ સમ્યક્ત્વ સિવાય ગયાં સંભવે નહિં, એમ જે કહેવાય છે તે યથાર્થ છે. × × × **પરમાર્થમાર્ગનું લક્ષણ એ છે કે અપરમાર્થને ભજતાં જીવ બધા પ્રકારે કાયર થયા કરે, સુખે અથવા દુઃખે.** દુઃખમાં કાયરપણું કદાપિ બીજા જીવોનું પણ સંભવે છે. પણ સંસારસુખની પ્રાપ્તિમા પણ કાયરપણું, તે સુખનું અણગમવાપણું, નીરસપણું પરમાર્થમાર્ગી પુરુષનું હોય છે"

(વિશેષ માટે જુઓ)—**શ્રીમદ્ રાજચંદ્ર,** પત્રાંક ૩૭૫.

આમ સમ્યગ્દૃષ્ટિ પુરુષની સમસ્ત સંસાર ચેષ્ટા, **ભાવપ્રતિબંધ વિનાની** હોય છે, **અનાસક્ત ભાવવાળી** હોય છે. આનું **ઉત્તમ દૃષ્ટાંત શ્રી જિનેશ્વર ભગવાન્** છે. તેઓ ગૃહસ્થાવાસમાં હતા ત્યારે પણ પરમ વૈરાગ્યથી વાસિત હતા. ભોગી છતાં યોગી હતા, સંસારમાં અનાસક્તભાવે જલકમલવત્ નિર્લેપ રહ્યા હતા. આવું તેમનું લોકોત્તર ચિત્ર ચરિત્ર આચાર્યોના આચાર્ય જેવા સમર્થ કવિવર **યશોવિજયજી** ઉપાધ્યાયજીએ સુંદર ભાવવાહી શબ્દોમા આલેખ્યુ છે કે—

"રાગ ભરે જન મન રહો, પણ તિહું કાળ વૈરાગ;
ચિત્ત તમારા રે સમુદ્રનો, કોઇ ન પામે હો તાગ....શ્રીશ્રેયાસ કૃપા કરો" શ્રીયશોવિજયજી.

"यदा मरुन्नरेंद्रश्रीस्त्वया नाथोपभुज्यते ।
यत्र तत्र रतिर्नाम विरक्तत्वं तदापि ते ॥" શ્રી હેમચંદ્રાચાર્યજીકૃત શ્રી વીતરાગસ્તવ

અને એવું જ ઉજ્જવલ જીવતું જાગતું જ્વલંત **દૃષ્ટાંત** વર્ત્તમાનયુગમાં **શ્રીમદ્ રાજચંદ્રજી** જેવા પરમ અધ્યાત્મયોગી સમ્યગ્દૃષ્ટિ વીતરાગ પુરુષે પોતાના ઉત્તમ અધ્યાત્મચરિત્રથી પૂરું પાડયું છે તે તેમનું અધ્યાત્મ જીવન જેમા ઓતપ્રોત ગુંથાયેલુ છે એવા તેમના વચનામૃતને મધ્યસ્થ ભાવથી સાદ્યંત અવલોકનારને સહજે પ્રતીત થાય છે. દાખલા તરિકે—

"રાત્રિ અને દિવસ એક પરમાર્થ વિષયનું જ મનન રહે છે આહાર પણ એ જ છે, નિદ્રા પણ એ જ છે, શયન પણ એ જ છે, સ્વપ્ન પણ એ જ છે, ભય પણ એ જ છે, ભોગ પણ એ જ છે, પરિગ્રહ પણ એ જ છે, ચલન પણ એ જ છે, આસન પણ એ જ છે.

અધિક શું કહેવું? હાડ, માંસ અને તેની મિંજાને એક જ એ જ રંગનું રંગન છે. એક રોમ પણ એનો જ જાણે વિચાર કરે છે.

"ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે, જેથી વ્યવહારના બધાં કાર્ય ઘણું કરીને અવ્યવસ્થાથી કરીએ છીએ."

"અમને તો એવી જંજાળ વિષે ઉદાસીનપણું વર્તે છે. અમારે વિષે વર્તતો પરમ વૈરાગ્ય વ્યવહારને વિષે ક્યારેય મન મળવા દેતો નથી.

"જો કે અમારૂં ચિત્ત નેત્ર જેવું છે. નેત્રને વિષે બીજા અવયવની પેઠે એક રજકણુ પણ સહન થઇ શકે નહીં. બીજા અવયવોરૂપ અન્ય ચિત્ત છે. અમને વર્તે છે એવું ચિત્ત તે નેત્રરૂપ છે. × × × આવી સ્થિતિ છતાં ઉપાધિયોગ તો બળવાનપણે આરાધિયે છીયે. એ વેદવું વિકટ ઓછું લાગતું નથી, કારણ કે આંખની પાસે જમીનની રેતી ઉપડાવવાનું કાર્ય થવારૂપ થાય છે; તે જેમ દુઃખે, અત્યંત દુઃખે થવું વિકટ છે, તેમ ચિત્તને ઉપાધિ તે પરિણામરૂપ થવા બરાબર છે. સુગમપણાએ સ્થિત ચિત્ત હોવાથી વેદનાને સમ્યક્પ્રકારે વેદે છે, અખંડ સમાધિપણે વેદે છે." ઇત્યાદિ. (વિશેષ માટે જુઓ) **શ્રીમદ્ રાજચંદ્ર.**

આ ઉપરથી સમજી શકાશે કે સમ્યગ્દૃષ્ટિ જીવ પ્રાયે પાપ આચરે જ નહિં, અને કદાચને પૂર્વ કર્મની પ્રેરણાથી—પ્રારબ્ધ ઉદયથી તે કિંચિત્માત્ર પણ ક્વચિત્ આચરે, તો તે નિર્ધ્વંસ પરિણામથી તો તેમ કરે જ નહિં, તેથી કરીને તેને બંધ× પણ અલ્પ હોય છે. તે પાપકર્મ આચરતાં પણ તેને તપાવેલા લોઢા પર પગ મૂકવાની જેમ એકદમ આંચકો લાગે છે, અરેરાટી ઉપજે છે, ને હૃદયના ઊંડાણમાંથી ચિત્તના સાચા ભાવથી અત્યંત અત્યંત ખેદ થાય છે. કારણ કે જેણે સમકિત અમૃત રસનો લેશ પણ સ્વાદ ચાખ્યો, તેને બાકસબુકસ જેવા બીજા રસ કેમ ગમે?

**સમ્યગ્દૃષ્ટિને અલ્પ બંધ**

"તુજ સમકિત રસ સ્વાદનો જાણ, પાપ કુભકતે હો બહુ દિન સેવિયુંજી;
સેવે જો કરમને જોગે તોહિ, વાંછે તે સમકિત અમૃત ધુરે લખ્યુંજી.
જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ, બીજા રે રસ તેહને મન નવિ ગમેજી.
ચાખ્યો રે જેણે અમી લવ લેશ, બાકસબુકસ તસ ન રુચે કિમેજી."—શ્રી યશોવિજયજી

આ એવા પ્રકારની કેમ હોય છે? તે માટે કહે છે:—

---

× "सम्मदिट्ठी जीवो जइवि हु पावं समायरे किंचि।
अप्पोसि होइ बंधो जेण न निद्धंधसं कुणइ॥"—શ્રી પ્રતિક્રમણસૂત્ર—વંદિત્તા સૂત્ર.

वेद्यसंवेद्यपदतः संवेगातिशयादिति ।
चरमैव भवत्येषा पुनर्दुर्गत्ययोगतः ॥ ७१ ॥

સંવેગાતિશયે કરી, વેદ્યસંવેદ્ય પ્રભાવ;
પુનઃ દુર્ગતિ અયોગથી, છેલ્લી હોય આ સાવ. ૭૧

**અર્થ**:—વેદ્યસંવેદ્ય પદથકી સંવેગાતિશયને લીધે, આ પાપપ્રવૃત્તિ છેલ્લી જ હોય છે, કારણકે ( તેને ) ફરીને દુર્ગતિનો યોગ હોતો નથી.

## વિવેચન

ઉપરના શ્લોકમાં એમ કહ્યું કે **વેદ્યસંવેદ્ય પદ**વાળાને કદાચ પાપપ્રવૃત્તિ જો થાય, તો તે તપેલા લોઢા પર પગ મૂકવા જેવી હોય છે, એટલે કર્મદોષ વશે તે કરતાં તેને અંતરંગ ખેદ-પશ્ચાત્તાપરૂપ તીવ્ર બળતરા થાય છે. આવી વિલક્ષણ પ્રકારની **મંદતમ રસવાળી** આ પ્રવૃત્તિ કેમ હોય છે? તેનો અહીં ખુલાસો હોય છે. પ્રથમ તો **વેદ્યસંવેદ્યપદ**ની પ્રાપ્તિ થઈ હોવાને લીધે જ આવી પ્રવૃત્તિ હોય છે. આ વેદ્યસંવેદ્યપદ ( સમ્યગ્દર્શન ) **ગ્રંથિભેદથી** પ્રાપ્ત થાય છે, તેનું સ્વરૂપ નીચે કહેવામાં આવશે. 'અત્યંત દારુણ એવી કર્મગ્રંથિને શુભ ભાવવડે ભેદી નાંખીને કદાચિત્ કોઈક જ તે દર્શનને* પામે છે.'

---

**वृत्तिः—वेद्यसंवेद्यपदतो**—વેદ્યસંવેદ્ય પદ થકી, જેનું લક્ષણ કહેવામાં આવશે તે વેદ્યસંવેદ્ય પદને લીધે, **संवेगातिशयात्**—સંવેગ અતિશયથી, અતિશય સંવેગને લીધે, **चरमैव भवत्येषा**—આ ( પાપપ્રવૃત્તિ ) છેલ્લી જ હોય છે. શા કારણથી? તો કે **पुनर्दुर्गत्ययोगतः**—પુનઃ-ફરીને દુર્ગતિના અયોગથી, ફરીને દુર્ગતિનો યોગ થતો નથી તેટલા માટે. શ્રેણિક આદિના ઉદાહરણ ઉપરથી.

શંકા—જેનું સદ્દર્શન પ્રતિપતિત ( આવીને પાછું પડી ગયું છે ) થયું છે, એવા અનંત સંસારીઓને અનેકવાર દુર્ગતિ હોય છે. સમાધાન-એમ કહેવું તે વાતમાં કાંઈ સાર નથી-માલ નથી. કારણકે અમારા અભિપ્રાયનું પરિજ્ઞાન નથી-અમારો અભિપ્રાય બરાબર સમજાયો નથી. ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને જ નૈશ્ચયિક વેદ્યસંવેદ્ય પદનો ભાવ હોય છે, એવા અભિપ્રાયથી એ ( સમ્યગ્દર્શન ) વ્યાવહારિક છે. તેમજ—

આ જ ( નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ ) ચારુ-સુંદર છે, કારણ કે એ હોતાં, પ્રાયે દુર્ગતિમાં પણ માનસદુઃખનો અભાવ હોય છે,—વજ્ર તંદુલની જેમ ( વજ્રના ચોખાની જેમ ) આને ભાવ પાકનો અયોગ હોય છે તેને લીધે, પણ આનાથી બીજું એવું વ્યાવહારિક વેદ્યસંવેદ્ય પદ તો એકાંતથી જ અચારુ-અસુંદર છે.

---

* " तद्दर्शनमवाप्नोति कर्मग्रंथिं सुदारुणम् ।
निर्भिद्य शुभभावेन कदाचित्कश्चिदेव हि ॥
सति चास्मिन्नसौ धन्यः सम्यग्दर्शनसंयुतः ।
तत्त्वश्रद्धानपूतात्मा न रमते भवोदधौ ॥ "

—મહર્ષિ હરિભદ્રાચાર્યજીકૃત શાસ્ત્રવાર્તાસમુચ્ચય.

બીજું તો સંવેગાતિશય-અતિશય સવેગને લીધે આવી પ્રવૃત્તિ હોય છે. અને આ સંવેગાતિશય પણ વેદ્યસંવેદ્યપદની પ્રાપ્તિનું ફળ પરિણામ છે. કારણ કે સમ્યગ્-દર્શન થતાં, ભવસાગરનું સાચેસાચું સ્વરૂપ પ્રતીત થાય છે, સંસારનું દારુણ અનંત દુઃખમય સ્વરૂપ સાક્ષાત્ જણાય છે; અને આત્માનું અનંત સુખમય સ્વરૂપ પ્રત્યક્ષ પ્રગટ અનુભવગોચર થાય છે. એટલે તે જીવ આવા દુઃખમય ભયરૂપ સંસારમાં રમતો નથી, પણ જેમ ભય-સ્થાનથી કોઈ મૂઠીઓ વાળીને વેગે દૂર ભાગી જાય, તેમ આ સમ્યગ્દૃષ્ટિ મુમુક્ષુ જીવ પણ સંવેગથી-અત્યંત વેગથી તે સંસારથી ભડકીને ભાગે છે. ક્ષણભર તેને સંસારની મોહિની રુચિકર લાગતી નથી. શ્રીમદ્ રાજચંદ્રજીનું પરમ સંવેગભાવમય વચનામૃત છે કે—

**સંવેગ=અત્યંત વેગ**

"હે નાથ! સાતમી તમતમપ્રભા નર્કની વેદના મળી હોય તો વખતે સમ્મત કરત. પણ જગતની મોહિની સમ્મત થતી નથી."—શ્રીમદ્ રાજચંદ્રજી.

અથવા સંવેગ એટલે અત્યંત મોક્ષાભિલાપ, તીવ્ર મુમુક્ષુપણું. સમ્યગ્દૃષ્ટિ પુરુષે સહજ આત્મસ્વરૂપનો પરમાનંદમય રસાસ્વાદ કર્યો છે, અદ્ભુત સમકિત અમૃતરસ ચાખ્યો છે, એટલે સ્વાભાવિક રીતે જ તેની સહજ આત્મપરિણતિ અત્યંત સંવેગથી—અત્યંત અત્યંત વેગથી સહજાત્મસ્વરૂપે સ્થિતિરૂપ મોક્ષ ભણી દોડે છે. એટલે કે જેમ બને તેમ ત્વરાથી સમસ્ત સંસારબંધ-નથી છૂટી, સકલ કર્મજાલમાંથી મુક્ત થઈ, આત્મસ્વભાવરૂપ મોક્ષ પામ-વાની તેને ઉત્કટ—અતિશય ઇચ્છા હોય છે. કારણ કે તે ભાવે છે કે-'જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, રોગ, શોક વગેરેથી ઉપદ્રવ પામી રહેલો આ ભયંકર ભવસાગર પુરુષોને કેવળ કલેશનું જ કારણ થાય છે, અને સુખનું કારણ તો માત્ર મોક્ષ જ છે, કે જે મોક્ષ જન્મ વગેરે કલેશથી રહિત, ભયશક્તિથી વિમુક્ત અને સદા વ્યાબાધાથી વર્જિત છે.'+

**સંવેગ=મોક્ષા-ભિલાપ**

અને આવો તીવ્ર મોક્ષાભિલાપરૂપ સંવેગ હોવાથી, ઉપલક્ષણથી તે મોક્ષના સાધન-રૂપ-કારણરૂપ અર્હદ્ભક્તિ-વાત્સલ્ય વગેરે સતસાધન પ્રત્યે પણ સવેગ-પરમ રુચિ-ભાવ ધરાવે છે. કારણ કે કારણથી જ કાર્યનિષ્પત્તિ-કાર્યસિદ્ધિ થાય છે, એવો અખંડ સનાતન સિદ્ધાંત, ત્રિકાલાબાધિત નિશ્ચલ નિશ્ચય તે હૃદયમાં અવધારે છે. એટલે તે ભગવાન્ અર્હંતોની ભક્તિ-વાત્સલ્ય આદિ પ્રત્યે સંવેગથી-અત્યંત વેગથી, પૂર્ણ ઉત્સાહથી, પરમ આત્મોલ્લા-

**સંવેગ=પરમ ભક્તિરાગ**

---

+ "जन्ममृत्युजराव्याधिरोगशोकाद्युपद्रुतः ।
क्लेशाय केवलं पुसामहो भीमो भवोदधिः ॥
सुखाय तु परं मोक्षो जन्मादिक्लेशवर्जितः ।
भयशक्त्या विनिर्मुक्तो व्याबाधावर्जितः सदा ॥"—શાસ્ત્રવાર્તાસમુચ્ચય.

સથી, અત્યંત ચિત્તપ્રસન્નતાથી પ્રવર્તે છે. અને જેમ પાણીનું પૂર રોકયું રોકાતું નથી, તેમ સમ્યગ્દૃષ્ટિનો આ સત્સાધન પ્રત્યેનો અત્યંત વેગ-સંવેગ-અદમ્ય ઉત્સાહ રોકયો રોકાતો નથી.

> " यथा सम्यक्त्वभावस्य संवेगो लक्षणं गुणः ।
> स चोपलक्ष्यते भक्तिवात्सल्येनाऽथवार्हताम् ॥
>
> —મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજીકૃત પંચાધ્યાયી.

> " કારણથી કારજ હુવે, એ શ્રી જિન મુખ વાણ...જિનવર !
> પુષ્ટ હેતુ મુજ સિદ્ધિના, જાણી કીધ પ્રમાણ....જિનવર ! "—શ્રી દેવચંદ્રજી.

> " જિનસેં ભાવ વિના કબૂ, નહિં છૂટત દુઃખદાવ. "—શ્રીમદ્ રાજચંદ્રજી.

આમ **વેદ્યસંવેદ્ય પદના** પ્રતાપે, ઉપરોક્ત **ત્રણે અર્થમાં સંવેગની** પ્રાપ્તિ હોય છે એટલે આ સમ્યગ્દૃષ્ટિ મુમુક્ષુ આત્માર્થી જીવ અત્યંત સંવેગથી-અત્યંત અત્યંત વેગથી સંસારથી દૂર ભાગે છે, અત્યંત સવેગથી મોક્ષ પ્રત્યે દોડે છે, અત્યંત સંવેગથી-પરમોલ્લાસથી-પરમ ભક્તિરાગથી જિનભક્તિ આદિ મોક્ષસાધનને આરાધે છે. અને આમ **વેદ્યસંવેદ્યપદની** પ્રાપ્તિ થઇ હોવાથી, તથા સંવેગાતિશય ઉપજ્યો હોવાથી, ઉપરમા કહી તે **તપ્તલોહપદન્યાસ** જેવી પાપપ્રવૃત્તિ કદાચ હોય તો હોય; અને તે પણ ચરમ-એટલે **છેલ્લી** જ, છેવટની જ હોય છે, હવે પછી ભવિષ્યમાં કોઇ કાળે તેનાથી તેવી પાપપ્રવૃત્તિ ફરીથી થવી સંભવતી નથી.

આ પાપ પ્રવૃત્તિ છેલ્લી જ કહી, તેનું કારણ એ છે કે ત્યાર પછી પુનઃ કદી પણ દુર્ગતિનો-માઠી ગતિનો તે સમ્યગ્દૃષ્ટિ પુરુષને યોગ થવાનો નથી. અત્રે શ્રીમાન્ શ્રેણિક

**પુનઃ દુર્ગતિ અયોગ**

રાજાનું ઉદાહરણ સુપ્રસિદ્ધ છે. તે મહાનુભાવ મહાત્માને ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હતું, છતાં પૂર્વ કર્મપ્રયોગથી-પ્રારબ્ધવશે કરીને તેમની છેલ્લી પાપપ્રવૃત્તિ હતી, વ્રત-પચ્ચખાણ આદિ તે ગ્રહી શકતા ન્હોતા, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ હતા. અને જો કે સમ્યગ્દર્શન પૂર્વે બાંધેલા આયુકર્મના પ્રભાવે તેમને નરકગતિની પ્રાપ્તિ થઇ છે, તો પણ તે છેવટની જ છે. તે પછી તો તે આગામી ચોવીશીમાં મહાપદ્મ નામના તીર્થંકર થવાના છે. આવો અપૂર્વ મહિમા **વેદ્યસંવેદ્ય પદરૂપ**-સ્વસંવેદનરૂપ સમ્યગ્દર્શનનો છે. પરમ સત્કવિવર **શ્રીમદ્ રાજચંદ્રજીએ** ગાયું છે કે:—

> " વ્રત નહીં પચખાણ નહીં, નહીં ત્યાગ વસ્તુ કોઈનો;
> મહાપદ્મ તીર્થંકર થશે, શ્રેણિક ઠાણુંગ જોઇ લ્યો.
> જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. "

**સમ્યગ્દર્શનનો અપૂર્વ મહિમા**

આ વચન કાંઈ અવિરતિપણાની પ્રશંસારૂપ નથી, પરંતુ બાહ્ય–દ્રવ્ય અવિરતિ છતાં પણ સમ્યગ્દર્શનનો, આત્મજ્ઞાનનો, આત્માનુભૂતિનો કેટલો બધો અચિન્ત્ય અપૂર્વ મહિમા છે, તે સૂચવવા માટે જ છે. વળી ભાવથી જોઈએ તો તેવા સાચા સમ્યગ્દૃષ્ટિ પુરુષો અંતરાત્માથી પરભાવથી વિરામ–વિરતિ પામ્યા જ હોય છે બાકી સમ્યગ્દર્શન ને બાહ્ય વિરતિનો સુમેળ તે તો સોનામાં સુગંધ ભળ્યા બરાબર છે. પણ સમ્યગ્દર્શન વિનાનું જે જ્ઞાન જાણ્યું તે ન જાણ્યા બરાબર છે; મોટા મીંડારૂપ–શૂન્યરૂપ છે; તેમજ સમ્યગ્દર્શન વિનાનું જે ચારિત્ર–વિરતિ–વ્રતપચ્ચખાણ તે પણ મોક્ષપ્રાપ્તિ અર્થે શૂન્યરૂપ–મોટા મીંડા જેવું છે–એમ શ્રી **ભગવતી સૂત્ર**માં ભાખ્યું છે. એનો જ ભાવ સૂચવતા પરમ રહસ્યપૂર્ણ પરમાર્થ-ગંભીર શબ્દોમાં એ જ સ્થળે કવિરાજ **શ્રીમદ્ રાજચંદ્રજી** વદે છે કે—

"જો હોય પૂર્વ ભણેલ નવ પણ જીવને જાણ્યો નહિં,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યુ સાક્ષી છે આગમ અહીં;
એ પૂર્વ સર્વ કહ્યા વિશેષે જીવ કરવા નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો.

નહિં ગ્રંથમાંહિ જ્ઞાન ભાખ્યું, જ્ઞાન નહિં કવિ ચાતુરી,
નહીં મંત્ર તંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહિં ભાષા ઠરી,
નહીં અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમાં કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો

આ જીવ ને આ દેહ એવો ભેદ જો ભાસ્યો નહીં,
પચખાણ કીધા ત્યાંસુધી મોક્ષાર્થ તે ભાખ્યા નહીં;
એ પાચમે અંગે કહ્યો ઉપદેશ કેવળ નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો.

શાસ્ત્રો વિશેષ સહિત પણ જો જાણિયું નિજ રૂપને,
કાં તેહવો આશ્રય કરજો ભાવથી સાચા મને,
તો જ્ઞાન તેને ભાખિયું, જો સમ્મતિ આદિ સ્થળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો." શ્રીમદ્ રાજચંદ્રજી

આત્માનુભૂતિથી અવિનાભાવી એટલે કે **નિશ્ચયથી જેમાં આત્માનુભવ હોય જ** એવા સમ્યગ્દર્શનનો આવો પરમ પ્રભાવ છે. એટલે તે પ્રાપ્ત થયા પછી ફરીને દુર્ગતિનો યોગ થતો નથી અત્રે કોઈને શંકા ઉદ્ભવવાનો સંભવ છે કે–જેનું સમ્યગ્દર્શન આવીને ચાલી ગયું છે, પ્રતિપાતી થયુ છે, પડી ગયું છે, એવા અનંત સંસારીઓને અનેકવાર દુર્ગતિનો યોગ હોય છે, તેનું કેમ ?

એનું સમાધાન એમ છે કે એવી શંકા કરનાર અભિપ્રાય-આશય સમજ્યો નથી, કારણકે **ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને જ નિશ્ચયથી વેદ્યસંવેદ્ય પદ** હોય છે, તેને અપેક્ષીને અત્ર કથન છે, તેણે માનેલા વ્યાવહારિક વેદ્યસંવેદ્ય પદની-વ્યવહાર સમ્યગ્દર્શનની વાત અહીં છે નહિં. તે વ્યવહારિક સમ્યગ્દર્શન સુંદર નથી, કારણકે તેથી ભવભ્રમણનો અંત આવતો નથી. ભવભ્રમણનો અંત તો **નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ**ની પ્રાપ્તિ પછી જ આવે છે. માટે આ **નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ** જે છે, તે જ સુંદર છે, રૂડું છે, ભલું છે, નિર્વ્યાજ સાચેસાચું કલ્યાણકર છે, તે જ શીઘ્ર મોક્ષગતિ પ્રાપ્ત કરાવનાર છે. અને એ પ્રાપ્ત થયે, પ્રાયે દુર્ગતિમાં જવું જ પડતું નથી, પણ ક્વચિત્ કર્મવશે કરીને છેવટને માટે એકાદવાર જ જો જવું પડયું ( મહાનુભાવ મહાત્મા શ્રેણિક મહારાજની જેમ ), તોપણ ત્યાં નરકમાં પણ તેવા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ પુરુષને **માનસિક દુઃખનો અભાવ** હોય છે; વજ્રના ચોખા જેમ પાકે નહિં, તેમ માનસિક દુઃખના તાપથી તેના ભાવનો પાક થતો નથી, તેના ભાવ તપતા નથી, તેને ઉની આંચ પણ આવતી નથી, તે તો નિરાકુલપણે સ્વસ્વભાવમાં જ સમવસ્થિત રહી સમતાભાવે સર્વ સુખ-દુઃખ વેદે છે.

**નિશ્ચય વેદ્ય-સંવેદ્ય પદ**

" જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુઃખ રહિત ન કોય;
જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોય. "—શ્રીમદ્ રાજચંદ્રજી

કારણકે તે આત્માનુભવી **નિશ્ચય સમ્યગ્દૃષ્ટિ** સંતજન જાણે છે, વેદે છે, અનુભવે છે, ને **આત્મ ભાવના** ભાવે છે કે—

" અબધૂ ! ક્યા તેરા ? ક્યા મેરા ?
તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા....અબધૂ૦ "—શ્રી આનંદઘનજી

" હું નિશ્ચય એક, શુદ્ધ, દર્શનજ્ઞાનમય, સદા અરૂપી એવો આત્મા છું. બીજું કંઇ પણ, પરમાણુ માત્ર પણ, મ્હારું નથી. હું અબદ્ધસ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ, ને અસંયુક્ત એવો શુદ્ધ આત્મા છું. "

" સર્વ તરફથી સ્વરસથી નિર્ભર ભાવવાળા એક એવા સ્વને-આત્માને હું અહીં સ્વયં અનુભવી રહ્યો છું. મ્હારે કોઇ મોહ છે નહિં-છે નહિં. હું શુદ્ધ ચિદ્‌ઘન તેજોનિધિ છું. "

" अहमिक्को खलु सुद्धो दंसणणाणमइओ सदारूवी ।
णवि अत्थि मज्झ किंचिवि अण्णं परमाणुमित्तंपि ॥
जो पस्सदि अप्पाणं अवद्धपुट्ठमणण्णयं णियदं ।
अविसेसमसंजुत्तं शुद्धनयं तं वियाणीहि ॥ "—શ્રી સમયસાર

" सर्वतः स्वरसनिर्भरभावं, चेतये स्वयमहं स्वमिहैकम् ।
नास्ति नास्ति मम कश्चन मोहः, शुद्धचिद्घनमहोनिधिरस्मि ॥ "— સમયસારકળશ

" પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે. "
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે. "—શ્રી આનંદઘનજી.

ઇત્યાદિ પ્રકારે **આત્મભાવના** ભાવતો આ પ્રસ્તુત પરમ ભાવિતાત્મા નિશ્ચય સમ્યગ્દૃષ્ટિ જીવ કયારેય પણ કોઈ પણ પ્રકારની આકુલતા પામતો નથી, સદાય **ઉદાસીન** ભાવથી **સ્વસ્થ** રહે છે, નિરંતર આત્માના નિજાનંદમાં નિમગ્ન રહે છે.

પણ આવા આ નિશ્ચય વેદ્યસંવેદ્યપદથી અન્ય એવું જે વ્યાવહારિક **વેદ્યસંવેદ્ય-પદ** છે, તે તો એકાંતેજ **અસુંદર** છે, ભલું નથી, રૂડું નથી. કારણકે ઉપર કહ્યું તેમ તેનાથી ભવભ્રમણની રખડપટ્ટી બંધ થતી નથી, સંસાર પરિભ્રમણ ચાલુ જ રહે છે. હા, પુણ્યબંધ થાય છે, પણ ભવવિચ્છેદ થતો નથી, માટે તેના અવલંબને પણ **પરમ સુંદર નિશ્ચય વેદ્યસંવેદ્યપદ** પામવાનો નિરંતર લક્ષ આત્માર્થીએ રાખવો જોઇએ.

જે કહે છે—

**अवेद्यसंवेद्यपदमपदं परमार्थतः ।**
**पदं तु वेद्यसंवेद्यपदमेव हि योगिनाम् ॥७२॥**

અપદ જ છે પરમાર્થથી, પદ અવેદ્યસંવેદ્ય;
પદ તો નિશ્ચય યોગિનું, પદ જ વેદ્યસંવેદ્ય ૭૨

**અર્થ:**—અવેદ્યસંવેદ્ય પદ એ પરમાર્થથી અપદ જ છે. નિશ્ચે યોગીઓનું પદ તો **વેદ્યસંવેદ્ય પદ** જ છે.

## વિવેચન

**અવેદ્યસંવેદ્ય** પદ જે ઉપરમાં એકાંતે જ અસુંદર કહ્યું, સારૂં રૂડું નથી એમ કહ્યું, તે શા કારણથી એમ છે, તેનું અહીં સ્પષ્ટીકરણ કર્યું છે **અવેદ્યસંવેદ્ય** પદ જે પરમાર્થથી

---

**वृत्तिः**—**अवेद्यसंवेद्यपदम्**—અવેદ્યસંવેદ્ય પદ, મિથ્યાદૃષ્ટિ આશયસ્થાન. એટલા માટે જ કહ્યું કે-**अपदं परमार्थतः**-પરમાર્થથી અપદ છે—યથાવસ્થિત વસ્તુ તત્ત્વના અપદનથી—અજાણપણાથી. **पदं तु**-પણ પદ તો, **वेद्यसंवेद्यपदमेव**-વેદ્યસંવેદ્ય પદ જ,—જેનું લક્ષણ કહેવામાં આવે છે તે,—અન્વર્થ યોગથી, ( શબ્દના યથાર્થ અર્થ પ્રમાણે એજ 'પદ' છે ), **हि**-નિશ્ચયે, **योगिनाम्**-યોગીઓનું.

" सर्वतः स्वरसनिर्भरभावं, चेतये स्वयमहं स्वमिहैकम् ।
नास्ति नास्ति मम कश्चन मोहः, शुद्धचिद्घनमहोनिधिरस्मि ॥ "—સમયસારકળશ

" પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે. "
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે. "—શ્રી આનંદઘનજી.

ઇત્યાદિ પ્રકારે **આત્મભાવના** ભાવતો આ પ્રસ્તુત પરમ ભાવિતાત્મા નિશ્ચય સમ્યગ્દૃષ્ટિ જીવ કયારેય પણ કોઈ પણ પ્રકારની આકુલતા પામતો નથી, સદાય **ઉદાસીન** ભાવથી **સ્વસ્થ** રહે છે, નિરંતર આત્માના નિજાનંદમાં નિમગ્ન રહે છે.

પણ આવા આ નિશ્ચય વેદ્યસંવેદ્યપદથી અન્ય એવું જે **વ્યાવહારિક વેદ્યસંવેદ્ય-પદ** છે, તે તો એકાંતેજ **અસુંદર** છે, ભલું નથી, રૂડું નથી. કારણકે ઉપર કહ્યું તેમ તેનાથી ભવભ્રમણની રખડપટ્ટી બંધ થતી નથી, સંસાર પરિભ્રમણ ચાલુ જ રહે છે હા, પુણ્યબંધ થાય છે, પણ ભવવિચ્છેદ થતો નથી, માટે તેના અવલંબને પણ **પરમ સુંદર નિશ્ચય વેદ્યસંવેદ્યપદ** પામવાનો નિરંતર લક્ષ આત્માર્થીએ રાખવો જોઇએ.

જે કહે છે—

**अवेद्यसंवेद्यपदमपदं परमार्थतः ।**
**पदं तु वेद्यसंवेद्यपदमेव हि योगिनाम् ॥ ७२ ॥**

અપદ જ છે પરમાર્થથી, પદ અવેદ્યસંવેદ્ય;
પદ તો નિશ્ચય યોગિનું, પદ જ વેદ્યસંવેદ્ય ૭૨

અર્થ:—અવેદ્યસંવેદ્ય પદ એ પરમાર્થથી અપદ જ છે. નિશ્ચે યોગીઓનુ પદ તો **વેદ્યસંવેદ્ય પદ** જ છે.

## વિવેચન

**અવેદ્યસંવેદ્ય** પદ જે ઉપરમાં એકાંતે જ અસુંદર કહ્યું, સારૂં રૂડું નથી એમ કહ્યું, તે શા કારણથી એમ છે, તેનું અહીં સ્પષ્ટીકરણ કર્યું છે **અવેદ્યસંવેદ્ય** પદ જો પરમાર્થથી

**वृत्तिः**—**अवेद्यसंवेद्यपदम्**-અવેદ્યસંવેદ્ય પદ, મિથ્યાદૃષ્ટિ આશયસ્થાન. એટલા માટે જ કહ્યું કે-**अपदं परमार्थतः**-પરમાર્થથી અપદ છે-યથાવસ્થિત વસ્તુ તત્ત્વના અપદનથી-અજાણપણાથી. **पदं तु**-પણ પદ તો, **वेद्यसंवेद्यपदमेव**-વેદ્યસંવેદ્ય પદ જ,-જેનું લક્ષણ કહેવામાં આવે છે તે,-અન્વર્થ યોગથી, ( શબ્દના યથાર્થ અર્થ પ્રમાણે એજ ' પદ ' છે ), **हि**-નિશ્ચય, **योगिनाम्**-યોગીઓનું.

એનું સમાધાન એમ છે કે એવી શંકા કરનાર અભિપ્રાય-આશય સમજ્યો નથી, કારણકે ક્ષાયિક સમ્યગ્દષ્ટિને જ નિશ્ચયથી વેદ્યસંવેદ્ય પદ હોય છે, તેને અપેક્ષીને અત્ર કથન છે, તેણે માનેલા વ્યાવહારિક વેદ્યસંવેદ્ય પદની-વ્યવહાર સમ્યગ્દર્શનની વાત અહીં છે નહિં. તે વ્યવહારિક સમ્યગ્દર્શન સુંદર નથી, કારણકે તેથી ભવભ્રમણનો અંત આવતો નથી. ભવભ્રમણનો અંત તો નિશ્ચય વેદ્યસંવેદ્ય પદની પ્રાપ્તિ પછી જ આવે છે. માટે આ નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ જે છે, તે જ સુંદર છે, રૂડું છે, ભલું છે, નિર્વ્યાજ સાચેસાચું કલ્યાણકર છે, તે જ શીઘ્ર મોક્ષગતિ પ્રાપ્ત કરાવનાર છે. અને એ પ્રાપ્ત થયે, પ્રાયે દુર્ગતિમાં જવું જ પડતું નથી, પણ ક્વચિત્ કર્મવશે કરીને છેવટને માટે એકાદવાર જ જો જવું પડયું ( મહાનુભાવ મહાત્મા શ્રેણિક મહારાજની જેમ ), તોપણ ત્યાં નરકમા પણ તેવા ક્ષાયિક સમ્યગ્દષ્ટિ પુરુષને માનસિક દુઃખનો અભાવ હોય છે; વજ્રના ચોખા જેમ પાકે નહિં, તેમ માનસિક દુઃખના તાપથી તેના ભાવનો પાક થતો નથી, તેના ભાવ તપતા નથી, તેને ઉન્હી આંચ પણ આવતી નથી, તે તો નિરાકુલપણે સ્વસ્વભાવમાં જ સમવસ્થિત રહી સમતાભાવે સર્વ સુખ-દુઃખ વેદે છે.

નિશ્ચય વેદ્ય-સંવેદ્ય પદ

" જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુઃખ રહિત ન કોય;
જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોય. "—શ્રીમદ્ રાજચંદ્રજી

કારણકે તે આત્માનુભવી નિશ્ચય સમ્યગ્દષ્ટિ સંતજન જાણે છે, વેદે છે, અનુભવે છે, ને આત્મ ભાવના ભાવે છે કે—

" અબધૂ ! ક્યા તેરા ? ક્યા મેરા ?
તેરા હૈ સો તેરી પાસે, અવર સબ અનેરા....અબધૂ૦ "—શ્રી આનંદઘનજી

" હું નિશ્ચય એક, શુદ્ધ, દર્શનજ્ઞાનમય, સદા અરૂપી એવો આત્મા છું. બીજું કંઇ પણ, પરમાણુ માત્ર પણ, મ્હારું નથી. હું અબદ્ધસ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ ને અસંયુક્ત એવો શુદ્ધ આત્મા છું. "

" સર્વ તરફથી સ્વરસથી નિર્ભર ભાવવાળા એક એવા સ્વને-આત્માને હું અહીં સ્વયં અનુભવી રહ્યો છું. મ્હારે કોઇ મોહ છે નહિં-છે નહિં. હું શુદ્ધ ચિદ્ઘન તેજોનિધિ છું. "

" अहमिक्को खलु सुद्धो दंसणणाणमइओ सदारूवी ।
णवि अत्थि मज्झ किंचिवि अण्णं परमाणुमित्तंपि ॥
जो पस्सदि अप्पाणं अबद्धपुट्ठमणण्णयं णियदं ।
अविसेसमसंजुत्तं शुद्धनयं तं वियाणीहि ॥ "—શ્રી સમયસાર

" सर्वतः स्वरसनिर्भरभावं, चेतये स्वयमहं स्वमिहैकम् ।
नास्ति नास्ति मम कश्चन मोहः, शुद्धचिद्घनमहोनिधिरस्मि ॥ "— સમયસારકળશ

" પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે. "
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે. "—શ્રી આનંદઘનજી.

ઇત્યાદિ પ્રકારે **આત્મભાવના** ભાવતો આ પ્રસ્તુત પરમ ભાવિતાત્મા નિશ્ચય સમ્યગ્દૃષ્ટિ જીવ કયારેય પણ કોઈ પણ પ્રકારની આકુલતા પામતો નથી, સદાય **ઉદાસીન** ભાવથી **સ્વસ્થ** રહે છે, નિરંતર આત્માના નિજાનંદમાં નિમગ્ન રહે છે.

પણ આવા આ નિશ્ચય વેદ્યસંવેદ્યપદથી અન્ય એવું જે **વ્યાવહારિક વેદ્યસંવેદ્ય-પદ** છે, તે તો એકાંતેજ **અસુંદર** છે, ભલું નથી, રૂડું નથી. કારણકે ઉપર કહ્યું તેમ તેનાથી ભવભ્રમણની રખડપટ્ટી બંધ થતી નથી, સંસાર પરિભ્રમણ ચાલુ જ રહે છે. હા, પુણ્યબંધ થાય છે, પણ ભવવિચ્છેદ થતો નથી, માટે તેના અવલંબને પણ **પરમ સુંદર નિશ્ચય વેદ્યસંવેદ્યપદ** પામવાનો નિરંતર લક્ષ આત્માર્થીએ રાખવો જોઇએ.

જે કહે છે—

**अवेद्यसंवेद्यपदमपदं परमार्थतः ।**
**पदं तु वेद्यसंवेद्यपदमेव हि योगिनाम् ॥ ७२ ॥**

અપદ જ છે પરમાર્થથી, પદ અવેદ્યસંવેદ્ય;
પદ તો નિશ્ચય યોગિનું, પદ જ વેદ્યસંવેદ્ય ૭૨

અર્થ:—અવેદ્યસંવેદ્ય પદ એ પરમાર્થથી અપદ જ છે. નિશ્ચે યોગીઓનું પદ તો **વેદ્યસંવેદ્ય પદ** જ છે.

## વિવેચન

**અવેદ્યસંવેદ્ય** પદ જે ઉપરમાં એકાંતે જ અસુંદર કહ્યું, સારૂં રૂડું નથી એમ કહ્યું, તે શા કારણથી એમ છે, તેનું અહીં સ્પષ્ટીકરણ કર્યું છે. **અવેદ્યસંવેદ્ય** પદ જો પરમાર્થથી

---

**वृत्तिः**—**अवेद्यसंवेद्यपदम्**-અવેદ્યસંવેદ્ય પદ, મિથ્યાદૃષ્ટિ આશયસ્થાન. એટલા માટે જ કહ્યું કે-**अपदं परमार्थतः**-પરમાર્થથી અપદ છે-યથાવસ્થિત વસ્તુ તત્ત્વના અપદનથી-અજાણપણાથી. **पदं तु**-પણ પદ તો, **वेद्यसंवेद्यपदमेव**-વેદ્યસંવેદ્ય પદ જ,-જેનું લક્ષણ કહેવામાં આવે છે તે,-અન્વર્થ યોગથી, ( શબ્દના યથાર્થ અર્થ પ્રમાણે એજ ' પદ ' છે ), **हि**-નિશ્ચય, **योगिनाम्**-યોગીઓનું.

અપાય આદિ નિદાન જ્યાં, સ્ત્રી આદિ વેદ્ય વેદાય;
આગમવિશુદ્ધ તેહવી, અપ્રવૃત્તિ મતિ છતાંય; ૭૩.

અર્થ—જેમાં,–અપાય આદિના કારણરૂપ સ્ત્રી આદિ વેદ્ય–વેદવા યોગ્ય વસ્તુ, આગમથી વિશુદ્ધ એવી તેવા પ્રકારે અપ્રવૃત્તિ બુદ્ધિથી પણ, સંવેદાય છે,—(આ શ્લોકનો ઉત્તર સંબંધ નીચેના શ્લોકમાં છે.)

## વિવેચન

નરક–સ્વર્ગ વગેરે અપાયના નિબંધનરૂપ–કારણરૂપ સ્ત્રી વગેરે વેદ્ય જ્યાં આગમથી વિશુદ્ધ એવી તેવા પ્રકારની અપ્રવૃત્તિ બુદ્ધિથી પણ સંવેદાય છે–સમ્યક્ પ્રકારે વેદાય છે–અનુભવાય છે, (તેનું નામ **વેદ્યસંવેદ્ય પદ** છે, એમ પછીના શ્લોકમાં સંબંધ છે.) તે આ પ્રકારેઃ—

**વેદ્ય** એટલે વેદનીય, વેદવા યોગ્ય, અનુભવવા યોગ્ય. એટલે કે વસ્તુસ્થિતિથી તથાપ્રકારના **ભાવયોગી** સામાન્યથી અવિકલ્પક જ્ઞાનવડે ગ્રાહ્ય–ગ્રહણ થાય એવું વેદવા યોગ્ય વસ્તુસ્વરૂપ. ભાવયોગીને સામાન્યપણે વસ્તુસ્વરૂપનું જે દર્શન–અનુભવન–વેદન થવા યોગ્ય છે, તેનું નામ **વેદ્ય** છે. અત્રે વેદ્ય એટલે સ્ત્રી વગેરે પદાર્થ,–કે જે નરક–સ્વર્ગ વગેરેના કારણ થાય છે. આ સ્ત્રી આદિ પદાર્થનું, તેના તેના તેવા તેવા યથાવસ્થિત સ્વરૂપે, વસ્તુસ્થિતિ પ્રમાણે જેમ છે તેમ, ભાવયોગીને સામાન્યપણે વેદન અનુભવન થવું, તે વેદ્ય છે.

**જ્યાં સ્ત્રી આદિ વેદ્ય સંવેદાય તે વે. સં.**

આ સ્ત્રી આદિ વેદ્ય–અનુભવ યોગ્ય વસ્તુ જ્યાં પોતપોતાના ક્ષયોપશમને અનુરૂપપણે, નિશ્ચયબુદ્ધિથી સંવેદાય છે, સમ્યક્ પ્રકારે જેમ છે તેમ વેદાય છે, અનુભવાય છે, જાણવામાં આવે છે, તે (વેદ્યસંવેદ્ય પદ કહેવાય છે, એમ નીચેના શ્લોકમાં સંબંધ છે.) એટલે કે નરકાદિ અપાયના કારણરૂપ સ્ત્રી આદિનું જેવું વાસ્તવિક સાચું સ્વરૂપ છે, તેનું તેવા યથાર્થ સ્વરૂપમાં, ત્રિકાળમાં ન ફરે એવી નિશ્ચય બુદ્ધિથી સંવેદન થવું, ભાન થવું, દર્શન થવું, અનુભવન થવું તે **વેદ્યસંવેદ્ય પદ** છે.

આ નિશ્ચયબુદ્ધિ આગમથી–સત્શાસ્ત્રથી વિશુદ્ધ થયેલી એવી હોય છે, તેનો વિપર્યય મલ–વિપર્યાસ મલ આગમરૂપ નિર્મલ જલથી ધોવાઇ ગયો હોય છે. અને આ નિશ્ચયબુદ્ધિમાં સ્ત્રીઆદિ પદાર્થ પ્રત્યે તથાપ્રકારની **અપ્રવૃત્તિબુદ્ધિ** હોય છે, એટલે કે વેદ્યસંવેદ્યપદ–સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી, આ સ્ત્રીઆદિ પદાર્થ હેય છે, ત્યાગવા યોગ્ય છે, છોડી દેવા યોગ્ય છે, અનાદેય છે–ગ્રહણ કરવા યોગ્ય નથી, એવો દૃઢ નિશ્ચય–ત્રણે કાળમાં કદી ન ફરે એવો નિર્ધાર અંતરાત્મામાં સ્થિર થાય છે. અને એવા નિશ્ચયને લીધે સમ્ય-

**આગમવિશુદ્ધ અપ્રવૃત્તિબુદ્ધિ**

**વેદ્યસંવેદ્યજ 'પદ'**

વિચારીએ તો 'અપદ' જ છે, એને 'પદ' નામ જ ઘટતું નથી. કારણકે તે મિથ્યાદૃષ્ટિવાળું આશયસ્થાન છે, એટલે સમ્યગ્દૃષ્ટિ એવા યોગીજનોને તે પદ (પગ) મૂકવાનું ઠેકાણું જ નથી, સ્થાન જ નથી. ત્યાં તો શ્રીમાન્ આનંદઘનજીના વચન પ્રમાણે 'ચરણ ધરણ નહિ ઠાય' એવી સ્થિતિ છે. પણ યોગીઓનું ખરૂં પદ તો,–પગ મૂકવાનું સ્થાન તો, **વેદ્યસંવેદ્ય પદ** જ છે; કારણકે તે જ 'પદ' શબ્દના યથાર્થ અર્થ પ્રમાણે 'પદ' કહેવાને યોગ્ય છે, તેને જ 'પદ' નામ ઘટે છે.

**'ઇચ્છે છે જે જોગીજન'**

અવેદ્યસંવેદ્ય પદ અથવા વ્યાવહારિક વેદ્યસંવેદ્ય પદ જે છે તે સ્થિર નથી, અસ્થિર છે, તેને પતનનો ભય છે, અને તે પોતે ભવભ્રમણનો અંત કરી શકતું નથી. પણ જો તે પરંપરાએ નિશ્ચય વેદ્યસંવેદ્ય પદનું કારણ થાય, એટલે કે તેના દ્વારા પ્રાપ્ત થયેલી યોગ્યતાથી–પાત્રતાથી જીવને જો નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ પ્રાપ્ત થાય, તો જ અને ત્યારે જ જીવને ભવભ્રમણનો અંત આવે છે, અને મોક્ષનો યોગ થાય છે. આ **નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ** અસ્થિર નથી, સ્થિર જ હોય છે, તેને પતનનો ભય હોતો નથી, અને તેથી શીઘ્ર ભવભ્રમણ અટકી પડી મુક્તિ સાંપડે છે આમ **નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ** જ મોક્ષનો અવિલંબે યોગ કરાવે છે, એટલે મોક્ષના અર્થી યોગીજનો સદાય આ **નિશ્ચય વેદ્યસંવેદ્ય પદને** જ ઇચ્છે છે, પરમાર્થથી તેને જ પરમ ઇષ્ટ ગણે છે; અને બાકી બીજા બધા પદને અપદ જાણી, એક **નિશ્ચય વેદ્યસંવેદ્ય પદને** જ પોતાનું પદ માને છે; તેને જ પરમ પૂજ્ય-આરાધ્ય-ઉપાસ્ય સમજી આરાધે છે–ઉપાસે છે.

અને તેવા પ્રકારે કહે છે—

**वेद्यं संवेद्यते यस्मिन्नपायादिनिबन्धनम् ।**
**तथाप्रवृत्तिबुद्ध्यापि स्त्र्याद्यागमविशुद्धया ॥७३॥**

---

વૃત્તિઃ–**वेद्यं**—વેદ્ય, વેદનીય, વેદવા યોગ્ય વસ્તુ. વસ્તુસ્થિતિથી તથાપ્રકારના ભાવયોગી સામાન્યથી અવિકલ્પક જ્ઞાન વડે ગ્રાહ્ય એવી વસ્તુ, એમ અર્થ છે. **संवेद्यते**–સંવેદાય છે, ક્ષયોપશમને અનુરૂપપણે નિશ્ચય બુદ્ધિથી પણ જણાય છે, **यस्मिन्**–જેમાં, જે પદમાં–આશયસ્થાનમાં. તે કેવું વિશિષ્ટ? તે માટે કહ્યું—**अपायादिनिबन्धनम्**—અપાય આદિનું નિબંધન-કારણ, નરક-સ્વર્ગ વગેરેનું કારણ, **स्त्र्यादि**–સ્ત્રીઆદિ, **तथा**–તેવા પ્રકારે, જેથી સામાન્યથી અનુવિદ્ધ (સામાન્ય સાથે સંકળાયેલું). **अप्रवृत्तिबुद्ध्यापि**—અપ્રવૃત્તિબુદ્ધિથી પણ, એટલે કે તેના ઉપાદાન-ત્યાગ આશયાત્મક બુદ્ધિથી, તેના ઉપાદાન-ત્યાગ (ગ્રહણ-ત્યાગ) આશયવાળી બુદ્ધિવડે કરીને, **संवेद्यते**–સંવેદાય છે, (સ્ત્રીઆદિ વેદ્ય), **आगमविशुद्धया**—આગમથી વિશુદ્ધ એવી, એટલે શ્રુતથી જેનો વિપર્યયમલ દૂર કરાયો છે એવી બુદ્ધિથી. પ્રેક્ષાવતોને-વિચારવાન્ જીવોને પણ આ જ પ્રધાન બંધકારણ છે, એટલા માટે સ્ત્રીઆદિ ગ્રહણ કર્યું.

અપાય આદિ નિદાન જ્યાં, સ્રી આદિ વેદ્ય વેદાય;
આગમવિશુદ્ધ તેહવી, અપ્રવૃત્તિ મતિ છતાંય; ૭૩.

અર્થ—જેમાં,–અપાય આદિના કારણરૂપ સ્ત્રી આદિ વેદ્ય–વેદવા યોગ્ય વસ્તુ, આગમથી વિશુદ્ધ એવી તેવા પ્રકારે અપ્રવૃત્તિ બુદ્ધિથી પણ, સંવેદાય છે,—(આ શ્લોકનો ઉત્તર સંબંધ નીચેના શ્લોકમાં છે.)

## વિવેચન

નરક–સ્વર્ગ વગેરે અપાયના નિબંધનરૂપ–કારણરૂપ સ્ત્રી વગેરે વેદ્ય જ્યાં આગમથી વિશુદ્ધ એવી તેવા પ્રકારની અપ્રવૃત્તિ બુદ્ધિથી પણ સંવેદાય છે–સમ્યક્ પ્રકારે વેદાય છે–અનુભવાય છે, (તેનું નામ **વેદ્યસંવેદ્ય પદ** છે, એમ પછીના શ્લોકમાં સંબંધ છે.) તે આ પ્રકારે:—

**વેદ્ય** એટલે વેદનીય, વેદવા યોગ્ય, અનુભવવા યોગ્ય. એટલે કે વસ્તુસ્થિતિથી તથાપ્રકારના **ભાવયોગી** સામાન્યથી અવિકલ્પક જ્ઞાનવડે ગ્રાહ્ય–ગ્રહણ થાય એવું વેદવા યોગ્ય વસ્તુસ્વરૂપ ભાવયોગીને સામાન્યપણે વસ્તુસ્વરૂપનું જે દર્શન–અનુભવન–વેદન થવા યોગ્ય છે, તેનું નામ **વેદ્ય** છે. અત્રે વેદ્ય એટલે સ્ત્રી વગેરે પદાર્થ,–કે જે નરક–સ્વર્ગ વગેરેના કારણ થાય છે. આ સ્ત્રી આદિ પદાર્થનું, તેના તેના તેવા તેવા યથાવસ્થિત સ્વરૂપે, વસ્તુસ્થિતિ પ્રમાણે જેમ છે તેમ, ભાવયોગીને સામાન્યપણે વેદન અનુભવન થવું, તે વેદ્ય છે.

**જ્યાં સ્ત્રી આદિ વેદ્ય સંવેદાય તે વે. સં.**

આ સ્ત્રી આદિ વેદ્ય–અનુભવ યોગ્ય વસ્તુ જ્યાં પોતપોતાના ક્ષયોપશમને અનુરૂપપણે, નિશ્ચયબુદ્ધિથી સંવેદાય છે, સમ્યક્ પ્રકારે જેમ છે તેમ વેદાય છે, અનુભવાય છે, જાણવામાં આવે છે, તે (વેદ્યસંવેદ્ય પદ કહેવાય છે, એમ નીચેના શ્લોકમાં સંબંધ છે.) એટલે કે નરકાદિ અપાયના કારણરૂપ સ્ત્રી આદિનું જેવું વાસ્તવિક સાચું સ્વરૂપ છે, તેનું તેવા યથાર્થ સ્વરૂપમાં, ત્રિકાળમાં ન ફરે એવી **નિશ્ચય બુદ્ધિથી** સંવેદન થવું, ભાન થવું, દર્શન થવું, અનુભવન થવું તે **વેદ્યસંવેદ્ય પદ** છે.

આ નિશ્ચયબુદ્ધિ આગમથી–સત્શાસ્ત્રથી વિશુદ્ધ થયેલી એવી હોય છે, તેનો વિપર્યય મલ–વિપર્યાસ મલ આગમરૂપ નિર્મલ જલથી ધોવાઇ ગયો હોય છે. અને આ નિશ્ચયબુદ્ધિમાં સ્ત્રીઆદિ પદાર્થ પ્રત્યે તથાપ્રકારની **અપ્રવૃત્તિબુદ્ધિ** હોય છે, એટલે કે વેદ્યસંવેદ્યપદ–સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી, આ સ્ત્રીઆદિ પદાર્થ હેય છે, ત્યાગવા યોગ્ય છે, છોડી દેવા યોગ્ય છે, અનાદેય છે–ગ્રહણ કરવા યોગ્ય નથી, એવો દૃઢ નિશ્ચય–ત્રણે કાળમાં કદી ન ફરે એવો નિર્ધાર અંતરાત્મામાં સ્થિર થાય છે. અને એવા નિશ્ચયને લીધે સમ્ય-

**આગમવિશુદ્ધ અપ્રવૃત્તિબુદ્ધિ**

ગ્દૃષ્ટિ પુરુષને, પૂર્વકર્મથી કદાચ ત્યાગ ન કરી શકાય તોપણ, સ્ત્રીઆદિ અપાયહેતુ પ્રત્યે અંતરાત્માથી સદાય અપ્રવૃત્તિબુદ્ધિ જ હોય. તે તે પદાર્થ પ્રત્યે તે કદી પણ આત્મભાવે પ્રવર્તે નહિં જ. કારણ કે—

"સંસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય, તો તે પુરુષે જ્ઞાનીનાં વચન સાંભળ્યા નથી, અથવા જ્ઞાની પુરુષના દર્શન પણ તેણે કર્યા નથી, એમ તીર્થંકર કહે છે. જ્ઞાની પુરુષને જોયા પછી સ્ત્રીને જોઇ જો રાગ ઉત્પન્ન થતો હોય તો જ્ઞાની પુરુષને જોયા નથી, એમ તમે જાણો. જ્ઞાની પુરુષનાં વચનને સાંભળ્યા પછી સ્ત્રીનું સજીવન શરીર અજીવનપણે ભાસ્યા વિના રહે નહીં. ખરેખર પૃથ્વીનો વિકાર ધનાદિ સંપત્તિ ભાસ્યા વિના રહે નહીં. જ્ઞાની પુરુષ શિવાય તેનો આત્મા બીજે ક્યાંય ક્ષણવાર સ્થાયી થવાને વિષે ઇચ્છે નહીં."                    (વિશેષ માટે જુઓ) **શ્રીમદ્ રાજચંદ્ર**, પત્રાંક ૩૭૧.

અત્રે **સ્ત્રીનું મુખ્યપણું** કહ્યું, તેનું કારણ એ છે કે ભલભલા મોટા વિચારશીલ જીવોને પણ **સ્ત્રી** એ મોટામાં મોટા **પ્રતિબંધનું** કારણ થઈ પડે છે દુર્જય કામ-ચાંડાલ પંડિતોને પણ પીડે છે. 'સ્ત્રી વગેરે મોટા ફાંસાથી ખૂબ જકડાયેલા સંસારી મુસાફરો 'ભવ' નામના મોટા અંધારા કૂવામાં પડે છે.' માટે મુખ્ય એવો આ સ્ત્રી-પ્રતિબંધ ટળતાં, બીજા પ્રતિબંધો પણ સહેજે તૂટવાનો અવકાશ મળે છે ×

"આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ;
એ ત્યાગી ત્યાગ્યું બધું, કેવળ શોક સ્વરૂપ.
એક વિષયને જીતતાં, જીતિએ સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતિએ, દળ પુર ને અધિકાર."

—શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત શ્રી મોક્ષમાળા.

**નારી નિંદા**

જીવને આ જગતમાં જો મોટામાં મોટું અપાયનું-આત્મહાનિનું કોઈ પણ કારણ હોય, કલ્યાણનું મોટામાં મોટું પ્રતિબંધક કોઇ પણ કારણ હોય, તો તે સ્ત્રી જ છે. એટલા માટે જ જ્ઞાની પુરુષોએ આ સ્ત્રીની નિંદા કરવામાં કાંઈ બાકી રાખી નથી. જેમ કે–'વાણીમાં* જે અમૃત અને હૃદયમાં હાલાહલ વિષ ધારે છે એવી આ નિસર્ગ-કુટિલ સ્ત્રી કોણે નિર્માણ કરી છે તે અમે જાણતા નથી!

---

× "निर्दयः कामचंडालः पंडितानपि पीडयेत्।
यदि नाध्यात्मशास्त्रार्थबोधयोधकृपा भवेत्॥"—શ્રી અધ્યાત્મસાર.
"अङ्गनादिमहापाशैरतिगाढं नियन्त्रिताः।
पतन्त्यंधमहाकूप भवाख्ये भविनोऽध्वगाः॥"
—શ્રી શુભચંદ્રાચાર્યજી પ્રણીત શ્રી જ્ઞાનાર્ણવ

* "धारयन्त्यमृतं वाचि हृदि हालाहलं विषम्। निसर्गकुटिला नार्यो न विद्मः केन निर्मिताः॥
वज्रज्वलनलेखेव भोगिदंष्ट्रेव केवलम्। वनितेयं मनुष्याणां संतापभयदायिनी॥

વજ્રાગ્નિની લેખાની જેમ અને સાપની દાઢની જેમ આ વનિતા મનુષ્યોને કેવળ સંતાપ અને ભય આપનારી છે. સંતોના પણ ચિત્તમાં વસતિ બાંધતી એવી આ નિઃશંક સ્ત્રી જગત્પૂજ્ય એવા ગુણસમૂહને ઉદ્વાસિત કરે છે-દેશવટો દે છે. ક્રોધ પામેલી ફુંફાડા મારતી નાગણને આલિંગન કરવું સારું, પણ નરકપદ્ધતિરૂપ નારીને કૌતુકથી પણ આલિંગવું સારું નહિં. ઇંદ્રિયાર્થોનો પ્રકોપ કરનારી સ્ત્રી પુરુષોના હૃદયમાં એવો દાહ ઉપજાવે છે કે જેવો સ્પર્શવામાં આવેલી અગ્નિશિખા ઉપજાવતી નથી. સ્ત્રી સંધ્યાની પેઠે ક્ષણરાગવંતી છે, નિમ્નગા (નદી) જેમ નીચ-પ્રિયા છે, તથા બીજના ચંદ્રમાની પેઠે વક્ર-વાંકી હોય છે.' ઇત્યાદિ.

અને આમ સ્ત્રીનું સ્વરૂપ જેમ અત્યંત હેયબુદ્ધિથી સંવેદાય છે, તેમ 'આદિ' શબ્દથી અન્ય સર્વ વસ્તુસ્વરૂપ પણ તેના યથાર્થ સ્વરૂપે અત્ર સમ્યગ્દૃષ્ટિ પુરુષને સંવેદાય છે. તેથી તે સર્વ હેય-ઉપાદેય વિવેક બરાબર જાણે છે. આ વસ્તુ ત્યાગવા યોગ્ય છે, અને આ વસ્તુ આદરવા યોગ્ય-ગ્રહણ કરવા યોગ્ય છે, એવો સ્પષ્ટ વિવેક, નિર્ધાર, નિશ્ચય બુદ્ધિ, સંવેદન તેના આત્મામાં દૃઢ છાપપણે અંકિત થઇ ગયેલ હોય છે. એટલે ભલે કદાચ તે તે પ્રમાણે આચરણ ન પણ કરી શકે, અર્થાત્ સ્ત્રીઆદિ હેય છે, તેનો તે ત્યાગ ન કરી શકતો હોય, અથવા વિરતિ-પ્રત્યાખ્યાન આદિ આદેય છે, તેનું તે ઉપાદાન-ગ્રહણ ન કરી શકતો હોય, તોપણ આ વસ્તુ ચોક્કસ છોડી દેવા યોગ્ય છે, અને આ વસ્તુ ચોક્કસ આદરવા યોગ્ય છે, એવી જે તેની અંતરંગ લાગણી, સંવેદના, પ્રતીતિ, અખંડ નિશ્ચયતા તેમાં કંઇ પણ ફેર પડતો નથી. કર્મદોષ વશે તેમ કરવાની કદાચ પોતાની અશક્તિ-નિર્બળતા હોય, તો તેને માટે પણ તેને નિરંતર ખરેખરો આત્મસંવેદનમય ખેદ રહે છે કે અરે! હું આ હેય વસ્તુ ત્યાગી શકતો નથી, આ વિરતિ આદિ હું આદરી શકતો નથી. આમ તે જ્ઞાનીના અંતરમાં ભેદ પડી જાય છે અજ્ઞાનીને તેવો સંવેદનરૂપ અંતર્ભેદ હોતો નથી. આમ જ્ઞાની અને અજ્ઞાનીની દૃષ્ટિમાં, વૃત્તિમાં અને પ્રવૃત્તિમાં આકાશ-પાતાલનું અંતર હોય છે.

**હેય-ઉપાદેય વિવેક**

કારણ કે સમ્યગ્દૃષ્ટિ જ્ઞાનીને ભેદવિજ્ઞાન થયું છે. સ્વ-પર વસ્તુનો ભેદ તેણે જાણ્યો છે. સર્વ અન્ય દ્રવ્યથી ભિન્ન એવો હું શુદ્ધ આત્મા છું, એવા બીજભૂત-મૂળભૂત જ્ઞાનનું અંતઃપ્રતીતિમય અખંડ સંવેદન-અનુભવન તેને વર્તે છે. સ્વપરના ભેદવિજ્ઞાનરૂપ

---

उद्वासयति निःशङ्का जगत्पूज्यं गुणव्रजम्। बध्नती वसतिं चित्ते सतामपि नितम्बिनी॥
वरमालिङ्गिता क्रुद्धा चलल्लोलाऽत्र सर्पिणी। न पुनः कौतुकेनापि नारी नरकपद्धतिः॥
हृदि दत्ते तथा दाहं न स्पृष्टा हुतभुक्शिखा। वनितेयं यथा पुंसामिन्द्रियार्थप्रकोपिनी॥
सन्ध्येव क्षणरागाढ्या निम्नगेवाधरप्रिया। वक्रा बालेन्दुलेखेव भवन्ति नियतं स्त्रियः॥"

—જ્ઞાનાર્ણવ.

આ આત્મસંવેદન સર્વ ભાવયોગીને સામાન્ય (Common) છે. એટલે કે અવિકલ્પક જ્ઞાનવડે (દર્શનવડે) શાહ્ય એવી વેદ્ય વસ્તુનું આ સામાન્ય દર્શન સર્વ ભાવયોગીને હોય છે, અને તેઓને આ વેદ્ય વસ્તુ પોતપોતાના ક્ષયોપશમ પ્રમાણે નિશ્ચયબુદ્ધિથી સંવેદાય છે. પણ સામાન્ય દર્શન જે થયું તેનું સમ્યગ્ દર્શન-શ્રદ્ધાન-આત્મસંવેદન-અનુભવન-સંપ્રતીતિ તો તે સર્વને સામાન્ય છે. અર્થાત્ જે કોઈ ભાવયોગી છે, તેને આ સમ્યગ્દર્શનરૂપ વેદ્યસંવેદ્ય પદ હોય છે; અને જેને આ સમ્યગ્દર્શનરૂપ વેદ્યસંવેદ્ય પદ છે, તે જ ભાવયોગી છે. સમ્યગ્દૃષ્ટિ પુરુષ એ જ ભાવયોગી છે.

આ ઉપરથી પરમ પરમાર્થભૂત તાત્પર્ય એ નીકળે છે કે-બોધબીજભૂત-મૂળભૂત આત્મસંવેદનવાળું, આત્માનુભૂતિવાળું જઘન્ય જ્ઞાન પણ હોય, તો ત્યાં વેદ્યસંવેદ્ય પદ છે.

**મૂળ વસ્તુનું બીજભૂત જ્ઞાન**

પણ તે બીજભૂત જ્ઞાન વિનાનું-આત્મસંવેદન વિનાનું-બીજું બધુંય ગમે તેટલું ઉત્કૃષ્ટ જ્ઞાન હોય, તો ત્યાં વેદ્યસંવેદ્ય પદ નથી. એટલા માટે જ સ્વ-પર ભેદવિજ્ઞાનરૂપ મૂળ બીજભૂત આવશ્યક તત્ત્વમય જ્ઞાન જેને હતું, પણ બીજું કાંઈ પણ જ્ઞાન જેને ન્હોતું, એવા 'તુષમાષ' જેવા અતિ મંદ ક્ષયોપશમી પણ તરી ગયા છે; અને ચૌદ પૂર્વ કંઈક ઊણા જાણનારા અતિમહા ક્ષયોપશમી શાસ્ત્રપારંગતો પણ રખડ્યા છે, તેનું કારણ આ બીજભૂત સંવેદન જ્ઞાન ન્હોતું એ છે. તેમણે સર્વ શાસ્ત્રો જાણ્યા, પણ મૂળ બીજભૂત જે આ વેદ્યસંવેદ્ય પદ તે ફરસ્યું નહિં, આ જીવ અને આ દેહ એવો સ્પષ્ટ આત્મસંવેદનરૂપ નિશ્ચય તેમણે કર્યો નહિં, તેથી તેમ થયું. આમ મૂળ બીજભૂત જ્ઞાન જ્યાં અવશ્ય છે એવા વેદ્યસંવેદ્ય પદના સદ્ભાવે થોડું જઘન્ય જ્ઞાન પણ શીઘ્ર મહાકલ્યાણકારી થાય છે, અને તેના અભાવે ઉત્કૃષ્ટ જ્ઞાન પણ તેવું કલ્યાણકારી થતું નથી. આ વેદ્યસંવેદ્ય પદનો-સમ્યગ્ દર્શનનો અતિ અતિ અદ્ભુત મહિમા બતાવે છે. આ અંગે અતિ અદ્ભુત ચમત્કારિક રહસ્યમય સમાધાન **શ્રીમદ્ રાજચંદ્રજીએ** પ્રકાશિત કર્યું છે:—

"બીજું પ્રશ્ન ચૌદ પૂર્વધારી કંઈ જ્ઞાને ઊણા એવા અનંત નિગોદમાં લાભે અને જઘન્ય જ્ઞાનવાળા પણ અધિકમા અધિક પંદર ભવે મોક્ષે જાય એ વાતનું સમાધાન કેમ?-એનો ઉત્તર જે મારા હૃદયમાં છે તે જ જણાવી દઉં છઉં કે એ જઘન્ય જ્ઞાન બીજું અને એ પ્રસંગ પણ બીજો છે. જઘન્ય જ્ઞાન એટલે સામાન્યપણે પણ મૂળ વસ્તુનું જ્ઞાન, અતિશય સંક્ષેપમાં છતાં મોક્ષના બીજરૂપ છે. એટલા માટે એમ કહ્યું અને એક દેશે ઊણું એવું ચૌદ પૂર્વધારીનું જ્ઞાન તે એક મૂળ વસ્તુનાં જ્ઞાન શિવાય બીજું બધું જાણનાર થયું; પણ દેહદેવળમાં રહેલો શાશ્વત પદાર્થ જાણનાર ન થયું. અને એ ન થયું તો પછી લક્ષ વગરનું ફેંકેલું તીર લક્ષ્યાર્થનું કારણ નથી તેમ આ પણ થયું. જે વસ્તુ પ્રાપ્ત કરવા ચૌદ પૂર્વનું જ્ઞાન જિને બોધ્યું છે તે વસ્તુ ન મળી તો પછી ચૌદ પૂર્વનું જ્ઞાન અજ્ઞાનરૂપ જ થયું. અહીં દેશે ઊણું ચૌદ પૂર્વનું જ્ઞાન સમજવું. દેશે ઊણું કહેવાથી

આપણી સાધારણ મતિથી એમ સમજાય કે ચૌદપૂર્વને છેડે ભણી ભણી આવી પહોંચતાં એકાદ અધ્યયન કે તેવું રહી ગયું અને તેથી રખડ્યા, પરંતુ એમ તો નહીં. એટલા બધા જ્ઞાનનો અભ્યાસી એક અલ્પ ભાગ માટે અભ્યાસમાં પરાભવ પામે એ માનવા જેવું નથી. અર્થાત્ કંઇ ભાષા અઘરી, અથવા અર્થ અઘરો નથી કે સ્મરણમાં રાખવું તેમને દુર્લભ પડે. માત્ર મૂળ વસ્તુનું જ્ઞાન ન મળ્યું એટલી જ ઉણાઇ, તેણે ચૌદ પૂર્વનું બાકીનું જ્ઞાન નિષ્ફળ કર્યું. એક નયથી એવી વિચારણા પણ થઇ શકે છે. કે શાસ્ત્રો (લખેલાંનાં પાના) ઉપાડવાં અને ભણવાં એમાં કંઇ અંતરં નથી, જો તત્ત્વ ન મળ્યું તો. કારણ બેયે બોજો જ ઉપાડ્યો. પાનાં ઉપાડ્યાં તેણે કાયાએ બોજો ઉપાડ્યો, ભણી ગયા તેણે મને બોજો ઉપાડ્યો, પરંતુ વાસ્તવિક લક્ષાર્થ વિના તેનું નિરુપયોગીપણું થાય એમ સમજણ છે. જેને ઘેર આખો લવણ સમુદ્ર છે તે તૃષાતુરની તૃષા મટાડવા સમર્થ નથી; પણ જેને ઘેર એક મીઠા પાણીની વીરડી છે, તે પોતાની અને બીજા કેટલાકની તૃષા મટાડવા સમર્થ છે. અને જ્ઞાન દષ્ટિએ જોતાં મહત્વનું તે જ છે.

તો પણ હવે બીજા નય પર હવે દષ્ટિ કરવી પડે છે. અને તે એ કે કોઇ રીતે પણ શાસ્ત્રાભ્યાસ હશે તો કંઈ પાત્ર થવાની જિજ્ઞાસા થશે, અને કાળે કરીને પાત્રતા પણ પામશે, અને પાત્રતા બીજાને પણ આપશે. એટલે શાસ્ત્રાભ્યાસનો નિષેધ અહીં કરવાનો હેતુ નથી. પણ મૂળ વસ્તુથી દૂર જવાય એવા શાસ્ત્રાભ્યાસનો તો નિષેધ કરીએ તો એકાંતવાદી નહીં કહેવાઇએ." ઈત્યાદિ –(જુઓ) શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૧૨૫.

तत्पदं साध्ववस्थानाद्भिन्नग्रन्थ्यादिलक्षणम् ।
अन्वर्थयोगतस्तन्त्रे वेद्यसंवेद्यमुच्यते ॥ ७४ ॥

તે પદ સમ્યક્ સ્થિતિ થકી, ભિન્ન ગ્રંથ્યાદિરૂપ;
'વેદ્યસંવેદ્ય' શાસ્ત્રમાં, કહ્યું અર્થ અનુરૂપ. ૭૪

અર્થ:—તે ભિન્નગ્રંથિ વગેરે લક્ષણવાળું પદ, સમ્યક્ અવસ્થાનને–સ્થિતિને લીધે, શબ્દના યથાર્થ અર્થ પ્રમાણે, શાસ્ત્રમાં 'વેદ્યસંવેદ્ય' કહેવાય છે.

## વિવેચન

ઉપરમાં કહ્યા પ્રમાણે, જ્યાં સ્ત્રી આદિ વેદ્ય યથાવસ્થિતપણે, જેમ છે તેમ, સંવેદાય

---

वृत्तिः—तत्पदम्–તે પદ. પદન થકી, પદરૂપ થવાથકી પદ, એટલે આશયસ્થાન, साध्ववस्थानात् સાધુ અવસ્થાનને લીધે, પરિચ્છેદથી સમ્યક્ અવસ્થાનને લીધે, સમ્યક સ્થિતિથી. भिन्नग्रन्थ्यादिलक्षणम्– ભિન્નગ્રંથિઆદિ લક્ષણવાળું, ભિન્નગ્રંથિ–દેશવિરતિરૂપ. શું? તો કે–अन्वर्थयोगतः–અન્વર્થ યોગથી, तंत्रे–તંત્રમાં, સિદ્ધાંતમાં, वेद्यसंवेद्यमुच्यते–વેદ્યસંવેદ્ય કહેવાય છે,–આના વડે કરીને વેદ્ય સંવેદાય છે, એટલા માટે.

છે, આત્માનુભવગોચર થાય છે, તે પદ 'વેદ્યસંવેદ્ય પદ' નામથી શાસ્ત્રમાં ઓળખાય છે.

**વેદ્યસંવેદ્ય તેજ 'પદ'**

સમ્યક્ પ્રકારે અવસ્થાનવાળું, સ્થિતિવાળું, સ્થિરતાવાળું હોવાથી તેને 'પદ' નામ બરાબર ઘટે છે, કારણ કે 'પદ' એટલે પદ-પગ મૂકવાનું યથાર્થ 'પદ' સ્થાન; અને તે સ્થિરતાવાળું હોય, ડગમગતું ન હોય, તો જ ત્યાં પદ (પગ) મૂકી શકાય; નહિં તો ત્યાં 'ચરણ ધરણ નહિં ઠાય,'-ત્યાં પગ મૂકી શકાય જ નહિં. પણ અત્રે તો ભાવથી તેવી સ્થિરતા હોય જ છે, એટલે આ પદને 'વેદ્યસંવેદ્ય પદ' નામ આપ્યું, તે તે શબ્દના યથાર્થ અર્થમાં બરાબર ઘટે છે, પરમાર્થથી તેમ જ છે.

કારણ કે આ વેદ્યસંવેદ્ય પદ સ્વસંવેદનરૂપ-આત્માનુભવપ્રધાન છે. અને આ આત્મ પદ જ વાસ્તવિક પદ છે, બાકી બીજા બધા અપદ છે. કારણ કે જે સહજ

**આત્મસ્વભાવ 'પદ'**

આત્મસ્વરૂપ છે, સહજ આત્મસ્વભાવ છે, તેજ ત્રિકાલાબાધિતપણે સ્થિર હોય છે, એટલે તે સહજાત્મસ્વરૂપ પદનું-શુદ્ધ આત્મસ્વભાવનું જે નિશ્ચયરૂપ ભાન થવું, અનુભવન થવું, સંવેદન થવું, તે પણ ત્રણે કાળમાં ફરે નહિં એવું સ્થિર નિશ્ચલ હોઇ 'પદ' નામને યોગ્ય છે. તે શિવાયના-આત્મસ્વભાવ પદથી અતિરિક્ત એવા બીજા બધાય કહેવાતા પદ તે પદ નથી, પણ અપદ છે, કારણ કે તે સ્વભાવરૂપ ન હોવાથી, અસ્થિર છે, અનિયત છે. એટલે આ અસ્થિરરૂપ દ્રવ્ય-ભાવ અપદોને મૂકી દઇ, નિશ્ચય સમ્યગ્દૃષ્ટિ પુરુષ આ એક, નિયત, સ્થિર, એવો સ્વભાવથી પ્રાપ્ત થતો ભાવ (પદ) ગ્રહણ કરે છે.

> " आदम्हि दव्वभावे अपदे मोत्तूण गिण्ह तह णियदं ।
> थिरमेगमिमं भावं उवलब्भंतं सहावेण ॥ " —શ્રી સમયસાર, ગા. ૨૦

કારણ કે *'આ ભગવાન્ આત્મામાં બહુ દ્રવ્ય-ભાવોની મધ્યે જે અતત્ સ્વભાવે ઉપલબ્ધ થતા-અનુભવાતા, અનિયતપણાની અવસ્થાવાળા, અનેક, ક્ષણિક, એવા વ્યભિચારી ભાવો છે,-તે સર્વેય પોતે અસ્થાયીપણાને લીધે સ્થિતિ કરનારનું સ્થાન થવાને અશક્ય હોવાથી અપદરૂપ છે. અને જે તત્ સ્વભાવથી-આત્મસ્વભાવથી ઉપલબ્ધ થતો-અનુભવાતો, નિયતપણાની અવસ્થાવાળો, એક, નિત્ય, અ અવ્યભિચારી ભાવ છે,-તે એક જ, પોતે સ્થાયીપણાને લીધે સ્થિ

**અપદ અનેક, પદ એક જ**

---

* " इह खलु भगवत्यात्मनि बहूनां द्रव्यभावानां मध्ये ये किल अतत्स्वभावेनोपलभ्यमानाः, अनियतत्वावस्थाः, अनेके, क्षणिकाः, व्यभिचारिणो भावाः ते सर्वेऽपि स्वयमस्थायित्वेन स्थातुः स्थानं भवितुमशक्यत्वात् अपदभूताः । यस्तु तत्स्वभावेनोपलभ्यमानः नियतत्वावस्थः, एकः, नित्यः, अव्यभिचारीभावः, स एक एव स्वयं स्थायित्वेन स्थातुः स्थानं भवितुं शक्यत्वात् पदभूतः । ततः सर्वानेवास्थायिभावान् मुक्त्वा स्थायिभावभूतं परमार्थरसतया स्वदमानं ज्ञानमेकमेवेदं स्वाद्यं ॥"-અમૃતચંદ્રાચાર્યજીની સમયસારટીકા. ગા. ૨

કરનારનું સ્થાન થવાને શકય હોવાથી, પદરૂપ છે. તેથી કરીને સર્વેય અસ્થાયી ભાવોને મૂકીને, સ્થાયી ભાવરૂપ, પરમાર્થ રસપણે સ્વાદમાં આવતું, એવું આ જ્ઞાન એક જ સ્વાદ્ય-સ્વાદ લેવા યોગ્ય છે'-( સંવેદ્ય છે ).

તાત્પર્ય કે સહજ સ્વભાવરૂપ જ્ઞાયક એવો એક આત્મભાવ જ-આત્મપદ જ સ્થાયી છે, સ્થિર છે, એટલે ત્યાં જ સ્થિતિ-સ્થિરતા થઇ શકે, માટે તે જ પરમાર્થથી ખરેખરૂં પદ છે. બાકી એ આત્મભાવ સિવાયના બીજા બધાય ભાવો પોતે જ અસ્થાયી છે, અસ્થિર છે, ડગમગતા છે, એટલે ત્યાં સ્થિતિ-સ્થિરતા થઈ શકવી સંભવતી નથી, માટે તે બધાય અપદ છે.

અને આ આત્મપદરૂપ પારમાર્થિક પદ તો સ્વસંવેદનજ્ઞાની સમ્યગ્દૃષ્ટિને સાક્ષાત્ અનુભવગોચર હોય જ છે, એટલે તે સ્થિર પદમાં તેની સ્થિતિ હોવાથી, એના એ વેદ્યસંવેદ્ય પદને 'પદ' કહ્યું તે સર્વથા યથાર્થ છે. આ શુદ્ધ **સહજાત્મસ્વરૂપ પદની** પરમ સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની સત્પુરુષોએ ઠેર ઠેર મુક્તકંઠે સ્તુતિ કરી, તે **સ્વરૂપ પદનો** ખૂબ **મહિમા** ગાયો છે. જેમકે—

"જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત.
ઇચ્છે છે જે જોગીજન, અનંત સુખ સ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિન સ્વરૂપ"—શ્રીમદ્ રાજચંદ્રજી.

"ચરણ કમલ કમલા વસે રે, નિર્મલ થિર પદ દેખ;
સમલ અથિર પદ પરિહરી રે, પંકજ પામર દેખ....વિમલજિન દીઠા લોયણ આજ.
મુજ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદર ધરા રે, ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર....વિમલ૦
અમિય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય
શાંત સુધારસ ઝીલતી રે, નીરખત તૃપતિ ન હોય....વિમલ૦"-યોગિરાજ આનંદઘનજી.

"શ્રી ચંદ્રપ્રભ જિન પદ સેવા, હેવાએ જે હળિયાજી;
આતમ અનુભવ ગુણથી મળિયા, તે ભવભયથી ટળિયાજી."-તત્ત્વરંગી મુનિવર્ય શ્રી દેવચંદ્રજી.

આમ આ સ્વસંવેદનરૂપ-આત્માનુભવરૂપ **વેદ્યસંવેદ્ય પદ સમ્યક્ સ્થિતિવાળું** હોય છે; અને **ગ્રંથિભેદ, દેશવિરતિ** આદિ લક્ષણોથી તે સૂચિત થાય છે. 'આ કર્મ-ગ્રંથિ જે અત્યંત કલેશ ઉપજાવનારી અને પર્વત જેવી મહાબલવાળી હોઇ ભેદવી દુષ્કર છે,

તે જ્યારે તીક્ષ્ણ ભાવ વજ્રથી ભેદાઈ જાય છે, ત્યારે આ સમ્યગ્દૃષ્ટિ મહાત્માને અત્યંત તાત્ત્વિક આનંદ ઉપજે છે,–જેમ રોગીને ઔષધવડે કરીને રોગ દૂર થતાં ઉપજે છે તેમ.' (યોગબિન્દુ)

**ભાવ દેશવિરતિ આદિ**

**દેશવિરતિ,**–સમ્યગ્દર્શન જેનું મૂલ છે એવી ભાવ દેશવિરતિ, ભાવ સર્વ-વિરતિ આદિ પણ આ વેદ્યસંવેદ્ય પદનું લક્ષણ છે, કારણ કે વસ્તુસ્વરૂપનું યથાર્થ ભાન થયા પછી જીવ સ્વયમેવ સ્વાભાવિક રીતે જ પરપરિણતિથી–પરભાવથી ઓસરતો જાય છે, અને સ્વભાવપરિણતિ ભણી ઢળતો જાય છે–સંચરતો જાય છે. સમાધિરસ ભર્યા શુદ્ધ નિજ સહજ આત્મસ્વરૂપનું અથવા જિનસ્વરૂપનું દર્શન થયા પછી, અનાદિકાળથી વિસરાઇ ગયેલા આત્મ-સ્વરૂપનું ભાન આવ્યા પછી, જીવ અવશ્યમેવ સકલ વિભાવ ઉપાધિથી ભાવથી પાછો હઠે છે, ઓસરે છે, પ્રતિક્રમે છે; અને શુદ્ધ આત્મસત્તાની સાધના પ્રત્યે પ્રવર્તે છે.

**સમ્યગ્દૃષ્ટિની ચરણધારા**

અને આમ અનાદિની મોહાદિની ધૂમિ (ઘૂમાવો–ભ્રમણા) ઉતરી જતાં ને અમલ અખંડ અલિપ્ત એવો આત્મસ્વભાવ સાંભરી આવતાં, તત્ત્વરમણરૂપ શુચિ–પવિત્ર–શુકલ–શુદ્ધ ધ્યાનને જીવ આદરે જ છે, અને સમતારસના ધામરૂપ જિનમુદ્રાને–શુદ્ધ આત્મસ્વરૂપને વરે છે, પ્રાપ્ત કરે છે. જિનદર્શન આદિ શુદ્ધ ઉત્તમ નિમિત્તની પ્રાપ્તિ થકી, વસ્તુના સાધર્મ્યથી આત્મસ્વરૂપની યથાર્થ ઓળખાણ થતાં, તે પ્રત્યે બહુમાનયુક્ત રુચિ ઉપજે છે, એટલે પછી તે રુચિને અનુયાયી–અનુસરતું વીર્ય–આત્મસામર્થ્ય પ્રવર્તે છે, અને તે 'ચરણધારા' આત્મચારિત્રની અખંડ પરંપરા સાધે છે. આમાં દેશવિરતિ–સર્વવિરતિ આદિનો ભાવથી સમાવેશ થઇ જાય છે. મહાન્ તત્ત્વદ્રષ્ટા શ્રીમાન્ દેવચંદ્રજીએ સાક્ષાત્ ×જિનદર્શનનો અનુભવ થતાં પરમ ભાવાવેશથી લલકાર્યું છે કે—

"દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો....હો લાલ૦
ભાસ્યો આત્મસ્વરૂપ અનાદિનો વિસર્યો.... " "
સકલ વિભાવ ઉપાધિ થકી મન ઓસર્યો.... " "
સત્તા સાધન માર્ગ ભણી એ સંચર્યો.... " " દીઠો૦
મોહાદિની ધૂમિ અનાદિની ઉતરે.... " "
અમલ અખંડ અલિપ્ત સ્વભાવ જ સાંભરે.... " "
તત્ત્વરમણ શુચિ ધ્યાન ભણી જે આદરે.... " "
તે સમતારસ ધામ સ્વામી મુદ્રા વરે.... " " દીઠો૦

---

× जह मूलाओ खंधो साहापरिवारबहुगुणो होइ।
तह जिणदंसणमूलो णिद्दिट्ठो मोक्खमग्गस्स ॥–શ્રી કુંદકુંદાચાર્યજી કૃત શ્રી અષ્ટપ્રાભૃ

પ્રભુ મુદ્રાને યોગ પ્રભુ પ્રભુતા લખે....હો લાલ.
દ્રવ્ય તણે સાધર્મ્ય સ્વ સંપત્તિ ઓળખે.... „ „
ઓળખતાં બહુમાન સહિત રુચિ વધે.... „ „
રુચિ અનુયાયી વીર્ય ચરણધારા સધે....હો લાલ૦ દીઠો૦ ''—શ્રી દેવચંદ્રજી.

આમ આત્મસ્વરૂપનું ભાન થતાં પરભાવ પ્રવૃત્તિ ઘટે છે, ને સ્વભાવ પ્રવૃત્તિ વધે છે, એટલે સ્ત્રી આદિ સમસ્ત પરભાવ હેય છે-ત્યાગવા યોગ્ય છે, અને એક શુદ્ધ આત્મભાવ જ આદેય છે-ગ્રહણ કરવા યોગ્ય છે, એવો નિશ્ચલ નિશ્ચયરૂપ વિવેક આત્મામાં થાય છે. તેથી કરીને ખરેખરા **ભાવથી** આ જીવના **દેશવિરતિ, સર્વવિરતિ** આદિ પરિણામ અવશ્ય ઉપજે છે. અને આ સમસ્તની પરમ રહસ્યભૂત મુખ્ય ચાવી (Master-Key) આ છે કે—**આત્માનો ગ્રાહક થાય એટલે પરનું ગ્રહણપણું એની મેળે છૂટી જાય છે, તત્ત્વનો ભોગી થાય એટલે પરનું ભોગ્યપણું આપોઆપ ટળે છે.**

**'આત્મગ્રાહક થયે ટળે પરગ્રહણતા'**

"આત્મગ્રાહક થયે ટળે પરગ્રહણતા,
તત્ત્વભોગી થયે ટળે પરભોગ્યતા." ધર્મ૦ શ્રી દેવચંદ્રજી.

આ ઉપરથી તાત્પર્ય એ છે કે-ક્ષાયિક સમ્યગ્દષ્ટિપણું એ જ **નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ** છે, એ જ સાચું સમકિત, પારમાર્થિક સમ્યગ્દર્શન છે. એ 'પદ'ની પ્રાપ્તિ વિના વ્યવહાર સમ્યગ્દર્શન માત્રથી પોતાનું સમકિતીપણું માની બેસનારા ભ્રાંતિમાં રમે છે, અને તેવી ભ્રાંતિથી આગળ આધ્યાત્મિક પ્રગતિ કરતાં અટકે છે. પણ જે વ્યવહાર સમ્યગ્દર્શન માત્રથી સંતોષ ન માનતાં, નિશ્ચય સમ્યગ્દર્શનનો નિરંતર લક્ષ રાખી-વેદ્યસંવેદ્ય પદને ઝંખતા રહી તેની પ્રાપ્તિ વિના જંપતા નથી, તે અવશ્ય આધ્યાત્મિક પ્રગતિ કરતા રહે છે. એ આ ઉપરથી સહેજે સમજાય છે.

। इति वेद्यसंवेद्यपदाधिकारः ।

## અવેદ્યસંવેદ્ય પદ અધિકાર

તેનાથી અન્ય કહે છે—

**अवेद्यसंवेद्यपदं विपरीतमतो मतम् ।**
**भवाभिनन्दिविषयं समारोपसमाकुलम् ॥ ७५ ॥**

---

वृत्तिः—अवेद्यसंवेद्यपदं विपरीतम्-અવેદ્યસંવેદ્ય પદ વિપરીત, अतो-આનાથી, આ વેદ્યસંવેદ્ય પદથી, मतम्-મત છે, ઇષ્ટ છે, માનેલું છે.

તે આ પ્રકારે—'અવેદ્ય' એટલે અવેદનીય-ન વેદી શકાય તે, વસ્તુસ્થિતિથી તથાપ્રકારના ભાવયોગી સામાન્યથી પણ અવિકલ્પક જ્ઞાનવડે ગ્રાહ્ય નહિં તે-ગ્રહણ ન કરી શકાય એવું,-તથાપ્રકારના

પદ અવેદ્યસંવેદ્ય તો, એહ થકી વિપરીત;
ભવાભિનંદી વિષયી તે, સમારોપણ સહિત. ૭૫.

**અર્થ:**—એનાથી વિપરીત તે અવેદ્યસંવેદ્ય પદ કહ્યું છે. તેનો વિષય ભવાભિનંદી છે,–(ભવાભિનંદી જીવને તે હોય છે), અને તે સમારોપથી સમાકુલ એવું હોય છે.

## વિવેચન

"એહ થકી વિપરીત છેજી, પદ તે અવેદ્યસંવેદ્ય;
ભવાભિનંદી જીવનેજી, હોય તે વજ્ર અભેદ્ય....મન૦—શ્રી યો. દ. સજ્ઝાય. ૪-૮

ઉપરમાં જે **વેદ્યસંવેદ્ય પદ**નું લક્ષણ કહ્યું, તેનાથી વિપરીત–ઉલટા પ્રકારનું જે છે, તે '**અવેદ્યસંવેદ્ય પદ**' કહ્યું છે. તેનું કારણ આ પ્રમાણે છે:—

**'અવેદ્ય' એટલે શું?**

'અવેદ્ય' એટલે અવેદનીય,–ન વેદાય, ન અનુભવાય એવું. વસ્તુસ્થિતિ પ્રમાણે તથાપ્રકારના **ભાવયોગી** સામાન્યથી પણ અવિકલ્પક જ્ઞાનવડે જે ગ્રાહ્ય-ગ્રહણ કરી શકાય એવું નથી, તે અવેદ્ય છે. કારણ કે તેવા પ્રકારના સમાન પરિણામનું અત્ર ઉપજવું થતું નથી. એટલા માટે જ આ 'અવેદ્ય' કહ્યું છે. **ભાવયોગીઓને** સામાન્યપણે વસ્તુસ્થિતિનું અમુક પ્રકારનું સામાન્ય-સમાન ભાવવાળું સંવેદન, અનુભવન, સમ્યગ્દર્શન હોય છે. જેથી તેઓને સમાન પરિણામરૂપ સ્વસંવેદન, સમ્યગ્દર્શન, અનુભૂતિ હોય છે. જેમકે–'**છે દેહાદિથી ભિન્ન આતમા રે**'–એવા ભેદજ્ઞાનરૂપ સમાન અનુભવનો નિશ્ચય સામાન્યપણે સર્વ ભાવયોગીઓને હોયજ છે. એવો અનુભવ અવિકલ્પરૂપ–નિર્વિકલ્પ બોધરૂપ હોય છે, એમાં કોઈ પણ વિકલ્પ હોતો નથી, એટલે તત્ત્વવિનિશ્ચયરૂપ આ નિર્વિકલ્પ અનુભવ સમ્યગ્દર્શનસ્વરૂપ છે. કારણ કે 'દર્શન' અવિકલ્પરૂપ કહ્યું છે, ને જ્ઞાન

---

સમાન પરિણામની અનુપપત્તિને લીધે. (તેવું સમાન પરિણામ ઘટતું નથી તેથી).

આવું જે 'અવેદ્ય' તે સંવેદાય છે, એટલે કે અજ્ઞાનાવરણના ક્ષયોપશમને અનુરૂપપણે ઉપપ્લવ-સાર–વિપર્યાસરૂપ (ગોટાળાવાળી) એવી નિશ્ચયબુદ્ધિ વડે કરીને મૃગતૃષ્ણા જલની જેમ જે પદમાં જણાય છે, તે તથાપ્રકારનું અવેદ્યસંવેદ્ય છે. એટલા માટે જ કહ્યું—

**भवाभिनन्दिविषयं**—ભવાભિનંદી જેનો વિષય છે એવું, ભવાભિનંદીરૂપ વિષયવાળું. એનું લક્ષણ કહેવામાં આવશે. (ભવાભિનંદી એટલે ભવને–સંસારને અભિનંદનારો, વખાણનારો, સંસારમાં રાચનારો).

**समारोपसमाकुलम्**—સમારોપથી સમાકુલ–અત્યંત આકુલ મિથ્યાત્વના દોષથી અપાય પ્રત્યે ગમનાભિમુખ એવા સમારોપથી તેવા પ્રકારે પણ તે ગલિત છે, એમ અર્થ છે.

વિકલ્પરૂપ છે. પણ 'અવેદ્ય'માં તો તેવા પ્રકારનું ભાવયોગીગમ્ય એવું કોઇ પણ સામાન્ય સંવેદન-દર્શન હોતું નથી તેથી જ તેને '**અવેદ્ય**' નામ આપ્યું છે.

અથવા બીજી રીતે ઘટાવીએ તો **ભાવયોગીઓની** સામાન્યપણે, પોતપોતાની આત્મદશા અનુસાર જૂદી જૂદી સમાન કક્ષાઓ હોય છે, કે જેમાં સામાન્યપણે વસ્તુ-સ્થિતિ પ્રમાણે અમુક વસ્તુનું અમુક પ્રકારનું સમાન સંવેદન, દર્શન, અનુભવન હોય છે. પણ આ '**અવેદ્ય**'માં તો એવી કોઇ સમ્યગ્દૃષ્ટિની કક્ષાના સમાન સંવેદન પરિણામની ઉપપત્તિ થતી નથી, 'અવેદ્ય' એવી કોઈ જઘન્ય યોગકોટિમાં પણ આવતું નથી-પ્રાપ્ત થતું નથી, એટલે જ એને 'અવેદ્ય' કહ્યું છે.

**સંવેદ્ય** એટલે એવું અવેદ્ય જ્યાં સંવેદાય છે, જણાય છે, અનુભવાય છે તે. અત્રે મિથ્યાત્વનો સદ્ભાવ હોવાથી જ્ઞાન અજ્ઞાનરૂપ જ હોય છે. એટલે તે અજ્ઞાનનું આવરણ જેટલું ખસ્યું હોય, તેટલા ક્ષયોપશમ પ્રમાણે ઉપપ્લવરૂપ-વિપર્યાસરૂપ-

**અજ્ઞાનરૂપ મિથ્યા સંવેદન**

ગડબડગોટાળારૂપ નિશ્ચયબુદ્ધિથી જે **અજ્ઞાનરૂપ જ્ઞાન**-જાણપણું અત્રે થાય છે, તે મૃગતૃષ્ણા જેવું ખોટું હોય છે. મૃગતૃષ્ણા (ઝાંઝવાનું જલ) જેમ જૂઠી હોય છે, મિથ્યા હોય છે, તેમ આ અવેદ્યસંવેદન પણ જૂઠું છે, મિથ્યા છે; કારણ કે મિથ્યાભાસરૂપ ખોટા ઝાંઝવાના પાણીને સાચા માનવારૂપ મિથ્યા ભ્રાંતિ-ભ્રમણા અહીં હોય છે. પરમ* તાત્ત્વિકશેખર શ્રીમાન્ **અમૃતચંદ્રાચાર્યજી** કહે છે કે—

'અજ્ઞાનથી મૃગતૃષ્ણાને-ઝાંઝવાના જલને જલબુદ્ધિથી પીવાને મૃગલાઓ દોડે છે, અજ્ઞાનથી અંધકારમાં રજ્જુને વિષે સર્પની ભ્રાંતિથી લોકો ભાગે છે અને અજ્ઞાનથી વિકલ્પચક્રના કરવાવડે કરીને આ (આત્માઓ), પોતે શુદ્ધ જ્ઞાનમય છતાં, વાયુથી જેમાં તરંગ ઊઠે છે એવા સમુદ્રની પેઠે, કર્ત્તા થઇ આકુલ બને છે'.

આવા અજ્ઞાનથી ઝાંઝવાના જલ જેવું મિથ્યાભાસરૂપ સંવેદન જ્યાં થાય છે, તે **અવેદ્યસંવેદ્ય પદ** છે, અને વાસ્તવિક રીતે તો તે ઉપર કહ્યું તેમ 'પદ' નામને પણ યોગ્ય નથી. આવું આ અવેદ્યસંવેદ્ય પદ **ભવાભિનંદી જીવને** હોય છે. ભવાભિનંદી એટલે ભવને-સંસારને અભિનંદનારો, સંસારને પ્રશંસનારો-વખાણનારો, સંસારથી રાચનારો, સંસારમાં રચ્યોપચ્યો રહેનારો, સંસાર જેને મીઠો લાગે છે (*Hails*) એવો **વિષયકષાયનો કીડો**, ક્ષુદ્ર જંતુ. આનું લક્ષણ હવે પછી કહેશે

* "अज्ञानान्मृगतृष्णिकां जलधिया धावंति पातुं मृगाः।
अज्ञानात्तमसि द्रवंति भुजगाध्यासेन रज्जौ जनाः॥
अज्ञानाच्च विकल्पचक्रकरणाद्वातोत्तरङ्गाब्धिवत्।
शुद्धज्ञानमया अपि स्वयममी कर्त्रीभवंत्याकुलाः॥" श्री समयसार-कलश

વળી આ અવેદ્યસંવેદ્ય પદ **સમારોપથી સમાકુલ** હોય છે, એટલે કે આમાં એક વસ્તુનું બીજી પર આરોપણ હોય છે, ઉપચાર હોય છે, એકની ટોપલી બીજાને માથે ઓઢાડવામાં આવે છે, પરવસ્તુમાં સ્વનું-પોતાનું આરોપણ કરાય છે, સ્વવસ્તુમાં પરનું આરોપણ કરાય છે. એટલે અવેદ્યસંવેદ્ય પદમાં સ્થિતિ કરતો ભવાભિનંદી જીવ પરવસ્તુને પોતાની માની બેસે છે, દેહાદિમાં આત્માનો અધ્યાસ-આત્મબુદ્ધિ કરે છે, બીજાની બેઠક ઉપર પોતે ચઢી બેસે છે, પારકી ગાદી પોતે પચાવી પાડે છે! આત્મા પોતે જ સુખસ્વરૂપ છતાં તે સુખનો આરોપ પુદ્‌ગલ-વિષયમાં કરે છે! અને તે સમારોપની આકુલતાનું ફલ પણ પોતે આકુલતામય દુઃખસ્વરૂપે ભોગવે છે!! કારણ કે આ સમારોપણ મિથ્યાત્વદોષથી અપાય-ગમનાભિમુખ-નરકાદિ અપાય પ્રત્યે જનારા જીવને હોય છે; તેથી આત્મસ્વરૂપની હાનિરૂપ અપાય થાય છે, અને નરકાદિ અપાયની પ્રાપ્તિથી આકુલતારૂપ દુઃખ ઉપજે છે.

**સમારોપ સમાકુલ**

આ જે સમારોપણ ઉપચાર છે તે વ્યવહાર નયનો વિષય છે. એટલે અવેદ્યસંવેદ્ય પદવાળો જીવ વ્યવહારપ્રધાન દૃષ્ટિવાળો હોય છે અને વ્યવહારમાં જ જેની દૃષ્ટિ રહ્યા કરે છે, તેને નિશ્ચયરૂપ પરમાર્થનો લક્ષ થતો નથી, તે તો વ્યવહારના અનંત ભેદરૂપ કુંડાળામાં જ રમ્યા કરે છે, ચકરાવામાં જ ભમ્યા કરે છે, પણ તેને એક નિશ્ચયરૂપ અખંડ વસ્તુની પ્રાપ્તિ થતી નથી; કારણ કે ઉપચારરૂપ-સમારોપરૂપ વ્યવહારનો જ લક્ષ રાખ્યા કરે, તેના હાથમાં કાંઈ વસ્તુ આવતી નથી; એક પરમાર્થનો જ લક્ષ રાખી જે પ્રવર્તે, તેને જ વસ્તુગતે વસ્તુ પ્રાપ્ત થાય છે,-જેમ **વેદ્યસંવેદ્ય પદવંતને** થાય છે તેમ.

**વ્યવહારે 'કાંઈ ન આવે હાથ રે'**

"પરમારથ પંથ જે વહે, તે રંજે એક તંત રે;
વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંત રે.-ધરમ પરમ અરનાથનો૦
વ્યવહારે લખ દોહિલો, કાંઈ ન આવે હાથ રે;
શુદ્ધ નય થાપના સેવતાં, રહે ન દુવિધા સાથ રે-ધરમ૦" **શ્રી આનંદઘનજી.**

આવું સમારોપવાળું **અવેદ્યસંવેદ્ય પદ** મિથ્યાત્વદોષથી ઉપજતું હોઈ ગલત છે, **મિથ્યા** છે, મિથ્યાભાસરૂપ છે, અને તેનું પાત્ર ભવાભિનંદી જીવ છે.

ભવાભિનંદીનું લક્ષણ કહે છે:—

**क्षुद्रो लाभरतिर्दीनो मत्सरी भयवान् शठः ।**
**अज्ञो भवाभिनन्दी स्यान्निष्फलारम्भसंगतः ॥ ७६ ॥**

---

वृत्तिः—क्षुद्रः-ક્ષુદ્ર, કૃપણ, लाभरतिः-લાભરતિ, લાભમાં રતિ-પ્રીતિવાળો, લોભી, યાચાશીલ (માગણ સ્વભાવવાળો), दीनः-દીન, સદાય અકલ્યાણદર્શી, मत्सरी-મત્સરવંત, પર કલ્યાણમાં દુઃસ્થિત-

> ક્ષુદ્ર લોભી દીન મત્સરી, શઠ તેમજ ભયવંત;
> ભવાભિનંદી અજ્ઞ તે, આરંભ અફળવંત. ૭૬

અર્થ:—ક્ષુદ્ર, લોભી, દીન, મત્સરવંત, ભયવાળો, શઠ, અજ્ઞાની એવો ભવાભિનંદી નિષ્ફલ આરંભથી સંયુક્ત હોય છે.[1]

## વિવેચન

સંસારમાં રાચનારો-રચ્યોપચ્યો રહેનારો ભવાભિનંદી જીવ કેવો હોય ? તેના મુખ્ય લક્ષણ અહીં સૂચવ્યા છે:—

**ક્ષુદ્ર-લોભી**

તે **ક્ષુદ્ર** એટલે કે કૃપણ, પામર, તુચ્છ હોય છે; કારણ કે તુચ્છ-પામર સાંસારિક વિષયને તે બહુમાનનારો હોઈ, તેના આદર્શો ને વિચારણાઓ પણ તુચ્છ, પામર, કંજૂસ જેવા અનુદાર ને છીછરા હોય છે; એટલે તે પોતે પણ તેવો પામર, તુચ્છ, ક્ષુદ્રવૃત્તિવાળો હોય છે. તુચ્છ, ક્ષુદ્ર, ક્ષણિક સાંસારિક લાભથી તે મલકાઈ જાય છે, હર્ષાવેશમાં આવી કાકીડાની જેમ નાચવા કૂદવા મંડી જઈ પોતાની પામરતાનું પ્રદર્શન (Vanity fair) કરે છે ! અને રખેને તે ચાલ્યો જશે એમ જાણી તેને કૃપણની જેમ સાચવી રાખવા મથે છે ! પણ આત્માની અનંત ગુણ-સંપત્તિનું તેને ભાન પણ નથી !

તે **લાભરતિ-લોભી** હોય છે. તે સદાય લાભમાં રતિ-પ્રીતિવાળો હોય છે, એટલે કે મને લાભ સદાય મળ્યા કરો એવો તે લોભી-લાલચુ હોય છે. પાંચ મળે તો પચીશ, પચીશ મળે તો સો, સો મળે તો હજાર, હજાર મળે તો લાખ, લાખ મળે તો ક્રોડ, ક્રોડ મળે તો અબજ,-એમ ઉત્તરોત્તર તેના લોભનું પ્રમાણ વધતું જાય છે. 'દીનતાઈ હોય ત્યારે તે પટેલાઈ ઇચ્છે છે, પટેલાઇ મળે એટલે તે શેઠાઇ ઇચ્છે છે, શેઠાઇ મળે એટલે મંત્રિતાઇ ઇચ્છે છે, મંત્રિતાઈ મળે એટલે નૃપતાઇ (રાજાપણું) ઇચ્છે છે, નૃપતાઈ મળે એટલે દેવતાઇ ઇચ્છે છે, દેવતાઇ મળે એટલે ઇંદ્રતાઇ ઇચ્છે છે.' એમ તેના લોભને થોભ નથી. જેમ લાભ વધે તેમ લોભ વધતો જાય છે.

અને આવો લોભી-લાલચુ હોવાથી તે **યાંચાશીલ** એટલે કે યાચના કરવાના સ્વભાવવાળો, માગણવૃત્તિવાળો ભીખારી હોય છે, કારણ કે સાંસારિક વિષયની ભૂખથી પીડાતો હોઈ, તે ભૂખ ભાંગવાને માટે-વિષય બુભુક્ષાને ટાળવાને માટે તે 'નિષ્પુણ્યક રંક'

---

દુઃખીઓ, (એટલે કે બીજાનું ભલું દેખીને દુઃખી થનારો) **भयवान्**-ભયવાન્, નિત્ય ભીત, સદા ડરનારો, **शठः**-શઠ, માયાવી, કપટી, **अज्ञः**-અજ્ઞાની, મૂર્ખ, **भवाभिनन्दी**-ભવાભિનંદી, સંસાર બહુમાની, સંસારને બહુ માનનારો, **स्यात्**-એવો હોય તે, **निष्फलारम्भसंगतः**-નિષ્ફલ આરંભથી સંગત-સંયુક્ત હોય,—સર્વત્ર અતત્ત્વાભિનિવેશને લીધે.

કરમાં ઘટપાત્ર લઇને ભીખ માંગતો ફરે છે ! વિષયતૃષ્ણા છીપાવવા માટે મૃગતૃષ્ણા પાછળ દોડે છે ! પણ પોતામાં જ રહેલી આત્માની અનંત ઋદ્ધિને તે ઉલ્લંઘી જાય છે !

" ભવનગરીમાં જીવ ભિખારી, કરમાં લઇ ઘટપાત્ર;
વિષયબુભુક્ષુ ભીખ માંગતો, ભમે દિવસ ને રાત્ર. "—મનોનંદન ( ડૉ ભગવાનદાસ )

તે **દીન** હોય છે. તે સદાય **અકલ્યાણદર્શી**, હમેશાં ભૂડું જ દેખનારો ( Pessimistic ) હોય છે. તે દીન, ગરીબડો, રાંક જેવો થઈ સદા અકલ્યાણ દેખે છે, ભૂંડું જ જુએ છે, નિરાશાવાદી જ હોય છે. હાય ! આ મ્હારા આ

**દીન-મત્સરવંત** ઠીબડામાં રહેલું વિષય કદન્ન ચાલ્યું જશે તો ? કોઈ ઉપાડી જશે તો ? કોઈ પડાવી લેશે તો ? એમ ઇંદ્ર જેવા પુરુષ પ્રત્યે પણ સદા આશંકા રાખતો હોઈ તે બાપડો-બિચારો સર્વત્ર અકલ્યાણ-અમંગલ દેખતો ફરે છે; સર્વત્ર ભય-દર્શી હોઈ, ભયાકુલ રહી, નિરંતર ફફડાટમાં રહ્યા કરે છે; અને હાથે કરીને દીન, લાચાર બિચારો, બાપડો, રાંકો થઈને ફરે છે ! કારણ કે કલ્યાણમૂર્ત્તિ એવા **સહજાત્મસ્વરૂપનો** તેને લક્ષ નથી.

વળી આ ભવાભિનંદી જીવ **મત્સરવંત**-અદેખો હોય છે. એટલે તે પરની ગુણ-સંપત્તિ પ્રત્યે દ્વેષવાળો હોય છે. પારકાનું ભલું દેખી કે પારકાનો ગુણ દેખી તેને મનમાં બળતરા થાય છે, આગ ઊઠે છે, પરસુખે તે દુઃખી થાય છે. કારણ કે તેને મન તુચ્છ સાંસારિક વિષયનું માહાત્મ્ય ભાસ્યું છે, તે સાંસારિક વિષયથી રીઝે છે; ને પોતાને પ્રાપ્ત ન થયેલા, પણ બીજાને પ્રાપ્ત એવા વિષયાદિ સુખ દેખી, અથવા પરના પ્રશસ્ત શુભ ગુણ દેખી, તેને મનમાં ઈર્ષ્યા ઉપજે છે કે-આ લઈ ગયો ને હું રહી ગયો. આવો પુણ્યદ્વેષી તે ગુણદ્વેષી તે હોય છે.

તે **ભયવાન્** હોય છે. તે સદા ભયાકુલ રહ્યા કરે છે. આ લોક પરલોક સંબંધી ભય, વેદના ભય, અશરણભય, અગુપ્તિભય, મૃત્યુભય, આદિ ભય તેને નિરંતર સતાવ્યા કરે છે, ડરાવ્યા કરે છે. હાય ! આ મ્હારું લૂંટાઇ જશે તો ! હાય ! મને વેદના આવી પડશે તો ! હાય ! મ્હારું મૃત્યુ આવી પડશે તો ! ઈત્યાદિ પ્રકારે તે સદાય ભયથી ફફડતો રહે છે; કારણ કે પરમ નિર્ભય એવા શાશ્વત આત્મસ્વરૂપનું તેને ભાન નથી.

**ભયવાન્-શઠ-અજ્ઞ**

તે **શઠ** એટલે માયાવી, કપટી હોય છે. જગતને છેતરવાનો, જગતની આંખમાં ધૂળ નાંખવાનો તે પ્રયાસ કરે છે તેની મન-વચન-કાયાની એકતા હોતી નથી, મનમાં કાંઇ, વચનમાં કાંઇ અને વર્ત્તનમાં કાંઇ-એમ તેના ત્રણે યોગની વંચકતા હોય છે. તે પોતે દુર્ગુણી છતાં સદ્ગુણી દેખાવાનો ડોળ કરે છે, દંભ કરે છે ! તેની ચેષ્ટા દાંભિક

હોય છે, ને જગતને હું કેવો વંચું છું-છેતરું છું, એમ માની તે મનમાં મલકાય છે, પણ ખરી રીતે તો તે પોતે જ છેતરાય છે, આત્મવંચના જ કરે છે, તે તે મૂર્ખ જાણતો નથી.

" અવગુણ ઢાંકણ કાજ, કરું જિનમત ક્રિયા,
છંડું ન અવગુણચાલ, અનાદિની જે પ્રિયા....વિહરમાન ભગવાન૦ "—શ્રી દેવચંદ્રજી

તે અજ્ઞ એટલે અજ્ઞાની, મૂર્ખ હોય છે, સારાસારના ભાન વિનાનો, અબૂઝ, અક્કલ વગરનો હોય છે.

અને આવા લક્ષણવાળો હોઇ, તે નિષ્ફળ આરંભી હોય છે, એટલે કે તેના સર્વ આરંભ નિષ્ફળ-અફળ જાય છે, કારણ કે તેની સમસ્ત પ્રવૃત્તિ અતત્ત્વાભિનિવેશવાળી હોય છે, એટલે અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિરૂપ મિથ્યા અભિનિવેશને લીધે તેની સમસ્ત ક્રિયા આદિ કાર્યકારી થતી નથી, કારગત થતી નથી, ફોગટ જાય છે, એળે જાય છે. એનું બધુંય કર્યું-કારવ્યું ધૂળ થાય છે, પાણીમાં જાય છે. 'આંધળો વણે ને પાડો ચાવે' એના જેવું થાય છે. આમ તેના બધા આરંભ-મંડાણ નિષ્ફળ જતા હોઇ, તે તો કેવળ નિષ્ફળ ખેદ ને મિથ્યા શ્રમ જ વ્હોરે છે. શુદ્ધ શ્રદ્ધાન વિનાની તેની સકલ ક્રિયા 'છાર પર લિંપણા' જેવી થાય છે.

**નિષ્ફળ આરંભી**

"શુદ્ધ શ્રદ્ધાન વિણ જેહ કિરિયા કરી, છાર પર લિંપણો તેહ જાણો. "—શ્રી આનંદઘનજી

" આગેકો ઢુંકત ધાય, પાછે બછરા ચરાવ, જૈસે દગહીન નર જેવરી વટતુ હૈ;
તૈસે મૂઢ ચેતન સુકૃત કરતૂતિ કરી, રોવત હસત ફલ ખોવત ખટતુ હૈ "–શ્રીબનારસીદાસજી.

આમ તેની સમસ્ત પ્રવૃત્તિ-સમસ્ત આરંભ નિષ્ફળ થાય છે, એટલું જ નહિં પણ તેની યોગપ્રવૃત્તિ× પણ પરમાર્થથી તેવી જ નિષ્ફળ હોય છે. કારણ કે તે ધર્મવ્યાપારરૂપ યોગપ્રવૃત્તિ મોહગર્ભવૈરાગ્યથી ઉપજતી હોઇ, અપાયજનની મોહ-વાસના ઉત્પન્ન કરે છે. અને તેનાથી જે પુણ્યબંધ થાય છે તે પણ પાછળથી અપાયવાળો હોય છે, એટલે કે તે પુણ્ય પાપાનુબંધી પુણ્ય હોય છે. અને આમ 'અવેદ્યસંવેદ્ય પદના સ્થિતિ કરતા ભવાભિનંદી જંતુઓને પુણ્ય જે હોય છે, તે નિરનુબંધ હોય છે, અને પાપ જે હોય છે તે સાનુબંધ હોય છે.' એટલે પુણ્યની પરંપરા ચાલુ રહેતી નથી, પાપની

**ભવાભિનંદીની યોગક્રિયા પણ અફળ**

× " प्रवृत्तिरपि योगस्य वैराग्यान्मोहगर्भतः । प्रसूतेऽपायजननीमुत्तरां मोहवासनाम् ॥
अवेद्यसंवेद्यपदे पुण्यं निरनुबन्धकम् । भवाभिनन्दिजन्तूनां पापं स्यात्सानुबन्धकम् ॥ "
—શ્રી યશોવિજયજી કૃત દ્વા૦

પરંપરા ચાલુ રહે છે, કારણ કે રાગદ્વેષાદિનું આ ભવાભિનંદીને પ્રબલપણું હોય છે. આમ ભવાભિનંદી બિચારો જે કાંઇ ધર્મકરણી કરવા જાય છે, તે પણ તેને નિષ્ફળ થઇ પડે છે!—આવો આ ભવાભિનંદી જીવ, સંસારને અભિનંદનારો—બહુ માનનારો, સંસારમાં રાચનારો, સંસારમાં રચ્યોપચ્યો મશગૂલ-તન્મય રહેનારો, સંસારનો કીડો હોય છે.

"લોભી કૃપણ દયામણોજી, માયી મચ્છર ઠાણ;
ભવાભિનંદી ભય ભર્યોજી, અફલ આરંભ અયાણ....મન "—યો. દ. સજ્ઝાય ૮-૯

જો ખરેખર એમ છે, તેથી શું? તે માટે કહે છે—

**इत्यसत्परिणामानुविद्धो बोधो न सुंदरः ।**
**तत्संगादेव नियमाद्विपसंपृक्तकान्नवत् ॥ ७७ ॥**

યુક્ત અસત્ પરિણામથી, બોધ ન સુંદર એમ;
તાસ સંગથી જ નિયમથી, વિષસ્પૃષ્ટ અન્ન જેમ. ૭૭

**અર્થ:**—એમ અસત્ પરિણામથી અનુવિદ્ધ-(સંકળાયેલો) બોધ, તેના સંગથકી જ, નિયમથી સુંદર નથી,-વિષમિશ્રિત-વિષથી ખરડાયેલા અન્નની જેમ.

## વિવેચન

ઉપરમાં જે ભવાભિનંદીના લક્ષણ બતાવ્યા, તે ઉપરથી શું ફલિત થાય છે, તે અહીં સ્પષ્ટ કર્યું છે. ભવાભિનંદીના-સંસારથી રાચનારા જીવના જે જે પરિણામ હોય છે, તે અસત્ હોય છે એટલે તેને જે કાંઇ સ્થૂલ બોધ હોય છે, તે પણ અસત્ પરિણામથી અનુવિદ્ધ-સંકળાયેલો-જોડાયેલો હોય છે

**અસત્ પરિણામ યુક્ત બોધ અસત્**

સોયમાં પરોવાયેલા દોરાની જેમ, તેનો બોધ પણ અસત્ પરિણામમાં પરોવાયેલો છે, એટલે અસત્ પરિણામના સંગવડે જ તેનો તે બોધ પણ નિયમથી અસત્ હોય છે, સુંદર-સારો નથી હોતો, રૂડો-ભલો નથી હોતો કારણ કે **જેવો સંગ તેવો રંગ** લાગે છે. આમ અસત્ પરિણામને લીધે તેના બોધનો બધો ઘાણ બગડી જાય છે. અત્રે વિષથી ખરડાયેલા, સ્પર્શાયેલા, ભેળ-

---

વૃત્તિ.—**इति**-એમ ભવાભિનંદી પરિણામ સતે-આના અસત્ પરિણામપણાને લીધે, **असत्परिणामानुविद्धः**-અસત્ પરિણામથી અનુવિદ્ધ, પરોવાયેલો, જોડાયેલો, સંકળાયેલો, **बोधः**-બોધ,-સામાન્યથી, **न सुंदर**-સુંદર નથી શા કારણથી? તો કે-**तत्सङ्गादेव**-તેના સંગથકી જ, વિવક્ષિત અસત્ પરિણામના સંબંધથકી જ; **नियमात्**-નિયમથી, કોની જેમ? તો કે-**विषसंपृक्तकान्नवत्**-વિષસંપૃક્ત અન્નની જેમ, વિષથી સ્પર્શાયેલા-ખરડાયેલા અન્નની જેમ. એમ નિદર્શન માત્ર-દૃષ્ટાંત માત્ર છે

વાયેલા વિષમિશ્રિત અન્નનું દષ્ટાંત ઘટે છે. સુંદર પકવાન્ન હોય, પણ તે જો વિષથી દૂષિત હોય, તેને વિષનો સંગ લાગ્યો હોય, તો તે આખું ભોજન વિષરૂપ થવાથી અસુંદર થઇ પડે છે, ભક્ષણ કરવા યોગ્ય રહેતું નથી. તેમ ભવાભિનંદી જીવને પણ સ્વભાવથી સુંદર એવા શાસ્ત્ર આદિનો જે કંઇ બોધ હોય છે, તે પણ તેના અસત્-મિથ્યા આત્મ-પરિણામથી દૂષિત હોવાથી, વાસિત હોવાથી, અપ્રશસ્ત થઇ જાય છે, અસુંદર થઇ જાય છે; અસત્ પરિણામરૂપ વિષથી બધી બાજી બગડી જાય છે. તે પરમ અમૃતરૂપ આગમ-બોધ પણ તે અસત્ પરિણામવંત અનધિકારી જીવને અભિમાનાદિ વિકાર ઉપજાવી વિષ-રૂપ પરિણમે છે.

**બોધ પણ અબોધ**

એટલે આ ઉપરથી એ સ્પષ્ટ ફલિત થાય છે કે-**ભવાભિનંદી જીવ** ભલે ગમે તેટલો પંડિત હોય, ગમે તેટલો દ્રવ્ય શ્રુતજ્ઞાની હોય, ગમે તેવો આગમવેત્તા-આગમધર-શાસ્ત્રવિશારદ કહેવાતો હોય, ગમે તેવો વાક્પટુ હોઇ વાચસ્પતિ કહેવાતો હોય, ગમે તેવો શાસ્ત્રબોધ ધરાવતો હોય; તોપણ તેના પરિણામ અસત્ હોવાથી, મિથ્યા વાસનાથી વાસિત હોવાથી, તે **અજ્ઞાની જ છે, તેનો તે સર્વ બોધ અબોધરૂપ જ છે.** ક્ષયોપશમની તરતમતા પ્રમાણે ભલે તેનામાં તરતમ ક્ષયોપશમ હોય, તોપણ તેનો આધાર વાસનામય બોધ હોવાથી, '**વાસિત બોધ આધાર**' હોવાથી, તેનો તે બોધ વાસ્તવિક રીતે અબોધ જ છે. કારણ કે—

"વસ્તુ વિચારે રે ! દિવ્ય નયન તણો રે, વિરહ પડયો નિરધાર;
તરતમ યોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર. પંથડો૦ "-શ્રી આનંદઘનજી

**ભવાભિનંદીનો જ્ઞાન-ક્રિયા નિષ્ફળ**

વળી આ ઉપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે જ્યાંલગી અસત્ પરિણામની વાસના હોય છે; ત્યાંલગી ગમે તેટલું શાસ્ત્રજ્ઞાન પણ અજ્ઞાનરૂપ જ હોય છે, ગમે તેટલો દ્રવ્ય શ્રુતબોધ પણ અબોધરૂપ જ હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે-' અભવ્ય સારી પેઠે શાસ્ત્રો અભ્યાસીને પણ પ્રકૃતિ છોડતો નથી,-સાકરવાળું દૂધ પીને પણ પન્નગો ( વિષધર-સાપ ) નિર્વિષ-ઝેર વગરના નથી હોતા તેમ.' (જુઓ પૃ. ૭૯ ). આ અભવ્યના દષ્ટાંત ઉપરથી એ સૂચિત થાય છે કે અભવ્ય તો કદી પણ અનાદિ અસત્ વાસના છોડતો નથી, સ્વ-પરનો ભેદ જાણવારૂપ ભેદજ્ઞાન પામી આત્મજ્ઞાન કદી પામતો નથી, તેથી તેનો કદી મોક્ષ થતો નથી. તેમ અન્ય જીવ પણ-ભવ્ય પણ-જ્યાંલગી અનાદિ કુવાસના-અસત્ વાસના છોડતો નથી, જ્યાંલગી સ્વ-પરનો ભેદ જાણવારૂપ ભેદ જ્ઞાન પામી આત્મજ્ઞાનને પામતો નથી, ત્યાંલગી તે પણ અજ્ઞાની હોઇ સંસારમાં રખડ્યા કરે છે. અર્થાત્ **જ્યાંલગી જીવનું ભવાભિનંદીપણું ટળે નહિં ત્યાંલગી** ભવભ્રમણ પણ ટળે નહિં.

જ્યાંલગી પર વસ્તુમાં આત્મબુદ્ધિ ટળતી નથી, પરભાવ-વિભાવ પ્રત્યેની અંતરંગ રમણતા-રૂપ દુષ્ટ દુર્વાસના જ્યાંલગી દૂર થતી નથી, જીવની પરિણતિ અને વૃત્તિ જ્યાંલગી પરભાવ-વિભાવમાં રાચી રહી છે, ત્યાલગી તેનું સમસ્ત જ્ઞાન પણ અજ્ઞાન છે, અને તેની અનંત દ્રવ્ય ક્રિયા પણ નિષ્ફળ-નકામી છે.

"દ્રવ્ય ક્રિયા સાધન વિધિ યાંચી, જે જિન આગમ વાચી;
પરિણતિ વૃત્તિ વિભાવે રાચી, તિણે નવિ થાયે સાચી....રે મનમોહના૦"—શ્રી દેવચંદ્રજી

ફલ થકી આ જ કહે છે—

**एतदुन्तोऽत एवेह विपर्यासपरा नराः ।**
**हिताहितविवेकान्धा खिद्यन्ते सांप्रतेक्षिणः ॥७८॥**

એહીંજ કારણથી અહીં, અવેદ્યસંવેદ્યવંત; વિપર્યાસમાં તત્પરા, એવા નરો હુવંત.
વળી તે હિત-અહિતના, વિવેકમાંહિ અંધ; ખેદ પ્રાપ્ત કરતા રહે, વર્ત્તમાન દેખંત. ૭૮

**અર્થ:**—એટલા માટે જ અહીં આ અવેદ્યપદવાળા મનુષ્યો વિપર્યાસપરાયણ હોય છે; એટલે હિત-અહિતના વિવેકમાં અંધ એવા તેઓ વર્તમાનને જ દેખનારા હોઈ, ખેદ પામે છે.

## વિવેચન

એટલા માટે જ, ઉપરમાં જે કહ્યુ તે કારણને લીધે, આ **અવેદ્યસંવેદ્ય** પદમાં જે વર્ત્તે છે, એવા મનુષ્યો આ લોકમાં **વિપર્યાસ**પરાયણ હોય છે, એટલે કે વસ્તુસ્થિતિથી વિપરીત-ઉલટી બુદ્ધિ ધરાવે છે. તેઓ સત્‌ને અસત્ જાણે છે, અસત્‌ને સત્ જાણે છે; તત્ત્વને અતત્ત્વ જાણે છે, અતત્ત્વને તત્ત્વ જાણે છે, નિત્યને અનિત્ય જાણે છે, અનિત્યને નિત્ય જાણે છે; ધર્મને અધર્મ જાણે છે, અધર્મને ધર્મ જાણે છે; હિતને અહિત જાણે છે, અહિતને હિત જાણે છે; હેયને આદેય જાણે છે, આદેયને હેય જાણે છે; જ્ઞેયને જ્ઞાન જાણે છે, જ્ઞાનને જ્ઞેય જાણે છે; આત્માને અનાત્મા જાણે છે, અનાત્માને આત્મા જાણે છે. ઇત્યાદિ અનેક પ્રકારે તે વિપર્યાસનો-ઊંધી બુદ્ધિનો આવિષ્કાર થાય છે, પ્રગટ ભાવ દેખાય છે. તાત્પર્ય કે વસ્તુ સ્થિતિથી વિપરીત-ઉલટી માન્યતા તેનું નામ વિપર્યાસ છે

**વિપર્યાસ**

---

वृत्तिः—**एतदुन्तो**-આ અવેદ્યપદવાળા, **अत एव**-આજ કારણથી, **इह**-અહીં, લોકમાં, **विपर्यासपरा**—વિપર્યાસપ્રધાન, **नराः**-નરો, મનુષ્યો, શું? તો કે-**हिताहितविवेकान्धाः**-હિતાહિત વિવેકમા અંધ, આથી રહિત એમ અર્થ છે એટલા માટે જ કહ્યુ કે—**खिद्यन्ते सांप्रतेक्षिणः**—સાંપ્રતેક્ષીઓ ખેદ પામે છે, વર્તમાનદર્શી હોઈ ખેદ પામે છે.

"પણ પદાર્થના નિર્ણયને પામવા જીવને અંતરાયરૂપ તેની અનાદિ વિપર્યાસભાવને પામેલી એવી બુદ્ધિ છે, કે જે વ્યક્તપણે કે અવ્યક્તપણે વિપર્યાસપણે પદાર્થ સ્વરૂપને નિરધારી લે છે. જેને વૈરાગ્ય ઉપશમ સંબંધી ઉપદેશ બોધ થયો નથી, તેને બુદ્ધિનું વિપર્યાસપણું વર્ત્યા કરે છે, અને જ્યાંસુધી બુદ્ધિનું વિપર્યાસપણું હોય ત્યાંસુધી સિદ્ધાંતનું વિચારવું પણ વિપર્યાસપણે થયું જ સંભવે છે. ગૃહ–કુટુંબ પરિગ્રહાદિ ભાવને વિષે જે અહંતા મમતા છે, અને તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ પ્રસંગમાં જે રાગદ્વેષ કષાય છે, તે જ વિપર્યાસબુદ્ધિ છે."

—શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૪૧૮.

અને આવી વિપર્યાસબુદ્ધિ-ઉલટી મતિ હોવાથી, તે જીવ **હિત–અહિત વિવેકમાં અંધ**–આંધળા હોય છે, હિત–અહિતનું તેને ભાન હોતું નથી, એટલે તે હિત છોડી અહિતમાં પ્રવૃત્તિ કરી હાથે કરીને દુઃખી થાય છે.

" हितं हित्वाहिते स्थित्वा दुर्धीर्दुःखायसे भृशम् ।
विपर्यये तयोरेधि त्वं सुखायिष्यसे सुधीः ॥ "

—શ્રી ગુણભદ્રસ્વામીજીકૃત શ્રી આત્માનુશાસન.

અર્થાત્ હિતને છોડી, અહિતમાં સ્થિતિ કરી તું દુર્બુદ્ધિ અત્યંત દુઃખી થાય છે. અને તે બન્નેના વિપર્યયને તું પામ, એટલે કે અહિતને છોડી હિતમાં સ્થિતિ કર, એટલે સુબુદ્ધિ એવો તું સુખી થશે.

"જે વાટે સુખ મળે છે તે વાટે સુખ નહિં મળે, એવી ખોટી મતિ જીવને થાય તો તે સાચી વાટે પ્રયત્ન કરતો તે અટકે છે. મને આ વાટે સુખ નહિં મળે, સુખ તો બીજી વાટે મળશે, આથી તે ખરી વાટે પ્રયત્ન કરતો અટકે છે. અને સત્ય સુખનો અંતરાય પામે છે....આ ખોટી મતિને જ્ઞાનીઓ મિથ્યાત્વ કહે છે."

—શ્રી મનઃસુખભાઇ કિ. કૃત શાંતસુધારસ વિવેચન.

એથી કરીને જ તેઓ માત્ર **સાંપ્રતેક્ષી** હોય છે, **વર્ત્તમાનદર્શી** જ હોય છે, માત્ર વર્ત્તમાનકાળને જ દેખે છે, આગળ પાછળનો વિચાર કરતા નથી. તે તો 'આ ભવ મીઠા, પરભવ કોણુ દીઠા' એમ માની માત્ર વર્તમાનને જ વિચારે છે. એટલે પરલોકને ભૂલી જઈ, વિસારી મૂકી, આ ભવાભિનંદી જીવો આ દેહાશ્રિત સમસ્ત કર્ત્તવ્યમાંજ ઇતિકર્ત્તવ્યતા માની, સર્વસ્વ માની, તેની પ્રવૃત્તિમાંજ આંખો મીંચીને રચ્યા-પચ્યા રહે છે. અને તેમ કરતાં તે હિતાહિત–અંધ જનો કૃત્યાકૃત્યનું, ગમ્યાગમ્યનું, ખાદ્યાખાદ્યનું, પેયાપેયનું ભાન ભૂલી જાય છે. તથા જડ દેહથી સર્વથા જૂદા શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ આત્માના અભાનપણાથી, દેહ–આત્માનો એકત્વ અધ્યાસ રાખી તે બેભાનપણે–મોહમૂર્ચ્છિતપણે દેહની વેઠ કર્યા જ કરે છે.

**વર્ત્તમાનદર્શી**

અને જે જડ દેહના સંબંધની ખાતર આ બિચારા આટલી બધી વેઠ ઊઠાવે છે, આટલી બધી જહેમત કરે છે, તે દેહનો સંબંધ તો ઉલટો તેને બંધરૂપ નીવડે છે!

**વેઠની પોઠ**

કારણ કે જે દેહનો તેણે આટલો બધો ગાઢ સંબંધ રાખ્યો, તે દેહ પણ બદલામાં બંધરૂપ સંબંધ કેમ ન રાખે? શું તે કાંઈ અકૃતજ્ઞ છે–શું કૃતઘ્ન છે વારુ? એટલે દેહમાં આત્મબુદ્ધિથી તેને દેહનો બંધ-સંબંધ છૂટતો નથી; તે બંધ છે ત્યાંસુધી જન્મ-મરણ છૂટતા નથી; જન્મ મરણ છૂટતા નથી ત્યાંસુધી દુઃખ છૂટતું નથી; અને આ જન્મ મરણ દુઃખ છૂટતું નથી, ત્યાંસુધી સંસાર પરિભ્રમણ છૂટતું નથી આમ પોતાના માનેલા સંબંધી એવા દેહનો સંબંધ જાળવવા ખાતર (!) પોતે પોતાને બાંધી પાપનો પોટલો માથે ચઢાવી, **વેઠની પોઠ** ઊઠાવી, આ વેઠીઆ બળદ જેવા ભવાભિનંદી જીવ સંસારમાર્ગમાં નિરંતર પરિભ્રમણનો ખેદ પામ્યા કરે છે! શ્રીમાન્ **પૂજ્યપાદ સ્વામીજીએ** પ્રકાશ્યું છે કે—

**દેહમાં આત્મબુદ્ધિથી જ સંસાર**

'દેહમાં ×આત્મબુદ્ધિ આત્માને એ દેહ સાથે નિશ્ચયે યોજે છે; અને સ્વ આત્મામાં જ આત્મબુદ્ધિ તે દેહથી આત્માને વિયોજે છે–વિખૂટો પાડે છે. દેહમાં આત્મબુદ્ધિથી પુત્ર-સ્ત્રી વગેરે કલ્પનાઓ (Unrealities, Imaginations, Illusions) ઉપજી છે. અને તે કલ્પનાઓવડે આત્માની–પોતાની સંપત્તિ માનતું આ અભાગીયું જગત્ અરેરે! હણાઇ ગયું છે! આ સંસાર દુઃખનું મૂલ દેહમાં આત્મબુદ્ધિ એ જ છે, તેથી આ દેહાત્મબુદ્ધિ છોડીને, બ્હારમાં ઇંદ્રિયને પ્રવૃત્ત નહિં કરતાં, અંતરૂમાં પ્રવેશ કરવો.'

પણ ભવાભિનંદી જીવને તો દેહમાં આત્મબુદ્ધિ હોય છે. અને આવી વિપર્યાસરૂપ ઉલટી બુદ્ધિથી તે દેહ સાથે બંધાઈને સંસાર પરિભ્રમણ દુઃખ પામે છે. આમ વિપર્યાસથી અવિવેક, અવિવેકથી વર્ત્તમાનને જ દેખનારી મિથ્યા પ્રવૃત્તિ, અને મિથ્યા પ્રવૃત્તિથી સંસારખેદ ઉપજે છે, એમ સ્પષ્ટ થયું.

**जन्ममृत्युजराव्याधिरोगशोकाद्युपद्रुतम् ।**
**वीक्षमाणा अपि भवं नोद्विजन्तेऽतिमोहतः ॥ ७९ ॥**

---

**वृत्ति.—जन्म**-જન્મ, પ્રાદુર્ભાવ-જન્મવું જેનું લક્ષણ છે તે, **मृत्युः**-મૃત્યુ, પ્રાણત્યાગરૂપ, **जरा**-જરા, ઘડપણ, વયહાનિરૂપ વૃદ્ધાવસ્થા, **व्याधिः**-વ્યાધિ કોઢ વગેરે લક્ષણવાળો, **रोगः** રોગ, વિશુચિકા વગેરે આતંક-અત્યંત તીવ્ર આવેગવાળી પીડા, **शोकः**-શોક ઇષ્ટ વિયોગ વગેરેથી ઉપજતો મનોવિકાર, **आदि**-આદિ શબ્દથી ગ્રહ આદિનું ગ્રહણ છે, એઓથી- **उपद्रुतम्**-ઉપદ્રવ પામી રહેલ,

× "देहे स्वबुद्धिरात्मानं युनक्त्येतेन निश्चयात्। स्वात्मन्येवात्मधीस्तस्माद्वियोजयति देहिनम्॥ देहेष्वात्मधिया जाताः पुत्रभार्यादिकल्पनाः। सम्पत्तिमात्मनस्ताभिर्मन्यते हा हतं जगत्॥ मूलं संसारदुःखस्य देह एव आत्मधीस्ततः। त्यक्त्वैनां प्रविशेदन्तर्बहिरव्यापृतेन्द्रियः॥"
—શ્રી સમાધિશતક

જન્મ મરણ વ્યાધિ જરા, રોગ શોક દુઃખવંત;
ભવ જોતાંય ઉદ્વેગ ના, અતિ મોહથી લહંત ૭૯

અર્થ:—જન્મ, મરણ, જરા, વ્યાધિ, રોગ, શોક વગેરેથી ઉપદ્રવ પામતા સંસારને દેખતાં છતાં, તેઓ અતિ મોહને લીધે ઉદ્વેગ પામતા નથી!

## વિવેચન

"જન્મ જરા ને મૃત્યુ, મુખ્ય દુઃખના હેતુ;
કારણ તેના બે કહ્યા, રાગ દ્વેષ અણહેતુ"—શ્રીમદ્ રાજચંદ્રજી.

ઉપરમાં ભવાભિનંદી જીવ વિપરીત મતિવાળા, ઊંધી બુદ્ધિવાળા હોઇ, હિત-અહિતના વિવેકમાં અંધ હોય છે, અને માત્ર-વર્તમાનને જ જોનારા હોય છે;—એમ કહ્યું. આમ અવિવેકી ને **વર્તમાનદર્શી** હોવાથી જ, સંસારનું પ્રગટ દુઃખદ સ્વરૂપ પ્રત્યક્ષ દેખતાં છતાં, તેઓ તેથી ઉદ્વેગ પામતા નથી, કંટાળતા નથી, ઊલટા તેમાં જ ગાઢ મોહ પામે છે! પુનઃ પુનઃ જન્મવું, પુનઃ પુનઃ મરવું, પુનઃ પુનઃ જનનીના જઠરમાં ગર્ભવાસ કરવો, પુનઃ પુનઃ ચારે ગતિમાં રખડવું, એવી અત્યંત પ્રગટ દુઃખમય અવસ્થાઓ પુનઃ પુનઃ આ સંસારમાં પ્રત્યક્ષ અનુભવવી પડે છે. છતાં આ સંસારથી આ જીવ ઉદ્વેગ પામતો નથી, તેમાંથી ઉદ્ એટલે અત્યંત વેગથી ભાગી છૂટવાનો વિચાર કરતો નથી, એટલું જ નહિ પણ તેને ઊલટો દૃઢ આસક્તિથી વળગી રહે છે, એ કાંઇ જેવું તેવું આશ્ચર્ય નથી. ખરેખર આ બધું મહામોહનું વિલસિત છે કારણ કે—

**મહામોહનું વિલસિત**

અશુચિમય માતાના ઉદરમાં જાણે તપશ્ચર્યા કરતો હોય એમ નવ માસ પર્યંત ઉંધે માથે લટકતો રહી, આ જીવ જ્યારે જન્મ પામે છે, તે સમયે જે વેદના થાય છે, તે અતિ અતિ તીવ્ર, અતિ અતિ અસહ્ય, અકથ્ય ને અવર્ણ્ય હોય છે. એવી **જન્મ દુઃખ** વેદના પ્રત્યેક જન્મમાં-ભવમાં વેદવી પડે છે. કહ્યું છે કે—'જેના બન્ને છેડે અગ્નિ સળગાવેલો છે એવા લાકડાની અંદરમાં રહેલા કીડાની જેમ, હે જીવ! તું જન્મ-મૃત્યુથી ભેટાયેલા શરીરમાં અરેરે! સીદાય છે!'* શ્રીમદ્ રાજચંદ્રજીનું પરમ સંવેગરંગી વચનામૃત છે કે—

---

કદર્થના-હેરાનગતી અનુભવતા, वीक्षमाणा અપિ-દેખતા છતાંય भवं-સંસારને, नोद्विजन्ते-ઉદ્વેગ પામતા નથી,-આના થકી ઉદ્વેગ પામતા નથી એમ પ્રક્રમ છે-ચાલુ સંબંધ છે, अतिमोहतो-અતિ મોહરૂપ હેતુને લીધે

* "दीप्तोभयाग्रवातारिदारूदरगकीटवत् ।
जन्ममृत्युसमाश्लिष्टे शरीरे बत सीदसि ॥"—શ્રી ગુણભદ્રસ્વામીકૃત આત્માનુશાસન
"पुनरपि जननं पुनरपि मरणं, पुनरपि जननीजठरे शयनं ।"—શ્રી શંકરાચાર્ય

" અંતર્જ્ઞાનથી સ્મરણ કરતાં એવો કોઇ કાળ જણાતો નથી વા સાંભરતો નથી કે જે કાળમાં, જે સમયમાં આ જીવે પરિભ્રમણ ન કર્યું હોય, અને એ વડે સમાધિ ન ભૂલ્યો હોય, નિરંતર એ સ્મરણ રહ્યા કરે છે, અને એ મહા-વૈરાગ્યને આપે છે.

" વળી જેનું મુખ કોઇ કાળે પણ નહિં જોઉં; જેને કોઇ કાળે હું ગ્રહણ નહીં જ કરૂં; તેને ઘેર પુત્રપણે, સ્ત્રીપણે, દાસપણે, દાસીપણે, નાના જંતુપણે શા માટે જન્મ્યો ? અર્થાત્ એવા દ્વેષથી એવારૂપે જન્મવું પડયું ! અને તેમ કરવાની તો ઇચ્છા નહોતી ! કહો, એ સ્મરણ થતાં આ કલેશિત આત્મા પરત્વે જુગુપ્સા નહીં આવતી હોય ? અર્થાત્ આવે છે."

—( જુઓ ) શ્રીમદ્ રાજચંદ્ર. પત્રાંક ૧૧૫

**મરણ દુઃખ**

વળી જ્યારે મૃત્યુ આવે છે ત્યારે પણ આ જીવને તેવીજ અસહ્ય તીવ્ર વેદના થાય છે તેમજ જે દેહમાં આયુષ્ય પર્યંત આખો ભવસ્થિતિ કરી તે દેહનો અને તે દેહને–આશ્રિત એવી અન્ય વળગણાઓનો સંબંધ વગર નોટિસે તાબડતોબ છોડતી વેળાએ, આ જીવ અત્યંત આંતરિક–માનસિક વ્યથા અનુભવે છે. પ્રત્યેક દેહ છોડતી વેળાએ તે તે દેહના **મમત્વથી** આવી અસહ્ય આંતર વેદના ભોગવવી પડે છે. અને તે તે ભવનો પરિગ્રહ તે છોડવા ઇચ્છતો નથી, છતાં તેને પરાણે છોડવો પડે છે તેથી તેનું અંતર્ કપાઇ જાય છે. પણ તે તેણે પોતાની માનેલી બધી સંપત્તિ ત્યાંની ત્યાં જ પડી રહે છે, કોઇ સાથે આવતી નથી.

" વળી સ્મરણ થાય છે કે જેના વિના એક પળ પણ હું જીવી નહીં શકું એવા કેટલાક પદાર્થો ( સ્ત્રિયાદિક ) તે અનંતવાર છોડતાં તેનો વિયોગ થયાં અનંત કાળ પણ થઇ ગયો; તથાપિ તેના વિના જીવાયું એ કંઇ થોડું આશ્ચર્યકારક નથી. અર્થાત્ જે જે વેળા તેવો પ્રીતિભાવ કર્યો હતો તે તે વેળા તે કલ્પિત હતો. એવો પ્રીતિભાવ કાં થયો ? એ ફરી ફરી વૈરાગ્ય આપે છે."

—શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૧૧૫

આવા ઘોર મૃત્યુ–વ્યાઘ્રથી× સુંઘાયેલા પ્રાણીને દેવો પણ શરણરૂપ થતા નથી, તો

---

× " उपघ्रातस्य घोरेण मृत्युव्याघ्रेण देहिनः ।
देवा अपि न जायन्ते शरणं किमु मानवाः ॥ "–શ્રી અમૃતચંદ્રાચાર્યજી કૃત શ્રી તત્ત્વાર્થસાર.
" जन्मतालद्रुमाज्जन्तुफलानि प्रच्युतान्यधः ।
अप्राप्य मृत्युभूभागमन्तरे स्युः कियच्चिरम् ॥ ' —શ્રી આત્માનુશાસન.

પછી માનવોનું શું ગજું ? જન્મરૂપ તાડવૃક્ષમાંથી નીચે ભ્રષ્ટ થયેલા જંતુરૂપ ફળો મૃત્યુરૂપ ભૂમિભાગે પહોંચતાં પહેલાં વચ્ચમાં કેટલીકવાર રહેશે ? તાડના ઝાડમાંથી છૂટા પડેલા ફળને ભૂમિ પર પહોંચતાં વાર લાગતી નથી, તેમ જન્મમાંથી જીવને મૃત્યુ પામતા વાર લાગતી નથી.

"નગુણી કાયા તેરા કયા ગુણ ગાવું ? મહેલ રચ્યો તિમે રહેને ન પાવું;
જો સુખ ચાવંત પાનકી બીરી, તો મુખ તેરે સંગત કીરી." —સંત કબીરજી

આમ જન્મ મૃત્યુ પરંપરા-શૃંખલા ચાલ્યા જ કરે છે. જન્મ પછી મરણ, ને મરણ પછી જન્મ,—એમ અનંત અનુબંધ-પરંપરા ચાલ્યા જ કરે છે. અને તેથી આ જીવ અરઘટ્ટઘટી ન્યાયે, કૂવાના રેંટ જેવી આ સંસારની રેંટપટ્ટીમાં, અનંત દુઃખપરંપરા અનુભવ્યા કરે છે. વળી પ્રત્યેક જન્મમાં પણ બીજા શા શા મુખ્ય દુઃખ ભોગવવા પડે છે, તેનો પણ અહીં નિર્દેશ કર્યો છે. તે આ પ્રમાણે—

જ્યારે **જરા**—ઘડપણ આવે છે ત્યારે પણ આ જીવના હાલહવાલ થવામાં કાંઈ બાકી રહેતી નથી. જ્યારે પાંચે ઇંદ્રિયોની શક્તિ શિથિલ-ઢીલી થઈ જાય છે, વિકલ-પાંગળી **ઘડપણનું** બની જાય છે, ઊઠવાની શક્તિ અંગમાં રહેતી નથી, હાથમાં લાકડીને **દુઃખ** ટેકે ચાલવું પડે છે, કેડ વાંકી વળી જાય છે, શરીરમાં કરોચલી પડે છે, વળીઆં-પળીઆ આવે છે, અને જ્યારે પરાધીન-પરવશ થઈને રહેવું પડે છે, બીજાના મેણાં-ટોણાં સહન કરવા પડે છે, "ને આ ડોકરો મરતો નથી ને માંચો મૂકતો નથી" એવા કડવાં વચન સાંભળવા પડે છે,—એવી વૃદ્ધાવસ્થા પણ કાંઈ ઓછી દુઃખદાયક નથી. વળી આ વૃદ્ધાવસ્થામાં+ બીજાઓના તિરસ્કાર વેણ જાણે સાંભળવાને ઇચ્છતા ન હોય એમ કાને બ્હેરા થઈ જાય છે ! પોતાની દુષ્ટ લાચાર દશા દેખવાને જાણે અસમર્થ હોય એમ આંખ અંધપણાને પામે છે ! સામે આવેલા યમરાજની ભીતિથી જાણે આ કાયા પણ ખૂબ કંપે છે ! તોપણ જરાથી ખખડી ગયેલ આ પ્રદીપ્ત ભવનમાં પણ અહો ! આ જીવ નિષ્કંપ રહે છે !' સત્ કવીશ્વર શ્રીમદ્ રાજચંદ્રજીએ તાદૃશ્ય વર્ણન કર્યું છે કે:—

"કરોચલી પડી દાઢી ડાચાં તણો ડાટ વળ્યો, કાળી કેશપટી વિષે શ્વેતતા છવાઈ ગઈ;
સુંઘવું સાંભળવું ને દેખવું તે માંડી વળ્યું, વળી દંત આવલિ તે ખરી કે ખવાઈ ગઈ;

+ "[illegible] श्रुतिः
. . . . . . . गतम् ।
. . . . . . . कम्पते,
निष्कम्पस्त्वमहो प्रदीप्तभवनेऽप्यासे जराजर्जरे ॥" —શ્રી આત્માનુશાસન

વળી કેડ વાંકી હાડ ગયા અંગ રંગ ગયો, ઊઠવાની આય જતાં લાકડી લેવાઈ ગઇ,
અહો રાજ્યચંદ્ર ! એમ યુવાની હરાઇ પણ, મનથી ન તોય રાંડ મમતા મરાઇ ગઇ."

તેમજ કોઢ વગેરે અનેક જાતના દુઃસાધ્ય અસાધ્ય વ્યાધિઓ (Chronic diseases) અથવા વિસૂચિકા (Cholera) વગેરે અનેક તીવ્ર આત્યંતિક પીડા ઉપજાવનારા-વેદનામય રોગો (Acute Ailments) જ્યારે આ શરીર પર આક્રમણ કરે છે, જ્યારે આ શરીર પર જોરથી હલ્લો લાવી તેને ચોતરફથી ઘેરી વળે છે, ત્યારે આ પોતાનો વ્હાલો દેહ પણ અત્યંત અકારો થઇ પડે છે, અને તે છોડવાનું મન પણ કયારેક થઇ આવે, એવું અસહ્ય દુઃખ અત્ર વેદાય છે.

"જ્યારે એ રોગી જણાશે, મૂકવાનું મન થાશે,
તન તું ગણે છે તારું રે, તે નથી તારું."—કવિ શ્રી દલપતરામ.

**શોક**

તથા ઇષ્ટ વસ્તુનો વિયોગ થતાં કે અનિષ્ટનો સંયોગ થતાં, તેનો શોક કરવારૂપ આંતર્ દુઃખ અત્રે હૃદયને અત્યંત સંતાપ આપે છે. કોઇ ઇષ્ટ-મનોવાંછિત વસ્તુ ન મળી, તો અરરર ! આ મને ન મળી, આવો લાગ આવ્યો હતો તે મારા હાથમાંથી હાથતાળી દઇને ચાલ્યો ગયો, એમ અંતસ્તાપ થાય છે. અથવા સ્વજનાદિ કોઇ ઇષ્ટ-પ્રિય જનનો મૃત્યુ આદિ કારણે વિયોગ થાય તો તેનો શોચ થયા કરે છે કે-અરે ! આ તો ગયો, એના વિના હું કેમ જીવીશ ? અથવા રોગાપત્તિ, ધનહાનિ, કે માનહાનિ આદિ કોઇ અનિષ્ટ પ્રસંગ આવી પડે, ત્યારે પણ એ ઝૂર્યા કરે છે કે-અરે ! આ અનિષ્ટ પ્રસંગ કેમ દૂર થશે ? આ મુશ્કેલીમાંથી કયારે આરો આવશે ? ઇત્યાદિ અનેક પ્રકારે આ સંસારમાં ઇષ્ટના અસંયોગથી કે વિયોગથી, અથવા અનિષ્ટના સંયોગથી કે અવિયોગથી આર્ત્તધ્યાનરૂપ શોકથી ઉપજતું આંતર્ દુઃખ જીવના હૃદયને કીડાની જેમ કોરી ખાય છે. આ બધાના સારસમુચ્ચયરૂપ જીવંત શબ્દચિત્ર આ છેઃ—

**દુઃખ દુઃખ ને દુઃખ**

"એક તરુણ સુકુમારને રોમે રોમે લાલચોળ સુયા ઘોંચવાથી જે અસહ્ય વેદના ઉપજે છે, તે કરતાં આઠગુણી વેદના ગર્ભસ્થાનમાં જીવ જ્યારે રહે છે ત્યારે પામે છે. લગભગ નવ મહિના મળ, મૂત્ર, લોહી, પરુ આદિમાં અહોરાત્ર મૂર્છાગત સ્થિતિમાં વેદના ભોગવી ભોગવીને જન્મ પામે છે. ગર્ભસ્થાનની વેદનાથી અનંતગુણી વેદના જન્મસમયે ઉત્પન્ન થાય છે. ત્યારપછી બાળાવસ્થા પમાય છે. મળ, મૂત્ર, ધૂળ, અને નગ્નાવસ્થામાં અણસમજથી રઝળી રડીને તે બાળાવસ્થા પૂર્ણ થાય છે; અને યુવાવસ્થા આવે છે. ધન ઉપાર્જન કરવા માટે નાના પ્રકારના પાપમાં પડવું પડે છે. જ્યાંથી ઉત્પન્ન થયો છે, ત્યાં એટલે વિષય વિકારમાં વૃત્તિ જાય છે. ઉન્માદ, આળસ, અભિમાન, નિંદ્ય દૃષ્ટિ, સંયોગ, વિયોગ, એમ ઘટમાળમાં યુવાવય ચાલ્યું જાય છે.

ત્યાં વૃદ્ધાવસ્થા આવે છે. શરીર કંપે છે, મુખે લાળ ઝરે છે; ત્વચા પર કરોચલી પડી જાય છે; સુંઘવું, સાંભળવું અને દેખવું એ શક્તિઓ કેવળ મંદ થઈ જાય છે, કેશ ધવળ થઈ ખરવા માંડે છે; ચાલવાની આય રહેતી નથી, હાથમાં લાકડી લઈ લડથડીઆં ખાતાં ચાલવું પડે છે; કાં તો જીવન પર્યંત ખાટલે પડ્યા રહેવું પડે છે; શ્વાસ, ખાંસી ઇત્યાદિક રોગ આવીને વળગે છે, અને થોડા કાળમાં કાળ આવીને કોળીઓ કરી જાય છે. આ દેહમાંથી જીવ ચાલી નીકળે છે. કાયા હતી ન હતી થઈ જાય છે. મરણ સમયે પણ કેટલી બધી વેદના છે? ચતુર્ગતિના દુઃખમાં જે મનુષ્ય દેહ શ્રેષ્ઠ તેમાં પણ કેટલાં બધાં દુઃખ રહ્યા છે! તેમ છતાં ઉપર જણાવ્યા પ્રમાણે અનુક્રમે કાળ આવે છે, એમ પણ નથી, ગમે તે વખતે તે આવીને લઈ જાય છે, માટે જ વિચક્ષણ પુરુષો પ્રમાદ વિના આત્મકલ્યાણને આરાધે છે." —શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત મોક્ષમાળા પાઠ ૧૮.

આ સર્વાંગસુંદર શબ્દચિત્રમાં સંસારદુઃખનું તાદૃશ્ય આબેહુબ ચિત્ર દોર્યું છે. અને આમ પ્રગટપણે જન્મ-મરણાદિ દુઃખના ઉપદ્રવોથી હેરાન હેરાન એવું સંસાર સ્વરૂપ પ્રત્યક્ષ દેખતાં છતાં, આ જીવો તેનાથી કેમ ઉદ્વેગ નહિં પામતાં છતાં ઉદ્વેગ હોય? તેમાંથી અત્યંત વેગથી કેમ નાશી છૂટતા નહિં હોય? આ નહિં! બળતા ઘરમાં રહેવાને કેમ ઇચ્છતા હશે? એવો સ્વાભાવિક પ્રશ્ન ઉદ્ભવે છે. તેનું સમાધાન મહાત્મા ગ્રંથકારજ સ્વયં કહે છે કે—'અતિમોહથી', મોહના અતિશય પ્રબળપણારૂપ હેતુથી, આ મહા મોહમૂઢ જીવો તે સંસારથી ઉદ્વેગ-કંટાળો પામતા નથી, સૂગ પામતા નથી, તેથી ત્રાસી જઇ તેનો અંત લાવવાને ઇચ્છતા નથી! ઉલટા મોહથી મુંઝાઇ જઇને તેને જ દૃઢ આસક્તિથી વળગી રહે છે! તેમાં જ રાચે છે! સંસારસમુદ્રનું ખારું પાણી હોંસથી મીઠું માનીને પીએ છે! ને પોતાના 'ભવાભિનંદી' નામને સાર્થક કરે છે!!

દાખલા તરીકે, એઓને શું હોય છે? તે કહે છે—

**कुकृत्यं कृत्यमाभाति कृत्यं चाकृत्यवत्सदा ।**
**दुःखे सुखधियाकृष्टा कच्छूकण्डूयकादिवत् ॥ ८० ॥**

વૃત્તિ:-कुकृत्यं—કુકૃત્ય, પ્રાણાતિપાત-આરંભ આદિ કુકૃત્ય, कृत्यमाभाति—કૃત્ય ભાસે છે,—મોહને લીધે, कृत्य च—અને કૃત્ય, અહિંસા-અનારંભ આદિ કૃત્ય, अकृत्यवत् सदा—અકૃત્ય જેવું સદા ભાસે છે,—મોહથી જ. दुःखे—દુ:ખમાં, સમારંભ આદિમાં, सुखधिया—સુખ બુદ્ધિથી आकृष्टा—આકર્ષાયેલાં, કોની જેમ? તો કે—कच्छूकण्डूयकादिवत्—કચ્છૂ કંડૂયક આદિની જેમ, ખસને ખણનારા વગેરેની જેમ. કચ્છૂ-પામા, ખસ તેના કંડૂયકો, કંડૂ-ખજવાળ કરે તે કંડૂયક, ખજવાળનારા, ખણનારા, તેની જેમ. આદિ શબ્દથી કૃમિથી હેરાન થઇ રહેલ એવા અગ્નિસેવક-અગ્નિ સેવનારા કોઢીઆનું ગ્રહણ છે.

કુકૃત્ય કૃત્ય ભાસે સદા, કૃત્ય અકૃત્ય જ તેમ;
દુઃખમાં સુખબુદ્ધિ ધરે, ખસ ખણનારા જેમ. ૮૦

અર્થ:—એઓને કુકૃત્ય સદા કૃત્ય ભાસે છે, તેમજ કૃત્ય અકૃત્ય જેવું ભાસે છે, અને ખસને ખણનારા વગેરેની જેમ તેઓ દુઃખમાં સુખબુદ્ધિથી આકર્ષાયેલા હોય છે.

## વિવેચન

અતિ મોહમૂઢ એવા ભવાભિનંદી જીવોની વિપર્યાસ મતિ ઉલટી બુદ્ધિ કેવા કેવ પ્રકારે વ્યક્ત થાય છે, તે અહીં બતાવ્યું છે.—હિંસા, આરંભ વગેરે જે દુષ્ટ કૃત્યો છે કુકૃત્યો છે, અકૃત્યો છે, તે તેઓને મન સદા કૃત્યરૂપ, કરવા યોગ્ય લાગે છે! અને અહિંસા, અનારંભ વગેરે જે શિષ્ટ કૃત્યો છે, સુકૃત્યે છે, તે તેઓને અકૃત્યરૂપ, નહિં કરવા યોગ્ય લાગે છે! આમ હોવાથ તેઓ દુઃખને સુખ માની બેસે છે, અને તેવી મિથ્યા સુખબુદ્ધિથ આકર્ષાઇને તેઓ તે દુઃખમા જ પ્રવૃતિ કરે છે, રાચે છે, તન્મય થાય છે! જેમ ખસવાળે મનુષ્ય ખસને ખણવાથી સુખ માને છે, અને તેથી ખણવાની પ્રવૃત્તિ કર્યા કરે છે, વથ જેને કીડા પડ્યા હોય એવો કોઢીયો અગ્નિતા સેવનથી સુખ માની તેમા પ્રવૃત્તિ કરે છે, તેમ આ વિપરીત મતિવાળા ભવાભિનંદી પણ દુઃખમય સંસારમા કૃત્યાકૃત્યનું ભાન ભૂલી જઈ દુઃખદાયક એવા હિંસાદિ કુકૃત્યમાં પ્રવર્ત્તે છે, અને સુખકારક એવા અહિંસાદિ સુકૃત્યથી નિવર્ત્તે છે!! એ અતિ આશ્ચર્યકારક વિષમ ઘટના છે!

**કૃત્યાકૃત્ય વિમૂઢતા**

અને આ આશ્ચર્યકારક વિષમ ઘટનાનું કારણ પણ આ છે, કે આ જીવને સુખના સાચા વાસ્તવિક સ્વરૂપનું ભાન નથી. સર્વ જીવને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, પણ તેઓ સુખનો સાચો માર્ગ જાણતા નથી, ને દુઃખના માર્ગને સુખનો માર્ગ માની બેસી-કલ્પી બેસી તેને પકડે છે, અનાકુલતા એ સુખનુ લક્ષણ છે, આકુલતા એ દુઃખનું લક્ષણ છે પ્રાણાતિપાત-હિંસા અસત્ય, ચોરી આદિ અનાર્ય કાર્યો આકુલતાના કારણરૂપ હોઈ દુઃખન કારણ છે કારણ કે જે હિંસા કરે છે, અસત્ય બોલે છે, ચોરી કરે છે, અબ્રહ્મચર્યરૂપ દુઃશીલ સેવે છે, પરદ્રવ્ય ગ્રહણ કરે છે-હરે છે, તે સ્થૂલ દૃષ્ટિએ ઉપલક રીતે જોતા પણ પોતે અપરાધી હોઇ, નિરંતર આકુલ રહ્યા કરે છે, ને તેથી અત્યત દુઃખી થયા કરે છે-એ સર્વ કોઇનો સતત પ્રત્યક્ષ અનુભવ છે તે હિંસા-ચોરી આદિ કરનારને અંતરમા કદી પણ શાતિ હોતી નથી, હાય! કદાચ પકડાઇ જઇશ તો!—એમ સદાય ફફડાટ રહ્યા કરે છે. તેથી ઉલટુ જે પ્રાણાતિપાત નથી કરતો, અસત્ય નથી બોલતો, ચોરી નથી કરતો, દુઃશીલ નથી સેવતો, પરદ્રવ્ય નથી ગ્રહતો, તે પોતે નિરપરાધી હોઇ, નિરંતર નિરાકુલ રહ્યા કરે છે, ને તેથી અત્યત સુખી વર્ત્યા કરે છે અહિંસક, સત્ય વદતા

**દુઃખમાં સુખબુદ્ધિ**

સુશીલ પુરુષને અંતરૂમાં સદાય શાંતિ હોય છે-નિરાંત હોય છે,-આ સર્વ કોઇનો પ્રત્યક્ષ સ્વાનુભવ છે. પણ આ જીવે તો વિપર્યાસને લીધે ઉલટી બુદ્ધિ ધરી છે, ને તેથી તે ઉલટો માર્ગ પકડે છે: તે હિંસા આદિ કરીને સુખ પામવાની ઇચ્છા રાખે છે! તેથી સુખને માટે ઝાંવા નાંખતો તે બિચારો દુઃખી થાય છે! અને અહિંસાદિ સુખનો માર્ગ છોડીને હિંસાદિ દુઃખનો માર્ગ પકડી સુખ પામવાને ફાંફાં મારે છે, પણ સુખથી ભ્રષ્ટ થઇ દુઃખ જ અનુભવે છે! આ જીવને જવું છે ઉત્તર ભણી, ને પકડે છે દક્ષિણનો માર્ગ! આ જીવને જોઇએ છે સુખઅમૃત, પણ પીએ છે દુઃખવિષ!

**આરંભ એ દુઃખ**

તેમજ આરંભ એ પ્રગટ આકુલતાનું કારણ છે અને નિરારંભ પ્રગટ નિરાકુલતાનું કારણ છે: જેટલી આરંભ ઉપાધિ, તેટલી આકુલતા ને દુઃખ; જેટલી નિરારંભ નિરુપાધિ, તેટલી નિરાકુલતા ને સુખ, એ પ્રત્યક્ષસિદ્ધ એવી નિર્વિવાદ વાત છે. છતાં વિપર્યાસ બુદ્ધિવાળો જીવ એથી જ ઉંધું કલ્પી ઉંધું જ પ્રવર્તન કરે છે, ઉલટું જ આચરણ કરે છે. તે તો એમ જ સમજે છે કે આરંભ-સમારંભ કરવાથી મને સુખ સાંપડશે. એટલે તે હિંસાપ્રધાન કૃત્યો-આરંભો આદરી, પાપાચરણ આચરી, પાપોપાર્જન કરે છે, પાપની કમાણી કરે છે. દાખલા તરીકે-તેણે ધનમાં સુખ માન્યું છે, એટલે યેન કેન પ્રકારેણ ગમે તે પ્રકારે તે ધન મેળવવા માટે તે નાના પ્રકારના મહાપાપી કર્માદાની ધંધા-આરંભ આદરે છે. જેમકે-અગ્નિકર્મ, વનકર્મ, શકટકર્મ, ભાટકકર્મ, દંત વાણિજ્ય, લાખ વાણિજ્ય, રસ વાણિજ્ય, કેશ વાણિજ્ય, વિષ વાણિજ્ય ઇત્યાદિ.×

**પરિગ્રહની બલા**

અને જેમ જેમ આરંભ વધે છે, તેમ તેમ આરંભનો મિત્ર પરિગ્રહ પણ સાથોસાથ વૃદ્ધિ પામે છે. આ નામચીન 'પરિગ્રહ' પણ પોતાના નામ પ્રમાણે, જીવને 'પરિ' એટલે ચોતરફથી ગ્રહે છે, પકડી લે છે, જકડી લે છે. પછી તો આ 'ગ્રહ' (ભૂત અથવા દુષ્ટ ગ્રહ અથવા મગર) જેવો પરિગ્રહની જીવ પર જકડ-પકડ એવી તો મજબૂત હોય છે, કે તેમાંથી જીવને છૂટવા ધારે તો પણ છૂટવું ભારે પડે છે. તે પરિગ્રહ-બલા વળગી તે વળગી, કાઢવી મુશ્કેલ પડે છે. મોટા વ્યવસાયો આરંભનારા અથવા મોટી મોટી રાજ્યાદિ ઉપાધિ ધારણ કરનારા જનોનો આ રોજનો જાતિઅનુભવ છે. પરિગ્રહની જંજાલમાં ફસેલા તે બાપડાઓને રાતે નીરાંતે ઊંઘ પણ આવતી નથી. આમ જીવે હાથે કરીને વ્હોરેલી આરંભ-ઉપાધિ જીવને પોતાને જ પરિગ્રહરૂપ આકુલતા ઉપજાવી દુઃખનું કારણ થઇ પડે છે! હાથના કર્યાં હૈયે વાગે છે! ભેંસના શીંગડા ભેંસને જ ભારી પડે છે!

આમ દુઃખમાં સુખબુદ્ધિથી ખેંચાઇને આ જીવો દુઃખદાયક એવા હિંસાદિ કુકૃત્યમાં

---

× "इंगाली वण साडी भाडी फोडी सुवज्जए कम्मं।
वाणिज्जं चेव दंतलक्खरसकेसविसविसयं॥"—શ્રી પ્રતિક્રમણ સૂત્ર.

તથા આરંભ-પરિગ્રહમાં પ્રવર્તે છે; પણ સુખદાયક એવા અહિંસાદિ સુકૃત્યમાં તથા નિરારંભમાં પ્રવર્તતા નથી. તે માટે અહીં બે પ્રસિદ્ધ દૃષ્ટાંત રજૂ કર્યા છે:-

ખસ ખણનારા જેમ — (૧) કોઈને ખસનું દરદ હોય તેને મીઠી ખૂજલી આવે, એટલે તે ખસને ખણ્યા કરે છે, પણ પરિણામે તેને બળતરા જ ઊઠે છે, લાહ્ય બળે છે. (૨) કોઢીયાને કીડા પડ્યા હોય તે અગ્નિસેવનથી-શેક વગેરેથી દૂર થશે એમ માને છે, પણ તેમ કરતાં તેનો વ્યાધિ ઉલટો વધી પડે છે.

"શારીરિક, માનસિક અનંત પ્રકારના દુઃખોએ આકુલવ્યાકુલ જીવોને તે દુઃખોથી છૂટવાને બહુ બહુ પ્રકારે ઇચ્છા છતાં, તેમાંથી તે મુક્ત થઇ શકતા નથી તેનું શું કારણ? એવો પ્રશ્ન અનેક જીવોને ઉત્પન્ન થયા કરે; પણ તેનું યથાર્થ સમાધાન કોઇ વિરલ જીવને જ પ્રાપ્ત થાય છે. જ્યાંસુધી દુઃખનું મૂળ કારણ યથાર્થપણે જાણવામા ન આવ્યું હોય ત્યાંસુધી તે ટાળવાને માટે ગમે તેવો પ્રયત્ન કરવામા આવે તો પણ દુઃખનો ક્ષય થઇ શકે નહીં. અને ગમે તેટલી અરુચિ, અપ્રિયતા અને અભાવ-તે દુઃખ પ્રત્યે હોય છતાં તેને અનુભવ્યા જ કરવુ પડે

"અત્યંત સુપ્રસિદ્ધ છે કે પ્રાણી માત્રને દુઃખ પ્રતિકૂળ, અપ્રિય અને સુખ અનુકૂળ તથા પ્રિય છે. તે દુ:ખથી રહિત થવા માટે અને સુખની પ્રાપ્તિ માટે પ્રાણી માત્રનું પ્રયત્ન છે. પ્રાણી માત્રનું એવું પ્રયત્ન છતા તેઓ દુઃખનો અનુભવ જ કરતાં દૃષ્ટિગોચર થાય છે. ક્વચિત્ કંઇક સુખના અંશ કોઇક પ્રાણીને પ્રાપ્ત થયા દેખાય છે, તો પણ દુઃખની બાહુલ્યતાથી કરીને જોવામા આવે છે." ઇત્યાદિ —શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૬૮૪

આમ વિપર્યાસથી સુખદુઃખના સાચા સ્વરૂપનું ભાન નહિ હોવાથી ભવાભિનંદી જીવની ઉલટી પ્રવૃત્તિ હોય છે અસત્ આચરણ હોય છે આજ અર્થને સ્પષ્ટ કરતાં કહે છે—

**यथा कण्डूयनेष्वेषां धीर्न कच्छूनिवर्तने ।**
**भोगाङ्गेषु तथैतेषां न तदिच्छापरिक्षये ॥ ८१ ॥**

---

વૃત્તિ.—દૃષ્ટાંત-કોઇ એક ખસને ખણનારો દરદી હતો ખજવાળના અતિરેકથી એના નખ ઘસાઇ ગયા પછી રેતાળ ભૂમિમા નિવાસને લીધે, તેને ખજવાળ દૂર કરવા માટે ક્રમે કરીને તણખલું મળ્યું નહિ. ત્યા ભિક્ષાપુટિકા (ઝોળી) વગેરે સાથે જેણે તૃણનો પૂળો લીધો હતો એવા વૈદ્ય પથિકનું તેને દર્શન થયુ. તેની પાસે તેણે એક તૃણ માગ્યુ ને એણે તેને તે દીધુ. એટલે તે હૃદયમા પરિતુષ્ટ થયો અને તોષ પામી ચિંતવવા લાગ્યો-અહા! આ ખરેખર ધન્ય છે! કે જેની પાસે આટલા બધા ખંજવાળવાના વસ્તુનો (સાધનો) છે। પછી તેણે તેને પૂછ્યુ-ભાઇ, આ આમ આટલા બધા ક્યા મળે છે? તેણે કહ્યુ—લાટ દેશ આદિમા. ત્હારે એનુ શુ પ્રયોજન છે? તેણે કહ્યુ-ખસની ખજવાળ દૂર કરવાનું (કચ્છૂક વિનોદ) પથિક-જો એમ છે તો આનુ શુ કામ છે? હુ ત્હારી ખસને જ સાત

**મતિ એની ખજવાળમાં, ખસ મટાડવા નાંહિ;**
**ત્યમ તસ મતિ ભોગાંગમાં, ન તદિચ્છા ક્ષયમાંહિ !**

**અર્થ :**—આ ખસને ખણનારાઓની બુદ્ધિ જેમ ખજવાળમાં જ હોય છે, પણ ખસના મટાડવામાં હોતી નથી; તેમ આ ભવાભિનંદી જીવોની મતિ પણ ભોગના અંગરૂપ વિષયોમાં જ હોય છે, પણ તે ભોગાંગની (વિષયની) ઇચ્છાના નાશમાં હોતી નથી.

**વિવેચન**

અત્રે જે સુંદર આબેહૂબ દૃષ્ટાંત આપ્યું છે, (જુઓ વૃત્તિ) તે બહુ મનન કરવા જેવું છે, ને તેનો ઉપનયયુક્ત આ સાર ગ્રહણ કરવા યોગ્ય છે:—

ખસના દરદીને ખજવાળ-ચળ ઘણી જ મીઠી લાગે છે, અને તેથી તે ખણવામાં-ખોદી નાંખવામાં તેને એટલો બધો આનંદ આવે છે કે ખજવાળતાં ખજવાળતાં તેના નખ ઘસાઈ જાય, તો પણ તેની ખંજવાળ ખૂટતી નથી ! પછી તે ખજવાળવા માટે તૃણ વિગેરે બીજા સાધન પણ શોધે છે. હવે તેને જો કોઈ વૈદ્યરાજ મળી આવે અને તેને કહે કે-ભાઈ ! હારો સમૂળગો ખસરોગ જ હું કાઢી નાંખું, મને ત્રિફળાનો પ્રયોગ કરવા દે, પછી હારે ખંજવાળવાની પણ પંચાત નહિં રહે. તો એ સામું કહેશે-મ્હારે તો આ મ્હારી ખંજવાળજ ભલી છે, તે જ મને મીઠી લાગે છે, માટે બરાબર ખજવાળાય તેવો તેનો ઉપાય હોય તો કરો. જો કે આ ખજવાળથી તાત્કાલિક કલ્પિત મીઠાશ લાગતાં છતાં પરિણામે તો બળતરાજ ઊઠે છે, ખજવાળ ઉલટી વધે જ છે, ને રોગ ઊંડા મૂળ નાંખે છે. પણ પશુ જેવો મૂર્ખ તે ગામડીઓ ગમાર તેમ સમજતો નથી. તે જ પ્રકારે ભવાભિનંદીરૂપ રોગીને ભવરૂપ ખસનો મહારોગ લાગુ પડ્યો છે. તેથી આ સંસારના કીડાને વિષયેચ્છારૂપ મીઠી ખુજલી-ખજવાળ આવે છે, અને વિષયસેવનથી તે ખજવાળ દૂર કરવા મથે છે, પણ ગમે તેટલા વિષયભોગથી તે મટતી નથી, અગ્નિમાં આહુતિની જેમ ઉલટી વધતી જાય છે, ને અંતસ્તાપરૂપ બળતરા ઊઠે છે. વિષય ભોગથી સંસાર રોગ ઊંડા મૂળ

**દૃષ્ટાંત: ઉપનય**

---

રાતમાં દૂર કરી દઉં. તું ત્રિફલાનો યોગ કર. તેણે કહ્યું—ખસ મટી ગયે, કંડૂવિનોદના અભાવે (ખજવાળના અભાવે) જીવવાનું ફળ શું? તેથી ત્રિફલાથી સર્યું ! આ ક્યાં મળે છે એ જ કહો !

એમ શ્લોકનો ગર્ભાર્થ છે. અક્ષરગમનિકા (શબ્દાર્થ) તો—યથા કણ્ડૂયનેષ્વેષાં ધીર્ન કચ્છૂનિવર્તને તથૈતેષાં ભોગાંગેષુ ન તદિચ્છાપરિક્ષયે-જેમ એઓની મતિ કંડૂયનોમાં (ખજવાળના સાધનોમાં) હોય છે, પણ તે ખસના નિવર્તનમાં-મટાડવામાં હોતી નથી; તેમ આ ભવાભિનંદીઓની મતિ ભોગાંગોમાં હોય છે, પણ તેની ઇચ્છાના પરિક્ષયમાં-ભોગેચ્છાની નિવૃત્તિમાં નથી હોતી; તત્ત્વના અનભિજ્ઞપણાથી જ (અજાણપણાથી) વયનો પરિપાક થયે પણ, વાજીકરણમાં આદર હોવાથી. અહીં ઇચ્છાનું ગ્રહણ ભોગક્રિયાના ઉપલક્ષણવાળું છે.

નાખતો જાય છે. વિષયથી તૃપ્તિ થવાને બદલે વિષયતૃષ્ણા વધતી જાય છે. 'ઇંધનથી-બળતણથી અગ્નિ જેમ ક્ષીણ થતો નથી, તેમ વિષયોથી કામ ક્ષીણ થતો નથી, ઉલટો વિશેષ બળવાન બની વૃદ્ધિ પામે છે, કારણ કે અનંત વાર પ્રાપ્ત થયા છતાં જાણે કદી પ્રાપ્ત ન થયા હોય એવા ભ્રમને લીધે કામભોગોને વિષે મૂઢ જનની ઇચ્છા ઉપશમતી નથી!+'

પછી તેને દૈવાનુયોગે-સદ્‌ભાગ્યના ઉદયથી કોઈ સદ્‌ગુરુરૂપ સદ્વૈદ્યનો આકસ્મિક ભેટો થઈ જાય, તો તે વિષયેચ્છારૂપ ખજવાળ-ચળનો સાધન-ઉપાય (પુણ્યરૂપ) પૂછે છે. અને તે પણ વિષયસાધનથી જ થાય એમ ઇચ્છે છે એટલે શ્રી સદ્‌ગુરુ તેને કહે છે-હે ભદ્ર! આ ખજવાળ ખજવાળ શું કર છે? ચાલ, હું ત્હારો આ ખજવાળના મૂળરૂપ ભવરોગ જ અલ્પ સમયમાં મટાડી દઉં, આ સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ ત્રિફલાનું તું સેવન કર, એટલે આપોઆપ તે ખજવાળ પણ એનું મૂળ કારણ દૂર થતાં મટી જશે,

પણ તે મોહમૂઢ જીવ વળતું એમ બોલે છે-હે મહાનુભાવ! મ્હારો એ રોગ ભલે રહ્યો! મ્હારે તો આ મારી વિષયેચ્છાની ખજવાળ-ચળનું સાધન જોઈએ છે, તે ખણવામાજ -તેને ખોદી નાખવામાજ મને તો મીઠાશ લાગે છે, માટે તેને બાધ ન આવે એવું સાધન હોય તો કહો આમ તે વસ્તુતત્ત્વથી અનભિજ્ઞ-અજાણ હોઈ, ભોગસાધનોમાં આસક્ત રહી, ભવરોગનું નિવારણ ઇચ્છતો નથી, અને વિષયને જ ઇષ્ટ માની તેમાં જ રચ્યોપચ્યો રહે છે,

**વિષય સાધન ઇચ્છા**

તેમાજ નિમગ્ન થાય છે, તેમાં જ ડૂબી જાય છે! અને આમ તેની ભોગેચ્છાની નિવૃત્તિ થતી નથી, તે એટલે સુધી કે ઉમર પાકી ગઈ હોય, પોતે ઘરડોખખ બૂઢ્ઢો બેલ જેવો થઈ ગયો હોય, છતાં વિષયાભિલાષના અતિરેકથી પુનઃ જુવાનીનું જોમ પ્રાપ્ત કરવાને તે 'વાજીકરણ' પ્રયોગ,-ધાતુપુષ્ટિનો વૈદ્યક પ્રયોગ કરે છે, રસાયન સેવે છે, ને ઘોડા જેવી તાકાત મેળવવા ઇચ્છતો તે વિષયનો ગધેડો બને છે! આશા જીર્ણ થતી નથી, તેજ જીર્ણ થાય છે! વય જાય છે, પણ વિષયાભિલાષ જતો નથી!!

'आशा न जीर्णा वयमेव जीर्णा'—શ્રી ભર્તૃહરિ.

'गतं वयो नो विषयाभिलाषः।'—શ્રી રત્નાકર પચ્ચીશી.

---

+ "विषयैः क्षीयते कामो नेंधनैरिव पावकः। प्रत्युत प्रोल्लसच्छक्तिर्भूय एवोपवर्धते॥ अप्राप्तत्वभ्रमादुच्चैरवाप्तेष्वप्यनंतशः। कामभोगेषु मूढानां समीहा नोपशाम्यति॥"
શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મસાર

"न हि केनाप्युपायेन जन्मजातङ्कसंभवा। विषयेषु महातृष्णा पश्य पुंसां प्रशाम्यति"॥
શ્રી શુભચંદ્રાચાર્યજીકૃત શ્રી જ્ઞાનાર્ણવ

અત્રે ભોગસાધનનો ઇચ્છાપરિક્ષય નથી એમ કહ્યું, તે ઉપરથી ભોગ ક્રિયાનો પરિક્ષય પણ નથી થતો એમ ઉપલક્ષણથી સમજવાનું છે, કારણ કે ભોગક્રિયા પણ ભોગ-ઇચ્છા વિના ઉપજતી નથી, એટલે ભોગઇચ્છાનો પરિક્ષય-નાશ ન હોય તો ભોગક્રિયાનો પણ પરિક્ષય નથી થતો. ઇચ્છા-વાસના ટળે નહિં ત્યાં સુધી ભોગપ્રવૃત્તિ પણ ટળે નહિં.

"જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ"—શ્રીમદ્ યશોવિજયજી.

અને કારણ એમ છે તેથી—

आत्मानं पाशयन्त्येते सदासच्चेष्टया भृशम् ।
पापधूल्या जडाः कार्यमविचार्यैव तत्त्वतः ॥ ८२ ॥

કુચેષ્ટાથી જડ એ સદા, નાંખે જીવને પાશ;
પાપ ધૂળથી-તત્ત્વથી, વિના કાર્ય વિમાસ. ૮૨.

**અર્થ**:—આ જડ જીવો, તત્ત્વથી કાર્ય વિચાર્યા વિના જ, અત્યંતપણે અસત ચેષ્ટાથી આત્માને પાપધૂલિવડે સદા પાશ નાંખે છે.

## વિવેચન

**પોતાના હાથે ફાંસો!**

ઉપરમાં કહ્યું તેમ સ્થિતિ હોવાથી, આ ભવાભિનંદી જીવ ક્ષણિક વિષયરૂપ કુસુખમાં-ખોટા માની લીધેલા કલ્પિત સુખમાં આસક્ત હોઇ, તે વિષયની પ્રાપ્તિ અર્થે હિંસા કરે છે, અસત્ય બોલે છે, ચોરી કરે છે, કુશીલ સેવે છે, પરિગ્રહ વધારે છે, આરંભ આદિ કરે છે, અને તે તે પાપસ્થાનકોના સેવનથી તે જ્ઞાનાવરણાદિ પાપકર્મરૂપ ધૂલિ-રજ આત્મામાં નાંખી પોતાના આત્માને મલિન કરે છે! તે પાપધૂલિથી આત્માને પાશ નાંખે છે, પોતે પોતાને બાંધે છે, પોતે પોતાનો વૈરી થઇ આત્મઘાતી બને છે! અને આમ જે પોતાના હાથે ગળે ફાંસો નાંખે છે, આત્મામાં ધૂળ નાંખે છે, તે મૂર્ખ, જડ, મંદબુદ્ધિ કહેવા યોગ્ય છે. કારણ કે કોઇ માણસ પોતાના હાથે માથામાં ધૂળ નાંખતો હોય, તો આપણે તેને મૂર્ખ દિવાનો માનીએ છીએ, ગાંડાની ઇસ્પીતાલને લાયક ગાંડો પાગલ

---

**વૃત્તિ:**—आत्मानं-આત્માને, જીવને, पाशयंति-પાશ આપે છે, જકડી લ્યે છે, બાંધી લ્યે છે, एते-આ અધિકૃત-પ્રસ્તુત પ્રાણીઓ, सदा સદા-સર્વકાલ असच्चेष्टया-અસત્ ચેષ્ટાથી, પ્રાણાતિપાત-આરંભરૂપ એવી હેતુભૂત અસત્ ચેષ્ટાવડે કરીને, भृशम्-અત્યંત. શેનાવડે પાશ બાંધે છે? તે માટે કહ્યું કે-पापधूल्या-પાપધૂલિવડે, જ્ઞાનાવરણ આદિ લક્ષણરૂપ પાપધૂલિવડે, जडाः-જડો, મંદો, कार्यमविचार्यैव-કાર્ય વિચાર્યા વિના જ, तत्त्वतः-તત્ત્વથી, પરમાર્થથી. ક્ષણિક કુસુખમાં સક્તપણાથી તેઓ આત્માને પાશ નાંખે છે.

ગણીએ છીએ, ને તેની મૂર્ખતાપર હસીએ છીએ. તો પછી આ તો અમૂલ્ય ચિન્તામણિ રત્ન કરતાં પણ અધિક એવા આત્મામાં પાપધૂલ નાંખી તેને મલિન કરવો, તે તો કેટલી બધી મૂર્ખતાનું કામ ગણવું જોઇએ? ખરેખર! વિષયાસક્તિથી પાપધૂલિ આત્મામાં નાંખનારા મોહમૂઢ ભવાભિનંદી જીવો મૂર્ખ, દિવાના, પાગલ જ છે, ગાંડાની હાસ્પિતાલને લાયક મનુષ્યો જ છે. કારણ કે તેઓ મોહમદિરાથી મસ્ત થઇ ઉન્મત્ત બન્યા છે!

"पीत्वा मोहमयीमिमां च मदिरामुन्मत्तीभूतं जगत्।"—ભર્તૃહરિ.

દાખલા તરીકે—

धर्मबीजं परं प्राप्य मानुष्यं कर्मभूमिषु।
न सत्कर्मकृषावस्य प्रयतन्तेऽल्पमेधसः ॥ ८३ ॥

કર્મ ભૂમિમાં લહી પરમ, ધર્મબીજ નર જન્મ;
તસ સત્ કર્મ કૃષિ વિષે, મંદ કરે ન પ્રયત્ન. ૮૩.

**અર્થ:**—કર્મભૂમિમાં પરમ ધર્મબીજરૂપ મનુષ્યપણું પામીને, એની સત્કર્મરૂપ કૃષિમાં (ખેતીમાં) અલ્પ મતિવાળાઓ પ્રયત્ન કરતા નથી.

## વિવેચન

"બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો આંટો નહિં એકે ટળ્યો"—શ્રી મોક્ષમાળા.

### કર્મભૂમિમાં ધર્મબીજની સત્ કર્મખેતી.

ધર્મની પ્રાપ્તિમાં બીજરૂપ પ્રધાન કારણ–**પરમ ધર્મબીજ મનુષ્યપણું** છે. બીજ હોય તો જ અંકુર ફૂટવાનો સંભવ છે, કારણ કે મનુષ્યપણું હોય તો જ બીજા આવશ્યક કારણોનો જોગ બની શકે છે, અને મનુષ્યપણામાં જ પૂર્ણ સદ્વિવેકનો ઉદય થઈ મોક્ષના રાજમાર્ગમાં પ્રવેશ થઇ શકે છે,–બીજા કોઈ દેહથી મોક્ષની પ્રાપ્તિ થઈ શકતી નથી. એટલા માટે આ માનવ દેહ સર્વથી ઉત્તમ છે જ્ઞાનીઓ કહે છે કે ઘણા ઘણા પુણ્યનો પુંજ ભેગો થાય–મોટો પુણ્યરાશિ એકઠો થાય, ત્યારે આ મોંઘો અવતાર મળે છે, **આ માનવદેહ પરમ દુર્લભ છે.** આવું મનુષ્યપણું પણ પુણ્યજોગે મળ્યું હોય, પણ

વૃત્તિઃ—धर्मबीजं-ધર્મ બીજ, ધર્મ કારણ, परं-પર, પ્રધાન, प्राप्य-પ્રાપ્ત કરી; તે કયું? તો કે–मानुष्यं-મનુષ્યપણું. ક્યાં? તો કે–कर्मभूमिषु-ભરત આદિ કર્મભૂમિઓમાં. શું? તો કે–सत्कर्मकृषौ-સત્ કર્મ કૃષિમાં, ધર્મ બીજપ્રધાન આદિરૂપ સત્કર્મની ખેતીમાં, अस्य-આની, આ ધર્મબીજની, न प्रयतन्तेऽल्पमेधसः-અલ્પમતિવાળા પ્રયત્ન કરતા નથી.

જો અનાર્ય ક્ષેત્રભૂમિમાં જન્મવું થયું હોય, તો તે મનુષ્યપણું પણ અફળ જાય છે; કારણ કે એવી અનાર્ય ભૂમિમાં ધર્મસંસ્કારનું દુર્લભપણું છે, ઉલટું ત્યાં તો ધર્મ-સંસ્કાર હોય તોપણ ચાલ્યા જવાનો સંભવ છે, માટે ધર્મની પ્રાપ્તિમાં આર્યક્ષેત્રની પણ તેટલી જ આવશ્યકતા છે. 'આર્ય' એટલે × સર્વ હેય-ત્યાગવા યોગ્ય ધર્મોથી જે જલ્દી ચાલ્યા ગયેલા છે, તે માનનીય જન. હિંસા-ચોરી-પરદારાગમન વગેરે અનાર્ય કાર્ય જે આચરતા નથી, અને ખાદ્યાખાદ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય વગેરે વિવેક જે કરે છે, એવા સંસ્કારી આર્ય સજ્જન જ્યાં વસે છે તે આર્યક્ષેત્ર છે આર્ય છ પ્રકારના છે-ક્ષેત્ર આર્ય, જાતિ આર્ય, કુલ આર્ય, કર્મ આર્ય, શિલ્પ આર્ય અને ભાષા આર્ય. પંદર કર્મભૂમિઓમાં જન્મેલા તે ક્ષેત્ર આર્ય છે, ઇત્યાદિ

દેવકુરુ*, ઉત્તરકુરુને બાદ કરી, પાંચ ભરત, પાંચ ઐરવત ને પાંચ વિદેહ-એ પંદર **કર્મભૂમિઓ** કહેવાય છે, કારણ કે સંસાર દુર્ગનો અંત કરનારા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ મોક્ષમાર્ગના જ્ઞાતા, કર્તા ને ઉપદેષ્ટા એવા ભગવાન્ પરમર્ષિ **તીર્થંકરો** અત્રે ઉપજે છે અત્રે જ જન્મેલા સિદ્ધ થાય છે, અન્યત્ર નહિ. એટલા માટે મોક્ષાર્થ કર્મની જે સિદ્ધિભૂમિઓ છે, તે કર્મભૂમિઓ છે જ્યાં મોક્ષ માટેનો પુરુષાર્થ **કર્મયોગ** સફળ થાય છે-સિદ્ધ થાય છે, તેને 'કર્મભૂમિ' નામ બરાબર ઘટે છે.

પણ આવું પ્રધાન **ધર્મબીજરૂપ** ઉત્તમ **મનુષ્યપણું** મળ્યું હોય, અને ભરતક્ષેત્રાદિ કર્મભૂમિરૂપ આર્યક્ષેત્ર પણ સાંપડ્યું હોય, છતાં એ ધર્મબીજને વાવી, ઊગાડી, તેમાંથી **સત્કર્મરૂપ ખેતી** ન કરે, તેને ખેડવાનો પ્રયત્ન ન કરે, તો શું કામનું? તેવા મનુષ્યો તો ખચિત અલ્પમતિવાળા કહેવા યોગ્ય છે, કારણ કે તે તેવું ઉત્તમ મનુષ્યપણું હારી જાય છે, તેનો યોગ પામી આત્માર્થ-આત્મકલ્યાણ સાધતા નથી, પોતાનું કામ કાઢી લેતા નથી

કોઈ બીજ હોય, તેને યોગ્ય ભૂમિમાં જો વાવવામાં ન આવે, ઊગાડવામાં ન આવે, ને તેને નકામું પડ્યું રહેવા દેવામાં આવે, તો તે પડ્યું પડ્યું સડી જાય ને નાશ પામે. પણ જો તેને સુયોગ્ય ભૂમિમાં વાવ્યું હોય, તો તે એક બીજમાથી લાખો, કરોડો, અબજો, અસંખ્ય, અનંત બીજ ઊગી નીકળે દાખલા તરીકે-વડનું એક નાનું સરખું બીજ વાવ્યું હોય, તેમાથી મોટું વટવૃક્ષ ફાલીફૂલી નીકળે છે તે વટવૃક્ષમા અનંત બીજ હોય છે, તે પ્રત્યેકમાંથી પાછા અનંત બીજ નીપજે છે એમ અનંત પરંપરા ચાલ્યા જ કરે છે. તેમ

**બીજમાથી વૃક્ષ**

---

× 'आराध्यात् सर्वहेयधर्मेभ्यो इति आर्य.'—શ્રી શીલાંકાચાર્યકૃત સૂયગડાંગ ટીકા.

* "भरतैरावतविदेहा कर्मभूमयोऽन्यत्र देवकुरूत्तरकुरुभ्य ।" શ્રી તત્ત્વાર્થસૂત્ર.

ધર્મબીજરૂપ મનુષ્યપણું સાંપડયું હોય, તેને સતકર્મયોગ વડે કરીને કર્મક્ષેત્રરૂપ યોગ્ય ભૂમિમાં વાવ્યું હોય, તો તેમાંથી અનંત કલ્યાણપરંપરાનો અનુબંધ થયા જ કરે છે: આ **ધર્મ ક્ષેત્રરૂપ+ કુરુક્ષેત્રમાં–કર્મક્ષેત્રમાં શુભવૃત્તિરૂપ પાંડવો** અને **અશુભ વૃત્તિરૂપ કૌરવોનું** સનાતન યુદ્ધ ચાલ્યા કરે છે. તેમાં સતકર્મયોગરૂપ સત્ય પુરુષાર્થથી–આત્મપરાક્રમથી જ્યારે અસદ્ વૃત્તિઓને દબાવી દઈ સદ્વૃત્તિઓ વિજયી બને છે, ત્યારે પરમાર્થથી ધર્મબીજની ખેતી શરૂ થાય છે એમ સમજવું, અને પછી ઉત્તરોત્તર કલ્યાણની શ્રેણી પ્રાપ્ત થયા કરે છે.

અત્રે 'કર્મભૂમિ' એમ જે શબ્દ ભરતાદિ ક્ષેત્રને માટે યોજ્યો છે, તે ઘણો અર્થસૂચક છે, અને તે એમ સૂચવે છે કે–જેમ કર્મભૂમિમાં ધાન્ય આદિની ખેતી કરવી પડે છે, બીજને વાવી તેનું પરિપોષણ કરી તેની વૃદ્ધિ કરવી પડે છે, તેમ હે મનુષ્યો! તમે પણ આ કર્મભૂમિમાં જન્મ્યા છો, તો સતકર્મરૂપ પુરુષાર્થમાં પ્રયત્ન કરો! પ્રયત્ન કરો! સતકર્મયોગ સાધી સાચા કર્મયોગી બનો! આ ઉત્તમ ધર્મબીજરૂપ મનુષ્યપણાને વાવી સતકર્મરૂપ ખેતી કરો, સદ્ધર્મ આરાધનારૂપ જલસિંચનવડે તેનું પરિપોષણ કરી વૃદ્ધિ પમાડો,–જેથી કરીને તે ધર્મ બીજ ઊગી નીકળી, ફાલીફૂલી અનંતગણો ફળ પરિપાક આપશે.

**કર્મભૂમિ પામી કર્મયોગી થાઓ!**

"જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ."
—શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત શ્રી આત્મસિદ્ધિ

અહો મનુષ્યો! નિજ સ્વરૂપનું સાધ્યપણું લક્ષમાં રાખી જો તમે **પંચ મહાવ્રતરૂપ ધાન્યની ખેતી** કરશો, તો ક્ષાયિક દર્શન–જ્ઞાન–ચારિત્ર વગેરે ગુણરૂપ ધાન્ય નિષ્પન્ન થઈ આત્માના ઘરને ભરી દેશે, અને પછી તમારા આત્મપ્રદેશમાં પરમાનંદરૂપ સુભિક્ષ–સુકાળ વર્તશે, એટલે તમે સાદિ અનંતકાલ આત્મસુખ ભોગવશો.–આમ આ કર્મભૂમિ જાણે આ કર્મભૂમિનાં મનુષ્યોને સંદેશો આપી રહી છે!

"પંચ મહાવ્રત ધાન્ય તણાં કર્ષણ વધ્યા રે, સાધ્યભાવ નિજ થાપી, સાધનતાએ સધ્યા રે;
ક્ષાયિક દરિસન જ્ઞાન, ચરણ ગુણ ઉપન્યા રે, આદિક બહુ ગુણ સસ્ય, આતમ ઘર નીપન્યા રે.
પ્રભુદરિસણ મહામેહ તણે પરવેશમેં રે, પરમાનંદ સુભિક્ષ થયા મુજ દેશમેં રે;
દેવચંદ્ર જિનચંદ્ર તણો અનુભવ કરો રે, સાદિ અનંતો કાળ આતમ સુખ અનુસરો રે.
....શ્રી નમિ જિનવર સેવ ઘનાઘન ઉન્નમ્યો રે"—શ્રી દેવચંદ્રજી

---

+"धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः। मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय॥"
—શ્રી ભગવદ્ ગીતા, ૨-૧

ખરેખર ! મનુષ્યપણું એ ધર્મપ્રાપ્તિમાં—આત્મસિદ્ધિમાં અપેક્ષા કારણ છે પ્રભુદર્શન આદિ નિમિત્ત કારણ પામી, આત્મ પરિણામરૂપ ઉપાદાન કારણ જો પ્રગટે તો જ તે અપેક્ષા કારણનું સફળપણું છે, તો જ તે લેખે છે નહિં તો સમૂચ્છિંમ જેમ જન્મ્યો તોયે શું ? ને મુઓ તોયે શું ? તેનો કાંઇ હિસાબ નથી માટે **સદ્ધર્મરૂપ નિમિત્ત પામી આત્મારૂપ ઉપાદાનને પ્રગટાવવો,** એજ આ ધર્મબીજરૂપ મનુષ્યપણાની ખેતી છે

"નર ગતિ પઢમ સંઘયણ તે અપેક્ષા જાણો;
નિમિત્તાશ્રિત ઉપાદાન, તેહને લેખે આણો....પ્રણમો શ્રી અરનાથ.
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી,
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી....પ્રણમો

"જન્મ કૃતાર્થ તેહનો રે, દિવસ સફલ પણ તાસ,
જગત શરણ જિન ચરણને રે, વંદે ધરિય ઉલ્લાસ "—શ્રી દેવચંદ્રજી.

"દશ દષ્ટાંતે દુર્લભ માનવદેહ આ, પ્રાપ્ત થાય છે મહા પુણ્ય સંયોગ જો,
ઉતાવળે કરવું તો સાર્થક એહનું, ફરી ફરી બાઝે નહિ એવો જોગ જો "–(ડૉ. ભગવાનદાસ.)

પણ મૂર્ખશિરોમણિ એવા મંદબુદ્ધિ ભવાભિનંદી જીવો આમ ધર્મબીજરૂપ મનુષ્યપણાનું સાર્થક્ય કરવાને બદલે તે બીજને વેડફી નાખે છે ! અનેક પ્રકારના દુરાચારમાં, મિથ્યાભિમાનમાં, પ્રમાદમાં, વિષયમાં ને કષાયમાં તેઓ અમૂલ્ય ચિન્તામણિ રત્ન સમાન મનુષ્ય જીવન ગુમાવી દે છે ! ને કાગડાને ઉડાડવા માટે ચિંતામણિ રત્ન ફગાવી દેનાર મૂર્ખ જેવું કાર્ય કરે છે ! તેથી તેમનો **'એળે ગયો અવતાર'** થાય છે.

"લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું ? તે તો કહો,
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું ? એ નય ગ્રહો,
વધવાપણું સંસારનું નર દેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો ! એક પળ તમને હવો ! "–શ્રી મોક્ષમાળા

ત્યારે શું ?

**वडिशामिषवत्तुच्छे कुसुखे दारुणोदये ।**
**सक्तास्त्यजन्ति सच्चेष्टां धिगहो दारुणं तमः ॥ ८४ ॥**

---

वृत्ति.—वडिशामिषवत्—બડિશામિષ જેવા, એ નિદર્શન-ઉદાહરણ છે, એટલે કે માછલાના ગળાના માંસ જેવા, तुच्छे-તુચ્છ, અલ્પ, कुसुखे-કુસુખમાં, દુષ્ટ ભોગથી ઉપજતા કુસુખમાં, दारुणोदये-દારુણ ઉદયવાળા, રૌદ્ર વિપાકવાળા—આ સમય ( આગમ ) પરિભાષા છે सक्ताः-સક્ત, ગૃદ્ધ, લોલુપી. શું ? તો કે त्यजन्ति सच्चेष्टा-સત્ચેષ્ટા ત્યજે છે, ધર્મસાધન ત્યજે છે આ કર્મનો દોષ છે, તો

દારુણ ઉદયી ગલ સમા, તુચ્છ કુસુખે સક્ત,
ત્યજે સુચેષ્ટા-ધિક્ અહો, દારુણ તમને અત્ર! ૮૬

અર્થ:—બડિશામિષ એટલે માછલાના ગળાના માંસ જેવા તુચ્છ, તથા દારુણ ઉદય-વિપાકવાળા કુસુખમાં સક્ત થયેલા તેઓ સત્ચેષ્ટા ત્યજે છે! અહો! દારુણ તમસને-અજ્ઞાન અંધકારને ધિક્કાર હો!

## વિવેચન

તે ભવાભિનંદી જીવો મનુષ્ય જન્મનું સાર્થક તો કરતા નથી, પણ ઉલટું તેને વેડફી નાંખે છે; મનુષ્ય અવતારરૂપ ધર્મબીજની ખેતી કરવી તો દૂર રહી, પણ તે બીજને જ સડાવી નાખે છે! કમાણી કરવી તો દૂર રહી, ઉલટી મૂડી ગુમાવી નુકશાની જ કરે છે! નફાના બદલે ખોટનો વ્યાપાર કરે છે! કારણ કે તેઓ માછલાના ગળાના માંસ જેવા તુચ્છ અને દારુણ-ભયંકર વિપાકવાળા દુષ્ટ ભોગજન્ય વિષયસુખમાં સક્ત થાય છે.

**ગલની લાલચે ભૂરા હાલ**

માછલાને લલચાવવા માટે મચ્છીમારો માછલાના ગળાનું માંસ-ગલ આરમાં ભરાવીને મૂકે છે. માછલું તે તુચ્છ માંસ ખાવાની લાલચે, તેની પાછળ દોડી, તે આરમાં સપડાઇ જાય છે, અને પછી તેના ભૂંડા હાલહવાલ થાય છે, પ્રાણાંત દારુણ દુઃખ તે અનુભવે છે. તેમ મોહરૂપ મચ્છીમાર જીવરૂપ માછલાને લલચાવવા માટે દુષ્ટ વિષયસુખરૂપ ગલ મૂકે છે, તે તુચ્છ અસત્ સુખની આશાએ તે તેની પાછળ દોડી તેમાં સપડાઈ જાય છે, આસક્ત થાય છે, અને પછી તેના ભૂરા હાલહવાલ થાય છે, નરકાદિના દારુણ દુઃખ વિપાક તેને વેદવા પડે છે. આમ રસનેંદ્રિયની લોલુપતાથી જેમ માછલું સપડાઇને દુઃખી થાય છે તેમ સ્પર્શેન્દ્રિયને વશ થવાથી મદોન્મત્ત હાથી પણ બંધન પામે છે, ચક્ષુરિન્દ્રિયને વશ થવાથી પતંગીઓ દીપકમાં ઝંપલાવી બળી મરે છે, ઘ્રાણેંદ્રિયને વશ થવાથી ભમરો કમળમાં પૂરાઇ જઇ પ્રાણાંત દુઃખ પામે છે, શ્રોત્રેંદ્રિયને વશ થવાથી મૃગલાં પારધિની જાલમાં સપડાઇ જાય છે આમ એકેક ઇંદ્રિય વિષયના પરવશપણાથી પ્રાણી દારુણ વિપાક પામે છે, તો પછી પાંચે ઇંદ્રિય જ્યાં મોકળી હોય, એવો ભવાભિનંદી જીવ તો કેટલું દુઃખ પામે એમાં પૂછવું જ શું?

" करिझषमधुपा रे शलभमृगादयो, विषयविनोदरसेन ।
हंत लभंते रे विविधा वेदना, बत परिणतिविरसेन ॥
परिहरणीया रे सुकृतिभिराश्रवा । "—શાંતસુધારસ.

માટે કહ્યું—धिगहो दारुण तमः-અહો! દારુણ તમસને ધિક્કાર હો! આ દારુણ અજ્ઞાન અંધકારને ધિક્કાર હો! આ કષ્ટરૂપ અજ્ઞાન છે, એમ અર્થ છે.

"મનમથ વશ માતંગ જગતમેં, પરવશતા દુઃખ પાવે રે;
રસના લુબ્ધ હોય ઝખ મૂરખ, જાળ પડ્યો પછતાવે રે....
વિષય વાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગો રે.

ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટમાંહે બંધાવે રે;
તે સરોજ સંપુટ સંયુત ફુન, કરટીકે મુખ જાવે રે....વિષય૦

રૂપ મનોહર દેખ પતંગા, પડત દીપમાં જાઈ રે;
દેખો યાકું દુઃખ કારનમેં, નયન ભયે હૈ સહાઈ રે....વિષય૦

શ્રોત્રેંદ્રિય આસક્ત મિરગલા, છિનમેં શિશ કટાવે રે;
એક એક આસક્ત જીવ એમ, નાનાવિધ દુઃખ પાવે રે....વિષય૦

પંચ પ્રબળ વર્તે નિત્ય જાકું, તાકું કહા જ્યું કહીએ રે;
ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવમેં રહીએ રે....વિષય૦"

ચિદાનંદજી

આમ હોવાથી જ્ઞાની પુરુષોએ આ વિષય સુખને નાગની ફેણની× અથવા કિંપાક-ફલની ઉપમા આપી છે, અને તેને કુસુખ-અસત્ સુખ કહ્યું તે યથાર્થ છે,—અથવા તો જેના પરિણામે દુઃખ છે તે વાસ્તવિક રીતે સુખ જ નથી, દુઃખ જ છે. 'એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહિં' (શ્રીમદ્ રાજચંદ્રજી).

'धिगहो दारुणं तमः'

આને અત્રે તુચ્છ ને દારુણ કહ્યું તે યથાયોગ્ય છે. કારણ કે તે તુચ્છ, સાર વિનાનું ને જગતની એઠ જેવું છે. જે પુદ્ગલો અનંત જીવોએ વારંવાર ભોગવ્યાં છે, તેના ઉચ્છિષ્ટ-એઠા એવા પુદ્ગલ પરમાણુઓના ભોગથી વિષયાસક્ત-ભવાભિનંદી જીવ આનંદ માને છે! ને તેવા ઝાંઝવાના જલ જેવા તુચ્છ કુસુખ પાછળ દોડી સન્માર્ગથી ભ્રષ્ટ થાય છે, ધર્મ કર્ત્તવ્યરૂપ સત્પ્રવૃત્તિ છોડી દે છે! એ માટે શાસ્ત્રકાર મહર્ષિ આચાર્યજી ખેદ વ્યક્ત કરે છે—અરે! આ તમસ્ને, અજ્ઞાન અંધકારને ધિક્કાર હો! કે જેને લઈને આ જીવ પોતાનું ભાન ભૂલી જઈને આમ વિપરીત પ્રવૃત્તિ કરે છે, ખોટું આચરણ કરે છે. આમાં એ બિચારાનો દોષ નથી, પણ તેના મોહનીય કર્મનો દોષ છે. તે જ અંધકાર-રૂપ હોવાથી, તેને સાચી દિશા સૂઝતી નથી, સાચો માર્ગ ભાસતો નથી, એટલે મુંઝાઈ જઈ તે સન્માર્ગ છોડી ઉન્માર્ગે જાય છે.

---

× "भोगा भुजङ्गभोगाभाः सद्यः प्राणापहारिणः ।
सेव्यमानाः प्रजायन्ते संसारे त्रिदशैरपि ॥"—શ્રી જ્ઞાનાર્ણવ

"ઇંદ્રિયના વિષયરૂપી ક્ષેત્રની જમીન જીતવાને આત્મા અસમર્થપણું બતાવે છે, અને આખી પૃથ્વી જીતવામાં સમર્થપણું ધારે છે, એ કેવું આશ્ચર્યરૂપ છે ?"

—શ્રીમદ્ રાજચંદ્રજી

ઉપસંહાર કરતાં કહે છે.—

**अवेद्यसंवेद्यपदमान्ध्यं दुर्गतिपातकृत् ।**
**सत्संगागमयोगेन जेयमेतन्महात्मभिः ॥ ८५ ॥**

પદ અવેદ્ય એ આંધ્યરૂપ, કરતું દુર્ગતિ પાત;
સત્સંગાગમ યોગથી, જેય મહાત્મથી માત્ર. ૮૫.

**અર્થ:**—એ અવેદ્યસંવેદ્ય પદ આંધ્યરૂપ-અંધપણારૂપ હોઈ, દુર્ગતિમાં પાત કરનારું-પાડનારું છે; એ સત્સંગ-આગમના યોગથી મહાત્માઓથી જીતી શકાય એવું છે.

## વિવેચન

આમ ઉપરમાં જેનું સ્વરૂપ વિસ્તારથી કહેવામાં આવ્યું, તે અવેદ્યસંવેદ્ય પદ આંધ્યરૂપ એટલે કે-અંધપણારૂપ છે, અને તે દુર્ગતિમાં પાત કરનારું-પાડનારું છે આવું આ અવેદ્યસંવેદ્ય પદ આ જ ભૂમિકામાં મહાત્મા જોગીજનોથી જ સત્સંગ-આગમના યોગે કરીને જીતાય એવું છે તે આ પ્રકારે:-જેમ કોઈ આંધળો અંધપણાને લીધે માર્ગ ન દેખતો હોઈ ઊંડા ખાડામાં પડી જાય, તેમ અવેદ્યસંવેદ્યરૂપ અંધપણાને લીધે આ જીવને સન્માર્ગ ન સૂઝતો હોઈ તે નરકાદિ દુર્ગતિરૂપ ગર્તામાં-ખાડામાં પડી જાય છે પણ તે આંધળાને જો સાચો માર્ગદર્શક દોરનારો મળી આવે, તો તે ખાડામાં ન પડતાં સીધે માર્ગે ચાલ્યો જાય છે; તેમ આ જીવને પણ સાચે રસ્તે દોરનાર સત્સંગ-સત્પુરુષનો અને આગમનો-સત્શાસ્ત્રનો યોગ બાઝે, તો તેવા માર્ગદર્શકના પ્રભાવે તેને સન્માર્ગનું ભાન થાય, અને દુર્ગતિના ખાડામાં ન પડતાં તે સન્માર્ગે ચાલ્યો જાય.

**અ. વે. સં. નો સત્સંગ-આગમથી જય**

વૃત્તિ:—**अवेद्यसंवेद्यपदम्**-ઉક્ત લક્ષણવાળું અવેદ્યસંવેદ્ય પદ, **आन्ध्यं**-આન્ધ્ય ભાવરૂપ, અંધપણારૂપ છે. એટલા માટે જ કહ્યું—**दुर्गतिपातकृत्**-દુર્ગતિમાં પાત કરવાના શીલવાળું-સ્વભાવવાળું છે. **सत्संगागमयोगेन**-સત્સંગ-આગમના યોગથી, વિશિષ્ટ સંગ-આગમના સંબંધથી એમ અર્થ છે. એકરૂપ ભાવ પુરુષપ્રાધાન્ય પ્રખ્યાપન કરે છે. **जेयमेतद्**-આ અવેદ્યસંવેદ્યપદ જીતાવા યોગ્ય છે, **महात्मभिः**-મહાત્મા પુરુષોથી,-આ જ ભૂમિકામાં; અન્યદા જીતવાનું અશક્યપણું છે તેથી કરીને. એથી કરીને જ આગમ પણ અનુવાદપર (આમ જ અનુકૂળ કહેનાર) છે, એમ યોગાચાર્યો કહે છે. '**अयोग्यनियोगासिद्धेः**'—અયોગ્યના નિયોગની અસિદ્ધિને લીધે

"પરિચય પાતકઘાતક સાધુ શું, અકુશલ અપચય ચેત;
ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી, પરિશીલન નય હેત....સંભવ."

"દુષ્ટજન સંગતિ પરિહરી, ભજે સુગુરુ સંતાન રે."—શ્રી આનંદઘનજી.

અત્રે સત્સંગ-આગમ યોગથી એમ એકવચનરૂપ પ્રયોગ કરી એકભાવ કહ્યો છે, તે સહેતુક છે, કારણ કે માર્ગના દર્શનમાં સત્પુરુષનું જ પ્રાધાન્ય-પ્રધાનપણું છે. માર્ગદૃષ્ટા સત્પુરુષ સદ્‌ગુરુ જ માર્ગ દેખાડી શકે, તે જ અજ્ઞાનાંધ જીવનું 'નયન' એટલે કે સન્માર્ગે દોરવણી કરી શકે. અને તે સત્પુરુષનો સમાગમ જોગ બને તો તેના અનુસંધાનમાં જ સત્શ્રુતના શ્રવણનો જોગ પણ બની આવે છે. અથવા તેમની આજ્ઞા પ્રમાણે અધ્યાત્મશાસ્ત્ર વાંચવા-વિચારવાની-અવગાહવાની પ્રેરણા મળે છે. આમ અગમ એવું આગમજ્ઞાન પણ **ગુરુગમને** આધીન છે, માટે બન્ને કારણની એકતા કહી.

જ્ઞાની સત્પુરુષોએ આ **સત્સંગનો મહિમા** ઠેર ઠેર ખૂબ ગાયો છે. સત્સંગ એ જીવને તરવાનું ઉત્તમ સાધન છે. 'ક્ષણ પણ સજ્જનની સંગતિ× થઇ તો તે ભવસમુદ્ર તરવામાં નૌકા સમાન થઇ પડે છે,' એમ મહાજનો કહે છે. કારણ કે સત્સંગથી જીવના સ્વચ્છંદાદિ દોષ સહેજે દૂર થાય છે, ને આત્મગુણની વૃદ્ધિ થાય છે. આમ સત્સંગનો આશ્રય જીવને પરમ આધારરૂપ, અવષ્ટંભરૂપ, ઓથરૂપ થઇ પડે છે, ને તેના અવલંબને સંસારસાગર ખાબોચીઆ જેવો થઇ જઇ લીલાથી પાર ઉતરાય છે. જીવના પરમ બાંધવરૂપ આ સત્સંગની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે, માટે તેમાં સર્વાત્માથી આત્માર્પણ કરવું યોગ્ય છે એમ સત્પુરુષો ઉપદેશે છે.

"માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઇ છે, તેણે પોતે કંઇ જ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો. અને પછી 'સત્'ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું. તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય. આ જે વચનો લખ્યા છે, તે સર્વ મુમુક્ષુને પરમ બંધવરૂપ છે, પરમ રક્ષકરૂપ છે. અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમપદને આપે એવાં છે, એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષટ્ દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપે કહ્યું છે.

"સર્વ પરમાર્થના સાધનમાં પરમસાધન તે સત્સંગ છે. સત્પુરુષના ચરણ સમીપનો નિવાસ છે. બધા કાળમાં તેનું દુર્લભપણું છે, અને આવા વિષમ કાળમાં તેનું અત્યંત દુર્લભપણું જ્ઞાની પુરુષોએ જાણ્યું છે. જે પુરુષ સદ્‌ગુરુની ઉપાસના વિના નિજ કલ્પનાએ આત્મસ્વરૂપનો નિર્ધાર કરે તે માત્ર પોતાના સ્વચ્છંદના ઉદયને વેદે છે, એમ વિચારવું ઘટે છે. અવશ્ય આ જીવે પ્રથમ સર્વ સાધનને ગૌણ ગણી, નિર્વાણનો મુખ્ય હેતુ એવો

× "क्षणमपि सज्जनसंगतिरेका, भवति भवार्णवतरणे नौका।"—શ્રી શંકરાચાર્ય.
"पातयन्ति भवावर्ते ये त्वां ते नैव बांधवाः ।
 "बंधुतां ते करिष्यन्ति हितमुद्दिश्य योगिनः ॥"—શ્રી જ્ઞાનાર્ણવ.

સત્સંગ જ સર્વાર્પણપણે ઉપાસવો યોગ્ય છે; કે જેથી સર્વ સાધન સુલભ થાય છે, એવો અમારો આત્મસાક્ષાત્કાર છે "-(જુઓ) શ્રીમદ્ રાજચંદ્ર પત્રાંક ૧૮૧-૪૨૮-૫૧૮ ઇ૦

આવા ઉત્તમ સત્સંગ આગમના યોગથી આ **અવેદ્યસંવેદ્ય** પદ આ ચોથી દૃષ્ટિવાળા મહાત્મા પુરુષોથી જ જીતી શકાય છે, કારણ કે આ જ ભૂમિકામાં તેનો જય કરી શકાય એમ છે. અન્યત્ર તેમ બની શકવું સંભવતું નથી, કારણ કે તથાપ્રકારની યોગ્યતાનો-પાત્રતાનો અભાવ હોય છે પૂર્વે તે જીતવા જેટલું આત્મબલ હોતું નથી, અને પછી તેનો ઉદય હોતો નથી, તે છતાઇ ગયું હોય છે. આગમમાં પણ આનું સમર્થન છે કે 'અયોગ્યને નિયોગની અસિદ્ધિ છે.' માટે આ દૃષ્ટિમાં જ **અવેદ્યસંવેદ્ય** પદને જીતવાની યોગ્યતા આ મહાત્મા જોગી જનને સાંપડે છે. અને એટલા માટે જ કહ્યું કે—

"એવા અવગુણવંતનુંજી, પદ એ અવેદ્ય કઠોર;
સાધુ સંગ આગમતણોજી, તે જીત્યો ધુરધોર....મનમોહન."-શ્રી યો. દ. સ. ૪-૧૦

## અવેદ્યસંવેદ્ય અને વેદ્યસંવેદ્ય પદની તુલના: કોષ્ટક ૭.

| નામ | અવેદ્યસંવેદ્ય પદ | વેદ્યસંવેદ્ય પદ |
|---|---|---|
| કઇ દૃષ્ટિમાં | પહેલી ચારમાં અ. સં. પદ પ્રબલ; વેદ્યસંવેદ્ય અતાત્ત્વિક | છેલ્લી ચારમાં-અવેદ્ય સં. ન હોય, વેદ્યસંવેદ્ય પદ તાત્ત્વિક |
| કારણ | ગ્રંથિ અભેદ | ગ્રંથિભેદ |
| વ્યાખ્યા | વેદ્ય ન સંવેદાય, પરમાર્થથી અપદ | વેદ્ય સંવેદાય. પરમાર્થથી પદ |
| પાત્ર | ભવાભિનંદી, સાંપ્રતદર્શી મિથ્યાદૃષ્ટિ | મુમુક્ષુ, નિશ્ચય સમ્યગ્દૃષ્ટિ |
| બોધ | સ્થૂલ-અસત્. કારણ અપાય શક્તિ માલિન્ય, અપાય દર્શન અતાત્ત્વિક | સૂક્ષ્મ સત્. કારણ અપાય શક્તિ માલિન્ય ન હોય, અપાયદર્શન તાત્ત્વિક |
| પાપ પ્રવૃત્તિ | પાપ પ્રવૃત્તિ હોય | હોય નહિ. કવચિત્ હોય તો છેલ્લી ને તપ્તલોહપદન્યાસ જેવી |
| લક્ષણ | વિપર્યાસ, વિવેકાંધતા, અતિમોહ, વિષમ કુતર્ક ગ્રહ | અવિપર્યાસ, સદ્વિવેક, અમોહ, ગ્રહરહિતપણું |
| પરિણામ | સંસાર પ્રતિ અનુદ્વેગ, ભોગાસક્તિ, કૃત્યાકૃત્યભ્રાંતિ | સંવેગાતિશય-પરમ વૈરાગ્ય, અનાસક્તિ, અભ્રાંતિ |
| પ્રવૃત્તિ-નિવૃત્તિ | અસત્ ચેષ્ટાપ્રવૃત્તિ, સત્ ચેષ્ટાનિવૃત્તિ | સદ્ ચેષ્ટાપ્રવૃત્તિ, અસત્ ચેષ્ટાનિવૃત્તિ |
| સ્વરૂપ | અંધપણારૂપ | સમ્યગ્દર્શનરૂપ |
| ફલ | આત્મબંધન, દુર્ગતિપાત | અબંધ, સુગતિપ્રાપ્તિ |
| ગુણસ્થાન | પ્રથમ | ચતુર્થ-દેશવિરતિ આદિ |

[ । इति अवेद्यसंवेद्यपदाधिकारः । ]

## વિષમ કુતર્કગ્રહ નિન્દા અધિકાર

એટલા માટે જયલિંગો (જયના ચિહ્નો) કહે છે—

जीयमाने च नियमादेतस्मिंस्तत्त्वतो नृणाम् ।
निवर्तते स्वतोऽत्यन्तं कुतर्कविषमग्रहः ॥ ८६ ॥

એહ જીતાતાં નિયમથી, તત્વ-થી નરનો સાવ;
સ્વયં નિવર્તે ગ્રહ સમો, વિષમ કુતર્ક ભાવ. ૮૬.

અર્થ:—અને આ અવેદ્યસંવેદ્યપદનો જય કરાતાં નિયમથી મનુષ્યોનો કુતર્ક વિષમ ગ્રહ તત્ત્વથી અત્યંતપણે આપોઆપ નિવૃત્ત થાય છે-ટળે છે.

### વિવેચન

"તે જીતે સહેજે ટળેજી, વિષમ કુતર્ક પ્રકાર;
દૂર નિકટ હાથી હણેજી, કરે એ બહર વિચાર....મનમોહન૦"—શ્રી. યો. દ. સ. ૪-૧૧

અને આ અવેદ્યસંવેદ્યપદ કે જે મહામિથ્યાત્વનું કારણ છે, અને પશુપણા આદિ શબ્દથી વાચ્ય-ઓળખાવા યોગ્ય છે, તે જ્યારે જીતાતું જાય છે ત્યારે પરમાર્થથી પુરુષનો વિષમ કુતર્કરૂપ ગ્રહ પોતાની મેળેજ ચોક્કસ નિવર્તી જાય છે. ઉપરમાં અત્યંત વિસ્તારથી અવેદ્યસંવેદ્યપદનું વર્ણન કર્યું, તે ઉપરથી સ્પષ્ટ છે કે મહામિથ્યાત્વનું કારણ જો કોઈ હોય, તો તે અવેદ્યસંવેદ્યપદ જ છે. તેના પ્રભાવથી જ જીવ અનાત્મજ્ઞ હોય છે, અનાત્મામાં આત્મબુદ્ધિ ધરે છે, સ્વ-પરનો એકત્વ અધ્યાસ કરે છે, દેહને જ આત્મા માની આત્માનું ભાન ભૂલી જાય છે, સતને અસત્ અને અસતને સત્ ચિંતવે છે. ઇત્યાદિ પ્રકારે ગાઢ મિથ્યાપણાનું-અસત્પણાનું કારણ આ અવેદ્યસંવેદ્ય પદ છે. અને આવા અબૂઝપણાને લીધે જ એને પશુપણું, ગમારપણું, અબૂઝપણું, મૂઢપણું ઇત્યાદિ નામ છાજે છે. કારણ કે પશુ જેવા અબૂઝનું જ્ઞાન બાહ્ય પદાર્થોથી સર્વથા પીવાઈ જાય છે ને નિજ પ્રવ્યક્તિ અર્થાત્ સ્વસ્વરૂપનું પ્રગટપણું છોડી દીધાથી ખાલી થતું જાય છે. આમ પરરૂપમાં જ

**મહામિથ્યાત્વ નિબંધન**

---

વૃત્તિ:-जीयमाने च नियमादेतस्मिन्—અને આ અવેદ્યસંવેદ્ય પદ નિયમથી જીતાતા; એટલે કે આ મહામિથ્યાત્વના નિબંધનરૂપ, પશુત્વ આદિ શબ્દથી વાચ્ય એવું અવેદ્ય પદ જીતાતી વેળાએ, तत्त्वतः-તત્ત્વથી, પરમાર્થથી, नृणां-નરોનો, પુરુષોનો, निवर्तते स्वतः-સ્વત. નિવર્તે છે; આત્માથી જ, પોતાની મેળે જ, પરના ઉપદેશ વિના નિવર્તે છે, ટળી જાય છે,-નિમિત્તના અભાવે નૈમિત્તિકના અભાવને લીધે. अत्यंतं-અત્યંતપણે,-સમ્યગ્જ્ઞાનયોગને લીધે, આગમ પ્રામાણ્યના જાણપણા થકી कुतर्कविषमग्रह.-કુતર્કરૂપ વિષમ ગ્રહ,-દૃષ્ટ એવા અપાય હેતુપણાથકી (અપાય હેતુપણું પ્રગટ દીઠામાં આવતું હોવાથી.) ગ્રહ જેવો ગ્રહ (ગ્રહ=સૂર્ય ચંદ્રાદિ, અથવા ભૂત-પિશાચ, અથવા મગર)

વિશ્રાંત થયેલું પશુનું જ્ઞાન ચોતરફથી સીદાય છે. પણ જે તત્-તે છે, તે તત્ અહીં સ્વરૂપથી છે, એવું સ્યાદ્વાદીનું જ્ઞાન તો અત્યંત ઉન્મગ્ન-ઉપર તરી આવતા ઘન સ્વભાવ-ભરથી પૂર્ણ થઇ સમુન્મજ્જન પામે છે, ઉલ્લસી આવી ઉપર તરતું રહે છે.'×

આવું અબૂઝ-ગમાર પશુપણા જેવું મિથ્યાત્વકારણ અવેદ્યસંવેદ્યપદ જેમ જેમ જીતાય છે, તેમ તેમ તે મિથ્યાત્વને આધીન-તે મિથ્યાત્વથી જ ઉદ્ભવતા એવા વિષમ કુતર્કરૂપ ગ્રહો પોતાની મેળે જ નિવર્તી જાય છે, દૂર થાય છે; કારણ કે નિમિત્તનો અભાવ થાય એટલે નૈમિત્તિકનો અભાવ થાય જ એવો નિયમ છે. કુતર્કોનું જન્મસ્થાન મિથ્યાત્વ છે. એટલે જેવું મિથ્યાત્વ દૂર થાય, કે તેની સાથોસાથ જ કુતર્ક પણ ચાલ્યો જાય છે, કારણ કે મૂળ કારણ નિર્મૂલ થતાં ઉત્તર કારણ નિર્મૂલ નિરાધાર થાય છે. મુખ્ય આધાર-સ્થંભ ત્રૂટી પડતાં જેમ મકાન જમીનદોસ્ત થાય છે, તેમ મિથ્યાત્વનો આધાર ત્રૂટી પડતાં કુતર્કની ઇમારત એકદમ ત્રૂટી પડે છે કુતર્કના હવાઇ કિલ્લા (Castles in the air) ઝપાટાબંધ ઊડી જાય છે. જેમ રાજા જીતાઇ જતાં આખી સેના જીતાઇ જાય છે, તેમ મિથ્યાત્વનો જય થતાં તેના પરિવારરૂપ કુતર્ક-સેના પણ જીતાઇ જાય છે. અને આમ આ કુતર્ક નષ્ટ થાય છે તે આપોઆપ જ, પોતાની મેળે જ; એમાં પછી બીજાના ઉપદેશની પણ જરૂર રહેતી નથી.

**મિથ્યાત્વજયે કુતર્કગ્રહ-નિવૃત્તિ**

કુતર્ક એટલે કુત્સિત તર્ક, અસત્-ખોટા તર્ક. જે સ્વરૂપથી પોતે જ દુષ્ટ છે, ખોટા છે, અસત્ છે, મિથ્યા છે તે કુતર્ક. આ કુતર્કનો ગ્રહ એટલે કુટિલ આવેશરૂપ પકડ, અભિનિવેશ 'વિષમ' કહ્યો તે યથાર્થ છે. કારણ કે તે ખરેખર વસમો છે, જીવને હેરાન હેરાન કરી મૂકે છે; વળી તે કુતર્કનું કોઇ જાતનું ઠેકાણું નથી, ઢંગધડો નથી, આમ પણ કૂદે ને તેમ પણ કૂદે, વાણીઆની પાઘડી જેમ ગમે તેમ ફેરવાય ! ખોટાનું સાચું ને સાચાનું ખોટું કરવુ એ એનું કામ છે. ઇત્યાદિ પ્રકારે કુતર્કનું વિષમપણું પ્રગટ છે.

આવા કુતર્કને વિષમ 'ગ્રહ' ની ઉપમા અનેક પ્રકારે ઘટે છે:—(૧) ગ્રહ એટલે સૂર્ય, ચંદ્ર, રાહુ આદિ ગ્રહ તેમાં દુષ્ટ ગ્રહ-અનિષ્ટ ગ્રહ જેમ મનુષ્યને પીડાકારી વસમો થઇ પડે છે, નડે છે, તેમ કુતર્કરૂપ દુષ્ટ ગ્રહ મનુષ્યને હેરાન હેરાન કરી નાંખી વસમો પીડાકારી થઇ પડે છે, કનડે છે. અથવા રાહુ જેવો પાપગ્રહ જેમ ચંદ્રને ગ્રસી તેને ઉત્તાપકારી થાય છે, તેમ આ કુતર્કરૂપી વિષમ પાપગ્રહ આત્મારૂપ ચંદ્રને ગ્રસી લઇ તેને અત્યંત

**વિષમ 'ગ્રહ' જેવો કુતર્ક**

+ "बाह्यार्थैः परिपीतमुज्झितनिजप्रव्यक्तिरिक्तीभव—
द्विश्रांतं पररूप एव परितो ज्ञानं पशोः सीदति ।
यत्तत्तत्तदिह स्वरूपत इति स्याद्वादिनस्तत्पुन—
र्दूरोन्मग्नघनस्वभावभरतः पूर्णं समुन्मज्जति ॥ "—સમયસારકલશ.

તાપ પમાડે છે. આમ તે ભારે 'વસમો' ગ્રહ છે. (૨) અથવા 'ગ્રહ' એટલે ભૂત-પિશાચ-ઝોડ. જેમ કોઇને વસમું ભૂત, પિશાચ કે ઝોડ વળગ્યું હોય, તે તેનો કેડો ન મૂકે, તેને ગ્રહી રાખે, પકડી–જકડી રાખે, અને તેને હેરાનપરેશાન કરી નાખે; તેમ આ કુતર્કરૂપ ભૂત, પિશાચ કે ઝોડ જીવને જો વળગ્યું હોય, તો તે તેનો કેડો મૂકતું નથી, તેને ગ્રહી–પકડી–જકડી રાખે છે, કાઢવું મુશ્કેલ થઈ પડી તેને ખૂબ કનડે છે. જેના મનમાં કુતર્કરૂપ ભૂત (Obsession, Delusion) ભરાઇ ગયું હોય, તેને તે કાઢવું ભારી વસમું થઈ પડે છે, એ બલાને કાઢવી ભારી વિકટ થઈ પડે છે! આમ પણ કુતર્ક 'વિષમ ગ્રહ' છે. (૩) અથવા 'ગ્રહ' એટલે મગર. મગર જો કોઇને ગ્રહે, પકડે, તો તેની પકડમાંથી છૂટવું બહુ મુશ્કેલ–વસમું છે, તેમ કુતર્કરૂપ ગ્રહના–મગરના પંજામાં જે સપડાયો, તેની દાઢમાં જે ભીડાયો, તેને પણ તેના સકંજામાંથી છૂટવું ભારી વસમું થઇ પડે છે. આ રીતે પણ કુતર્ક ખરેખર! વિષમ ગ્રહ છે—આમ દુષ્ટ ગ્રહ, ભૂત, કે મગર—એમ ગ્રહના કોઇ પણ અર્થમાં કુતર્કને 'ગ્રહ' નામ આપ્યું તે યથાર્થ છે, અને તે પણ '**વિષમ**' ગ્રહ છે, વસમો–શમાવવો વિકટ, સમ કરવો–સીધો પાંસરો કરવો દુર્ઘટ એવો છે.

આવો જીવને ગ્રહી રાખનારો, પકડી–જકડી રાખનારો કુતર્કરૂપ પાપગ્રહ, અથવા [ભૂ]ત, અથવા મગરમચ્છ, અવેદ્યસંવેદ્યપદનો× જય થતાં, આપોઆપ પોતાની પકડ મૂકી [દે] છે. જેમ ગ્રહશાંતિના પાઠથી પાપગ્રહનો ઉપદ્રવ વિરામ પામે છે, જેમ ભુવાના મંત્ર-[પા]ઠથી ભૂતનો આવેશ–ઝોડ ઉતરી જાય છે, જેમ મર્મસ્થળમાં પ્રહાર આદિથી મગરની [પ]કડ છૂટી જાય છે, તેમ **અવેદ્યસંવેદ્યપદના** જયરૂપ ગ્રહશાંતિથી, મંત્રપાઠથી, શસ્ત્ર-[પ્ર]હારથી કુતર્કરૂપ વિષમ ગ્રહ (યથાસંભવ ત્રણે અર્થમાં) પોતાનો ગ્રહ–પકડ આપોઆપ [છો]ડી દ્યે છે.

આ કુતર્ક કેવો વિશિષ્ટ છે? તે માટે કહે છે—

**बोधरोगः शमापायः श्रद्धाभङ्गोऽभिमानकृत् ।**
**कुतर्कश्चेतसो व्यक्तं भावशत्रुरनेकधा ॥ ८७ ॥**

---

**वृत्तिः**—**बोधरोग**.—બોધને રોગરૂપ,—તે યથાવસ્થિતના ઉપઘાત ભાવને લીધે, **शमापायः**—શમને [અ]પાયરૂપ–હાનિ કરનાર,—અસદ્ અભિનિવેશના જનકપણા થકી. **श्रद्धाभङ्गः**—શ્રદ્ધાભંગરૂપ,—આગમ[ા]ર્થની અપ્રતિપત્તિને લીધે, **अभिमानकृत्**—અભિમાન કરનાર,—મિથ્યાભિમાનના જનકપણાથી. એમ

× "जीयमानेऽत्र राज्ञीव चमूचरपरिच्छदः ।
निवर्तते स्वतः शीघ्रं कुतर्कविषमग्रहः ॥"—શ્રી યશો. કૃત દ્વા. દ્વા.

"નૃપતિ જીતતાં જીતિએ દળ પુર ને અધિકાર."—શ્રી મોક્ષમાળા.

બોધરોગ શમહાણુ ને, શ્રદ્ધાભંગ મદકાર;
કુતર્ક ભાવરિપુ ચિત્તનો, પ્રગટ અનેક પ્રકાર. ૮૭

અર્થ:—બોધને રોગરૂપ, શમને અપાયરૂપ, શ્રદ્ધાને ભંગરૂપ, અને અભિમાન કરનારો એવો કુતર્ક વ્યક્તપણે ચિત્તનો અનેક પ્રકારે ભાવશત્રુ છે.

## વિવેચન

આ વિષમ કુતર્ક ગ્રહ જે કહ્યો, તે કેવો અનિષ્ટ ને દુષ્ટ છે, તેનું વિશેષ સ્વરૂપ અહીં કહ્યું છે. આ કુતર્ક (૧) બોધ પ્રત્યે રોગ જેવો છે, (૨) શમને અપાયરૂપ-હાનિરૂપ છે, (૩) શ્રદ્ધાનો ભંગ કરનારો છે, (૪) અને અભિમાનને ઉપજાવનારો છે. આમ તે અનેક પ્રકારે ચિત્તનો ભાવશત્રુ-પરમાર્થરિપુ છે.

## ચિત્તનો ભાવશત્રુ કુતર્ક

**૧. બોધરોગ**—આ કુતર્ક ગ્રહ બોધ પ્રત્યે-સમ્યગ્ જ્ઞાન પ્રત્યે રોગરૂપ છે, કારણ કે યથાવસ્થિત બોધનો-સાચી સમજણનો તે ઉપઘાત કરે છે. રોગ જેમ શરીરને હાનિ પહોંચાડે છે, નિર્બલ કરે છે, તેમ કુતર્ક પણ યથાર્થ બોધને નુકશાન પહોંચાડી નબળો બનાવે છે. જેમ રોગથી શરીરની શક્તિ ક્ષીણ થાય છે, અંગોપાંગ ઢીલા પડી જાય છે, ને શરીર કૃશ થઇ જાય છે, તેમ કુતર્કથી મનની ચિંતનશક્તિ કુંઠિત થવાથી બોધની શક્તિ ક્ષીણ થાય છે, બોધ શિથિલ-ઢીલો-પોચો બને છે, ને કૃશ થાય છે-દૂબળો પડી જાય છે. આમ કુતર્કથી બોધ 'માંદો' પડે છે.

એટલે માંદો માણસ જેમ ભારી ખોરાક પચાવી શકતો નથી-જીરવી શકતો નથી, તેમ કુતર્કગ્રહરૂપ રોગ જેને લાગુ પડ્યો છે એવો કુતર્કી જીવ ઉત્તમ શ્રુતજ્ઞાનરૂપ પરમાન્ન પચાવી શકતો નથી-જીરવી શકતો નથી, ઊલટું તેનાથી તો તેને અપચો અજીર્ણ થાય છે! એટલા માટે જ્ઞાની સત્પુરુષો કહે છે કે-'જેનો અસદ્ગ્રહ નાશ પામ્યો નથી, એવાને શ્રુતજ્ઞાન આપવું વર્ણાવવા લાયક નથી,-જેમ ખોડખાંપણવાળાને મોટી રાજ્યલક્ષ્મી આપવી યોગ્ય નથી તેમ. કાચા ઘડામાં રાખેલું પાણી જેમ પોતાનો અને ઘડાનો તરત નાશ કરે છે, તેમ અસદ્ગ્રહવંતને આપવામાં આવેલું શ્રુત તે બન્નેનો નાશ કરે છે. અસદ્ગ્રહથી ગ્રસાયેલને જે વિમૂઢ હિતોપદેશ આપવા જાય છે, તે મહાઉપકારી (!) કૂતરીના શરીર પર કસ્તૂરીનો લેપ કરે છે! કષ્ટથી પ્રાપ્ત થયેલ આગમ અર્થ જે અસદ્ગ્રહથી દૂષિતને

**કુગ્રહવંત બોધ અપાત્ર**

કુતર્કઃ કુતર્ક,-આગમનિરપેક્ષ એમ અર્થ છે. તે શું? તો કે-ચેતસઃ-ચિત્તનો, અંતઃકરણનો, વ્યક્ત-વ્યક્તપણે, ભાવશત્રુઃ-ભાવશત્રુ, પરમાર્થરિપુ. અનેકધા-અનેક પ્રકારે,-આર્યના અપવાદ આદિ કારણવડે કરીને.

આપે છે, તે સેંકડો યત્નથી મેળવેલું બીજ ઊખર ભૂમિમા વાવતાં ખેદ પામે છે! કારણ કે અસદ્ગ્રહવાન્ ગુરુ પાસેથી શાસ્ત્રો સાંભળે છે, પણ તેમની આજ્ઞા કદી પાળતો નથી, અને તે અસારગ્રાહી ચાલણીની જેમ પોતાનું વિવેચકપણું માને છે!' જેમ ચાલણી અસાર એવા કાંકરા પકડી રાખે છે, તેમ આ અસદ્ગ્રહવાન્ કાકરા જેવા અસાર દોષ પકડી રાખે છે! ને ઉલટું તેનુ અભિમાન રાખે છે કે હુ કેવો વિવેચક છું! 'આમ તેની ચતુરાઈ પણ દંભને માટે હોય છે, શાસ્ત્રજ્ઞાન પણ પાપને માટે હોય છે, પ્રતિભા-સંપન્નપણું પણ પ્રતારણા માટે—છેતરપીંડીને માટે હોય છે, ધીરપણું પણ ગર્વને માટે હોય છે! અહો! અસદ્ગ્રહવંતના ગુણોની વિપરીત સૃષ્ટિ હોય છે!' એટલા માટે જ અસદ્ગ્રહવંત રોગી બોધરૂપ દૂધપાક પચાવવાને યોગ્ય નથી.*

૨. શમાપાય—કુતર્ક શમને એટલે આત્મશાંતિને અપાયરૂપ—હાનિરૂપ થાય છે, ખલેલ પહોંચાડે છે, કારણ કે તે અસત્ અભિનિવેશ—કદાગ્રહ જન્માવે છે, ખોટા ખોટા મનના તરંગો કે તુરંગો ઉપજાવે છે, તેથી તે ચિત્તની શાંતિને ડોળી નાખે છે, ખળભળાવી મૂકે છે, ને જીવને વિભ્રમ દશામાં પાડી નાખે છે, હાવરો—બ્હાવરો બનાવી દે છે. 'શમરૂપ સુંદર ને શીતલ બાગને આ કુતર્કરૂપ આગની જ્વાલા બાળી નાખે છે, ને ઉજ્જડ વેરાન કરી મૂકે છે. આવા અસદ્ગ્રહરૂપ+ અગ્નિથી જેનું અંતર્ બળી ગયું છે, ત્યાં તત્ત્વનિશ્ચયરૂપ વેલી ક્યાંથી ઊગે? તો પછી પ્રશાંતિ—પુષ્પો અને હિતોપદેશ—ફલો તો બીજે જ શોધી લેવા! આ અસદ્ગ્રહથી જેની મતિ છવાઇ ગઇ છે એવો મનુષ્ય કુતર્કરૂપ દાતરડાવડે તત્ત્વ—વલ્લીને કાપી નાખે છે, રસથી દોષવૃક્ષને સિંચે છે, ને શમરૂપ સ્વાદિષ્ટ ફલને નીચે ફેંકી દે છે!'

૩. શ્રદ્ધાભંગ—કુતર્ક શ્રદ્ધાનો ભંગ કરે છે, કારણ કે તેથી આગમ અર્થની અપ્રતિપત્તિ—અસ્વીકાર થાય છે, સત્શાસ્ત્રની આસ્થામાં ભંગાણ પડે છે, આસ્થા તૂટે છે. કુતર્કરૂપ શલ્ય હોય છે, ત્યાલગી હૃદયમાં શ્રદ્ધા ચોટતી નથી. જેમ પત્થરવાળી ભૂમિમાં પાણી પ્રવેશતું નથી ને અંકુરો ફૂટતો નથી, તેમ અસદ્ગ્રહરૂપ પત્થરમય ચિત્તમાં સદ્-

---

* "असद्ग्रहो यस्य गतो न नाशं, न दीयमानं श्रुतमस्य शस्यम्।
न नाम वैकल्यकलंकितस्य, प्रौढा प्रदातु घटते नृपश्रीः॥
आमे घटे वारि धृतं यथा सद्विनाशयेत् स्वं च घटं च सद्यः।
असद्ग्रहग्रस्तमतेस्तथैव, श्रुतात्मदत्तादुभयोर्विनाशः॥" ઇત્યાદિ.

(વિશેષ આધાર માટે જુઓ)—શ્રી યશો૦ કૃત શ્રી અધ્યાત્મસાર.

\+ "असद्ग्रहाग्निज्वलितं यदंतः, क्व तत्र तत्त्वव्यवसायवल्लिः।
प्रशांतिपुष्पाणि हितोपदेशफलानि चान्यत्र गवेषयन्तु॥
कुतर्कदात्रेण लुनाति तत्त्ववल्लीं रसात्सिंचति दोषवृक्षम्।
क्षिपत्यधः स्वादुफलं शमाख्यमसद्ग्रहच्छन्नमतिर्मनुष्यः॥"—શ્રી અધ્યાત્મસાર.

ભાવ રસનો પ્રવેશ થતો નથી, ને વિશુદ્ધ બોધરૂપ અંકુરો ઉગતો નથી, એમાં સિદ્ધાંત વાણીનો શો અપરાધ વારુ? વ્રત આચરે, તપ પણ તપે, અને પ્રયત્નથી પિંડશુદ્ધિ કરે, તોપણ નિહ્નવોને ફળ નથી મળતું, તે અસદ્ગ્રહનો જ અપરાધ છે, કારણ કે તેઓને શ્રદ્ધા નથી.' થાળીમાં લાડવા પીરસ્યા હોય, પણ કોઇ ગળું દબાવે તો કેમ ખાઇ શકાય? તેમ 'સ્વબુદ્ધિરૂપ થાળી છે, તેમાં સદ્ગુરુરૂપ પીરસનારે કોઈ બોધરૂપ મોદક પીરસ્યા છે, પણ અસદ્ગ્રહરૂપ કોઈ એવો દુષ્ટ ગળચી દબાવનાર છે કે તે ગળે ઉતરવા દેતો જ નથી!' એટલે કે શ્રદ્ધા ઉપજવા દેતો જ નથી.*

૪. **અભિમાનકાર**—કુતર્ક અભિમાન કરનાર છે, મિથ્યાભિમાન ઉપજાવે છે. તે આગમથી નિરપેક્ષ હોય છે. કુતર્ક કરનારને પોતાની કુતર્કશક્તિનું અભિમાન ઉપજે છે કે હું કેવો બઠો હોશિયાર છું, કેવો ડાહ્યો (દોઢ) છુ, આગમમા કહેલી વાતને પણ હું મ્હારા તર્કબળથી કેવી ખોટી પાડું છું! ઇત્યાદિ પ્રકારે તે ખોટો ફાંકો રાખી આગમ-શાસ્ત્રની પણ પરવા કરતો નથી! પણ આ બધું તેનું મિથ્યા-ખોટું અભિમાન છે. કારણ કે× 'કાઇક ભણીને ને કાંઇક સાભળીને અસદ્ગ્રહથી જે પંડિતમાની-પોતાને પંડિત માને છે, તે ભલે વાણીનુ મુખ ચુંબે, પણ તેનું લીલારહસ્ય તે અવગાહતો નથી'

આમ આ **વિષમ** કુતર્ક-ગ્રહ બોધને રોગ ઉપજાવનારો, આત્મશાંતિમાં અંતરાય પહોંચાડનારો, શ્રદ્ધાને ભાંગનારો, અને મિથ્યાભિમાનને જન્માવનારો હોય છે. અન્યત્ર પણ કહ્યું છે કે:—

"शमारामानलज्वाला हिमानी ज्ञानपङ्कजे ।
श्रद्धाशल्यं स्मयोल्लासः कुतर्कः सुनयार्गला ॥" શ્રી યશોવિજયજીકૃત, દ્વા. દ્વા ૨૩

અર્થાત્—કુતર્ક શમરૂપ બગીચા પ્રત્યે અગ્નિજ્વાલા છે, જ્ઞાનરૂપ કમળને કરમાવવામાં હિમ જેવો છે, શ્રદ્ધાને શૂળરૂપ છે, ગર્વના ઉલ્લાસરૂપ છે, ને સુનય પ્રત્યે આગળીઆરૂપ છે.

અને આમ છે એટલા માટે જ આ કુતર્ક ચિત્તનો-અંતઃકરણનો અનેક પ્રકારે

* "असद्ग्रहग्रावमये हि चित्ते, न क्वापि सद्भावरसप्रवेशः ।
इहांकुरश्चित्तविशुद्धबोधः, सिद्धांतवाचां बत कोऽपराधः ॥
स्थाले स्वबुद्धिः सुगुरोश्च दातुरुपस्थिता काचन मोदकाली ।
असद्ग्रहः कोऽपि गलेग्रहीता, तथापि भोक्तुं न ददाति दुष्टः ॥"-શ્રી અધ્યાત્મસાર

× "अधीत्य किंचिच्च निशम्य किंचिदसद्ग्रहात्पंडितमानिनो ये ।
मुखं सुखं चुंबितमस्तु वाचो लीलारहस्यं तु न तैर्जगाहे ॥"—શ્રી અધ્યાત્મસાર

ભાવશત્રુ છે, પરમાર્થરિપુ છે. બાહ્ય શત્રુ જેમ ભૂંડું કરે છે, અહિત કરે છે, તેમ આ ભાવશત્રુ જીવનું અકલ્યાણ કરવામાં કાંઈ બાકી રાખતો નથી, કારણ કે એના કારણે આર્ય પરમપૂજ્ય એવા સત્પુરુષ–સદાગમ આદિનો અનાદર થાય છે, આશાતના–અવિનય–અપવાદ વગેરે નીપજે છે, અને તેથી જીવનું ભારી અકલ્યાણ થાય છે. શત્રુ જેમ સર્વનાશ કરવામાં સદા તત્પર હોય છે, તેમ જીવનો આ ભાવશત્રુરૂપ કુતર્ક સદાય ચિત્તશક્તિનો હ્રાસ કરતો રહી, સર્વનાશ કરવા સદાય તત્પર રહ્યા કરે છે. એટલે જે કુતર્ક કરે છે, તે **પોતે** પોતાના દુશ્મનનું કામ કરે છે! પોતે પોતાનો વૈરી બને છે!

**કુતર્ક ચિત્તનો પ્રગટ ભાવશત્રુ**

અને કારણ કે એમ છે, તેથી શું? તે માટે કહે છે—

> कुतर्केऽभिनिवेशस्तन्न युक्तो मुक्तिवादिनाम् ।
> युक्तः पुनः श्रुते शीले समाधौ च महात्मनाम् ॥ ८८ ॥

> કુતર્કે અભિનિવેશ ના, મુક્તિવાદીને યુક્ત;
> પણ શ્રુત શીલ સમાધિમાં, મહાત્મને એ યુક્ત. ૮૮

**અર્થ**:—તેથી કરીને મુક્તિવાદીઓને–મુમુક્ષુઓને કુતર્કમાં અભિનિવેશ કરવો યુક્ત નથી; પણ શ્રુતમાં, શીલમાં અને સમાધિમાં અભિનિવેશ કરવો એ મહાત્માઓને યુક્ત છે.

## વિવેચન

આવા જે ઉપરમાં કહ્યા તે લક્ષણવાળા કુતર્કમાં અભિનિવેશ કરવો તે મુક્તિવાદીઓને–સંન્યાસીઓને–મુમુક્ષુઓને કોઈ પણ રીતે યુક્ત નથી, કારણ કે યુક્તિમાં મતિને ન જોડવી× અને મતિમાં યુક્તિને પરાણે જોડવી એ અસદ્ગ્રહરૂપ અભિ-

---

**વૃત્તિઃ**-**कुतर्के**—ઉક્ત લક્ષણવાળા કુતર્કમાં, **अभिनिवेशः**–અભિનિવેશ, તેવા પ્રકારે તેના ગ્રહરૂપ. શું? તો કે-**न युक्तः**-યુક્ત નથી. કોને? તો કે-**मुक्तिवादीनाम्**-મુક્તિવાદીઓને, સંન્યાસીઓને. **युक्त. पुनः**-પણ યુક્ત છે, **श्रुते**-શ્રુતમાં, આગમમાં, **शीले**-શીલમાં, પરદ્રોહથી વિરતિ લક્ષણવાળા શીલમાં, **समाधौ च**-અને સમાધિમાં, ધ્યાનના ફલભૂત સમાધિમાં, **महात्मनाम्**-મહાત્માઓને, મુક્તિવાદીઓને અભિનિવેશ યુક્ત છે.

× "नियोजयत्येव मतिं न युक्तौ युक्तिं मतौ यः प्रसभं नियुंक्ते ।
असद्ग्रहादेव न कस्य हास्योऽजले घटारोपणमादधानः ॥—શ્રી અધ્યાત્મસાર.

"आग्रही बत निनीषति युक्तिं, तत्र यत्र मतिरस्य निविष्टा ।
पक्षपातरहितस्य तु युक्तिर्यत्र तत्र मतिरेति निवेशं ॥"—શ્રી હરિભદ્રાચાર્યજી

"मनोवत्सो युक्तिगवीं मध्यस्थस्यानुधावति ।
तामाकर्षति पुच्छेन तुच्छाग्रहमनःकपिः ॥"—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મોપનિષદ્.

મુમુક્ષુને કુતર્ક નિવેશનું લક્ષણ છે, અને તે પાણી ન હોય ત્યાં ઘડો નાંખવા જેવું

અયુક્ત

હાસ્યાસ્પદ છે! 'મધ્યસ્થ પુરુષનું મનરૂપી વાછડું યુક્તિરૂપી ગાયની પાછળ દોડે છે-યુક્તિને અનુસરે છે, પણ તુચ્છ આગ્રહીનું મનરૂપી વાંદરૂં તે યુક્તિરૂપી ગાયને પુંછડાથી ખેંચે છે!'—યુક્તિની ખેંચતાણ કરે છે! આવો તુચ્છ આગ્રહરૂપ અભિનિવેશ મુમુક્ષુ જીવે કરવા યોગ્ય નથી, કારણ કે મુમુક્ષુ તો માત્ર મોક્ષનો જ અભિલાષી હોય છે, આત્માર્થ શિવાય બીજી કોઈ ઈચ્છા કે મનરોગ તેને હોતો નથી.

'કામ એક આત્માર્થનું, બીજો નહિં મનરોગ' શ્રીમદ્ રાજચંદ્રજી

અને આ કુતર્કનો અભિનિવેશ તો મોક્ષનો પ્રતિપક્ષી ને આત્માર્થનો વિરોધી છે-બાધક છે, કારણ કે મુમુક્ષુ જીવ સદ્બોધને ઇચ્છે છે, ને કુતર્ક તો બોધને રોગરૂપ થઈ

કુતર્ક મુક્તિવિરોધી

પડી તેનો હ્રાસ અથવા ધ્વંસ કરે છે. મુમુક્ષુ શમને—આત્મશાંતિને સંતિમગ્નને ઝંખે છે, ને કુતર્ક તો શમને અપાયરૂપ હોઈ હાનિ પહોંચાડે છે મુમુક્ષુ જીવ શ્રદ્ધાને સન્માર્ગનું પ્રથમ પગથીયું માની તેમાં સ્થિર થવાનો પ્રયત્ન કરે છે, ને કુતર્ક તો શ્રદ્ધા ભંગ કરાવી તેને ડગમગાવી મૂકે છે. મુમુક્ષુ તો 'आणाए धम्मो आणाए तवो' 'આજ્ઞાએ ધર્મ ને આજ્ઞાએ તપ' એમ જાણી અત્યંત નમ્રપણે સદા આજ્ઞાપ્રધાન રહેવા મથે છે; ને કુતર્ક તો સ્વચ્છંદપ્રધાન હોઈ જીવને મિથ્યાભિમાન ઉપજાવે છે આમ કુતર્ક અનેક પ્રકારે જીવનો ભાવશત્રુ છે. એટલે મુમુક્ષુપણાને ને કુતર્કને કયારેય પણ કોઈ પણ પ્રકારની કંઈ પણ મળતી પાણુ આવતી નથી, બન્નેમાં આકાશ-પાતાલનું અંતર છે, પ્રકાશ-અંધકાર જેવો પ્રગટ ભેદ છે, એ બન્નેનો કોઈ કાળે મેળ ખાય એમ નથી.

માટે સાચો મુમુક્ષુ હોય તે પોતાના ઇષ્ટ પ્રયોજનમાં વિઘ્નકર્તા એવા કુતર્કને કેમ ગ્રહણ કરે વારુ? અને ગ્રહણ ન કરે-દૂરથી પણ ન સ્પર્શે, તો પછી તેમાં અભિનિવેશ-આગ્રહરૂપ પકડ તો કેમ જ કરે? ખરેખર! સાચો મોક્ષાભિલાષી હોય, તે તો કુતર્કરૂપ અસદ્ગ્રહને આત્મચંદ્ર પ્રત્યે રાહુરૂપ જાણતો હોઈ, તે કુતર્ક-ગ્રહણને ગ્રહવા ઇચ્છે જ નહિં; કુતર્કગ્રહને ભૂત પિશાચરૂપ બલાનો વળગાડ જાણતો હોઇ, તે બલાને વળગવા ઈચ્છે જ નહિ; કુતર્ક ગ્રહને ગ્રાહરૂપ-મગરરૂપ જાણતો હોઈ, તેનાથી ગ્રહાવા-તેના સકંજામાં આવવા ઈચ્છે જ નહિં. તે તો તે કુતર્કબલાથી સદા દૂર જ ભાગે, કદી પણ તેમાં અભિનિવેશ કરે જ નહિં. અને એમ જ કરવું મુમુક્ષુને યુક્ત છે, કારણ કે યોગમાર્ગના જ્ઞાતાપુરુષોએ ભાવિકાળના યોગીજનોના હિત અર્થે મોહાંધકાર પ્રત્યે આ લાલબત્તીરૂપ વચન કહ્યું છે કે-'તેવા તેવા પ્રકારે વાદો× અને પ્રતિવાદો કરતાં તત્ત્વનો અંત પમાતો

× "वादांश्च प्रतिवादांश्च वदन्तो निश्चितांस्तथा ।
तत्त्वान्तं नैव गच्छन्ति तिलपीलकवद्गतौ ॥" શ્રી યોગબિંદુ.

નથી,–ઘાણીના બેલની જેમ.' આંખે પાટા બાંધેલો-ઘાણીનો બેલ આખો વખત ભમ્યા કરે, પણ કેટલું ચાલ્યો તેનું તેને ભાન નથી હોતું; તેમ પોતપોતાના પક્ષના અભિનિવેશથી અંધ થયેલા વાદીઓ વિચિત્ર પ્રકારે વાદ વદે છે, છતાં ઓલાઇ રહેલા તત્ત્વને તો તેઓ પામતા નથી!

"તર્ક વિચારે રે વાદપરંપરા રે, પાર ન પ્હોંચે કોય;
અભિમત વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય.
....પંથડો નિહાળું રે બીજા જિનતણો."—શ્રી આનંદઘનજી

**શીલાદિમાં અભિનિવેશ યુક્ત**

એટલા માટે મુમુક્ષુ જીવે કુતર્કમાં બીલકુલ અભિનિવેશ કરવો યોગ્ય નથી. પણ આ મહાત્મા મુમુક્ષુઓને જો કયાંય પણ અભિનિવેશ કરવો યોગ્ય હોય, તો તે શ્રુતમાં–સદાગમમાં કરવો યોગ્ય છે,' પરદ્રોહથી વિરતિ લક્ષણવાળા શીલમાં–શુદ્ધ ચારિત્રમાં કરવો યોગ્ય છે, અને ધ્યાનના ફલરૂપ સમાધિમાં કરવો યોગ્ય છે. કારણ કે શ્રુત, શીલ ને સમાધિ જ એવા શુભ સ્થાનક છે, કે જ્યાં અભિનિવેશ કરવો એટલે કે અંતઃપ્રવેશ કરવો, દૃઢ આગ્રહ ધરવો, દૃઢતાથી વળગી રહેવું, મજબૂત પકડ કરવી,–એ આત્માર્થી મુમુક્ષુને હિતાવહ હોઇ યુક્ત છે, પરમ પ્રશસ્ત છે. જો કે આગ્રહરૂપ–કદાગ્રહરૂપ, મતાગ્રહરૂપ અભિનિવેશ તો સર્વથા અનિષ્ટ હોઇ સર્વત્ર વર્જ્ય જ–ત્યાગવા યોગ્ય જ છે; તો પણ અત્રે જે શ્રુત આદિમાં અભિનિવેશ કહ્યો, તે કદાગ્રહના અર્થમા નથી, પણ સદાગ્રહરૂપ–સત્યાગ્રહરૂપ પ્રશસ્ત અર્થમા છે; અત્રે અભિનિવેશ એટલે **અત્યંત અંતઃપ્રવેશ** એમ અર્થ ઘટે છે. આમ શ્રુતમાં અભિનિવેશ કરવો એટલે શ્રુતને દૃઢ ભક્તિથી આરાધવું, શ્રુત સાગરમાં ઊંડો પ્રવેશ કરી તેના અર્થનું અવગાહન કરવું. શીલમા અભિનિવેશ કરવો એટલે શીલને–શુદ્ધ ચારિત્રને દૃઢપણે, ચુસ્તપણે, મક્કમપણે વળગી રહેવું, ચીટકી રહેવું, શીલને અખંડ અભંગપણે સેવવું. સમાધિમાં અભિનિવેશ કરવો એટલે દૃઢતાથી સમાધિમા પ્રવેશી અક્ષોભ રહેવું, 'ઘોર× પરીષહ કે ઉપસર્ગ ભયે કરી, આવી શકે નહિં તે સ્થિરતાનો અંત જો,'–એવી અખંડ આત્મસમાધિ પ્રાપ્ત કરવી.

આમ પ્રશસ્ત અર્થમાં–શ્રુત, શીલ ને સમાધિની દૃઢ આરાધનાના સમર્થ અર્થમાં, શ્રુત–શીલ-સમાધિ પ્રત્યે અભિનિવેશ કરવો તે મુમુક્ષુને સર્વથા યોગ્ય છે; કારણ કે તે શ્રુત–શીલ–સમાધિ મુમુક્ષુ જોગીજનના મોક્ષરૂપ ઇષ્ટ પ્રયોજનની સિદ્ધિના ઉત્તમ સાધન છે, માટે તેની દૃઢ લગનીરૂપ આરાધના કરવી, રઢ લગાડીને તેની પાછળ મંડી પડવું, તેમાં અભિનિવેશ–અત્યંત તન્મયતારૂપ પ્રવેશ કરવો તે મુમુક્ષુને અત્યંત યોગ્ય છે

× જુઓ શ્રીમદ્ રાજચંદ્રજીકૃત અપૂર્વ અવસરવાળું અત્યંત સુપ્રસિદ્ધ અમર કાવ્ય.

बीजं चास्य परं सिद्धमवन्ध्यं सर्वयोगिनाम् ।
परार्थकरणं येन परिशुद्धमतोऽत्र च ॥ ८९ ॥

આનું બીજ સહુ યોગિને, સિદ્ધ અવધ્ય પ્રધાન;
પરોપકાર પરિશુદ્ધ જે, એથી એહ આ સ્થાન. ૮૯

અર્થઃ—અને આ શ્રુત આદિનું પરમ બીજ, સર્વ યોગીઓને સિદ્ધ એવું અવધ્ય-અચૂક ફલ દેનારું પરિશુદ્ધ પરાર્થકરણ( પરોપકાર ) છે; એટલા માટે અત્રે પણ અભિનિવેશ કરવો યુક્ત છે.

## વિવેચન

" પ્રભુ ભજો, નીતિ સમજો, પરઠો પરોપકાર. "—શ્રીમદ્ રાજચંદ્રજી

અને આ ઉપરમાં જે અભિનિવેશ કરવા યોગ્ય-લગની લગાડવા યોગ્ય, એવા શ્રુત, શીલ ને સમાધિ કહ્યા, તેનું પણ સર્વ યોગીઓને સિદ્ધ થયેલું-પ્રતિષ્ઠિત થયેલું પરમ કારણ શું છે? તે અહીં પ્રગટ કર્યું છેઃ-એ શ્રુતાદિનું પણ પરમ બીજરૂપ પ્રધાન કારણ પરાર્થકરણ છે, એટલે કે પર પ્રયોજનના નિષ્પાદનરૂપ પરોપકાર છે. એમ કુલયોગી વગેરે સર્વ યોગીઓએ સંમત કરેલું છે, પ્રતિષ્ઠિત કરેલું છે. અને આ પરોપકારરૂપ બીજ શ્રુતાદિની પ્રાપ્તિરૂપ અમોઘ-અચૂક ફલ આપનારું છે. આ પરોપકાર કાર્યમાં અન્ય કોઈનો ઉપઘાત ન થવો જોઈએ, બીજા કોઈને બાધા ન ઉપજવી જોઈએ, એવું તે સર્વથા પરિશુદ્ધ હોવું જોઈએ આવા પરિશુદ્ધ પરોપકારમાં અભિનિવેશ કરવો, લગની લગાડવી, તે મુમુક્ષુ મહાત્માઓને યુક્ત છે, કારણ કે આ પરોપકાર શ્રુતાદિ કારણનું પણ કારણ છે. એટલા માટે મુમુક્ષુએ પરોપકારી થવું, પરોપકાર કાર્યના વ્યસની થવું, એમ સત્પુરુષોનો ઉપદેશ છે. શ્રી વ્યાસજીએ ભાગવતમાં કહ્યું છે કે—'परोपकारः पुण्याय पापाय परपीडनम् ।'

**શુદ્ધ પરોપકારમાં અભિનિવેશ યુક્ત**

એટલે મોક્ષાભિલાષી મુમુક્ષુ જીવે પોતાના તન, મન, ધન ને વચનની સમસ્ત શક્તિ

વૃત્તિઃ-बीजं चास्य—અને આનુ-શ્રુતાદિનું બીજ, परं सिद्धं-પરમ સિદ્ધ, પ્રધાન પ્રતિષ્ઠિત, अवन्ध्यं-અવધ્ય, નિયત ફલદાયી, ચોક્કસ ફલ આપનારું, सर्वयोगिनाम्-સર્વયોગીઓને, કુલયોગી પ્રમુખ સર્વ યોગીઓને. તે શું ? તે માટે કહ્યું-परार्थकरणं-પરાર્થકરણ, પરપ્રયોજનનું નિષ્પાદન, ( પરોપકાર ) येन-જેથી, જે કારણથી, परिशुद्धं-પરિશુદ્ધ, અન્યના અનુપઘાતથી, બીજાનો ઉપઘાત નહિં કરવા થકી, अतो-આથી, આ કારણ થકી, अत्र च-અત્રે પણ, આ પરાર્થકરણમાં ( પરોપકારમાં ) પણ અભિનિવેશ યુક્ત છે.

અન્ય જીવોના ઉપકારને અર્થે ખર્ચવી એજ ઉચિત છે. પોતાના શરીરને તે પોતાનાથી બને તેટલી પર સેવા કાર્યમાં અર્પણ કરે, પોતાના મનને તે પરહિત-ચિંતાના કાર્યમાં વ્યાપૃત કરે, પોતાના વચનને તે પરનું ભલું થાય એવા સત્ પ્રયોજનમાં પ્રયુક્ત કરે, પોતાના ધનને તે દીન-દુઃખીના દુઃખદલનમાં વિનિયોજિત કરે, અને જનકલ્યાણના ઉત્કર્ષરૂપ સેવા કાર્યમાં પોતાનો બનતો ફાળો આપે, કારણ કે સંતજનોની વિભૂતિઓ પરોપકારાર્થ હોય છે. 'परोपकाराय सतां विभूतयः।' અને આવું જે પરોપકાર કૃત્ય છે તે 'પરિશુદ્ધ' અર્થાત્ સર્વથા શુદ્ધ હોવું જોઇએ. એટલે આમાં બીજા જીવનો ઉપઘાત ન થાય, એકના ભોગે બીજાનો ઉપકાર ન થાય, એ ખાસ જોવું જોઇએ. કોઇ પણ જીવને કંઇપણ દુઃખ-કિલામણા ઉપજાવ્યા વિના જે કરવામાં આવે તે જ પરિશુદ્ધ પરોપકાર છે. તેમજ આ પરોપકાર કૃત્યમાં આ લોક-પરલોક સંબંધી કંઇ પણ ફલ અપેક્ષા નજ હોવી જોઇએ, પરોપકાર કૃત્ય સર્વથા **નિષ્કામ** જ હોવું જોઇએ, અને તો જ તે 'પરિશુદ્ધ' ગણાય.

**તન,મન,ધનથી પરોપકાર**

કુતર્કની અસારતા જ બતાવવા માટે કહે છે—

**अविद्यासंगताः प्रायो विकल्पाः सर्व एव यत्।**
**तद्योजनात्मकश्चैष कुतर्कः किमनेन तत् ॥ ९० ॥**

અવિદ્યાસંગત પ્રાય તો, હોય વિકલ્પ તમામ;
તસ યોજકજ કુતર્ક આ, તેથી એનું શું કામ? ૯૦

**અર્થ**:—ઘણું કરીને સર્વેય વિકલ્પો અવિદ્યાસંયુક્ત હોય છે, અને તે વિકલ્પના યોજનરૂપ આ કુતર્ક છે. તેથી કરીને આ કુતર્કથી શું?

## વિવેચન

"જહાં કલપના જલપના, તહાં માનો દુઃખ છાંઇ;
મિટે કલપના જલપના, તબ વસ્તુ તિન પાઇ."—શ્રીમદ્ રાજચંદ્રજી

સર્વેય વિકલ્પો-શબ્દવિકલ્પો ને અર્થવિકલ્પો પ્રાયે કરીને અવિદ્યાસંગત હોય

---

वृत्तिः-अविद्यासंगताः—અવિદ્યાસંગત, જ્ઞાનાવરણીય આદિથી સંપૃક્ત-સંયુક્ત, प्रायो-પ્રાયે, બાહુલ્યથી, विकल्पाः सर्व एव-વિકલ્પો સર્વેય,-શબ્દ વિકલ્પો, અને અર્થ વિકલ્પો, यत्-કારણ કે, तद्योजनात्मकश्च-અને તેનો યોજનાત્મક, તે વિકલ્પનો યોજનાત્મક, एषः-આ,-ગોમય-પાયસ આદિ વિકલ્પ કરવાવડે કરીને, कुतर्कः-કુતર્ક-ઉક્ત લક્ષણવાળો છે. किमनेन तत्-તેથી કરીને એનાથી શું? એનું શું કામ છે? કંઇ નહિં, એમ અર્થ છે.

છે, એટલે કે જ્ઞાનાવરણીય આદિથી સંયુક્ત હોય છે. જ્યાં જ્યાં વિકલ્પ છે ત્યાં ત્યાં તેની સાથે અવિદ્યા અવશ્ય જાય જ છે, ને ત્યાં ત્યાં અવશ્ય જ્ઞાનાવરણીય આદિનો ઉદય હોય જ છે. અને તે **અવિદ્યાસંગત વિકલ્પોનો** યોજક-યોજનારો-ગોઠવનારો આ કુતર્ક છે. આ છાણુ છે તે દૂધ કેમ નહિં? આ દૂધ છે તે છાણુ કેમ નહિં? ઈત્યાદિ પ્રકારના અસમંજસ વિકલ્પનો ઉત્પાદક કુતર્ક જ છે અવિદ્યારૂપ× શિલ્પી-કડીઓ વિકલ્પરૂપ કલ્પનાની શિલા ઘડે છે! અને કુતર્ક તે કલ્પનાની શિલાની યોજના કરે છે, ગોઠવે છે, એક બીજા સાથે સલાડે છે! એટલે મૂળ શિલ્પકાર જ ખોટો! તેનું શિલ્પ-ઘડતર પણ કલ્પનારૂપ, બધુંય હવામાં! હવાઇ કિલ્લા જેવું! Castles in the air! ને તે હવાઇ કિલ્લાની શિલાને સલાડનારો પાછો કુતર્ક! એટલે પછી બધુંય ચણુતર ખોટામાં ખોટું કલ્પિત ને હવાઈ જ હોય ને! અને તે બાધવા જાય તેના પણુ ભાંગીને ભુક્કા જ થાય કે બીજું કાંઇ!

**વિકલ્પનો યોજક કુતર્ક**

> "મૂરખ જીવ ધરે ચિત્તમેં કહા, જલ્પ વિકલ્પ સદા દુઃખદાયી;
> ધ્યાવહુ બ્રહ્મ સદા અતિ ઉજ્જ્વલ, દૂર તજો સબ સોજ પરાઈ."
>
> શ્રી દેવચંદ્રજીકૃત દ્રવ્યપ્રકાશ

તો પછી આવા અવિદ્યાપ્રેરિત વિકલ્પને ગોઠવનારા કુતર્કનું શું કામ છે? શું પ્રયોજન છે? કંઇ જ નહિં. વિકલ્પનું મૂળ અવિદ્યા છે ને તેને પોષનારો કુતર્ક છે, તો પછી આવા દુષ્ટ અનિષ્ટ અનર્થકારક ને હળાહળ ખોટા કુતર્કને કયો વિબુધ ભજે વારુ? અવિદ્યાજન્ય વિકલ્પથી જ આ સંસારની ઉત્પત્તિ થાય છે, તો પછી સંસારનો અંત ઇચ્છનારો મુમુક્ષુ વિકલ્પનો આશ્રય કેમ કરે? સમસ્ત તત્ત્વજ્ઞાનના ઉત્તમ નિષ્કર્ષરૂપ-નિચોડરૂપ અત્યંત સમર્થ અનુભવવચન તાત્ત્વિકશેખર **શ્રીમદ્ રાજચંદ્રજીએ** ઉચ્ચાર્યા છે કે-

> "ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
> અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહિં વાર."

તેમજ—

**जातिप्रायश्च सर्वोऽयं प्रतीतिफलबाधितः ।
हस्ती व्यापादयत्युक्तौ प्राप्ताप्राप्तविकल्पवत् ॥ ९१ ॥**

---

वृत्तिः— जातिप्रायश्च-અને જાતિપ્રાય, દૂષણાભાસપ્રધાન, सर्वोऽयं-આ સર્વ કુતર્ક, प्रतीतिफलबाधितः-પ્રતીતિ-ફલથી બાધિત છે એટલા માટે. એ જ કહે છે-हस्ती व्यापादयत्युक्तौ-હાથી મારી નાખશે એવું વચન કહાવતે કહે,-કોની જેમ? તે માટે કહ્યુ-प्राप्ताप्राप्तविकल्पवत्-પ્રાપ્ત-અપ્રાપ્તના વિકલ્પની જેમ.

× "विकल्पकल्पनाशिल्पं प्रायोऽविद्याविनिर्मितम् ।
तद्योजनात्मकश्चात्र कुतर्कः किमनेन तत् ॥"—દ્વા. દ્વા

પ્રતીતિ-ફલ બાધિત આ, જાતિપ્રાય સહુ જલ્પ;
જયમ 'હાથી હણશે' કહ્યે, પ્રાપ્ત-અપ્રાપ્ત વિકલ્પ. ૯૨.

**અર્થ**:—અને પ્રતીતિફલથી બાધિત એવો આ સર્વ કુતર્ક જાતિપ્રાય છે-દૂષણાભાસ-પ્રધાન છે 'હાથી મારી નાખશે' એવું કહ્યે, હાથી પામેલાને-પાસે રહેલાને હણશે ? કે નહિં પામેલાને-દૂર રહેલાને હણશે ?-એવા વિકલ્પની જેમ.

## વિવેચન

અને જે આ સર્વ કુતર્ક છે તે સર્વ જાતિપ્રાય છે, **દૂષણાભાસપ્રધાન** છે. જ્યાં હોય ત્યાં દૂષણાભાસ શોધી કાઢવું એ એનું કામ છે! દૂષણ નહિં-પણ દૂષણ જેવો આભાસ આપતું, દૂષણ જેવું દેખાતું કંઇ પણ છિદ્ર શોધી કાઢવું એ કુતર્કનું કામ છે! 'દૂધમાંથી પોરા કાઢવા' જેવું છલ નિર્દોષ નિરવદ્ય વસ્તુમાં પણ શોધી કાઢવું એ ખલ કુતર્કનું કુશલપણું છે!

"वाच्युक्ते साधने प्रोक्तदोषाणामुद्भावनम् ।
दूषणं निरवद्ये तु दूषणाभासनामकम् ॥" શ્રી સિદ્ધસેનદિવાકરકૃત ન્યાયાવતાર

આવો આ કુતર્ક પ્રતીતિથી અને ફલથી બાધિત છે, એટલે કે ગમે તેવા કુતર્કથી પણ પ્રતીતિ ઉપજતી નથી, અને તે માન્યામા આવતો નથી, સર્વદા સંશયાત્મકતા જ રહે છે. ને 'संशयात्मा विनश्यति' સંશયી જીવ વિનાશ પામે છે. તેમજ તેથી કાંઈ ફલ પ્રયોજન સિદ્ધ થતું નથી. ખાલી નકામી માથા-ફોડ થાય છે. એ માટે અત્રે **રમૂજી દષ્ટાંત** રજૂ કર્યું છે કે-હાથી મારી નાખશે એમ મહાવતે કહ્યે, હાથી પાસે રહેલાને હણે? કે દૂર રહેલાને હણે? એવો વિકલ્પ જેમ કોઇ બઠર-જડ કરે, તેની જેમ અત્રે સમજવાનું છે. 'દૂર નિકટ હાથી હણેજી, જયમ એ બઠર વિચાર' આ **દષ્ટાંતનો** સાર આ પ્રમાણે:-

**કુતર્ક પ્રતીતિ-ફલ બાધિત**

---

કોઇ નૈયાયિક છાત્ર (વિદ્યાર્થી) કયાંકથી આવ્યો અવશ-નિરંકુશ થઇ ગયેલા ગાંડા હાથી પર ચઢેલા કોઇએ બૂમ મારી 'અરે! અરે! જલ્દી દૂર ખસી જા! (નહિં તો) હાથી મારી નાખશે' એટલે તેવા પ્રકારે જેને ન્યાયશાસ્ત્ર પરિચુત નહોતું-જે ભણ્યો પણ ગણ્યો ન્હોતો એવા તેણે કહ્યું-'રે રે! બઠર! આમ યુક્તિબાહ્ય કેમ પ્રલપે છે? કારણ કે, શું આ પ્રાપ્તને હણે છે? કે અપ્રાપ્તને? આદ્ય પક્ષમાં ત્હારી જ વ્યાપત્તિનો (મરણનો) પ્રસંગ છે,-પ્રાપ્તિભાવને લીધે એમ જ્યાં તે કહે છે, ત્યાં તો તેને હાથીએ ગ્રહ્યો-પકડ્યો. તેને માંડ માંડ મ્હાવતે મૂકાવ્યો.

જાતિપ્રાયતા તો સર્વત્ર ભિન્ન અર્થ ગ્રહણ સ્વભાવવાળા સંવેદનના વેદનમાં હોય છે,-તદ્દગત (તેમાં પ્રાપ્ત થતા) આકારરૂપ વિકલ્પનના એકપ્રાયપણાને લીધે, એમ અન્યત્ર ચર્ચવામાં આવ્યું છે.

